# The Black Hills

# KUTCH

In history and legend:

A study in

Indian Local Loyalties



L. F. RUSHBROOK WILLIAMS
*Quondam Fellow of All Souls College*



WEIDENFELD AND NICOLSON
7 Cork Street London WI

## કચ્છી ગીત–વતન પ્રેમ

અસીં માડુ કચ્છ જા, કચ્છ વતન જા;
અસીં માડુ કોડીલા, કચ્છ વતન જા.

'નવાણે' જા નીર મિઠા, કચ્છ વતન જા,
મઈયન જા ખીર મિઠા, કચ્છ વતન જા. અસીં૦

પાણી ને પવન મિઠા, કચ્છ વતન જા;
માડુએં જા મન મિઠા, કચ્છ વતન જા. અસીં૦

કારાણી ચેં કચ્છ મથા, કચ્છ વતન જા;
તન–મન કુલભાન મિઠા, કચ્છ વતન જા. અસીં૦

# આ મુ ખ

મારા ઘણા હિન્દી તેમજ અંગ્રેજ મિત્રો મને પૂછે છે, કે કચ્છ જેવા એક ખૂણામાં પડેલા પ્રદેશ માટે એવું ખાસ શું નોંધપાત્ર છે, કે હું તે વિષે પુસ્તક લખવા પ્રેરાયો છું.

કચ્છનો પ્રદેશ સદીઓ સુધી હિન્દુસ્તાનના અન્ય વિસ્તારોથી કંઈક અલગ રહેલો હતો, એ હકીકત છે. પરંતુ તેનો અર્થ એમ નથી, કે કચ્છને દુનિયાના બીજા ભાગો સાથે કાંઇ સંબંધ નહોતો. કચ્છે એક પ્રકારની અનોખી અસ્મિતા સર્જી હતી. હિંદ સ્વતંત્ર બન્યું ત્યારે પણ કચ્છનું આગવું સ્થાન સ્વીકારવામાં આવ્યું હતું. અને આઠ વરસ સુધી કચ્છનો વહીવટ એક જુદા પ્રાન્ત તરીકે કેન્દ્ર સરકારે પોતાને હસ્તક રાખ્યો હતો. આ મહત્વનાં વરસો દરમ્યાન કચ્છના જુદાપણાની ભાવનાઓનો ધીમે ધીમે લોપ થતો ગયો, પરિણામે હિન્દુસ્તાનથી સૈકાઓ સુધી અલગ રહ્યા બાદ સમગ્ર હિન્દુસ્તાનનો હવે કચ્છ, એક અવિભાજ્ય ભાગ બની ગયો છે.

આ પરિવર્તનથી કચ્છની અમુક લાક્ષણિકતાઓ અલબત્ત ઓછી થઇ છે. પરંતુ કચ્છનું મહત્ત્વ તો જરૂર વધતું જાય છે.

રાજકીય, આર્થિક તેમજ ભૌગોલિક પરિબળોના કારણે કચ્છનું સ્થાન હિન્દી સંઘમાં વધારે અને વધારે મહત્ત્વ પૂર્ણ બની રહ્યું છે. અર્ધદ્વીપ સમા આ પુરાતન પ્રદેશનું હાલે જે રીતે નવસર્જન થઇ રહ્યું છે, તેની સમગ્ર અસર હિન્દુસ્તાનના આંતરપ્રાદેશિક તેમજ આંતરરાષ્ટ્રીય વ્યવહાર તથા વ્યાપાર ઉપર થશે એ નિઃશંક છે.

સમગ્ર રાષ્ટ્રના આર્થિક આયોજનના વિશાળ માળખામાં, કચ્છ જેવા એક નાના દેખાતા પ્રદેશે અગત્યનું સ્થાન કેવી રીતે સંપાદન કર્યું છે, તે સહજ સમજી શકાય તેમ ન હોતાં, આ બાબત જરૂર લખવા યોગ્ય છે એમ મને તો લાગ્યું. જે કાંઇ કહેવામાં આવે છે, તેનાં મૂળ કચ્છના ભૂતકાળના ઊંડાણમાં રહેલાં છે. તેનું સાચું મહત્ત્વ તો ભવિષ્ય જ પુરવાર કરશે.

સમગ્ર હિન્દમાં જે ઐતિહાસિક ઘટનાઓ બની છે, તેવી જ ઘટનાઓ, અલબત્ત નાના સ્વરૂપે, કચ્છના ઇતિહાસમાં પણ બનવા પામી છે. વારંવાર થતાં વિદેશી આક્રમણો, જુદી જુદી સંસ્કૃતિઓનું મિશ્રણ, રાષ્ટ્રીય ભાવનાનો ઉદ્‌ભવ વગેરે હકીકતો વાળો કચ્છનો ઇતિહાસ, રોમાંચક કહાણીઓ તથા ઉપકથાઓથી ભરપૂર છે. કંઠસ્થ જળવાયેલું કચ્છનું સમૃદ્ધ લોક-સાહિત્ય વિપુલ પ્રમાણમાં હસ્તી ધરાવે છે. પરંતુ તેમાંનો બહુ જ થોડો ભાગ લિખિત સ્વરૂપમાં ઉપલબ્ધ છે.

જેમ્સ ટૉડ જેવા પ્રખર ઇતિહાસકાર વિદ્વાન જ આ વસ્તુને યોગ્ય ન્યાય આપી શકે, પણ તેમણે તો કચ્છના ઠેઠ ઉત્તરના પ્રદેશો વિષે જ ખાસ કરીને લખ્યું છે. મેવાડ તરફના પ્રદેશો માટે જેટલો અનહદ પ્રેમ રેડી ત્યાંની શૌર્ય-ગાથાઓને ઇતિહાસને પાને તેણે અમર કરી છે, તે જ પ્રેમનો નજીવો હિસ્સો પણ જો તેણે કચ્છના પ્રદેશ પ્રત્યે બતાવ્યો હોત, તો અનેક પરાક્રમી જાડેજાઓની રોમાંચક શૌર્ય-

ગાથાઓ અને ધીણોધર તેમજ માતાના મઢ જેવી ધાર્મિક જાગીરોનાં પવિત્ર સંસ્મરણોને, ઉદેપુરના પરાક્રમી સરદારો તથા અજમેરના ઓલિયાઓ જેટલી જ દેશભરમાં પ્રખ્યાતિ મળી હોત. પરંતુ ટૉડ જેવી શક્તિશાળી વ્યક્તિની હવે આ કાર્ય માટે રાહ જોવી પોષાય તેમ નથી. સમગ્ર ભારતના પુનરુત્થાનના સંદર્ભમાં કચ્છનું નવસર્જન પણ એટલી ત્વરાથી થઈ રહ્યું છે, કે કદાચ એક બે વરસમાં જે ગણ્યાગાંઠ્યા લોકો કચ્છના મહામૂલા ઇતિહાસ અને લોક–સાહિત્યને પોતાના સ્મૃતિ–પ્રદેશોમાં જાળવતા આવ્યા છે, તેઓ પણ હંમેશને માટે ચાલ્યા જાય અને તેમનું સ્થાન લેનાર કોઈ રહે નહિ.

જો આ પ્રકારના અનેરા કંઠસ્થ લોક–સાહિત્યનો સદંતર નાશ થવા પામે, તો કચ્છને માટે જ નહિ, પણ ભારત માટે પણ તે એક ગંભીર નુકસાન ગણાશે. આ લોક–સાહિત્ય ખૂબ ખૂબ રસિક છે, એટલું જ નહિ પણ તે એમ પણ બતાવે છે, કે ભારતની સાંસ્કૃતિક સમૃદ્ધિમાં તેમજ સંપત્તિ વધારવાના મહાન કાર્યમાં કચ્છ પણ પોતાનો સારો ફાળો આપતું થયું છે.

પશ્ચિમ હિન્દના પ્રદેશો વિષે, જ્યાં સુધી વિશેષ આધારયુક્ત માહિતી ઉપલબ્ધ ન થાય ત્યાં સુધી કચ્છના ઇતિહાસમાં આલેખાયેલી ઘણી ઘણી ઘટનાઓ વિષે ચોખવટ કરવી શક્ય નથી. જે કાંઇ હાલે ઉપલબ્ધ છે, તે સઘળી સામગ્રીને એકત્રિત કરી સળંગ અહેવાલ રજૂ કરવાનો મેં અહીં પ્રયાસ કર્યો છે.

કચ્છના એ કીમતી સંસ્કૃતિ તથા કચ્છીઓની પરંપરાગતની રાજ્ય–ભક્તિ, નૂતન ભારતના પુનરુત્થાનમાં કેટલો ઉપયોગી ફાળો આપી રહેલ છે, તે આ અહેવાલ પરથી બરાબર સમજી શકાશે, એમ મને આશા છે.

—લેખક



# ગુજરાતી આવૃત્તિની લેખકની પ્રસ્તાવના

## ( અંગ્રેજી પરથી અનુવાદ )

'ધિ બ્લેક હિલ્સ'નું પુસ્તક જ્યારે પ્રથમ પ્રસિદ્ધ થયું ત્યારે માત્ર કચ્છના લોકો તરફથી જ નહિ, પણ અન્ય લોકો, જેઓ જાડેજા વંશના ઇતિહાસના વાંચનમાં રસ લેતા હતા તેઓ સર્વ તરફથી તેનું ભાવભીનું સન્માન થયું હતું. પણ ઘણા લોકો તરફથી એમ કહેવામાં આવ્યું, કે આ પુસ્તક તો અંગ્રેજી ભાષા જાણનાર વર્ગ જ વાંચી શકે તેમ છે. અને તેથી તેના ગુજરાતી અનુવાદની ખાસ જરૂર છે, કે જેથી તેનું વાંચન બહોળા પ્રમાણમાં કચ્છમાં રહેતા સર્વ જનો કરી શકે. મને સંતોષ થાય છે કે હવે આ પુસ્તકનો અનુવાદ પ્રકાશમાં આવે છે. અને આ તેની પ્રસ્તાવના લખવા મને સારી તક મળી છે.

જે વાંચકો મારા અંગ્રેજી પુસ્તકથી વાકેફ છે, તેઓ સમજી જશે કે આ ખાસ કરીને શબ્દેશબ્દનું ભાષાંતર નથી; પણ અંગ્રેજી વાંચનારાઓએ મારા અંગ્રેજી પુસ્તકમાંથી જે વિચારધારાનો પરિચય કર્યો હતો, તે જ પ્રકારની વિચારધારા ગુજરાતી ભાષા દ્વારા રજૂ કરવાનો આ પ્રયાસ છે. બીજી રીતે કહીએ તો જો હું ગુજરાતી ભાષા સારી રીતે જાણતો હોઉં અને હું જ ગુજરાતીમાં પુસ્તક લખીને પ્રકટ કરૂં તેની જ જાતનું આ લખાણ છે. અંગ્રેજી આવૃત્તિ કરતાં તેની રચના અનેક રીતે નિરાળી જ હોય.

ઐતિહાસિક બાબતોની દૃષ્ટિએ (મારા પુસ્તકમાં ક્યાંક નાની ભૂલો જોવામાં આવેલ તે સુધારવામાં આવેલ છે તે સિવાય) તેમાં કંઇ ફેરફાર કરેલ નથી. પણ હકીકતની રજૂઆતમાં અને વર્ણનની રીતમાં જરા ફેરફાર કરેલ છે. અને ગુજરાતી ભાષામાં સારી રીતે રજૂઆત કરી શકાય તેવી શૈલી વાપરેલ છે. ગુજરાતી વાચકો ક્યાંક ગૂંચવાડામાં પડી જાય નહિ, એટલા માટે કેટલીક બાબતોની રજૂઆતમાં થોડો ફેરફાર કરવામાં આવેલ છે.

આ સઘળું સાધ્ય કરવામાં મને ઘણા ગૃહસ્થો તરફથી સારો સહકાર મળ્યો છે. અને તેઓનો હું બહુ જ આભારી છું. કચ્છના નિવૃત્ત વિદ્યાધિકારી શ્રી પટ્ટણીએ આ પુસ્તકનો અનુવાદ કર્યો છે. અને મારી વિચારશ્રેણી અને અસલ પુસ્તકનું રહસ્ય સમજી તે રજૂ કરવામાં બહુ જ મહેનત લીધેલ છે, અને તે કેવી રીતે લખવું તે બાબતમાં અમે બન્નેએ ઘણીયે વિચારની આપ લે કરેલ હતી. કચ્છી સાહિત્યકાર શ્રી. દારાશીકોએ પણ પોતાના બહોળા ઐતિહાસિક જ્ઞાન અને વિદ્વત્તાનો લાભ આપી, આ પુસ્તકનું યોગ્ય રીતે સંકલન અને સંપાદન કરી, છપાવી, તેની અંદરની હકીકતને સુયોગ્ય રીતે રજૂ કરવામાં સારો પરિશ્રમ કરેલ છે. મારા ઘણાયે કચ્છી મિત્રો જેઓએ મને અસલ પુસ્તક લખવા વખતે સાહિત્ય પૂરૂં પાડવામાં મદદ કરેલ હતી, તેઓએ પણ આ અનુવાદ પ્રસંગે સારો રસ દાખવ્યો છે. અને ભૂલો તરફ મારૂં લક્ષ ખેંચી નવાં દૃષ્ટિ-બિન્દુઓ રજૂ કર્યાં છે

આ સઘળા સજ્જનોનો હું બહુ જ આભાર માનું છું. અને માત્ર એટલી જ અભિલાષા વ્યક્ત કરૂં છું, કે મેં આ પુસ્તક લખ્યું ત્યારે મને જે અતિશય આનંદ આવતો તે પ્રકારનો આનંદ ભલે થોડા પ્રમાણમાં પણ આ ગુજરાતી પુસ્તક વાંચનારાઓ મેળવતા રહે. અસ્તુ !

એલ. એફ. રશબ્રુક વિલિયમ્સ
સિલસેસ્ટર, હેમ્પશાયર, ઇંગ્લાંડ
સપ્ટેમ્બર-૧૯૬૩

# ગ્રંથકારનો સ્વલ્પ પરિચય

આ ગ્રંથના મૂળ લેખક પ્રોફેસર એલ. એફ. રશબ્રુક વિલિયમ્સના નામથી ગુજરાતની સાહિત્ય-પ્રેમી જનતા અપરિચિત નહિ જ હોય. એમનો જન્મ સન ૧૮૯૦ માં વિશ્વવિખ્યાત લંડન શહેરમાં થયો હતો. અને કેળવણીના ધામ સમા ઓક્સફર્ડમાં એમણે અભ્યાસ કરેલો. જાણે ઇતિહાસ-લેખક તરીકે જ સરજાયા હોય તેમ વિદ્યાર્થી જીવનમાં જ ઇતિહાસના વિષય પર એમને અનન્ય પ્રેમ હતો. આજે પણ ભારતના ઇતિહાસનો એમનો ઊંડો અભ્યાસ જરા પણ ઝાંખો પડયો નથી, એમ આ પુસ્તક જોતાં સહજ સમજી શકાશે.

સને ૧૯૧૪ માં ૨૪ વર્ષની યુવાન વયે ભારતમાં એમનું પ્રથમ આગમન થયું. અહીં આવીને અલાહાબાદ યુનિવર્સિટીમાં ઇતિહાસના પ્રોફેસર તરીકે એમણે પોતાની કારકિર્દીની શરુઆત કરી. અહીં ચાર વર્ષ ગાળીને ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયામાં ડાયરેક્ટર ઓફ પબ્લિક ઇન્ફરમેશનના હોદ્દા પર નિયુક્ત થયા. આ સ્થાન પર સાત વર્ષ સુધી એમણે પોતાની સફળ કામગીરી બજાવી. દર વરસે એમના તરફથી પ્રકટ થતા "મોરલ એન્ડ મટીરિયલ પ્રોગ્રેસ ઓફ ઇન્ડિયા"ના રિપોર્ટોમાં એમની લેખનશક્તિ અને કાર્યક્ષમતા ઉભયનાં દર્શન થઇ શકે છે.

સને ૧૯૨૫ માં શ્રી વિલિયમ્સ સાહેબ પતિયાલા સ્ટેટના ફોરેન મિનિસ્ટર નીમાયા. અને ત્યારથી ભારતનાં દેશી રાજ્યો સાથેનો એમનો સંબંધ શરુ થયો. દેશી રાજ્યોના વહીવટી ક્ષેત્રનું એમનું જ્ઞાન વિકસતું ગયું. પરિણામે સન ૧૯૨૬થી ૧૯૩૦ સુધી ચેમ્બર ઓફ પ્રિન્સિસ ચેન્સેલરના સેક્રેટરી તરીકે એમની નીમણુક કરવામાં આવી.

હવે એમનું કાર્યક્ષેત્ર વધુ વિશાળ બન્યું. સને ૧૯૩૧-૩૨ ની સાલમાં લંડનની રાઉન્ડ ટેબલ કોન્ફરન્સના મેમ્બર તરીકે ગોઠવાયા. અહીં કચ્છના જ્ઞાનવૃદ્ધ અને અનુભવવૃદ્ધ મહારાઓશ્રી ખેંગારજી બાવાની ચકોર દૃષ્ટિએ એમને ઝડપી લીધા. એમની કાર્યકુશળતાથી આકર્ષાઇને ના. મહારાઓશ્રીએ એમને સન ૧૯૩૨માં પોતાના કોન્સ્ટીટ્યુશનલ એડવાઇઝર તરીકે નિયુક્ત કર્યા. આ સ્થાન પર એમણે કચ્છમાં સને ૧૯૩૫ સુધી કામ કર્યું. ત્યારબાદ તેમણે લંડનની કોલોનિયલ ઓફિસ અને ફોરેન ઓફિસનો પણ અનુભવ લીધો. આગળ જતા ઇસ્ટર્ન એક્સપર્ટ (પૌર્વાત્ય નિષ્ણાત) તરીકે સન ૧૯૪૬ થી ૧૯૫૬ સુધી "લંડન ટાઇમ્સ" માં પણ જોડાયા.

શ્રી વિલિયમ્સ સાહેબે કચ્છમાં પ્રવેશ કર્યો અને ત્યારથી જ સ્વ. મહારાઓશ્રી ખેંગારજીના માત્ર સલાહકાર જ નહિ, પરંતુ મિત્ર પણ બની ગયા. પછી તો આ મિત્રતા પેઢી ઊતાર વધતી ચાલી. મોટા બાવા પછી સ્વ. મહારાઓશ્રી વિજયરાજજીનો પણ એમના પર એટલો જ પ્રેમ હતો. અને ત્યારબાદ કચ્છના સાહિત્ય પ્રેમી વિદ્યમાન મહારાઓશ્રી મદનસિંહજી સાહેબ પણ એમની સહૃદયતા, વિદ્વતા અને લેખનકળા પર એટલા જ પ્રસન્ન છે.

શ્રી વિલિયમ્સ સાહેબે કચ્છમાં પગ મૂકયો ત્યારથી જ કચ્છનો ઇતિહાસ, કચ્છી પ્રજાનું ખમીર, તેની રાજભક્તિ વગેરે કચ્છનાં વિશિષ્ટ તત્ત્વો પ્રત્યે તેમનું આકર્ષણ વધતું ગયું. અને તેમાંથી જ 'Black Hills' અને તેના આ ભાષાંતર જેવાં અમૂલ્ય પુસ્તકોનો ઉદ્ભવ થયો.

કચ્છની અને ગુજરાતની જનતા આ ભાષાંતરનો વધુમાં વધુ લાભ લઈ શકે, એ હેતુથી આ પુસ્તકની કિંમત માત્ર નજીવી જ રાખવામાં આવેલ છે. આશા છે કે તમામ જનતા આ શુભાશયને વધાવી લેશે.

—સંપાદક

# અનુક્રમણિકા

આમુખ

## પ્રથમ ભાગ : કચ્છ આજનું અને આવતી કાલનું

| | પૃષ્ઠ |
| --- | --- |
| ૧. પુનરાગમન | ૩ |
| ૨. અંત અને આરંભ | ૧૬ |
| ૩. પ્રગતિને પંથે | ૩૦ |

## ભાગ બીજો : ભૂતકાલીન કચ્છ

| | |
| --- | --- |
| ૪. રણની સમસ્યા | ૫૯ |
| ૫. જાડેજા વંશની સ્થાપના | ૯૦ |
| ૬. રાઓશ્રી ખેંગારજીનો વંશ | ૧૧૨ |
| ૭. મિર્ઝા મહારાઓશ્રી | ૧૩૩ |
| ૮. બ્રિટિશ સત્તાનું આગમન | ૧૬૨ |
| ૯. બ્રિટિશ દરમિયાનગિરિના કેટલાક પ્રત્યાઘાતો | ૧૯૮ |
| ૧૦. નવયુગનું પ્રભાત | ૨૨૯ |


## ચિત્ર-સૂચિ

| | |
| --- | --- |
| ૧. મહારાજ કુમારશ્રી હિંમતસિંહજી—ચૂંટણી પ્રચારમાં | પૃષ્ઠ ૧૪ સામે |
| ૨. કેરાનું શિવાલય : પાછળ—હમીરસર અને જૂનું માંડવીબંદર | ૭૮ |
| ૩. જખદેવની ઘોડેસવાર મૂર્તિ : પાછળ—જખના ઘોડા | ૮૬ |
| ૪. જામ હમીરજીની છતરડી—બારા : પાછળ—ખાંભી | ૧૦૪ |
| ૫. માહી મરાતિબ : પાછળ—ભુજ પોશાળના ગોરજી સાંગ સાથે | ૧૩૪ |
| ૬. આયના મહેલનું એક કલાત્મક દૃશ્ય : દૃશ્ય બીજું | ૧૩૮ |
| ૭. જમાદાર ફતેહમહમ્મદનો મકબરો : રાજવંશની છતરડીઓ—ભુજ | ૧૮૪ |
| ૮. મહારાઓશ્રી ખેંગારજી ત્રીજા : ભુજિયો કિલ્લો | ૨૪૨ |
| ૯. મહારાઓશ્રી મદનસિંહજી અને પંડિત નહેરુ : તેરાનો મુખ્ય દરવાજો | ૨૬૨ |

## આવશ્યક સુધારણા

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭ | છેલ્લેથી ત્રીજી | કોલંબીયાના પ્રમુખને... ........મેળવ્યું | કોલંબીયાના પ્રમુખને પોતાનો અધિકાર પત્ર ( Letters of credence ) સાદર કરનાર તેઓ પહેલા હિંદી એલચી હતા. |
| ૩૯ | ૨૧ | રવજી લાલન કોલેજ | રામજી રવજી લાલન કોલેજ |
| ૫૩ | ૧૩ | શહેર | શહેર, |
| ૫૪ | ૨ | થિયેટરના ટાઉનહૉલ | ઑસ્લોના ટાઉનહૉલ |
| ૫૪ | ૮ | લુમ પાઇપ | બ્રુમ પાઇપ |
| ૫૫ | ૧૭ | પ્રપૌત્ર | પૌત્ર |
| ૬૫ | ૧૫ | વાહલુકો | વાહલીકા |
| ૭૦ | છેલ્લી | વાગડમાં | માક પ્રદેશમાં |
| ૧૬૭ | ૯ | કુંવરી | બહેન |

[ ૧ ]

# પુનરાગમન

ભારત-પાકિસ્તાનના મુખ્ય બંદર મુંબઈ અને કરાચી વચ્ચે પ્રવાસીઓ તેમજ પોષ્ટના આવાગમન માટેનુ વિમાન અમદાવાદના સિવિલ એરોડ્રોમ પરથી બરાબર નિયત સમયે ઊપડયું. આ નિયમિતતા સૌની પ્રશંસા માગીલે તેવી હતી, કેમકે એ વિમાનમાં કેટલાક ગુજરાતી વ્યાપારી ગૃહસ્થો પોતપોતાના કુટુંબ સહિત કરાચી પહોંચવા માટે મારી સાથે જ પ્રવાસમાં હતા. ભારત તથા પાકિસ્તાન વચ્ચે આવ-જા કરનારા મુસાફરોને હાલમાં કેટલીક વિધિઓમાંથી પસાર થવું પડે છે. કસ્ટમ્સ, ચલણીનાણું, પાસપોર્ટ તથા તંદુરસ્તીનાં પ્રમાણપત્રો વગેરેની આ વિધિઓ શાન્તિપૂર્વક અને કશા ધાંધલ વગર 'ઇન્ડિયા એર લાઇન્સ કોર્પોરેશન' ની પ્રતિષ્ઠાને જેબ આપે એવી રીતે આટોપાઇ ગઇ. આ કોર્પોરેશનના વિમાની વ્યવહારે ભારતના દૂરદૂરના પ્રદેશોને જાળની માફક જોડી દીધા છે.

નૂતન ભારતના પ્રજાજીવન, તેમજ તેની વિચારશ્રેણી પર જેટલી વ્યાપક અસર વિમાન વ્યવહારની ખીલવણીથી થઇ છે તેટલી બીજી કોઇ પ્રગતિથી ભાગ્યેજ થઇ હશે. સમ્રાટ અશોકના સમયથી જ હિન્દના એક છેડાથી બીજા છેડા વચ્ચેના અતિ લાંબા અંતરો, જે દેશના દરેક શાસકને માટે મૂંઝવણ રૂપ બની રહેલા, તે અંતર હવે થોડા જ કલાકોમાં ભેદી શકાય છે. ભારતના દૂર દૂર પડેલા પ્રદેશો હવે ઝડપી અને ભરોસાપાત્ર વિમાન-વ્યવહારથી સાંકળી લેવાયા છે. એવું ભાગ્યે જ કોઇ શહેર હવે ભારતમાં રહ્યું હશે, જ્યાંથી પોષ્ટ દ્વારા રવાના થયેલ પત્ર દેશના કોઇ પણ ખૂણામાં બીજે જ દિવસે પહોંચી શકતો ન હોય.

જરા જૂનવાણી જેવું, પણ જતનપૂર્વક જાળવેલું એવું ડાકોટા વિમાન જેની અનેક-વિધ ઉપયોગિતાઓ ભારતના વિમાની વ્યવહારમાં આજે પણ અનિવાર્ય છે, એવા આ વિમાને જ્યારે કચ્છની દિશામા પશ્ચિમ તરફ વળાક લીધો, ત્યારે વાહન-વ્યવહારમાં થયેલ ધરમૂળના પરિવર્તનના વિચારો મારા મનમા આવ્યા વિના રહી શક્યા નહિ. આ પરિવર્તનના પરિણામે જ મુંબઈમાં સવારનો નાસ્તો લીધા બાદ બપોરનું ભોજન કચ્છના પાટનગર ભુજમાં લેવાની શ્રદ્ધા હું સેવી શક્યો હતો, અને એ જ વખતે કચ્છની મંદગતિ વાળી અને મુશ્કેલી ભરેલી મારી ભૂતકાળની મુસાફરીઓનુ તાદ્દશ ચિત્ર મારી માનસિક દૃષ્ટિ સમક્ષ ખડું થઇ ગયું.

એ સમયે કચ્છ આવવા માટે બે માર્ગો ઉપલબ્ધ હતા. દરિયાઇ રસ્તે મુંબઇથી કચ્છના મશહૂર માંડવી બંદરે પહોંચાતું, અથવા તો અમદાવાદ સુધી બાર કલાકની, મોટી રેલ્વેમાં મુસાફરી કરી, બીજા બાર કલાક કાઠિયાવાડની મંદગતિવાળી, પાંસળા ખડખડાવી નાખે તેવી મીટરગેજ રેલ્વેની મુસાફરી કર્યા બાદ, નવાનગર રાજ્યના બેડી કે રોઝી બંદરેથી અથવા મોરબી રાજ્યના નવલખી બંદરેથી સ્ટીમલોંચ દ્વારા નાની ખાડી ઓળંગી, કચ્છના કંડલા બંદરે ઊતરી શકાતું. ઊંડાં પાણીવાળી કચ્છની ખાડી પર બંધાયેલ, આંતરરાષ્ટ્રીય વ્યાપાર–રોજગારની દિશામાં ઉજ્જ્વલ ભાવિ ધરાવતા આ નૂતન કંડલા બંદરનું અસ્તિત્વ, સ્વ. મ. શ્રી ખેંગારજી ત્રીજા ( ઇ. સ. ૧૮૭૬–૧૯૪૨ ) ના દૂરંદેશી પણાને આભારી છે.

કેવળ દરિયાઇ માર્ગે મુસાફરી કરવામાં એ સુવિધા હતી, કે જમીન માર્ગની માફક અહીં વારંવાર ફેરબદલી કરવી પડતી નહિ. મુસાફરીમાં જ્યારે સાથે બાળબચ્ચાં કે ઠીક પ્રમાણમાં સરસામાન હોય, ત્યારે આ બાબત જરૂર વિચારવા જેવી બની રહેતી. આ માર્ગે સામાન્ય રીતે તોફાની અરબ્બી સમુદ્રમાં લાગલાગટ બે દિવસની મુસાફરી કરવી પડતી. સ્ટીમર નાની હોય, દરિયો તોફાની હોય, ડેક તેમજ કેબિન વર્ગના ઉતારૂઓ ચારે તરફ ખડકાયેલા સામાન વચ્ચે ભીંસાતાં હોય, એટલું જ નહિ પણ પેસેન્જરોની અગવડમાં વધારો કરે તેવાં વાસ મારતાં જીવતાં પ્રાણીઓ પણ એ જ સ્ટીમરમાં ખડકાયાં હોય. આ બન્ને માર્ગો પૈકી, દરિયાઇ માર્ગ પ્રમાણમાં જૂનો છે. કચ્છનો મલબાર કાંઠા સાથેનો વ્યવહાર આ રસ્તે જ ચાલતો, સ્ટીમરોના આગમન પહેલાંના દિવસોમાં તો આ જળ-માર્ગ કોઇ કોઇ વખતે જોખમી, તેમજ અસાધારણ તકલીફવાળો બની જતો. દેશી વહાણમાં સને ૧૮૩૯ માં કરેલી આવી એક મુસાફરીનું શ્રીમતી પોસ્ટન્સે કરેલી આવી એક મુસાફરીનું વર્ણન કરતાં તે લખે છે કે, મુસાફરીની શરુઆતના દિવસોમાં તો સ્થિતિ ખરેખર અસહ્ય લાગતી, પરંતુ દિવસો જતાં બધા ટેવાઇ જતાં.

એ યુગમાં મુંબઇથી કચ્છની મુસાફરી દશથી વીસ દિવસ લેતી. આજથી એક સદી ઉપર કચ્છ આવતા મુસાફરો, મારી અગાઉની મુસાફરીની સરખામણીમાં એક રીતે ભાગ્યશાળી હતા. કચ્છની મજબુત બાંધણીવાળા જે વહાણમાં આ નિડર અંગ્રેજ મહિલાએ મુસાફરી કરી હતી, તે વહાણ પરથી મુસાફરો માંડવીની સૂકી જમીન પર ઊતરી શકતા, પરંતુ આધુનિક સ્ટીમરને કાંઠાથી એક બે માઇલ દૂર નાંગરવું પડે છે, અને પેન્સેંજરો તથા સામાનને, મછવાઓમાં ઉતારવામાં આવે છે.

જો પ્રવાસી; કચ્છ રાજ્યનો મહેમાન હોય, તો અતિથિસત્કાર માટે હંમેશ તત્પર રહેતા રાજ્ય કુટુંબ તરફથી તેને ઉતારવા માટે કચ્છ રાજ્યની સ્ટીમ લોંચ સ્ટીમર સુધી જતી, પણ ભરતીના અમુક તબક્કે પાણી એટલું તો છીછરું થઇ જતું, કે લોંચમાંથી હોડીમાં અને હોડીમાંથી બળદના વાહનમાં બેસી, સૂકી જમીનપર ઊતરી શકાતું.

આ પ્રકારની મુસાફરી પણ અનુભવ કરવા જેવી હતી. મારી પત્ની જ્યારે મ. શ્રી. ખેંગારજી સાથે ૧૯૩૨ ની સાલમાં ઇગ્લાન્ડથી આ બાજુ આવેલ ત્યારે તેને તો એ

મુસાફરીમાં બહુ જ મઝા આવી હતી. પણ ઘણા ખરા યુરોપિયન મુસાફરો રેલ્વે માર્ગ જ વધારે પસંદ કરતા, જો કે તેમ કરવામાં વારંવાર ટ્રેનો બદલવી પડતી, મછવામાં બેસવું પડતું, અને સાથે જો પુષ્કળ સામાન હોય તો હાલાકી પણ ઘણી ભોગવવી પડતી. પરંતુ કચ્છી મુસાફરો તો તેમને માટે રેલ્વે–માર્ગ ઉપલબ્ધ હોવા છતાં મુંબઈ જવા–આવવા માટે દરિયાઇ માર્ગ વધારે પસંદ કરે છે, એ હકીકત નોંધવા લાયક છે.

કચ્છીઓનું દરિયા પ્રત્યેનું આકર્ષણ જન્મજાત છે. તે નાવિકો પૂરતું જ મર્યાદિત નથી. હિન્દુ કે મુસલમાન વેપારીઓ અને શાહ સોદાગરો, બધા માટે લાંબી દરિયાઇ સફરો ખેડવી સહજ છે. સદીઓથી તેઓ પૂર્વ આફ્રિકા, અરબસ્તાન, ઇરાની અખાતના દેશો, વગેરે દૂર દૂરના મુલકો તરફ દરિયાઈ મુસાફરીઓ કરતા આવ્યા છે. જંગબાર, અને ટાંગાનિકામાં તો તેઓએ લાંબા સમયથી બહુ સારી જમાવટ કરી છે. કચ્છીઓની લાક્ષણિક હિંમત, અને સાહસ, હિન્દુસ્તાનના અન્ય પ્રદેશના વ્યાપારી વર્ગમાં એક અનોખી ભાત પાડે છે. ગુજરાત–કાઠિયાવાડના વર્ગમાં આ લક્ષણો એટલે દરજ્જે દષ્ટિગોચર થતાં નથી.

કચ્છી નાવિકો પરંપરાથી બાહોશ અને સાહસિક રહ્યા છે. ઓગણીસમી સદીમાં લશ્કરી દૃષ્ટિએ કચ્છ વિશિષ્ટ મહત્વ ધરાવે છે, એવી બ્રિટિશ સરકારને ઝાંખી થઇ, તે પહેલાં જ કચ્છી નાવિકોની ચાંચિયાગીરીના સાહસથી પ્રભાવિત થઈને બ્રિટિશરો કચ્છ રાજ્ય સાથે મૈત્રી બાંધવા ઇચ્છતા હતા, એ વાત આગળના પૃષ્ઠોમાં દર્શાવવામાં આવશે.

નૌકાશાસ્ત્રનું જ્ઞાન જેના માટે સહજ છે, તેવા અંગ્રેજોએ પણ જ્યારે કચ્છી નાવિકોની માંડવીથી અરબસ્તાન તથા અફ્રિકાની લાંબી અને વિકટ સફરો વિષે જાણ્યું ત્યારે કચ્છી વહાણવટીની કળા માટે તેમને પણ માન પેદા થયું. શ્રીમતી પોસ્ટન્સે માંડવીના માલમોની પ્રશંસા કરતાં લખ્યું છે, કે "તેઓ કોઈ અદ્યતન આગબોટનું સંચાલન કરતા હોય તેવી ઝીણવટથી નોંધ રાખતા હતા, તથા રેખાંશ અને અક્ષાંશની ગણતરી કેવળ ઉટાંગથી કરી લેતા હતા. આ માલમો દરિયાઇ ગણતરીના કોઠાઓથી પણ વાકેફ હતા." શ્રીમતી પોસ્ટન્સ લખે છે, કે વીરજી નામના એક માલમે મરકેટૂર પ્રોજેકશન વાળા તેના નકશા ઉપર લંડન બતાવી આપ્યું હતું, એટલું જ નહિ, પણ તેને વહાણથી લંડન પહોંચાડવાની તત્પરતા પણ બતાવી હતી. આ કંઇ શેખી કરવાની વાત ન હતી. કચ્છમાં બંધાયેલ કચ્છમાં જ સજ્જ થયેલ અને કચ્છી નાવિકો દ્વારા સંચાલિત, એવું એક વહાણ રાઓશ્રી ગોડજી બીજા (સને ૧૭૬૦–૧૭૬૮) ના સમયમાં ઇંગ્લાંડની મુસાફરી કરી પાછું ફર્યું હતું, એ હકીકતનો માલમ વીરજી બરાબર જાણકાર હતો, જો કે શ્રીમતી પોસ્ટન્સ એ વાત જાણતાં ન હતાં.

કચ્છી પ્રજાને બહારની દુનિયાનો સંપર્ક સાધવા માટેનું મુખ્ય સાધન દરિયાઈ માર્ગ હોવાથી, તેના ખમીરમાં જ દરિયાઇ સાહસ હોય એ સ્વાભાવિક છે. ભૂતકાળમાં અનેક માઇલોનું જે અંતર મને કેટલું યે લાંબું અને કંટાળાજનક લાગ્યું હતું, તે જ અંતર જ્યારે એરોપ્લેન દ્વારા અમે ઝડપથી અને આસાનીથી કાપી રહ્યાં હતાં ત્યારે કચ્છ અને ભારત




કચ્છ અને તેના પાડોશી પ્રાંતો

ભૂમિ વચ્ચે જે વિકટ અંતરાયો આવેલાં છે, તેનો મને સ્પષ્ટ ખ્યાલ આવ્યો. અમારી દક્ષિણે કચ્છ અને સૌરાષ્ટ્રને છૂટાં પાડતી અરબ્બી સમુદ્રની શાખા સમી કચ્છની ખાડી દૃષ્ટિગોચર થતી હતી. આગળ નજર કરતાં નિર્જન, શુષ્ક અને ખારાપાટ જેવું રણ દેખાતું હતું. કચ્છના રણના આ પૂર્વ વિસ્તારને નાના રણ તરીકે ઓળખવામાં આવે છે. પૂર્વમાં આ રણ કચ્છને ગુજરાતથી છૂટું પાડે છે, અને ઉત્તરમાં વિસ્તરેલું મોટું રણ કચ્છને સિંધથી છૂટું પાડે છે.

ભૂસ્તરશાસ્ત્રીઓના કહેવા મુજબ આ રણ એક સમયે દરિયાની શાખાના આકારમાં સમગ્ર કચ્છને વીંટળાયેલું હતું. હાલ પણ વર્ષા ઋતુમાં આ આઠ હજાર-ચોરસ માઇલના ઘણાખરા રણવિસ્તારમાં પાણી ભરાઈ જાય છે. રણની સપાટીથી જરા ઉપર કેટલાંક અર્ધ ટાપુઓ જેવાં કે ચોરાડ, બેલા, ખડીર, પચ્છમ વગેરે આવેલાં છે; જ્યાં વર્ષમાં છએક માસ સુધી જ પગે ચાલી પહોંચી શકાય છે, પરંતુ ચોમાસામાં પાણી ભરાઇ જતાં કચ્છથી તેમજ ભારતના અન્ય વિભાગોથી તે તદ્દન વિખૂટા પડી જાય છે. આ પ્રકારનો સૌથી મોટો વિસ્તાર જેને બન્ની કહેવામાં આવે છે, તે પણ એક વખતે ટાપુ જેવો જ હતો. પરંતુ હાલમાં તે કચ્છની સાથે એક દ્વીપકલ્પની માફક જોડાઇ ગયેલ છે.

નાનું તેમજ મોટું રણ બન્ને ઝાડપાન વગરના શુષ્ક અને ખાવા ધાય તેવા નિર્જન વિસ્તાર છે. ચોમાસામાં તો તે ઓળંગી શકાતાં જ નથી. પરંતુ બીજી ઋતુઓમાં પણ તેમાંથી પસાર થતાં ઘણી મુશ્કેલી પડે છે. એક જાતનાં પાળી ન શકાય તેવાં જંગલી બીકણ ગધેડાં માટે તો હવે આ રણ જ એક છેલ્લું આશ્રયસ્થાન રહ્યું છે. વળી ફ્લેમિંગો પક્ષીઓ (હંજ-સુરખાબ) પણ ભારતના આ રણ વિસ્તારમાં જ હવે ઉછરતાં જોવામાં આવે છે.

અગાઉના સમયમાં વ્યવહારના સાધન તરીકે ઊંટનો વપરાશ હતો. જો પાણી ઘણાં ઊંડાં ન હોય તો તો ચોમાસામાં પણ ઊંટ સહેલાઇથી ચાલી શકે. ખરેખર તો જ્યારે પાણી સુકાવા માંડે અને જમીન લપસણી બને ત્યારે ઊંટને ચાલવામાં વધારે મુશ્કેલી નડે. બન્ને રણ ગોઝારાં કહેવાયાં છે. કારણ કે ત્યાં વારંવાર અશુભ ઘટનાઓ બનવા પામી છે. છેક સને ૧૮૮૦ ની સાલમાં પણ મુંબઇ ગેઝેટીઅરમાં ઉલ્લેખ છે કે સારા જાણકાર ભોમીઆ વગર કોઇ પણ મોસમમાં આ માર્ગ ઓળંગવો જોખમી છે. સૂકી મોસમમાં પણ અનેક મુસાફરો અહીં ગુમ થયાના દાખલા છે. એક તરફ દરિયો અને બીજી બાજુએ રણથી વીંટળાયેલો કચ્છ પ્રદેશ, તેની ઘણીખરી તવારીખમાં એક વિભિન્ન પ્રદેશ તરીકે જ રહેતો આવ્યો છે. આ પ્રકારના એક અનેરા સલામતી ભરેલા સ્થાન પર કબજો મેળવવા માટે હિન્દુસ્તાનના જુદા જુદા ભાગના સાહસવીર રાજવીઓ કાતિલ હરિફાઈ કરતા.

નાની નાની ટોળીઓના આશ્રિતો અને સર્વોપરી પ્રદેશને વફાદાર રહેલા વર્ગો વચ્ચે ઉગ્ર દ્વંદ્વો પણ અહીં જ ખેલાતા, જેની તીવ્રતા સ્કોટિશ હાઈલેન્ડઝના ઝઘડાઓથી કોઈ રીતે કમ ન હોતી. કચ્છનું ભૌગોલિક વિખૂટાપણું, જુદી જ ભાત પાડતા ત્યાંના

લોકો અને તેમની પોતાના રાજા પ્રત્યેની અનન્ય વફાદારી, આ બધી વિશિષ્ટતાઓને લઈને, મુંબઇ રાજ્યના અન્ય વિસ્તારોમાં, કચ્છ અનેક રીતે એક અનોખો પ્રદેશ છે, એ હકીકત મુંબઇ સરકારે, જ્યારે કચ્છ અને બ્રિટિશ રાજનો સંબંધ પોણી સદી જેટલો જૂનો થયો હતો, ત્યારે પણ સરકારી તોર ઉપર સ્વીકારી હતી.

નાના રણને પાછળ મૂકીને અમે હવે આગળ વધતા હતા, ત્યારે કચ્છનાં અનેરાં દૃશ્યો અમારી નીચેથી એક પછી એક સરતાં દેખાતાં હતાં. આ દૃશ્યોમાં કાંઇ ખાસ ફેરફાર થયો હોય એમ પ્લેનમાંથી લાગ્યું નહિ. જો કે મારા અગાઉના સ્મરણની દૃષ્ટિએ રસ્તાઓમાં કંઇક વધારો દેખાયો. પ્રથમ નજરે તો કચ્છ, ઝાડપાન વગરનો, ઉજ્જડ, ડુંગરાળ મુલક લાગે છે. છતાં હિન્દુસ્તાનના બીજા કોઇ પ્રદેશમાં અહીં જેટલી થોકેથોક દૃશ્યોની વિવિધતા જોવા મળતી નથી. કોઈ જગ્યાએ ખરબચડા અને ઊંડા નદી પટો છે, જે વરસાદ સિવાયના ગાળામાં સૂકાસટ રહે છે. કયાંક સારી રીતે ખેડાયેલી નીચાણ વાળી જમીનો છે, તો કોઇ વિસ્તારમાં વિશાળ ગોચરો આવેલાં છે. આમ છતાં જ્યાં જુઓ ત્યાંથી ક્ષિતિજ ઉપર ઊંચા ઊંચા ડુંગરોની હારમાળા નજરે ચડયા વગર રહેતી નથી. આ છે કચ્છની તવારીખ અને લોકગાથામાં અમર થયેલી કચ્છના કાળા ડુંગરોની હારમાળા–કારા ડુંગર કચ્છજા. આ ઉપરાંત છૂટી છવાઇ અનેક ડુંગરાની ટોચો, ધીણોધર, જંધરીઓ, નનામો અને એવી જ કક્ષાનાં બીજાં શૃંગો, આજુબાજુની સપાટ જમીનમાંથી એટલાં ઊંચાં તરી આવે છે કે કાંઠાની જમીન દૃષ્ટિગોચર થવા પહેલાં જ આ શિખરો દેખાવા લાગે છે.

કચ્છનાં નૈસર્ગિક દૃશ્યોને અનેરૂં સૌન્દર્ય બક્ષનાર કચ્છના આ કાળા ડુંગરા જ છે. સૂર્યોદય અને સૂર્યાસ્ત સમયે જુદી જુદી આકૃતિવાળાં તેનાં શિખરો અને ઘુમ્મટો અનેરા રંગોથી ઝળકે છે. ગ્રીષ્મ ઋતુમાં આ કરાળ ડુંગરોની બાજુઓ નીચેના પ્રદેશને શીતળતા આપે છે. તેની ઊંડી બખોલો અગોચર અને પહોંચી ન શકાય તેવી છે, જેમાં ગંભીર અને નીરવ શાન્તિ છવાયેલી રહે છે. કચ્છમાં જ્યાં જુઓ ત્યાંથી ડુંગરો દૃષ્ટિગોચર થયા વગર રહેતા નથી. આ ભૂમિના તેઓ દૈવી રક્ષકો છે.

કચ્છના લગભગ બધા ડુંગર ઉપર મંદિરો, દરગાહો, કોટો કે એવાં મકાનો આવેલાં છે. ઘણા જૂના વખતથી જ કચ્છીઓ સ્થાપત્ય કળામાં કુશળ હતા. જેમ પહોંચવામાં વધારે મુશ્કેલ તેમ તે સ્થળનો મહિમા વધારે, એ નિયમાનુસાર સાધારણ રીતે, ભાવિક લોકો આવાં સ્થળો બાંધવા માટે ડુંગરોની ટોચો પસંદ કરતા. વળી સ્થાનિક સંતો અને મહાત્માઓ, જે આ ભૂમિમાં વારંવાર ઝળકયા છે, તેઓ આ ડુંગરોની ટોચો જ પસંદ કરતા. કારણ કે અહીં જ તેમની કાર્યસિદ્ધિ માટે અનિવાર્ય એવું એકાંત, ધ્યાન–મગ્ન થવા માટેની એકાગ્રતા અને આકરાં તપ કરવાની અનુકૂળતા મળતાં. ઉગ્ર તપશ્ચર્યાના પરિણામે દેવો તેમને વશ થતા, અને પ્રકૃત્તિ ઉપર પણ તેઓ કાબુ મેળવી શકતા. આવા મહાત્માઓએ કરેલ ઘોર તપશ્ચર્યાના સ્મરણ–ચિહ્ન તરીકે તે તે સ્થળો ઉપર દેવાલયો બાંધવામાં આવ્યાં છે.

આવા જ ડુંગરોનાં શિખરો પર નાના નાના જાગીરદારોએ આજુબાજુના વિસ્તારો ઉપર પોતાનું વર્ચસ્વ ચાલુ રાખવા, કિલ્લાઓ બાંધ્યા હતા. અને કોઇ કોઇ વખતે આ સાધન દ્વારા જ તેઓ સમગ્ર કચ્છના રાવની સત્તાને પણ પડકાર કરતા આ જ પ્રકારના એક સૌથી ભવ્ય કિલ્લા ઉપરથી અમારૂં પ્લેન પસાર થઇ રહ્યું હતું. આ કિલ્લો તે ભુજિયાનો કિલ્લો. ભુજનું રક્ષણ કરનાર એ જ અણનમ ગઢ, જેના ઉચ્ચતમ શિખરે પુરાતન ભુજંગ નાગનું મંદિર આવેલ છે.

કચ્છનાં અન્ય પુરાતન સ્થળો જેટલો આ કિલ્લો પુરાતન નથી. ઇ. ૧૭૨૭ માં મહારાઓ શ્રી દેશળજી પહેલાના રાજ્ય–અમલ દરમિયાન ભુજના વિશેષ રક્ષણ અર્થે આ કિલ્લો બાંધવામાં આવેલ છે. ભુજના રક્ષણ માટે તો અત્યંત મજબૂત કાળા પત્થરનો ગઢ બાંધવામાં આવેલ છે. એમાં થોડે થોડે અંતરે ઊંચા બુરજો રાખવામાં આવ્યા છે. જ્યારે કચ્છ અને બ્રિટિશ સરકાર સાથે સંધિ–કરાર થયા ત્યારે આ કિલ્લો કંપની સરકારને સુપરત કરવામાં આવ્યો હતો. સન ૧૮૧૯ પછી ઘણા સમય સુધી ત્યાં બ્રિટિશ લશ્કર ગોઠવવામાં આવ્યું હતું. પરંતુ મહારાઓ શ્રી ખેંગારજી ત્રીજાના સમયમાં (ઇ. ૧૮૭૬–૧૯૪૨) જ્યારે હું કચ્છ ગયેલો ત્યારે તો સંધ્યા સમયની શીતળતામાં કિલ્લાની દીવાલો પર અવારનવાર ચિત્તાઓ આરામથી તડકો લેતા પડેલા દેખાતા. એ સ્વ. મહારાઓ શ્રી દિવસભરના કામકાજનો થાક ઉતારવા આ જ રસ્તે લગભગ દરરોજ ફરવા જતા અને એ વખતે હું પણ તેમની સાથે જ રહેતો.

એરોપ્લેનમાંથી જોતાં તો કચ્છના બીજા વિસ્તારની માફક ભુજિયા કિલ્લા તથા ગઢ વડે રક્ષિત થયેલા ભુજનગરમાં પણ મારી અગાઉની મુલાકાત બાદ કોઇ ખાસ ફેરફાર થયો હોય એમ લાગ્યું નહિ. મને સહજ વિચારો આવવા લાગ્યા, કે બીજી બાબતોમાં કેવું પરિવર્તન થયું હશે ? અગાઉ તો કચ્છમાં આવવું એટલે કોઇ બીજી જ દુનિયામાં પ્રવેશ કરવા જેવું હતું. આ પ્રદેશમાં સમયની ગણતરી પણ પોતાની આગવી જ હતી. ભારતના અન્ય પ્રદેશોથી કચ્છના સમયનો કાંટો જુદી જ રીતે ચાલતો. પુરાતન કાળની ચોકી–પહેરાની પદ્ધતિ પણ અહીં ચાલુ હતી.

કિલ્લાથી રક્ષિત શહેરોના દરવાજા અને પાટનગર ભુજશહેરના દરવાજાને પણ રાત્રે તાળાં વાસી દેવામાં આવતાં અને બીજા દિવસના પરોઢ સુધી આ શહેરોમાં લોકોની આવ–જા થઈ શકતી નહોતી. મહારાઓશ્રી ખેંગારજી ત્રીજાના લાંબા રાજ્યઅમલ દરમિયાન ભુજના પાંચે દરવાજાની ચાવીઓ રાત્રે તેઓશ્રીને સુપરત કરવામાં આવતી, અને વહેલી સવારે તેમની પાસેથી તે પાછી મેળવીને દરવાજા ખોલવામાં આવતા ત્યારે જ શહેરનો વ્યવહાર પુનઃ શરૂ થઇ શકતો. આજુબાજુના ગ્રામ્ય વિસ્તારોમાંથી માલ ભરી લાવેલ બળદ–ગાડાંની હારો તથા ઊંટોની લાંબી કતારો જે દરવાજા બહાર પડાવ નાખી પડેલી હોય, તે શહેરની અંદર ત્યારે જ પ્રવેશ કરી શકતી. કચ્છનું ચલણી નાણું પણ પોતાનું જ હતું. અન્યત્ર પ્રચલિત રૂપિયા–આના–પાઇને બદલે અહીં પાંચિયા, કોરી, ઢીંગલા, દોકડા વગેરે સિક્કાઓ મહારાઓશ્રીની પોતાની જ ટંકશાળમાં છાપવામાં આવતા. આ અલગ

ચલણ રોજિંદી વપરાશની ચીજોના ભાવો નીચા રાખવા માટે ખૂબ ઉપયોગી થતું. આ ચલણ લોકોને બહુ જ ગમી ગયું હતું. તેના જવાથી ઘણા વર્ગોમાં નિરાશા છવાઇ હતી.

"વેસ્ટ ઇન્ડિયન્સ" ની માફક કચ્છીઓને પણ સમકાલીન બનાવોને, પોતાની તળપદી ભાષામાં કવિતો અને ગીતોમાં ઉતારવાની સારી ફાવટ છે. કચ્છમાં એક લોક-ગીત પ્રચલિત છે, જેમાં બાળક પોતાની માતાને કહે છે કે—"મા ! જે ઢીંગલા વડે પુષ્કળ ચણા–મમરા ભોંયશીંગ વગેરે મળતાં એ ઢીંગલો હવે કયાં ગયો ?" માતા તેને જવાબ આપતાં કહે છે કે—"દીકરા ! એ ઢીંગલો તો હવે સદાને માટે ગયો. હવે તો એની જાન પર આનો આવીને બેસી ગયો છે. આ કચ્છી લોકગીત અત્રે જેમનું તેમ રજૂ કરવામાં આવે છે.

### ઢીંગલો

બાળક—

ઢીંગલો કિડાં વ્યો રે માડી, ઢીંગલો કિડાં વ્યો ?
હાથી જે પેર જેડો, ઢીંગલો કિડાં વ્યો ?
ઢીંગલે જા ઢેર મુંકે, બેર ગિની ડે,
પાવર જા પકા પીલુ, હેર ગિની ડે—ઢીંગલો૦
ડોકડે જા સેર મુંકે, જામ ગિની ડે,
ત્રાંબિયે જી તે મથે, ભધામ ગિની ડે—ઢીંગલો૦
ડોકડે જ્યું ખારકું, ખજૂર ગિની ડે,
ત્રાંબિયે જા ભૂતડા, જરૂર ગિની ડે—ઢીંગલો૦
ઢીંગલે જા લાલ તું, લિયાર ગિની ડે,
ઢીંગલો ન વે ત તાં, ઉધાર ગિની ડે—ઢીંગલો૦
ડોકડે જા ડારિયા, કુટેલ ગિની ડે,
ત્રાંબિયે જા કુલા, તું કુલેલ ગિની ડે—ઢીંગલો૦

માતા—

ઢીંગલો હલ્યો વ્યો રે પુતર, ઢીંગલો હલ્યો વ્યો,
ઢીંગલે જી જાન મથે, આનું અચી વ્યો—ઢીંગલો૦

—દુલેરાય કારાણી

આ હતી કચ્છી સિક્કાની વિશિષ્ટતા. પરંતુ આ વિશિષ્ટતા માત્ર એના અલગ ચલણને જ આભારી હતી એમ નહોતું. કચ્છની પોતાની ભાષા પણ જુદી જ હતી અને આજ પણ તે ચાલુ જ છે. બે કચ્છીઓ જો કંઇ ખાનગી વાતચીત કરવા માગતા હોય તો ભારતના બીજા ભાગના લોકો તો શું પણ ખુદ ગુજરાતીઓ પણ તે સમજી શકે

નહિ. કચ્છની જકાત-પદ્ધતિ પણ પોતાની જુદી જ હતી. કચ્છમાંથી નિકાસ થયેલ માલ, હિન્દુસ્તાનના બીજા કોઇ ભાગમાં જાય ત્યારે પરદેશથી આવતા માલની માફક જ તેના ઉપર ભારતમાં જકાત લેવામાં આવતી. અને એ જ નિયમ અનુસાર બહારથી આવતા માલ ઉપર કચ્છમાં પણ જકાત વસૂલ થતી. કારણ કે હિન્દી કસ્ટમ્સ સંઘ (Indian Customs Union) માં જોડાવાની કચ્છના એક પછી એક રાજાએ મક્કમતાપૂર્વક ના પાડી હતી. કચ્છની આ વિશિષ્ટ પ્રકારની રાજ્યપ્રણાલિકા સને ૧૯૪૮ માં સદાને માટે અદૃશ્ય થઇ.

કચ્છના વિદ્યમાન મહારાઓશ્રી મદનસિંહજી, ભારતના અન્ય રાજવીઓની માફક સને ૧૯૪૮ માં હિન્દી સંઘમાં જોડાયા અને કચ્છના મહારાવ તરીકેના રાજશાહી મોભા સિવાય બીજી બધી શાસન-સત્તા હિન્દી સંઘને સુપરત કરી. જૂન ૧૯૪૮ થી નવેમ્બર ૧૯૫૭ સુધી કચ્છનું રાજ્ય-તંત્ર જાડેજા વંશને બદલે કેન્દ્ર-સરકારના હાથમાં રહ્યું. આ સમય દરમિયાન કચ્છ હિન્દી સંઘનો જ એક ભાગ બની ગયું. ભારતના રાષ્ટ્રપતિએ નિયુક્ત કરેલા ચીફ કમિશ્નર, કચ્છનો બધો વહીવટ ચલાવતા. ભારતના અન્ય ભાગોની સાથે વિશેષ એકતા સાધવા માટે સમય, સિક્કો, જકાતના દર વગેરે એકસરખાં થઇ ગયાં. નવેમ્બર સને ૧૯૫૭ માં ભારત સાથે કચ્છની એકતા સાધવાની દિશામાં એક વધુ પગલું લેવાયું. આ નૂતન દ્વિભાષી મોટા મુંબઈ રાજ્યમાં ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છને સમાવી લેવામાં આવ્યાં અને કચ્છ એ મુંબઇ રાજ્યનો એક જીલ્લો બન્યો. કચ્છ પરનો કેન્દ્ર સરકારનો સીધો વહીવટ હવે બંધ થયો. આ ફેરફાર કચ્છ માટે હિતકર નથી, એમ પ્રજાનો ઘણો વર્ગ પાછળથી માનતો થયો છે. કેન્દ્ર સાથેના સીધા સંબંધને કારણે કચ્છની અલગ અસ્મિતા સંપૂર્ણ રીતે જળવાતી, અને અનેકવિધ દિશામાં તેની પ્રગતિને પણ વેગ મળતો. જો, કચ્છનું વિલિનીકરણ બાજુના કોઇ મોટા રાજ્યમાં કરવાનું અનિવાર્ય હતું, એમ સ્વીકારીએ, તો પણ મુંબઇ જેવા એક સમૃદ્ધ અને પ્રગતિશીલ દ્વિભાષી રાજ્ય સાથેના તેના જોડાણની તરફેણમાં ઠીક ઠીક કહી શકાય. કારણ કે મુંબઇ સાથે કચ્છનો લાંબા સમયથી ગાઢ સંબંધ ચાલતો આવ્યો છે. પરંતુ તે વિશાળ મુંબઈ રાજ્યના પણ ગુજરાત અને મહારાષ્ટ્ર એમ બે ભાગલા પડયા અને કચ્છ, ગુજરાતનો એક ભાગ બન્યું. આ પરિસ્થિતિ આમ કચ્છી જનતાને કોઇ રીતે ગમી નથી. ગુજરાત એક ખાધ વાળો વિસ્તાર છે. તેના પોતાના પ્રાદેશિક, આર્થિક અને નાણાંકીય કોયડામાં જ તે અટવાઇ રહેલું હોતાં, કચ્છની વિશિષ્ટ જરૂરિયાતો અને પ્રશ્નો ઉકેલવા તેની પાસે નથી પૂરતો સમય, કે નથી નાણાંની પૂરી જોગવાઇ.

કેન્દ્ર સરકારના હાથમાં કચ્છનો વહીવટ પુનઃ સોંપાય, એવી કાર્યવાહી શરુ કરવા માટે સબળ કારણો દેખાય છે. ખાસ કરીને લશ્કરી વ્યૂહ રચનાની દૃષ્ટિએ કચ્છનું ભૌગોલિક સ્થાન પણ અગત્યનું છે. ગુજરાત રાજ્યને કચ્છનો આર્થિક બોજો ઉપાડવો પડે છે, એવા સંજોગોમાં સંભવિત છે કે ગુજરાત રાજ્ય કદાચ સૂચિત ફેરફાર સામે કોઇ ખાસ વાંધો ન પણ ઉઠાવે.

રાજ્ય–પુનઃરચના થતાં કચ્છને "ક" વર્ગના રાજ્ય તરીકે કેન્દ્ર સરકારના સીધા શાસનમાંથી ખસેડી, બૃહદ્ મુંબઇ રાજ્યમાં એક સાધારણ જીલ્લા તરીકે આમેજ કરવામાં આવ્યું, ત્યારથી જ કચ્છી પ્રજાજનોમાં તે ફેરફાર પ્રત્યે અસંતોષ પેદા થયો. વિશાળ પટ પર પથરાયેલ આ દ્વિભાષી રાજ્યનું પાટનગર મુંબઇ દેખીતી રીતે જ કચ્છથી વહીવટી તંત્રના સંચાલનની દૃષ્ટિએ દૂર લાગવા માંડયું. મુંબઇના વિકાસમાં સાહસિક કચ્છી વેપારીઓ અને ઉદ્યોગપતિઓનો ભૂતકાળમાં સારો ફાળો હતો. તળ મુંબઇ અને આસ-પાસના પ્રદેશમાં હજુ પણ વેપાર–ધંધા અર્થે સારા પ્રમાણમાં કચ્છીઓની હસ્તિ હોવા છતાં, મુંબઇ રાજ્યને કચ્છના વિકાસના વિશિષ્ઠ પ્રશ્નો પરત્વે જે આશા રાખવામાં આવી હતી, તેવો ખાસ રસ નથી એમ લોકલાગણી દૃઢ થતી ગઇ. ચીફ કમીશ્નરના અલગ પ્રાંત તરીકે કચ્છ, જે ઝડપી અને બહુલક્ષી વિકાસ સાધી શકયું હતું, તેની ગતિ જેમ જેમ મંદ પડતી દેખાઇ તેમ તેમ સત્તાધીશ પક્ષ પ્રત્યે આમ જનતાનો અસંતોષ વધતો ગયો. ખાસ કરીને મહા બંદર કંડલાનો વિકાસ બહુ ધીમો બન્યો. ગાંધીધામની વસાહત, ધંધા–રોજગારના અભાવે તૂટવા લાગી અને નિરાશાનું વાતાવરણ ફેલાયું. ભારતના અન્ય ભાગોથી જુદી તરી આવતી સૈકાજૂની કચ્છની જમીન અને ખેતી વિષયક રીતરસમોને ઉખેડી તેને સ્થાને નવી જ પદ્ધતિઓ લાદવામાં આવી. અને લોકલાગણી તરફ લક્ષ અપાયા વગર તેનો અમલ થતો ગયો.

કચ્છનું સૈકાજૂનું વ્યક્તિત્વ ટાળી, મુંબઇ રાજ્યમાં તેને ભેળવવામાં આવ્યું ત્યારે રાજકર્તા પક્ષ તરફથી કચ્છનો વિકાસક્રમ અને કચ્છના વિશિષ્ઠ હિતો પૂરેપૂરી રીતે જળવાઇ રહેશે એવી જે ખાતરી ઉચ્ચારવામાં આવી હતી તેનો યથાર્થ અમલ થતો નથી, એમ કચ્છમાં લેખાવા લાગ્યું. રાજ્યકર્તા પક્ષ સામેના પ્રત્યાઘાતો સને ૧૯૫૭ માં ભુજમાં તથા કચ્છના અન્ય શહેરોમાં થયેલ મ્યુનિસિપલ ચુંટણી વખતે સ્પષ્ટ રીતે દેખાયા. આ પ્રમાણે લોકોનો અસંતોષ વધતો જતો હતો, છતાં સાચો લોકમત શું છે તે જાણવાની લેશ માત્ર પણ પરવા કર્યા વગર, સને ૧૯૬૦ માં કચ્છને ગુજરાત રાજ્યમાં જોડી દેવામાં આવ્યું, ત્યારે કચ્છે એક વિશેષ જબરો આંચકો અનુભવ્યો. કચ્છી પ્રજાનો રોષ આ ફેરફાર સામે ઉગ્ર બને એ સ્વાભાવિક હતું. કારણ કે સૌરાષ્ટ્ર તેમજ ગુજરાતના રાજવીઓ સાથે કચ્છ રાજયના ઐતિહાસિક મતભેદો હજુ ભુલાયા નહોતા, તેમજ રાજ્ય–રાજ્ય વચ્ચે, સીમા–ઝઘડાઓ, કૌટુંબિક કલેશો કે બીજાં કારણોને લીધે ભૂતકાળમાં પેદા થયેલાં વૈમનસ્યોની અસર પણ નાબૂદ થઇ નહોતી.

આ સઘળા સંજોગોમાં ગુજરાતની કોંગ્રેસ સરકારે લોક–લાગણીની અવગણના કરી, કચ્છની સદીઓ–જૂની જમીન–હક્કની પ્રથાને એક ઝાટકે નાબૂદ કરતો "ઇનામી નાબૂદી ધારો" કચ્છ ઉપર ઠોકી બેસાડયો ત્યારે તો બળતામાં ઘી હોમાયું.

ઉપરોક્ત ધારાના અમલથી કચ્છના નાના મોટા સંખ્યાબંધ જાગીરદારો, ગરાસદારો તથા સ્થાવર મિલ્કત ધરાવતા આમ પ્રજાજનોની અર્થ–વ્યવસ્થા, એકાએક ખોરવાઇ જઇ, તેમની આર્થિક પાયમાલી થાય તેમ લાગતાં તે ધારાનો વિરોધ કરવા તથા ન્યાયી વળતર

મળે તે માટે શિસ્તબદ્ધ અને બંધારણીય રજૂઆત કરવા "રાજપૂત સભા"ના નામથી કચ્છના તમામ નાના મોટા ગરાસદારો અને જમીન સાથે હિતસંબંધ ધરાવનારાઓના એક વ્યવસ્થિત મંડળને પુનર્જીવન આપી સ્થાપના કરવામાં આવી. મહારાજ કુમારશ્રી હિંમતસિંહજીને આ સભાના પ્રમુખ તરીકે ચૂંટવામાં આવ્યા. અને આ સભાએ કચ્છમાં સંગઠન સ્થાપી, સરકાર સમક્ષ પોતાનો જોરદાર અવાજ રજૂ કર્યો. પરંતુ સરકારની નીતિ આ બાબતમાં મહદ્ અંશે અફર જ રહી છે. વહીવટી તંત્ર તરફથી આ ધારાના અમલ દરમ્યાન, વારંવાર ગેરવ્યાજબી અને ત્રાસયુક્ત સખ્તાઈઓ વાપરવામાં આવે છે. ખુદ રાજ્ય–કુટુંબના સભ્યો સામે મજકૂર ધારા હેઠળ નિષ્ફળ ફોજદારી ફરિયાદો દાખલ કરવામાં આવી છતાં ગરાસદારો તરફથી એક પણ અનિચ્છનીય બનાવ બનવા પામ્યો નથી. એ હકીકત મહારાજ કુમારશ્રી હિંમતસિંહજીએ રાજપૂત સભાના પ્રમુખ તરીકે દાખવેલ કુનેહ અને ડહાપણની પ્રતીતિ કરાવે છે.

છેવટે, કોંગ્રેસ પક્ષના કચ્છના ચૂંટાયેલા પ્રતિનિધિઓ કચ્છનું સાચું હિત જાળવવામાં તદ્દન નિષ્ફળ નીવડ્યા છે, એવી માન્યતા કચ્છમાં વ્યાપક બની. કચ્છ રાજપૂત સભાના ટેકાથી સને ૧૯૬૨ની સામાન્ય ચૂંટણીમાં સંસદનો તેમજ ગુજરાત વિધાનસભાની બેઠકો માટે મહારાજ કુમારશ્રી હિંમતસિંહજીએ સ્વતંત્ર પક્ષ તરફથી ઊભવાનો પોતાનો નિશ્ચય પ્રજા સમક્ષ જાહેર કર્યો ત્યારે કચ્છની પરંપરાગત અલગતાની ભાવના તથા રાજ્યકુટુંબ પ્રત્યેની કચ્છીઓની અનન્ય શ્રદ્ધા, કચ્છના ખૂણે ખૂણે, ફરીથી જાગૃત થયાં. લોક–લાગણીના આ સ્વયંભૂ અને પ્રચંડ જુવાળ સામે બીજા પક્ષોની કોઈ પણ શક્તિ ટક્કર ઝીલી શકી નહિ. પરિણામે સંસદ માટે તેમજ વિધાનસભા માટે કોંગ્રેસ પક્ષ તરફથી ઊભા રાખવામાં આવેલા એકેએક ઉમેદવારોનો ન કલ્પી શકાય તેવી રીતે ચૂંટણીમાં સંપૂર્ણ પરાજય થયો. અને સત્તાધારી પક્ષે લોકોનો વિશ્વાસ ગુમાવ્યો હતો, એમ પ્રજાએ મતદાન દ્વારા સિદ્ધ કરી બતાવ્યું.

ચૂંટણી પ્રચાર દરમ્યાન કુમારશ્રી હિંમતસિંહજીએ પોતાની સૌમ્ય પ્રતિભાથી લોકો ઉપર બહુ સારી છાપ પાડી હતી. અને સત્તાધારી પક્ષથી હતાશ થયેલા લોકોમાં ફરીથી આશાવાદ પેદા કર્યો હતો. બગડતી જતી પરિસ્થિતિ સુધારવાના એક આખરી પ્રયાસ તરીકે ગોઠવાયેલી પ્રધાનો વગેરેની કચ્છની મુલાકાતોની પણ કચ્છના મતદાતાઓ ઉપર ખાસ અસર થઈ શકી નહિ. એ બતાવે છે કે કોંગ્રેસે કચ્છમાં લોક–લાગણીને કેટલે અંશે ઠુકાવી હતી. સંસદ માટે એક તથા ગુજરાત વિધાનસભા માટે પાંચ પાંચ ઉમેદવારો સ્વતંત્ર પક્ષના હતા, તે બહુમતિથી ચૂંટાયા.

સત્તાધારી પક્ષની સામાન્ય ચૂંટણીમાં આ પ્રમાણે થયેલ અણધાર્યો અને શરમજનક પરાજય બદલ ખુલાસો કરવા કોંગ્રેસ પક્ષ પાછળથી, અણછાજતા પ્રચારમાં પણ ઊતર્યો. પરંતુ તુરત જ આ પ્રચાર જેટલો હલકો તેટલો જ વજૂદ વગરનો સિદ્ધ થયો. વાસ્તવમાં તો કેન્દ્ર સરકારના કેટલાક અગ્રણીઓને મહારાઓશ્રીએ થોડા સમય અગાઉ સ્પષ્ટ સૂચન પણ કરેલું હતું, કે કચ્છમાં વહીવટી તંત્રનું સંચાલન બરાબર થતું નથી, તથા કચ્છમાં



મ. કુમારશ્રી હિંમતસિંહજી—ચૂંટણી-પ્રચારમાં

સત્તાધારી કોંગ્રેસ પક્ષ પણ દિવસે દિવસે અપ્રિય બનતો જાય છે. પરંતુ કોંગ્રેસ પક્ષ માટે એ એક કમનસીબ ઘટના હતી, કે મહારાઓશ્રીના આ સમયસરના સૂચન પરત્વે કોઈ લક્ષ અપાયું નહિ, અને ચૂંટણી વખતે કચ્છની પ્રજાએ પોતાની પરંપરાગત અને અનોખી એવી સ્થાનિક વફાદારીની પુનઃ પ્રતીતિ કરાવી. કચ્છના રાજ્ય કુટુંબના નબીરાને પડખે, કચ્છી પ્રજા આ ઐતિહાસિક પળે અડગ નિશ્ચયથી ઊભી રહી. તેમને દઢ વિશ્વાસ હતો, કે ભારતની સર્વોપરી સત્તા સમક્ષ પોતાની ફરિયાદો રજૂ કરી, ન્યાય મેળવવા માટે બંધારણીય અને લોકશાહી માર્ગ એ જ હતો, કે સમગ્ર પ્રજાએ એકત્રિત થઈ મહારાજ કુમાર શ્રી હિંમતસિંહજીને જ ટેકો આપવો અને તેઓ જ કચ્છના સાચા પ્રતિનિધિ છે એમ સ્પષ્ટ બતાવી આપવું.

કચ્છના લાંબા ઇતિહાસમાં કચ્છી પ્રજાની બે પ્રકારની લાક્ષણિકતાનું હંમેશ દર્શન થતું રહ્યું છે. એક છે તેમની વિશાળ રાષ્ટ્રભાવનામાં અંતર્ગત રહેતી તેમની વતન પ્રત્યેની અડગ વફાદારી તથા બીજી, કચ્છના રાજ્ય કુટુંબ પ્રત્યે પ્રજાની ઊંડી હાર્દિક લાગણી. આ બન્ને વિશિષ્ટતાઓનું કચ્છના મતદાતાઓએ પુનઃ દર્શન કરાવી આપ્યું છે. કચ્છી પ્રજા એક વિશિષ્ટ તાકાત ધરાવતી, દૂર અંદેશી વાપરી આગળ ધપતી, હિન્દના ઘડતરમાં મોખરે રહી પોતાનું સર્વસ્વ કુરબાન કરવામાં અભિમાન લેતી, અને "પાંજો કચ્છ" નો આંતરનાદ વ્યક્ત કરતી, પોતાના રાજવીઓને સંપૂર્ણ વફાદાર રહેતી એવી એક અનોખી પ્રજા છે. અને તે તેનું સહજ ખમીર છે, એ સ્પષ્ટ રીતે સિદ્ધ થયું છે. *

---

* આ પુસ્તકનો અનુવાદ તૈયાર કરાવી પ્રેસમાં અપાઇ ગયા બાદ હું જ્યારે સને ૧૯૬૨ ના ડિસેમ્બરમાં ફરી કચ્છ આવ્યો ત્યારે ઉપર મુજબની અનિચ્છનીય પરિસ્થિતિ જે હું સને ૧૯૬૧ માં કચ્છના અનુસંધાનમાં જાણી શકતો થયો હતો તે પૂરવાર થવાથી તેની નોંધ લેવડાવું છું. કારણ મારૂં પુસ્તક કચ્છી પ્રજાની લાક્ષણિકતા તથા રાજા-પ્રજાના નિખાલસ ભાવનું દર્શન કરાવતી એક પ્રકારની મીમાંસા છે. અને તેના સમર્થનમાં ઉપરોક્ત ચૂંટણીનો પ્રસંગ એક વિશેષ સબળ પુરાવા રૂપે મને જોવામાં આવે છે. —લેખક.



[ ૨ ]

# અંત અને આરંભ

જમીન પર ઉતરવા માટે જ્યારે અમારા વિમાને પરિભ્રમણ શરૂ કર્યું ત્યારે મને જણાયું, કે ભુજિયાની તળેટીમાં વિમાનો ઉતરવા માટે બાંધેલા જૂના સાંકડા સ્થાનનો ઉપયોગ હવે બંધ થયો હતો, અને તેની જગ્યાએ એક સુસજ્જ નવું એરોડ્રોમ ઊભું થયું હતું. ભુજ એ કરાચી અને મુંબઈ વચ્ચેના માર્ગમાં આવેલ હોતાં એક અગત્યનું, વચગાળાનું વિરામ સ્થાન બની રહે છે, એમ ભારતમાં વિમાન વ્યવહારની શરૂઆત થઈ ત્યારે જ સ્પષ્ટ દેખાતું હતું. એટલે આ પ્રકારના અદ્યતન એરોડ્રોમને ઊભું થયેલું જોતાં મને કાંઈ આશ્ચર્ય લાગ્યું નહિ. હાલના ધોરણે, ઘણું જ જૂની ઢબનું જણાતું એક એરોપ્લેન મુંબઈથી કરાચી જતાં કચ્છની ધરતી ઉપર જ્યારે પહેલવહેલું ઊતર્યું, ત્યારે સ્વ. મ. શ્રી ખેંગારજી ૩ જાની સાથે હું પણ તેને આવકારવા ગયો હતો, એની સ્મૃતિ તાજી કરતાં મેં વિચિત્ર લાગણીઓ અનુભવી. મારા મનમાં તે વખતે પ્રશ્ન ઉદ્‌ભવ્યો હતો કે આ ક્રાંતિકારી વાહન–વ્યવહાર કચ્છના પરંપરાગત અલગપણાને તોડશે ખરો ? પણ મને તે વખતે ખ્યાલ નહોતો, કે આટલા ટૂંકા સમયમાં જ રોજિંદા હવાઈ વાહન વ્યવહારથી ભુજનો સંબંધ મુંબઈ, કરાચી, ભાવનગર, રાજકોટ, જામનગર વગેરે સ્થળો સાથે રીતસર જામી જશે અને મુંબઈનું અંતર ચાર કલાકમાં અને દિલ્હીનું સાતેક કલાકમાં જ ભેદી શકાશે. હવે તો ભારતના કોઈ પણ પ્રદેશની માફક કચ્છમાં પણ સહેલાઈથી અને ઝડપથી પહોંચી શકવાનું શક્ય બન્યું છે. એ જ રીતે કચ્છમાંથી પણ ભારતના કોઈ પણ ભાગમાં પહોંચી શકાય છે. આ ફેરફાર ખરેખર ક્રાન્તિકારી કહી શકાય. બહારની દુનિયાથી કચ્છને વિખૂટું પાડનારાં બધાં તત્ત્વો કચ્છના ઇતિહાસમાં પહેલી જ વાર અદશ્ય થયાં હતાં. આ પ્રદેશમાં હું ઘણાં વરસો પછી પાછો ફરતો હોવાથી અહીં હવે શું બની રહ્યું છે, તે જાણવા હું બહુ જ આતુર હતો. હું અત્યારે પ્લેનથી મુસાફરી કરી રહ્યો હતો, એ હકીકત યાદ કરતાં, જૂના વખતના મારા આગમનની ઘણી વાતોની યાદ મારા મનમાં તાજી થઈ. હાલને તબક્કે, હું મહારાઓશ્રી મદનસિંહજીના મહેમાન તરીકે તેમની સાથે આવતો હતો. આ જ પ્રમાણે તેમના પિતા અને પિતામહ–સદ્‌ગત મહારાઓશ્રીઓનો પણ હું મહેમાન બનતો હતો. અમારું વિમાન નીચે ઊતર્યું કે તરત જ એરપોર્ટ ઉપર મહારાઓશ્રીને સન્માનવા આવેલા સરકારી અમલદારો તથા સ્થાનિક અગ્રગણ્ય વ્યક્તિઓના સમૂહ પર મારી દૃષ્ટિ પડી. એ જ અદાથી ભૂતકાળમાં જ્યારે કચ્છના મહારાઓશ્રી બહારથી

પધારતા, ત્યારે તેમને સન્માનવા માટે રેલ્વે સ્ટેશન પર કે બંદરના કુરદા ઉપર તેઓ હાજર રહેતા. મહારાઓશ્રી વિમાનમાંથી નીચે ઊતર્યા. ઉચ્ચ અધિકારીઓ તેમજ તેમના કુટુંબીજનોએ તેમને આવકાર્યા. પોલીસદળની સલામી પણ લેવાઈ. એમના દરજ્જાને અનુરૂપ તોપોનું સન્માન પણ ગાજી ઊઠયું. બહારની બાજુથી પ્રજાજનોની મેદનીએ 'જીએરા'ના હર્ષનાદનો પોકાર કર્યો. કોઈ પણ દેશી રાજ્યના રાજવી ભૂતકાળમાં જ્યારે બહારથી પોતાની રાજ્ય-હકૂમતમાં પાછા ફરતા ત્યારે જે સન્માન તેમને મળતું, તેજ પ્રકારનું આ સન્માન પણ હતું, એમ બહારથી જોતાં લાગ્યું. પણ વાસ્તવમાં, હકીકત તદ્દન જુદી જ હતી. મહારાઓશ્રીનો પોતાનો જ દાખલો લઈએ.

સૈકાઓ સુધી એમના પૂર્વજોનું જે સ્થાન હતું, તે સ્થાન કરતાં મહારાવશ્રીનું હાલનું સ્થાન જુદા જ પ્રકારનું છે. અલબત, તે કચ્છના મહારાઓશ્રી છે. શ્રી કૃષ્ણના વંશજ છે. તમામ જાડેજા રાજપૂતોના શિરોમાન્ય છે. કચ્છના વિજેતા મહારાઓશ્રી ખેંગારજી ૧ લા, જેમણે ઈંગ્લાન્ડના એમના સમકાલીન ટયુડર રાજવીઓએ, જેમ ઈંગ્લાન્ડને એકત્રિત બનાવ્યું હતું, તેમ કચ્છને સંગઠિત બનાવ્યું, તે કચ્છના વિજેતા મહારાઓશ્રી ખેંગારજી ૧ લાના, તેઓ સત્તરમા વંશજ છે. મહારાઓશ્રીના ઉચ્ચ દરજ્જાને છાજે તેવો માન-મરતબો તેમને તેમના અધિકારની રૂએ બરાબર અપાતો રહે છે. પરંતુ તેઓશ્રી કચ્છના મહારાઓશ્રી તો છે, પણ રાજ્યકર્તા રહ્યા નથી. જે અમલદારો આજે તેમનું સન્માન કરે છે, તે તેમના નોકરો નથી. તેઓ મહારાવશ્રીના હુકમને આધીન નથી, તેઓ ભારત સરકારના નોકર છે. તોપોની સલામી મળે છે, પણ તે મહારાઓશ્રીના પોતાના તોપખાનામાંથી નહિ. તેમનું પોતાનું લશ્કર કે અંગરક્ષક દળ પણ હવે રહ્યું નથી. જે રાજ્યમાં તેમના પૂર્વજોનો પડ્યો બોલ ઝીલાતો તે જ વિસ્તારમાં હવે તેનો કંઈ પણ સીધો અધિકાર રહ્યો નથી. થોડાક સુંદર મહેલો, શિકાર માટે એક બે રખાલો તથા તેમની અંગત માલિકીના ઠરેલાં બૂજ ગામો પૂરતી જ તેમની મિલકત હવે મર્યાદિત રહી છે. કચ્છ હવે તેમનું નથી, છતાં તેમણે આંતરરાષ્ટ્રિય ઉચ્ચ કક્ષાનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. તેમના પુરોગામી રાજવીઓએ ઈમ્પીરિયલ કોનફરન્સોમાં અને આંતરરાષ્ટ્રિય અગત્યની બેઠકોમાં જે પ્રતિભા પાડી હતી, તેમના કરતાં પણ મહારાવશ્રી મદનસિંહજીએ ઉચ્ચતર સ્થાન પ્રાપ્ત કર્યું છે. પરદેશમાં રહીને તેમણે ૧૦ વર્ષ ભારતની પ્રશંસનીય સેવા કરી છે. લંડન મધ્યેની હિંદી હાઈ કમીશ્નરની કચેરીમાં એક મિનિસ્ટર તરીકે તેમણે શરુઆત કરી. અને ત્યાં મેળવેલો અનુભવ તેમને પોતાની તે પછીની નવી કારકિર્દીમાં ઘણો ઉપયોગી નીવડ્યો. નોર્વેમાં હિંદના પહેલા એલચી તરીકે તેઓશ્રી નિયુક્ત થયા. પોતાની કાર્યદક્ષતાથી આ સ્થાનને શોભાવી તેમણે ઉત્તમ છાપ પાડી. ત્યારબાદ તેમને સંયુક્ત ચીલી, કોલંબીઆ, બોલીવીઆના ભારતીય એલચી તરીકેની વિશેષ જવાબદારીઓ સોંપવામાં આવી. હિંદના પ્રથમ એલચી તરીકે તેમણે કોલંબીઆના પ્રમુખને સેંટીઆગોમાં પોતાનો ખરીતો સાદર કરવાનું માન મેળવ્યું. તેઓશ્રી એક આદર્શ "સ્પોર્ટ્સમેન" તથા રાજદ્વારી વ્યક્તિ તરીકે પ્રસિદ્ધ છે. ટેનિસનાં આંતરરાષ્ટ્રિય ખેલાડીઓમાં હિંદનું નામ યુરોપ અને અમેરિકાના દેશોમાં તેમણે ગૌરવ-

વંતુ બનાવ્યું છે. તેઓશ્રી ગાદીનશીન થયા પછી તરત જ કચ્છનું વિલીનીકરણ હિંદી સંઘમાં થતાં કચ્છના રાજ્યકર્તા તરીકેની તેમની કારકિર્દી તો પૂરી થઈ છે, પરંતુ તેમના માટે એક નવું અને વધારે વિસ્તૃત ક્ષેત્ર ખુલ્લું થયું છે.

મહારાઓશ્રીનું સ્થાન કચ્છમાં જરા મુશ્કેલી ભરેલું અને નાજુક બન્યું છે. આજની આ નવી પરિસ્થિતિમાં શું થઈ રહ્યું છે; તે શહેરમાં કે મોટા ગામોમાં રહેતા થોડાક શિક્ષિત વર્ગ સિવાય, અન્ય કચ્છી પ્રજાને ભાગ્યે જ સમજાય છે. પોતાના રાજા પ્રત્યેની અડગ વફાદારી એ કચ્છી પ્રજાનું પરંપરાગત લક્ષણ છે. મહારાઓશ્રી જ્યાં જ્યાં જાય છે ત્યાં ગામડાની સ્ત્રીઓ એકત્ર થઇ, દેશના ધણીને સન્માનવા માટે ખાસ રચાયલાં ભાવભીનાં ગીતો ગાય છે. અને પુરુષ વર્ગ પોતાનાં કામકાજ પડતાં મૂકીને મહારાવશ્રીનાં ચરણોમાં પાઘડી મૂકવા હોંસભેર દોડે છે. સદીઓથી ચાલતી આવતી રીત મુજબ વર્તમાન કચ્છી પ્રજા પણ પોતા ઉપર આવતી આફતો સામે રક્ષણ મેળવવા મહારાવ તરફ મીટ માંડે છે.

પરંતુ જે સત્તા વડે મહારાઓશ્રી પોતાની રૈયતની અનેકવિધ માગણીઓ સંતોષી શકતા, તે સત્તા હવે તેમની પાસે રહી નથી. વહીવટી તંત્ર હવે તેમના અંકુશ નીચે નથી, બલ્કે તંત્ર ઉપર તેઓ કાંઇ અસર કરી શકે તેમ પણ નથી. તંત્ર સંચાલનમાં કોઇપણ રીતે કંઇ ફેરફાર કરવા તેમને સત્તા નથી. સદ્ભાગ્યે મહારાઓશ્રી મદનસિંહજી સુયોગ્ય સમયસૂચકતા અને ડહાપણ ધરાવતા હોવાથી, આવો કોઇ પ્રયાસ કરવા પ્રેરાય તેમજ નથી. તેમની સખાવતો જુદા જુદા ક્ષેત્રમાં વિસ્તરેલ છે. પરંતુ તેને જાળવી રાખવા માટે રાજ્યની આવકમાં હવે કશી જોગવાઇ ન હોવાથી, મહારાવશ્રીની અંગત આવકમાંથી તેનું ખરચ કરવામાં આવે છે. પરિણામે તેવી સખાવતો મર્યાદિત રાખવી પડે છે. મહારાઓશ્રીને મળતા વર્ષાસનમાંથી દર વરસે રૂા. ૫૦,૦૦૦ જેવડી રકમ તો તબીબી અને શૈક્ષણિક ક્ષેત્રે ખરચવા માટે, તેમણે હંમેશને માટે મંજૂરી આપી દીધી છે. મહારાઓશ્રી તથા હિંદી સરકારના સ્થાનિક પ્રતિનિધિઓ વચ્ચે જે હાર્દિક સુમેળ પ્રવર્તે છે તથા ઉભય પક્ષોમાં એક બીજાને સમજવાની તથા સહાયરૂપ થવાની જે ઉત્કટ ભાવના દેખાય છે, તે બન્ને પક્ષ માટે જરૂર પ્રશંસા માગી લે છે. આમ છતાં સીધા-સાદા ગામડાના લોકો તો હજુ ગૂંચવાડામાં જ છે. અગાઉના દિવસો હવે ચાલ્યા ગયા છે, એ નક્કર હકીકત આ નિર્દોષ, ભોળા લોકોના મગજમાં હજુ પણ ઊતરતી નથી. પરિણામે તેમને ઘણી બાબતોમાં હૃદયઘાતક નિરાશા સાંપડે છે. આવા દુઃખદ પ્રસંગો જેમ બને તેમ ઓછા કરવા મહારાઓશ્રી પોતાનો કચ્છમાં રહેવાનો સમય જેમ બને તેમ ટુંકાવે છે, તે આ ઉપરથી સમજી શકાય તેવું છે.

પોતાના રાજા પ્રત્યે કચ્છી પ્રજા કેવી અડગ વફાદારી ધરાવે છે, તેની પ્રતીતિ મુંબઇ સરકારને ગત સદીમાં જ બરાબર થઇ હતી. આ જ લાક્ષણિક વફાદારી હવે શહેરનાં લોકો તથા અન્ય કેળવાયેલા વર્ગો રાષ્ટ્ર તરફ તથા રાષ્ટ્રના રાજકીય પક્ષ તરીકે સ્થપાએલ કોંગ્રેસ તરફ ધરાવતા થયા છે.

શહેરોમાં રહેતો કચ્છી સમાજ સંપૂર્ણ શહેરી સંસ્કાર ધરાવતો હોય છે. કચ્છી શહેરી ભારતના અન્ય શહેરીજનો કરતાં કદાચ વધુ પ્રગતિશીલ છે. તેની વિચાર શ્રેણી આધુનિક વેપારીની હોય છે, આમ છતાં રાજ્યભક્તિનાં રૂઢ સંસ્કારોને લઈને રાજ્ય એટલે રાજાનું વ્યક્તિત્વ, એ જાતનું માનસ કચ્છનાં ગામડાંમાં હજુ જેવું ને તેવું જીવંત રહ્યું છે.

છ લાખની કચ્છની વસ્તીમાંથી ૪૮૦૦૦૦ એટલે સેંકડે એંશી માણસો હજુ પણ ગામડાંમાં રહે છે. અને ઉપર ઉલ્લેખ કરાયેલી વફાદારીની ભાવનાનું શહેરીઓમાં જેટલું પરિવર્તન થયું છે તેટલા પ્રમાણમાં ગ્રામવાસીઓમાં થયેલું જોવામાં આવતું નથી. આ બાબતમાં કચ્છ પણ સમગ્ર ભારતને મળતું આવે છે. ભારતમાં પણ પ્રથમ ગાંધીજીએ અને ત્યારબાદ હાલના પંતપ્રધાન શ્રી જવાહરલાલ નહેરૂએ આમજનતા પર અભૂતપૂર્વ વર્ચસ્વ જમાવેલું જણાય છે, તે ભારતવાસીની આ લાક્ષણિક વિશિષ્ટતાને જ આભારી છે. કારણ કે સંસ્થા અને સંસ્થાનો સંચાલક એ બંન્ને અવિભિન્ન છે, એવી સર્વ સામાન્ય ભાવના ભારતમાં પ્રવર્તે છે. શ્રી નહેરૂ ભારતમાં જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં તેમનાં દર્શન કરવા તથા તેમને આવકાર આપવા જે વિરાટ માનવમેદની દરેક સ્થળે ઊમટે છે, તેનું કારણ વાસ્તવમાં શ્રી નહેરૂ ભારતના પંતપ્રધાન છે એ નથી, પરંતુ તેઓ પ્રજાના સર્વસ્વીકૃત નેતા છે એ છે. શ્રી જવાહરલાલના દર્શનમાં તેઓ એક જીવંત, નૂતન અને સ્વતંત્ર ભારતનું દર્શન કરે છે. પ્રજાસત્તાક ભારતના વિકાસના હાલને તબક્કે શ્રી નહેરૂ ઉપર લગભગ એક ચક્રવર્તી સમ્રાટ જેટલી સત્તાઓ લાદવામાં આવી છે. તે એક કીમતીમાં કીમતી જીવંતબળ તરીકે કામ કરી શકે તેમ છે. કારણ કે નૂતન રાજ્યપદ્ધતિમાં આમજનતાને જે દૃઢ વિશ્વાસ છે, તે આથી દૃઢતર બને છે અને શાસન પ્રત્યેનો તેમનો આદર પણ એથી વધે છે.

બીજી દૃષ્ટિએ વિચારતાં, કચ્છના નાનકડા તખતા ઉપર વિદ્યમાન મહારાવશ્રી, જેઓ હવે કોઈ પ્રકારની રાજ્યસત્તા ભોગવતા નથી, તેમજ લોકોનાં દુઃખો દૂર કરવાની કોઈ સત્તા પણ ધરાવતા નથી, તેમના પ્રત્યેની જુગજૂની લોકલાગણી હવે તો અનિવાર્ય રીતે એક પ્રકારની વિરોધાત્મક પરિસ્થિતિ જેવી જ બની ગઈ છે. એ પરિસ્થિતિ હવે કચ્છના સ્પષ્ટ થતા જતા ભવિષ્યના ભાવિ કાર્યક્રમના એક જરૂરી અંશ તરીકે નહિ, પરંતુ ભૂતકાળના અવશેષ જેવી બની રહી છે. આ સંજોગોમાં મહારાવશ્રીએ કચ્છના નૂતન રાજ્યતંત્રને આપેલ સુપ્રસિદ્ધ સહકારનો ટેકો અતિ ઉપયોગી થઈ પડ્યો છે. આ ટેકો ભૂતકાળ અને વર્તમાનકાળ વચ્ચેની ખાઈ પૂરી દેવા માટે ખરેખર અનિવાર્ય હતો. એક સમયે મહારાવશ્રી જ્યાં રાજવી તરીકે રહેલા તે કચ્છ પ્રદેશમાં જૂના યુગની રચના ઝડપથી બદલતી જતી હોવાથી હવે અહીંની એમની અંગત હાજરી, એમને પોતાને માટે અને બીજાઓને માટે પણ એક વધતી જતી મૂંઝવણનો વિષય બની રહે છે. બીજી દૃષ્ટિએ એ હકીકત પણ ધ્યાન ખેંચે તેવી છે, કે કચ્છી લોકો કચ્છમાં કામધંધો કરી આજીવિકા મેળવે છે તેમ બહાર પણ વસે છે અને ત્યાં જ રોજી મેળવે છે. મુંબઈ, કલકત્તા, ઇસ્ટ આફ્રિકા, એડન, ઇરાની અખાત, યુરોપ કે અમેરિકા, જ્યાં જશો ત્યાં

સારા પ્રમાણમાં કચ્છીઓનો વસવાટ જોવામાં આવશે. એ લોકો તો મહારાઓશ્રીને, પોતાની માતૃભૂમિ કચ્છના તથા કચ્છ પણ જેનો એક ભાગ બની રહેલ છે એવા નૂતન ભારત પ્રત્યેના પ્રેમના એક પ્રતીક સમાન જ માને છે. કચ્છીઓના સ્વભાવજન્ય વલણને અનુરૂપ મહારાઓશ્રી મદનસિંહજી પણ દેશાટનના ખૂબ શોખીન છે. જ્યાં જ્યાં તેમને કચ્છી પ્રજા જોવામાં આવે છે ત્યાં ત્યાં તેઓશ્રીની હાજરી કચ્છીઓના વતન તરફના પ્રેમને વિશેષ બળવાન બનાવે છે—અને નુતન કચ્છ જે હાલ અનેરૂં ચૈતન્ય બતાવી રહ્યું, છે તેને માટે ગર્વની લાગણી પેદા કરે છે.

લગભગ અર્ધું કચ્છ પોતાની આજીવિકા કચ્છની બહાર મેળવે છે, તેનું એક કારણ પ્રથમ જણાવવા મુજબ તેની દરિયાવટની પરંપરાગત ભાવના, અને બીજું દેશમાં સારી રીતે ગુજરાન ચલાવવાની મુશ્કેલી. કચ્છનો વરસાદ અચોક્કસ અને અનિયમિત છે. એકાદ ભયંકર દુષ્કાળ તો દરેક દાયકે ઊભો જ હોય. ત્યારે કંઈ પણ પાક ઉત્પન્ન ન થાય અને ઢોર–ઢાંખર માટે ઘાસ–ચારાની પણ પૂરી ખેંચ પડે. કચ્છમાં બારે માસ વહેતી એકે નદી નથી. એટલે વરસાદમાં જે પાણી પડે તેનો જ સંગ્રહ કરવો રહ્યો. તેમાં પણ મુશ્કેલી એ કે આખા કચ્છમાં એકસરખો વરસાદ હોય જ નહિ. અહીં તો ચાર કલાકમાં ૧૭ ઇંચ વરસાદ વરસ્યાના પણ દાખલા છે.અને ૩૧ ઇંચ વરસાદ ૩૬ કલાકમાં વરસી જાય એવું પણ બન્યું છે. પણ આવી ભારે વર્ષા તો થોડા જ વિસ્તારમાં ૫–૭ માઇલના વિસ્તારમાં જ પડતી હોય છે. અને તેને લઈને આ એકદમ ધસમસતાં વહેતાં નદી–નાળાંના પાણીનો ઉપયોગ કરવાનો અને તેને યોગ્ય રીતે વાળી લેવાનો પ્રશ્ન અતિ મુશ્કેલ બની રહ્યો છે. જમીન પર જામી ગયેલ કાંપ આવાં પૂરોમાં તણાઈ જઈ, ડુંગરા, ટેકરા અને ગૌચર જમીનને ધોઇ નાંખીને સાફ કરી દે છે, અને જોસબંધ વહેતાં વરસાદનાં પાણી આખરે દરિયામાં વહી જાય છે.

૧૯ મી સદી દરમિયાન કચ્છના દરેક રાજવીએ આવી નદીઓ પર ડેમ બાંધવાના તેમજ જળસંગ્રહાલયો અને તળાવો વગેરે બાંધવાના પ્રયોગો કરેલા તો ખરા, પણ મહારાવશ્રી ખેંગારજી ૩ જાએ ખાસ જહેમત ઉઠાવી, અંગત રીતે આ પ્રશ્ન પરત્વે ઊંડો રસ લઈ, મોટાં તળાવો બાંધી, તેમાં પાણીનો સંગ્રહ કરી શકાય, તેવી સુધારાવાળી વ્યવસ્થા પહેલી બખત જ કચ્છને આપી.

સારામાં સારા દેશી તેમજ વિદેશી નિષ્ણાતોને રોકી, તેમના આ વિષયનાં જ્ઞાનનો તેમણે લાભ લીધો. કોઇ નવીન અખતરો કરનારને જે પ્રમાણે આશા–નિરાશા અનુભવવી પડે છે, તેમ સ્વ૦ મહારાઓશ્રીને માટે પણ વરસાદના વહી જતા પાણીનો સંગ્રહ કરવાની, વ્યાપક યોજનાઓના સંબંધમાં પણ બન્યું. તેમની અભિલાષાઓ અને પ્રયાસોના પ્રમાણમાં તેઓ સંપૂર્ણ ફળીભૂત તો ન થયા. પણ આખા રાજ્યમાં ફરદેશી વાપરીને, સિંચાઇની શક્યતાઓ ક્યાં ક્યાં છે તેની પૂરેપૂરી મોજણી કરાવી. આ કાર્ય માટે તેમણે અને તેમણે રોકેલ નિષ્ણાતોએ ઊંટ, ઘોડા અને મોટરોની હજારો માઇલની મુશ્કેલી ભરેલી મુસાફરી કરી. પરંતુ તેથી તો મુશ્કેલીઓનો ઉકેલ થવાને બદલે નવી નવી

મુશ્કેલીઓ ઊભી થવા લાગી. કેટલીક યોજનાઓ જેમને માટે નિષ્ણાતોએ તેમને ખાસ ભલામણ કરી હતી, અને જેને માટે ઘણી આશા સેવવામાં આવી હતી તે ક્યાંય નહિ અનુભવાયેલી એવી સ્થાનિક મુશ્કેલીઓને કારણે પડતી મૂકવી પડી. પણ બીજી યોજનાઓ તો સફળ નીવડી. રફતે રફતે જે પદ્ધતિથી કામ પાર પાડી શકાય તેવી નવી પણ મુશ્કેલ કાર્યપદ્ધતિઓ અપનાવવામાં આવી. સને ૧૯૩૦ સુધીમાં મહારાઓશ્રીજીના સતત પરિશ્રમને પરિણામે, ઘણી નિરાશાઓ અને તકલીફો વચ્ચે પણ વ્યવહારૂ રીતે અમલી બને તેવી ઘણી યોજનાઓના નકશા તૈયાર થયા. અને તે જ નકશાઓને આધારે તે પછીના દશકામાં તેને અમલમાં લેવાનું શક્ય બન્યું. અને તેમને માટે સંતોષની વાત એ હતી, કે સને ૧૯૪૨ માં તેઓ સ્વર્ગવાસી થયા તે પહેલાં જ તેમને જણાઇ ગયું હતું, કે તેમના અનુગામીઓ જેનું શ્રદ્ધાપૂર્વક અનુસરણ કરે એવો માર્ગ ખુલ્લો કરનાર તેઓ પોતે જ હતા. તેમના રાજ્ય-અમલમાં બંધાયેલાં તળાવો, જળસંગ્રહાલયો અને કેનાલોમાં ખેંગારસર સૌથી મહાન છે.

જે કેનાલો, તથા પાણીનો સંગ્રહ રાખે તેવા નાનાં-મોટાં તળાવો તેમના અમલ દરમ્યાન બંધાયાં છે, તેમાંનું એક છે, એ મોટું ખેંગારસર. તેનું આ નામ તેઓશ્રીની યાદ સદા તાજી રખાવે છે. વીડીના ઝરાઓમાંથી એમણે ઊભા કરેલ નવા કંડલાબંદરને પાણી પૂરૂં પાડવાની કેનાલનો પણ એમના બાંધકામોમાં જ સમાવેશ થાય છે.

મહુંમ મ. ખેંગારજીના પુત્ર તથા વિદ્યમાન મહારાઓશ્રી મદનસિંહજીના પિતા મહારાઓશ્રી વિજયરાજજીએ કચ્છમાં નવા બંધો બંધાવીને સિંચાઈનો લાભ આપવાની બાબતમાં તથા જે યોજનાઓનો કચ્છમાં તે વખતે અમલ થઇ રહ્યો હતો તેના વ્યવહારૂપણા વિષે, કેન્દ્ર સરકારના નિષ્ણાતોની વિશેષ સલાહ માગી હતી. તે જમાનામાં કચ્છમાં કેટલાક એવા મતના હતા, કે સિંધુ નદીનાં કેટલાક વહેનો કચ્છમાં લાવી લાભ લઇ શકાય તેમ છે. તે વખતની હિંદ સરકારે સને ૧૯૪૫ માં નીમેલ Central Water Power & Irrigation Commitee એ પણ સિન્ધુ નદીનાં વહેનો પર કચ્છના આ પ્રકારના હક્કનો સ્વીકાર કર્યો હતો. પ્રથમ દર્શને આ માગણી જો કે આકર્ષક જણાય, પણ કચ્છમાં રહેતા ઘણા લોકો એથી જુદો મત પણ ધરાવતા હતા, કે સિન્ધુનાં પાણી ભૂતકાળમાં જ્યારે કચ્છમાંથી વહેતાં ત્યારે પણ કચ્છના પશ્ચિમના છેડાને જ અડીને લખપત નજીક વહેતાં હતાં. એટલે આ દરખાસ્તથી ઘણામાં ઘણો લાભ જો મેળવી શકાય તો એટલો જ કે એથી માત્ર ચોમાસામાં જ ઉપયોગી થાય તેવી કોઈ નાના બંધની યોજના અમલમાં મૂકી શકાય.

સ્વ. મહારાવશ્રી વિજયરાજજીએ જળસંગ્રહની આ દિશામાં પોતાના સ્વ. પિતાએ અખત્યાર કરેલી નીતિ ચાલુ રાખી તેમાં સ્થાનિક લોકમતનો પણ તેમને સાથ પ્રાપ્ત થયો હતો. ભારતના ભાગલા પછી ભારતની નૂતન સરકારે પાકિસ્તાનની સરકાર પાસે સિંધુ નદીના જળમાં કચ્છનો પણ ન્યાયપુરઃસર હિસ્સો રહેલો છે એ બાબત પાકિસ્તાનની સરકાર સમક્ષ મૂકવા ઠીકઠીક વલણ દેખાડેલ છે, એ હકીકત પણ આનંદદાયક

છે. સને ૧૯૫૫–૫૬ માં છાડબેટના સંબંધમાં ભારત–પાકિસ્તાન વચ્ચે જે તકરાર ઊપડી હતી, તેને લીધે સન ૧૯૪૫ વાળી સિંધુ નદીના પાણી પરના કચ્છના હક્કની દરખાસ્ત ભવિષ્યમાં ફરી કોઈવાર મોખરે આવે એ સંભવિત છે. પરંતુ આ સ્થળે એટલું જ બસ થશે કે મહારાઓશ્રી વિજયરાજજીના રાજ્ય અમલ દરમ્યાન થયેલ કચ્છનું મોટામાં મોટું જળસિંચનનું બાંધકામ વિજયસાગર ડેમનું હતું. તેમના અવસાન બાદ મહારાઓશ્રી મદનસિંહજીના શુભ હસ્તે તેનું ઉદ્‌ઘાટન થયું હતું. આ તળાવ ૭૩૬ કરોડ ઘનફૂટ પાણી સમાવવાની શક્તિ ધરાવે છે. અને જ્યારે પૂરું ભરાય છે ત્યારે ૧૦,૦૦૦ એકર જમીનને પાણી આપી શકે છે. બાંધકામની તેમજ વિશાળતાની દૃષ્ટિએ આ સરોવરનું દૃશ્ય અતિ ભવ્ય લાગે છે. પરંતુ આ તળાવ પણ વરસાદ ઉપર જ અવલંબિત છે. કારણ કે આ તળાવના પૂરક વિસ્તારમાં કચ્છના મન–તોરી મેઘરાજાની કૃપાદૃષ્ટિ વરસતી નથી ત્યારે આ જ તળાવ ખાવા ધાતું હોય તેવું લાગે છે. પરંતુ એક વાત હવે નિર્વિવાદ છે, કે કોઈપણ ઋતુમાં વરસાદ થતાં આ તળાવ પાણીનો સંગ્રહ કરી શકે છે. અને આજુ-બાજુના ગ્રામ્ય વિસ્તારોમાં ખેડૂતોના દિલમાં નવી જ આશાઓનું સિંચન કરતું રહે છે.

આવાં પ્રકારનાં જળસિંચાઈનાં કામો ઉપર જ કચ્છની ખેતી–વિષયક સદ્ધરતાનો આધાર છે. હિંદી સંઘમાં કચ્છનું વિલીનીકરણ થયું ત્યાં સુધી ૨૩ જેટલાં મોટાં જળ-સંગ્રહો તથા બીજાં જળસિંચાઈનાં કામો પૂરાં થયાં હતાં. અને વધારાનાં ૩ નું બાંધકામ ચાલુમાં હતું. કચ્છનું નવું રાજ્યતંત્ર પણ એ જ રસ્તે આગળ વધી રહ્યું છે. કારણ કે તેની પાછળ ભારત સરકારનાં અખૂટ સાધન–સંપત્તિનું બળ રહેલ છે. હવે સિંચાઈનાં તળાવોની સંખ્યા વધીને ૩૬ ની થઈ છે. પ્રથમ પંચવર્ષીય યોજના (૧૯૫૧–૫૬) માં ૧૧ મોટાં તળાવો બાંધવા માટે જોગવાઈ કરવામાં આવી હતી. એ યોજનાને અંતે તેમાંનાં આઠ પૂરાં થયાં હતાં. વળી 'વધુ અનાજ ઉગાડો' ની યોજના પણ હિન્દુસ્તાનના બીજા ભાગો જેટલી જ કચ્છમાં સફળ નીવડી છે. આ યોજના અન્વયે ૧૧ નાનાં તળાવો પણ બંધાયાં છે.

બીજી પંચવર્ષીય યોજનામાં ૧૨ વધારે જળસિંચાઈની યોજનાઓનો સમાવેશ કરવામાં આવ્યો હતો. અને નિષ્ણાતોને હવે સંપૂર્ણ ખાત્રી થઈ છે, કે ખેતી થઈ શકે તેવો વિસ્તાર, જે હાલ ફક્ત ૧૨૦૦૦ એકર છે તેમે વધારીને ૧,૦૬,૦૦૦ એકર સુધી લઈ જઈ શકાય તેમ છે. (કચ્છમાં હાલે એકંદર ૯,૩૦,૦૦૦ એકર જમીનમાં વાવેતર થાય છે.) આથી એ ફલિત થાય છે, કે અનાજના ઉત્પાદનમાં ૩૦,૦૦૦ ટન જેટલો અને ઘાસચારામાં તો ૫૦,૦૦૦ ટન જેટલો વધારો થઈ શકે તેમ છે. કચ્છના લાંબા ઇતિહાસમાં કચ્છ અનાજ તથા ઘાસ–ચારાની બાબતમાં હવે પહેલી જ વખત સ્વાવલંબિત થઈ શકે તેમ છે, એ વિચારથી કચ્છના હાલના રાજ્યકર્તાઓ ગૌરવ અનુભવે તે સ્વાભાવિક છે. પરંતુ આ બધી સિદ્ધિઓ અને ભાવિ શક્યતાઓ છતાં આ સ્થળે એટલું તો ભુલાવું ન જોઈએ કે, કચ્છના અગાઉના રાજાઓએ જ, જે દૂરંદેશીભરી નીતિનું કચ્છના વિકાસ માટે નિર્માણ કર્યું હતું, તથા જે નીતિના લોકકલ્યાણના જ ધ્યેયને લક્ષમાં રાખી,

અથાગ ભોગે, તેઓએ તેનો અમલ કર્યો હતો, તે જ નીતિને હાલનું તંત્ર પણ વાસ્તવમાં ચાલુ રાખતું આવે છે, એ હકીકત આ ગૌરવમાં તેઓ ક્યારેક ભૂલી જાય છે. અલબત્ત આ તંત્રને વિશેષ સાધન-સંપન્નતા પ્રાપ્ત થયેલ છે. બોરીંગ-કૂવાઓની દિશામાં પણ ઠીક ઠીક પ્રગતિ સાધવામાં આવી છે. રણ-વિસ્તાર સિવાયના બીજા ભાગોમાં કચ્છના પાતાળમાં પાણી નથી, એવી જે માન્યતા અગાઉના વાઇસરોયો તથા શિયાળાની ઠંડી મોસમમાં જ કચ્છ આવતા વિદેશી મહેમાનો ધરાવતા, તે માન્યતા હવે ખોટી સિદ્ધ થઇ છે. તેઓ તો કચ્છને "નિર્જળ કચ્છ" તરીકે ઓળખતા. અત્યારે એ કહેવું અસ્થાને નથી, કે જ્યારે કચ્છ રાજ્યનો વહીવટ હિંદ સરકારને સુપરત થયો ત્યારે ખેડૂતોને મદદ કરવા માટે, મહારાઓશ્રીના વખતમાં અસ્તિત્વમાં આવેલા ૨૮૦૦૦ જેટલા ઊંડા પાતાળકૂવાઓ કચ્છમાં મોજુદ હતા.

નવા રાજ્યતંત્રે જે સિદ્ધિઓ જળસિંચાઇના ક્ષેત્રે પ્રાપ્ત કરી છે, તેનો જે સંગીન લાભ કચ્છને મળ્યો છે, અને ભવિષ્યમાં પણ પુષ્કળ પ્રમાણમાં નિઃશંક મળતો રહેશે, તેનું મૂલ્યાંકન કોઇ પણ રીતે ઓછું આંકવાનો ઉપરના ઉલ્લેખમાં લેશ માત્ર ઉદ્દેશ નથી. જ્યાં સુધી કચ્છ એક નિરાળા પ્રદેશ તરીકે જુદો રહ્યો હતો ત્યાં સુધી વિકાસકાર્યો માટે બીજા દેશ પાસેથી નાણાંકીય સહાય મેળવવાનું તેને માટે શક્ય નહોતું. કચ્છના રાજ્ય-વહીવટમાં તેમજ પેઢી દર પેઢી ઊતરેલા રાજવીઓમાં, કચ્છી લાક્ષણિક કરકસર અને સાદગીના ગુણો સહજ હતા. તેમ છતાં પણ કચ્છની કક્ષાના તથા કચ્છના વિસ્તારવાળાં બીજાં દેશી રાજ્યો અને રાજાઓની સરખામણીમાં આ પ્રદેશ અને તેના રાજવીઓ ઓછા સાધનસંપન્ન કહી શકાય. શક્ય તેટલી બધી દિશામાં, કરકસર કરવા છતાં પણ આધુનિક સમાજ માટે અનિવાર્ય ગણાય એવાં કાર્યો, જેવાં કે જળસિંચાઇ, ખેતીવિકાસ, ખનિજસંપત્તિ, વાહન-વ્યવહારની સુધારણા, વેપાર-ઉદ્યોગને ઉત્તેજન, સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓની સ્થાપના, કેળવણી, જાહેર તબીબી અને સામાજીક સેવાઓ, વગેરેના વિસ્તાર માટે પૂરતાં નાણાં ફાજલ પાડી શકાતાં નહિ. પરિણામે અગાઉના સમયમાં મર્યાદિત ક્ષેત્રમાં જ વિકાસને સ્થાન હતું. સ્વાભાવિક છે કે આવી પરિસ્થિતિમાં એક ક્ષેત્રમાં પ્રગતિ સાધવા માટે બીજી તરફ દુર્લક્ષ કરવું પડે, અથવા તો કોઈ વખત તેમાં સમૂળગી પીછેહઠ પણ કરવી પડે.

વળી આ પ્રમાણે કરેલી પ્રગતિનું ચિત્ર પણ સંપૂર્ણ અને એક સરખું ન હોતાં, એકાદ ક્ષેત્રમાં જ મળેલા લાભથી કચ્છી જનસમુદાયના જીવન-ધોરણ ઉપર તેની શું અસર થઈ છે તે માપવું શકય ન હોતું અને વાસ્તવમાં તો સંબંધ ધરાવતા અન્ય ક્ષેત્રોમાં પણ સાથેસાથ પ્રગતિ થવી જરૂરી હતી, પરંતુ તેમ ન થવાથી કેટલીક સિદ્ધિઓનો લાભ પૂરતા પ્રમાણમાં દેખાતો ન હતો. એક પછી એક ગાદીનશીન થતા કચ્છના રાજાઓએ બહુ જ ડહાપણ તથા ચીવટથી યોજનાઓ તૈયાર કરી હતી, છતાં કચ્છ ઉપર અલ્પ વૃષ્ટિ કે ભયંકર અનાવૃષ્ટિનો ઓળ ક્યારે ઊતરશે અને રાજ્યની જમીન મહેસૂલની આવકને લગભગ શૂન્યવત્ બનાવી દેશે, એ પ્રશ્ન હંમેશા ઘેરી ચિંતાનો વિષય બની રહેતો.

જ્યારે આવી આફત ઊતરતી ત્યારે ત્યારે, કચ્છનો આર્થિક વિકાસ સાધવા માટે કે સામાજિક સેવાઓના વિસ્તાર માટે, બહુ જ કરકસરથી લાંબા સમયથી સંચય કરેલાં નાણાં, દુષ્કાળ–નિવારણ માટે તથા ભૂખમરો ટાળવા માટે જ ખરચી નાખવાની ફરજ પડતી. કારણ કે તે પળે આ જ પ્રશ્ન સૌથી વધારે અગત્યનો બની જતો. ઈશ્વર–કૃપાથી આ પ્રકારની દુઃખદ યાતનાઓમાંથી કચ્છના હાલના રાજ્ય–સંચાલકોને પસાર થવું પડતું નથી. તેમનાં સાધનો સ્થાનિક આવક ઉપર જ હવે અવલંબિત નથી. જરૂર પડે તો કચ્છ પ્રદેશની ચાલુ જરૂરિયાતોને પહોંચી વળવા માટે, શરુ થયેલાં વિકાસ–કાર્યોને ગતિમાં રાખવા, કે નવી યોજનાઓ શરુ કરવા માટે સમગ્ર ભારતની સદ્ધર સમૃદ્ધિ અને સાધન સંપન્નતાનો, કચ્છનું હાલનું રાજ્યતંત્ર લાભ ઉઠાવી શકે છે; અને તેમ તેણે કર્યું પણ છે. જૂની નજરે હેરત પમાડે તેટલી કરોડોની રકમો, કંડલા બંદરના વિકાસ માટે ખર્ચવાનું હવે શકય બન્યું છે. અને આટલું ખરચ કરવા છતાં પણ જળસિંચાઈ, નિશાળો, તબીબી રાહત કે વાહન–વ્યવહારની સુધારણા માટે ફાજલ પાડેલ નાણાંમાં કાંઈ પણ કાપકૂપ કરવી પડતી નથી. કચ્છની જરૂરિયાતો તથા સાધન–સંપન્નતાનો ચોક્કસ અંદાજ કરી શકાય તે માટે ડિપાર્ટમેન્ટ ઓફ સ્ટેટિસ્ટિક્સ નામનું આંકડા શાસ્ત્રનું નવું ખાતું અહીં ખોલવામાં આવ્યું છે. ક્યાં કાર્યો પ્રથમ પસંદગી આપવા જેવાં છે તેને લગતી બાબતોનો પૂરેપૂરો અભ્યાસ કર્યા બાદ હવે તે ચોકસાઈથી નક્કી કરી શકાય છે. આમ થવાથી પરસ્પર અવલંબિત એવી જુદી જુદી પ્રવૃત્તિઓનું સંકલન કરી, કોઈ પણ એક ક્ષેત્રમાં, એકી સાથે પ્રગતિ કરવાની યોજના ઘડી શકાય છે. આજુબાજુના વિસ્તારોમાં આ પ્રમાણે સાધેલ પ્રગતિનો લાભ વહીવટી તંત્રની કાર્યદક્ષતાથી વિશેષ લઈ શકાય છે. સાંપડેલી તકોનો વખતસર લાભ લેવાનું શકય બન્યું છે.

આયોજનમાં પણ દૂરંદેશીપણાથી અને સંજોગો અનુસાર ફેરફાર કરવાનું શકય થયું છે. સમગ્ર ભારત માટે નીમાયેલા ઓલ ઇન્ડિયા સર્વિસના કુશળ અમલદારી વર્ગમાંથી કેટલાકની અહીં નિયુક્તિ થઈ છે. જેમ હિન્દુસ્તાનના બીજા વિભાગોમાં કરવામાં આવ્યું છે તેમ, કચ્છમાં પણ કાર્યદક્ષ અને કેળવાએલા કર્મચારીઓ, વહીવટી તંત્રમાં તેમજ નીચેનાં સ્થાનોમાં ગોઠવવામાં આવ્યા છે. કચ્છ જ્યારથી હિન્દી સંઘમાં જોડાયું ત્યારથી માંડી, મુંબઈ રાજ્યમાં ૧૯૫૬ માં ભળ્યું ત્યાં સુધી અહીં નાના–મોટા દરજ્જાના આશરે ૫૫૦૦ જેટલા કર્મચારીઓ કામ કરતા હતા. અને હાલ તે ગુજરાત રાજ્યનો એક જીલ્લો બની જવા પછી પણ તે સંખ્યામાં ખાસ ઘટાડો થયો નથી.

આ પ્રમાણે સરકારી ધોરણે પર રચાયેલું વહીવટી તંત્ર અહીં પણ કેટલીક ક્ષતિઓથી પર રહી શકયું નથી. આ પ્રકારના તંત્રમાં વ્યક્તિત્વનું મહત્વ નથી. એમાં પરંપરાગત અમલદારશાહીની ભાવના રૂઢ થયેલી છે. રાજ્યક્રાંતિના અનુસંધાનમાં કચ્છમાં અપરિચિત અમલદારોનું આગમન થયું. સ્થાનિક પ્રજાજનો એમની રીતભાતથી અજ્ઞાત હતા. આ અમલદારો પાસે ભારત સરકારની પ્રતિકાર ન થઈ શકે તેવી સત્તાનું બળ હતું અને તેમને સોંપાયેલી જવાબદારીઓ તેઓ દક્ષતાપૂર્વક અદા કરી શકે તેમ હતું.

૧૪ વરસ જેટલા સમયમાં જ કચ્છનો ઉત્કર્ષ સાધવામાં તેમણે ઘણુંઘણું કર્યું છે. સાથેસાથે કચ્છીઓ પણ અર્વાચીન ભારતના નવસર્જનમાં તેમજ રાષ્ટ્રના ભાવિ વિકાસની આગેકૂચમાં ગૌરવ ભરેલો ભાગ લઈ શકે તેવી પરિસ્થિતિનું પણ સર્જન થયું. સામાન્ય રીતે ભૂતકાળમાં સ્થાપિત થયેલા પાયા ઉપર જ ખધી નહિ તો કેટલીક નવી રચનાઓ ઊભી કરવામાં આવી છે, અને તેમને સંગઠિત બનાવી, નૂતન યુગને અનુરૂપ બને તેવી રીતે તેમનું વિસ્તરણ પણ થતું રહ્યું છે.

અગાઉ ઉલ્લેખ કર્યો છે, તે પ્રમાણે વાસ્તવમાં તો કચ્છની વસતીનો મોટો ભાગ, હજુ પણ એ જ મંતવ્ય ધરાવે છે, કે જૂન ૧૯૪૮ થી ૧૯૫૬ સુધી કચ્છને માટે જે ઈલાયદું રાજ્યતંત્ર અસ્તિત્વમાં હતું, તે જ તંત્ર કચ્છ માટે શ્રેષ્ઠ હતું. રાજ્ય પુનઃરચના પંચની ભલામણો જો કે હિંદી સરકારે અચકતાં અચકાતાં સ્વીકારી હતી, છતાં પણ તેની ભલામણો અનુસાર કચ્છનું અલગ અસ્તિત્વ, દ્વિભાષી બૃહદ્ મુંબઈ–રાજ્યમાં લીન થયું ત્યારે કચ્છના સમજુ વર્ગને ખેદ થયો હતો. અને જ્યારે કચ્છનું જોડાણ મુંબઈ રાજ્યમાંથી ખસેડીને ગુજરાત રાજ્ય સાથે કરવામાં આવ્યું ત્યારે તો કચ્છી જનતાને ભારે આઘાત લાગ્યો હતો. પ્રથમ જ્યારે ચીફ કમીશ્નરને કચ્છનો વહીવટ સોંપવામાં આવ્યો હતો ત્યારે પણ પ્રજાને તે ગમ્યું નહોતું. પરંતુ હિંદી સરકારના, તે કચ્છમાં સીધા પ્રતિનિધિ છે, એમ પાછળથી જણાતાં તેની એકંદર ઉપયોગિતા લોકો સમજતા થયા હતા. આટલેથી ન અટકતાં સને ૧૯૫૬ માં મુંબઈ–રાજ્યના એક જીલ્લા પ્રદેશ તરીકે કચ્છનો વહીવટ કલેક્ટરને સોંપાયો ત્યારે તો પ્રજાને નિરાશા જણાઈ હતી. કારણ કે જે તટસ્થતાથી કચ્છ અને ગુજરાત તથા કચ્છ અને સૌરાષ્ટ્ર વચ્ચેની ચડસાચડસી માટેની ઐતિહાસિક હરીફાઈઓનો સમન્વય દિલ્હીની કેન્દ્ર સરકાર કરી શકે, તેવી તટસ્થતાથી મુંબઈ કે ગુજરાત રાજ્યની સરકાર ન કરી શકે તે દેખીતું છે.

સને ૧૯૪૮ માં કચ્છનું વિલીનીકરણ થતાં તેની પરંપરાગત અલગતાનો લોપ થયો. ત્યાર પછી થતા ફેરફારો કેટલેક અંશે કોઈ કોઈ વર્ગને ન દેખાય છતાં પણ રાષ્ટ્રવ્યાપી દષ્ટિએ તે અનિવાર્ય અને હિતકર છે. પરંતુ આ બધા ઝડપી ફેરફારો કચ્છના ભાવિને કેવી રીતે અસર કરશે, તે અત્યારે કહેવું શક્ય નથી. હાલે તો એમ જોવામાં આવે છે કે કચ્છના વિકાસ માટે ખરચવા કેન્દ્ર સરકારે જે રકમ ફાજલ પાડેલી છે, તેમાં કાંઈ ઘટાડો થશે નહિ. કેન્દ્ર સરકાર કચ્છની ચાલુ વિકાસ–યોજનામાં હાલે જે ઊંડો રસ ધરાવે છે તે જો ભવિષ્યમાં ઓછો થશે તો ફક્ત કચ્છ માટે જ નહિ, પરંતુ સમગ્ર ભારત માટે તે એક કરુણ ઘટના થશે. કારણ કે હાલની બધી યોજનાઓ રાષ્ટ્રવ્યાપી હિતની દષ્ટિએ ઘડાયેલી છે.

બે દાયકાના ગાળા પછી આજે ફરીથી કચ્છમાં મુસાફરી કરતાં ઘણી દિશામાં કચ્છે જે પ્રગતિ સાધી છે તેની પ્રશંસા કરવી પડે છે. કોંગ્રેસપક્ષની કેટલીક અતિ ઉત્સાહી વ્યક્તિઓ કેટલેક સ્થળે જે દાવો કરે છે કે ભારત સરકારે કચ્છનો વહીવટ ૧૯૪૮ માં સંભાળ્યો તે સમય પહેલાં તો આમ તોર પર પ્રજાહિતનાં ક્ષેત્રોમાં રાજ્યે કાંઈ કર્યું

નહોતું', એ દાવા સાથે જે વ્યક્તિએ કચ્છની અગાઉ મુલાકાત લીધી હોય તે સંમત થઈ શકે નહિ. છતાં પણ રાજ્ય પલટા પછી કચ્છને મળેલ કાર્યદક્ષ રાજતંત્રથી અને ખાસ કરીને સમગ્ર ભારતના વિપુલ સાધન-સંપન્ન તંત્રમાં તેને ભાગ મળતો હોવાથી, કચ્છને અનહદ ફાયદો થયો છે એ દેખીતું છે. આની અસર ચારે તરફ જોવામાં આવે છે. કચ્છમાં મુસાફરીઓ પણ હવે તકલીફ વગરની બની છે. ભુજ અને તાલુકાના મુખ્ય શહેરો વચ્ચે સારા રસ્તાઓ બંધાયા છે. સૂકી મોસમમાં વાપરી શકાય તેવા માર્ગોની એકંદર લંબાઇ વધીને ૧૧૦૦ માઈલે પહોંચી છે. પ્રથમ પંચવર્ષીય યોજનામાં ૩૬૦ માઈલનાં નાળાં-પૂલો અને પાપડીઓવાળા રાજ્યકક્ષાના પાકા રસ્તા (State high way) બાંધવા માટે રૂા. ૪૦,૦૦,૦૦૦ ની જોગવાઇ કરવામાં આવી હતી.

બીજી પંચવર્ષીય યોજના દરમિયાન કચ્છના ૧૦ મુખ્ય શહેરો વચ્ચેના, બારે માસ વાપરી શકાય તેવા માર્ગોની લંબાઇ પણ ઠીકઠીક વધી છે. સાથોસાથ, ધોરી માર્ગોની સાથે જોડાતાં ગામડાં માટેના નાના રસ્તાઓની લંબાઇ પણ ઠીકઠીક વધી છે. રસ્તાઓનો વિસ્તાર કરવાનું આ ભગીરથ કાર્ય આટલા મોટા પ્રમાણમાં હાથ ધરવાનું, કચ્છના અગાઉના કોઇ પણ રાજવી માટે શકય ન હતું. રસ્તા વધવાથી મળતી આં સગવડોનો લાભ આખરે તો રાજ્યના બીજા ભાગોને પણ મળતો થશે. દાખલા તરીકે નખત્રાણા અને લખપત વચ્ચેના સારી રીતે પહોળા અને કુશળતા પૂર્વક બંધાયેલા રસ્તાને, રાષ્ટ્રના સંરક્ષણની દૃષ્ટિએ, પ્રથમ સ્થાન અપાયું હોય એ સંભવિત છે. સિંધ હવે પાકિસ્તાનમાં જતાં, કચ્છ સરહદી પ્રદેશ બની ગયો છે. કચ્છ અને સિંધ વચ્ચે, રણ વિસ્તારમાં આવેલ કેટલાક બેટોમાં ઢોરો ચારવાના હક્ક સંબંધી સદીઓ સુધી જે તકરારો ચાલતી હતી, તેનું મહત્ત્વ હવે આંતરરાષ્ટ્રીય દૃષ્ટિએ વિચારાતું થયું છે. ૧૯૫૫-૫૬ માં જ્યારે છાડ બેટમાં ઢોરો ચરાવવા પર કચ્છ તરફથી લેવામાં આવતી લાગત બાબત પાકિસ્તાન સાથે તકરાર ઊભી થઈ ત્યારે લખપત, સમગ્ર હિન્દનું એક અગત્યનું થાણું બની ગયું. નખત્રાણા-લખપતના આ નવા રસ્તા ઉપર, ખૂબ ધસારાથી લશ્કરી વાહનોની કતારો પશ્ચિમ તરફ વહેતી થઇ હતી. આ પરથી સિદ્ધ થાય છે, કે હિંદ સરકારના સંરક્ષણ ખાતાએ આ વિસ્તારની વિશિષ્ટ મહત્તા જાણી છે. અને એ જ દૃષ્ટિએ આ ધોરી માર્ગ બાંધવામાં આવ્યો છે. નખત્રાણા-લખપત રસ્તાને જો કે લશ્કરી વ્યૂહ રચનાના કારણે આંધવામાં પ્રથમ પસંદગી મળી હતી, પરંતુ તેનું મહત્ત્વ લશ્કરી દૃષ્ટિએ જ અંકાય તેમ નથી. લાંબા કાળથી, ઓછામાં ઓછી વસ્તી ધરાવતો કચ્છનો પશ્ચિમ તરફનો ભાગ આથી ખુલ્લો થશે. લીગ્નાઈટ, ચિરોડી, સિંધાલૂણ વગેરે કીમતી ખનીજોનું, વેપારી દૃષ્ટિએ ઉત્પાદન અને નિકાલ કરી શકાશે. બીજી પંચવર્ષીય યોજના દરમિયાન સાહરા, ગુનેરી, જુલરાઇ ઇત્યાદિ વિસ્તારો અરસપરસ, તેમજ મુખ્ય ધોરી રાજમાર્ગથી જોડાઇ જશે.

કચ્છના જુદા જુદા ભાગોને પરસ્પર વધારે અને વધારે નજીક લાવવામાં આંતર્ વાહન-વ્યવહારની દિશામાં થયેલ ઝડપી પ્રગતિએ પણ અગત્યનો ભાગ ભજવ્યો છે. તાલુકા-તાલુકા વચ્ચે પણ જે ભિન્નતાની લાગણી જોવામાં આવતી, તે પણ હવે અદૃશ્ય

થઇ છે, યાંત્રિક વાહન–વ્યવહાર કૂદકે અને ભૂસકે વધતો જાય છે. મોટરગાડી અને મોટર-લોરીઓની સંખ્યા વધતી જ ચાલી છે. મોટર ગાડીઓના પ્રમાણમાં માલ ભરવા માટેની મોટર લોરીઓની સંખ્યા લગભગ પાંચેકગણી કચ્છમાં જોવામાં આવે છે. તેનું કારણ કદાચ એ પણ હોઇ શકે, કે વંશ પરંપરાગત કરકસરમાં ઉછરેલા કચ્છીને વેપાર–ધંધા માટે જ સાધારણ રીતે મુસાફરી કરવાની ટેવ પડેલી છે. એટલે મોટર લોરીઓ વધારે અનુકૂળ થઈ છે. નાનાંનાનાં ગામડાંઓને, ધોરી રાજ્ય માર્ગ સાથે જોડતા રસ્તાઓ તૈયાર થતા જાય છે, તેમ તેમ વધારે અને વધારે પ્રમાણમાં પેસેન્જરો માટેની મોટર સર્વિસોમાં પણ વધારો થતો જાય છે.

સને ૧૯૫૬ સુધી "કચ્છ સ્ટેટ મોટર સર્વિસ" દ્વારા પેસેન્જરો ઉપાડવાની વ્યવસ્થા ચાલતી હતી. આ સંસ્થાએ પોતાની આશરે ૭૦ મોટી ગાડીઓ–બસોથી કચ્છના ૧૦૦૦ ગામડાંઓ પૈકી આશરે ૩૦૦ ગામડાંઓને આવરી લીધાં હતાં. તેમાં દરરોજ લગભગ ૪૦૦૦ પેસેન્જરો મુસાફરી કરતા. વહીવટી પદ્ધતિમાં ક્રમે ક્રમે ફેરફાર થતાં હાલે, ગુજ-રાત સ્ટેટ રોડ ટ્રાન્સપોર્ટ કોર્પોરેશન હસ્તક, કચ્છ માટે વાહન–વ્યવહારની વ્યવસ્થા ચલાવવામાં આવે છે. કચ્છમાં વાહન–વ્યવહારમાં જે ઝડપી અને ક્રાંતિકારી પ્રગતિ સાધ-વામાં આવી છે, તેનો ખ્યાલ નીચેના આંકડાઓ સ્પષ્ટ રીતે આપશે. દરરોજ પેસેન્જરોની સરેરાશ સંખ્યા ૮૦૦ થી વધીને ૧૨૦૦૦ સુધી પહોંચી છે. અને એકંદર બસની સંખ્યા ૨૫ માંથી આશરે ૧૦૦ સુધી પહોંચી છે. આ મોટર સર્વિસનો હાલે ૪૨૫ જેટલાં ગામડાંઓ લાભ લેતાં થયાં છે. ગામડાં તરફથી સારા રસ્તાની માગણી વધતી જ રહી છે. હજુ પણ વાહન–વ્યવહારનો વિકાસ થતો જ રહેશે, એ નિઃશંક છે. સદીઓથી મુસા-ફરીમાં હસતે મુખે અગવડો વેઠનાર કચ્છી મુસાફર, કચ્છનાં મોટાં શહેરોની આસપાસ સારા રસ્તા હોવાને કારણે, મુસાફરીમાં જે સુખ–સગવડો અનુભવે છે તેવી જ સગવડોનું ધોરણ ગ્રામ્ય વિસ્તારો માટે પણ હવે લોકો માગતા થયા છે. કચ્છમાં હવે વાહન–વ્યવહાર માટે મોટર અને લોરીઓએ જ સ્થાન લીધું છે અને તેથી વધારે સારા રસ્તાની જરૂરત અનિવાર્ય બને છે.

કચ્છની અંદરના રસ્તા સુધારવા માટે જે અનિવાર્યતા ઊભી થતી આવે છે, તેને કેટલાક બહારના સંજોગો પણ વેગ આપે છે. એક નવો રાષ્ટ્રીય ધોરી માર્ગ બંધાઇ રહ્યો છે, જે થોડા જ વખતમાં કચ્છને અમદાવાદ સાથે જોડી દેશે. આ માર્ગ ગાંધી-ધામથી કંડલા અને ત્યાંથી કચ્છના નાના રણમાંથી પસાર થઇ મોરબી પહોંચશે, અને ત્યાંથી સૌરાષ્ટ્ર પ્રદેશ ચીરી, વીરમગામ મારફત અમદાવાદ પહોંચશે. હવે કચ્છમાંથી મોટરકારો, બસો તેમજ વિવિધ પ્રકારના માલવાહક વાહનોની વણજારો, સમગ્ર હિંદના જુદાજુદા ભાગો તરફ, અને ખાસ કરી ગુજરાત અને સૌરાષ્ટ્ર વચ્ચે આવજા કરતી થઇ ગઇ છે. કચ્છનો દૂરમાં દૂરનો ભાગ પણ આ વ્યાપક ફેરફારોના લાભથી હવે વંચિત રહી શકે તેમ નથી. અંદરનો વાહન–વ્યવહાર પણ તેટલો જ વેગવંતો બનતો રહે છે.

સદીઓ સુધી બહારની દુનિયાથી અલિપ્ત હોવા છતાં કચ્છ હવે જ્યારે પ્રગતિને પંથે વળ્યું છે ત્યારે અસાધારણ વેગથી વધતું રહ્યું છે. ગઈ કાલે વાહન-વ્યવહાર માટે જ્યાં બળદગાડાં અને ઊંટો હતાં ત્યાં આજે મોટરકારો અને વિમાનોનો સહજ ઉપયોગ થતો જોવામાં આવે છે. ભારતના અન્ય ભાગોમાં સાધારણ રીતે બન્યું છે તે પ્રમાણે મોટર તથા વિમાની વ્યવહાર શરૂ થવા પહેલાં આંતરિક વ્યવહાર અને વ્યાપાર માટે રેલ્વેએ મુખ્ય ભાગ ભજવેલો, તેમ કચ્છના વિકાસમાં રેલ્વેને એટલું અગત્યનું સ્થાન મળવા પામ્યું નથી. મહારાઓશ્રી ખેંગારજી ૩ જાએ અન્ય ક્ષેત્રોમાં જેમ પહેલ કરી હતી, તેમ રેલ્વેની બાબતમાં પણ તેમણે પોતાની લાક્ષણિક, વિચક્ષણ દૃષ્ટિ વાપરીને કંડલા પોર્ટને અંજાર તથા પાટનગર ભુજ સાથે જોડતી ૫૫ માઇલની રેલ્વે બાંધી હતી. તેની ઉપયોગિતા હવે વધતી જાય છે. વર્ષો સુધી કચ્છમાં આ ફક્ત એક જ રેલ્વે માર્ગ રહ્યો હતો. જો મહારાઓશ્રીની દરખાસ્ત પ્રમાણે થયું હોત તો જરૂર કંડલાથી ડીસા સુધી રેલ્વે લાઇનનું જોડાણ ગુજરાત કાઠિયાવાડ સાથે તેઓશ્રીએ જ કરી દીધું હોત.

મુંબઇ કરતાં કંડલા બંદર નજીક હોતાં પાંચ કરોડની વસતી ધરાવતા પંજાબ રાજસ્થાન વગેરે વિશાળ આંતર્ પ્રદેશને માટે વેપાર વાણિજ્યમાં કંડલા ફાયદાકારક થઇ શકત. પરંતુ કચ્છ રાજ્ય હિંદી કસ્ટમ્સ સંઘમાં જોડાયેલું નહોતાં જકાત વસૂલાત વગેરે કારણો ઊભાં કરી, આ યોજનાને તત્કાલીન હિંદી સરકારે મંજૂરી આપી જ નહિ. હિંદી સરકાર તરફથી જે શરતો મૂકવામાં આવી, તે કચ્છના હિતની દૃષ્ટિએ દૂરંદેશી મહારાઓશ્રીને સ્વીકૃત નહોતી. વળી સૂચિત યોજનાને લગતા નાણાંકીય પ્રશ્નો પણ સંતોષકારક રીતે હલ કરી શકાય તેમ ન હોવાથી, સ્વ. મહારાઓશ્રી ખેંગારજીની એક મોટામાં મોટી મહત્વાકાંક્ષાની સિદ્ધિ તેઓશ્રી નજરે નિહાળી શક્યા નહિ.

કચ્છને કુદરતે બક્ષેલ અનેકવિધ બક્ષિસોનો વ્યવસ્થિત લાભ ઉઠાવવાનું કામ હવે તો કેન્દ્ર સરકારે સમગ્ર રાષ્ટ્રના વિકાસની દૃષ્ટિએ ઉપાડી લીધું છે. કંડલા-ગાંધીધામ અને ડીસા વચ્ચે મીટર ગેજ રેલ્વે-લાઇન સને ૧૯૫૨ થી શરૂ થઇ ગઇ છે. કચ્છનો પ્રવાસી હવે ગાંધીધામના ભવ્ય અને અદ્યતન સગવડવાળા રેલ્વે સ્ટેશનથી બેસી હિંદના ગમે તે રેલ્વે સ્ટેશને જઇ શકે છે. ગાંધીધામ રેલ્વે સ્ટેશનનું ઉદ્ઘાટન ભારતના રાષ્ટ્રપતિ રાજેન્દ્રપ્રસાદજીએ કર્યું હતું. મહારાઓશ્રી ખેંગારજી ૩ જાનું સ્વપ્ન હવે સિદ્ધ થતું જાય છે. ગુજરાત, રાજસ્થાન, દિલ્હી, પશ્ચિમ-ઉત્તર પ્રદેશ તેમજ પૂર્વ પંજાબનો બહોળો આંતર્ પ્રદેશ કે જેનો વ્યાપારી સંબંધ પાકિસ્તાનના ઉદ્ભવ પહેલાં જ કરાંચી સાથે હતો, તે તમામ વિશાળ વિસ્તાર માટે કંડલા એક કુદરતી બંદર બની ગયું છે. સમગ્ર કચ્છના હિતની દૃષ્ટિએ કંડલા બંદરને પણ પૂરતો અવકાશ મળે તે માટે આ રેલ્વેનું જોડાણ હિંદના બીજા ભાગો સાથે થયું તે એક અનિવાર્ય ઘટના હતી. પરંતુ કચ્છના અંદરના ભાગોમાં પણ રેલ્વે લાઇન હવે લંબાવી જવી જરૂરી છે કે નહિ, તે બાબત મતભેદ હોઇ શકે તેમ છે. કંડલા-ડીસાની રેલ્વેની હરોળમાં મૂકવા માટે ભુજ-કંડલાની પુરાણી ઐતિહાસિક નેરોગેજ રેલ્વેને પણ મીટરગેજમાં બદલી નાંખવામાં આવી છે. પરંતુ

કચ્છના ખાડીના વિસ્તારમાં ઝડપથી તેમજ કરકસરથી વાહન–વ્યવહારને માટે તો મોટર લોરીઓ અને મોટરબસો વધારે બંધબેસતી થશે એમ અત્યારથી સ્પષ્ટ દેખાવા લાગ્યું છે.

વિમાન મારફત કચ્છમાંથી આવજા કરનારા અસંખ્ય પેસેન્જરો માટે પણ કચ્છનાં જુદાંજુદાં ગામોથી એરપોર્ટ સુધી આવવા–જવા માટેનું મુખ્ય સાધન અહીં રેલ્વે નથી પરંતુ મોટર બસો જ છે. અંજારથી થોડે દૂર કંડલા તથા ગાંધીધામને આવરી લેતું એક વિશાળ આંતરરાષ્ટ્રીય દરજ્જાનું એરોડ્રોમ સને ૧૯૬૦ માં બાંધવામાં આવ્યું છે. આ પરથી ભાવિ પ્રગતિ કઇ રીતે સાધી શકાશે તેનો કંઇક ખ્યાલ આવી શકે તેમ છે. કારણ કે અગાઉ કરાચીના એરપોર્ટ મારફત જે આંતરરાષ્ટ્રીય વિમાની વ્યવહાર ચાલતો તેમાંનો ઘણોખરો વ્યવહાર હવે આ નૂતન એરોડ્રોમને ફાળે જશે.

હજુ પણ કચ્છમાં એવાં ઘણાં સ્થળો છે, કે જ્યાં સહેલાઇથી પહોંચી શકાતું નથી. પરંતુ જ્યાં રસ્તાઓ સુધારી શકાયા જ નથી, તેવાં દૂરના સ્થળોએ પણ જીપ ગાડીઓ તે જ દિવસે પહોંચી શકે છે. આ જ સ્થળોએ અગાઉ ઊંટ, ઘોડા વગેરે વાહનોથી ઘણી મુશ્કેલી ભોગવી, ત્રણ ચાર દિવસે પહોંચી શકાતું. વાહન–વ્યવહારના સર્વાંગી વિકાસને કારણે દરેક ખાતાના ઉપરી દૂરદૂર કામ કરતા પોતાના તાબાના નોકરો ઉપર ઝીણવટ ભરી દેખરેખ રાખી શકે છે. નિરીક્ષણો વધારે વખત થઈ શકે છે. કામકાજમાં જ્યાં શિથિલતા દેખાય ત્યાં ત્વરાથી તે દૂર કરી શકાય છે. ટૂંકામાં રાજ્યે અપનાવેલી નીતિનો એકસરખી રીતે, દરેક જગ્યાએ અમલ કરાવવાનું અને સર્વત્ર એકધારી પ્રગતિનું ધોરણ રાખવાનું હવે શક્ય બન્યું છે. બહારથી કચ્છમાં ફરવા આવતા કોઇ પણ હિંદીને કચ્છનું વર્તમાન ચિત્ર જોતાં એમ અસર થાય છે, કે આ બધા ક્રાંતિકારી વિકાસ કાર્યોની શરુઆત ૧૯૪૮ માં જ્યારે કચ્છનો વહીવટ હિંદ સરકારે સંભાળ્યો ત્યારપછી જ થયેલી છે. પરંતુ આ સ્થળે આટલું યાદ રાખવું જરૂરી છે, કે ઉપર વર્ણવેલ સર્વગ્રાહી વિકાસ અને પ્રગતિની શક્યતાનું કારણ એ છે, કે વર્ષો અગાઉ કચ્છના રાજ્યકર્તાઓએ પોતાની દૂરંદેશી નીતિથી દરેક દિશામાં સાચાં અને સંગીન મંડાણ કરેલાં હતાં. હાલે જે ભવ્ય અને સુવ્યવસ્થિત ઇમારતો ચણાય છે, તેનો નક્કર પાયો ભૂતકાળમાં તેમના તરફથી પડેલો જ છે.



[ ૩ ]

# પ્રગતિને પંથે

**ક**ચ્છમાં ચાલુ કરાયેલી વિકાસની પ્રવૃત્તિઓ ભૂતકાળમાં જે ક્ષેત્રોને આવરી લેતી, તેના કરતાં ઘણા વિશાળ ધોરણે અને વ્યાપક સ્વરૂપે હાલના રાજ્યતંત્ર તરફથી તે થતી જોવામાં આવે છે. તેમાં એટલું તો સ્પષ્ટ છે, કે પહેલાંના વખતમાં જે જે ક્ષેત્રે પ્રગતિનાં મંડાણ થયાં હતાં, તેનો સારામાં સારો હાલે લાભ ઉઠાવાય છે. પૂર્વ-સૂચિત દિશાઓની દૃષ્ટિએ વધારે નવીન ક્ષેત્રોમાં પણ આગળ વધતા રહેવાની તત્પરતા સહજ દૃષ્ટિગોચર થાય છે. દૃષ્ટાંત તરીકે-હાલની જંગલોની વિકાસયોજના ઇંગ્લાંડ તરફના પાશ્ચાત્ય અતિથિઓ જે ગત સદીનાં પ્રથમનાં ૫૦ વર્ષની અંદર અહીં આવતા તેને કચ્છનો વિસ્તાર ઉજ્જડ, ઝાડપાન વગરનો અને જેને જંગલો કહેવાય તે વિનાનો છે એવી ઊંડી અસર થતી. આમ થવાનું એક કારણ છે, વર્ષા ઋતુમાં પડેલ પાણીના વહનના તોડફોડ કરતા પ્રવાહોને કારણે સદીઓથી ઘસડાઇ જતો કાંપ અને જમીનનો રેતાળ થર; ઉપરાંત જે લીલું ઘાસ-પાન દેખાય તે બકરાં અને ઊંટોનાં મોટાં ટોળાં કંઇ પણ અટકાયત વગર ચારે તરફ ચરતાં રહી, જંમીનને ઉજ્જડ બનાવી દેતાં.

સને ૧૮૮૦ ની સાલના મુંબઇ-ગેઝેટિયરમાં કચ્છ બાબત ઉલ્લેખ કરાયેલ છે, કે કચ્છ ઝાડો અને જંગલો વગરનો એક ઉજ્જડ મુલક છે. પરંતુ મહાન પ્રગતિશીલ મહારાઓશ્રી ખેંગારજી ત્રીજાએ આ પ્રશ્નનો સામનો સબળ રીતે કરવાનું પોતા ઉપર લઈ લીધું, અને કચ્છના ઇતિહાસમાં પહેલી જ વખત રખાલો તરીકે અમુક વિસ્તારો જુદા પાડવામાં આવ્યા. રખાલનાં ઝાડો કાપે અથવા ઊંટ-બકરાં વગેરે જાનવરો ચરાવે તો તેને પકડી, સખત સજા કરવાના કાયદાનો અમલ કરવામાં આવ્યો. રખાલના રક્ષણ અર્થે પૂરતા પ્રમાણમાં રખાલીઆની નીમણુંકો કરવામાં આવી અને એ રીતે જંગલોના ઉછેર તરફ ખાસ લક્ષ આપવામાં આવ્યું. આ રખાલોમાં શિકાર થઇ શકે તેવાં નાનાં-મોટાં રાની પશુઓ પણ ઉછેરવામાં આવ્યાં. મહારાઓશ્રી પ્રાણીશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર અને શિકારકળાના મહાન નિષ્ણાત હોવા ઉપરાંત જંગલમાં ઉછરતાં જંગલી પ્રાણીઓની ખાસિયતોના ઊંડા અભ્યાસી હતા. આ રખાલોમાં થતા ઘાસ-ચારાનો ઉપયોગ રાજ્યની ઘોડારના જાનવરો માટે કરાતો. તદ્ઉપરાંત રખાલોની ખાસ માવજત રાખવામાં આવતી અને નવાં રોપાયેલાં ઝાડોને ઉછેરવાનો અને તે અપક્વ દશામાં કપાઇ ન જાય તે જોવાનો એમાં મુખ્ય ઉદ્દેશ હતો. વધારામાં સદીઓથી થતું આવતું જમીનધોવાણ પણ આ જંગલોથી અટકતું થયું હતું.

આ સુધારો ગ્રામ વાસીઓ અને નિરંકુશ બકરાં–ઘેટાં ચારનારાઓને જરા પણ પસંદ ન આવ્યો. પરિણામે ભારતમાં પ્રસિદ્ધ થતાં કેટલાંક વર્તમાનપત્રોમાં પણ મહારાઓશ્રીની ટીકા થવા લાગી, કે મહારાઓશ્રી પોતાના શિકારના હદ ઉપરાંતના શોખને લીધે લોકોના હિતની અવગણના કરી રહ્યા છે. એ જ રીતે હિન્દ સરકારની પણ તેના જંગલ ખાતાના ઉછેર બાબત ટીકા તો થતી જ હતી. પણ આ ઉભય તંત્રોએ ઝાડ–ઉછેરની જે નીતિ અપનાવી હતી તે ભાવિ પ્રજાના હિત ખાતર જ હતી. સાલ દરસાલ કચ્છમાં રખાલોની સંખ્યા વધતી ગઇ અને વખત જતાં લોકો પણ ટેવાઇ ગયા, કચવાણ દર્શાવતા અટકયા અને દેશ–હિતમાં આવી વ્યવસ્થા જરૂરની છે તે સહજ સમજતા થઇ ગયા.

મહારાઓશ્રી ખેંગારજી ૩ જા ૧૯૪૨ માં સ્વર્ગવાસી થયા ત્યારે આશરે ૨૦૦ ચો. માઇલ જેટલો રખાલનો વિસ્તાર કચ્છમાં હતો; આ વિસ્તાર તે વખતની ઉપલબ્ધ વૈજ્ઞાનિક રીતો પ્રમાણે ખીલવવા માટે ઘણો હતો.

મહારાઓશ્રી આ બાબતમાં હિંદુસ્તાનના ભૂતપૂર્વ ડાયરેકટર જનરલ ઓફ ફોરેસ્ટ સર પીટર કલટર બક, જે તેમના જૂના મિત્ર થતા હતા, તેમની કીમતી સલાહ વારંવાર લેતા અને કાળજી પૂર્વક તેને અનુસરતા. પરિણામે મહારાઓશ્રીની આગમદૃષ્ટિ અને હિંમતથી બે સ્પષ્ટ ફાયદા થયા. ધરતીનું ધોવાણ અટકાવવા માટે તથા કચ્છની જરૂરિયાત પ્રમાણે બાંધકામમાં વાપરી શકાય તેવાં ઇમારતી લાકડાં ઉત્પન્ન કરવા માટે ઘણે ઠેકાણે આ ભૂમિમાં સારામાં સારી રીતે વૃક્ષો ઉછેરી શકાશે એવો અનુભવ પણ થયો. બીજી બાજુ એ જંગલોની પુનઃવૃદ્ધિ કરવાની યોજનાનો સંગીન પાયો પણ નાંખવામાં આવ્યો. જે શિકારી કાયદાને લીધે કચ્છમાં જંગલો સમૃદ્ધ બનવા પામ્યાં હતાં અને જંગલી પ્રાણીઓને તેમાં સારી રીતે આશ્રય મળતો હતો તે કાયદામાં સુધારો કરવા માટે કચ્છનો વહીવટ જ્યારે ભારત સરકારે સંભાળ્યો ત્યારે સ્થાનિક લોકો તરફથી બહુ દબાણપૂર્વક માગણી કરવામાં આવી. શહેરમાં વસતા રાજકીય નેતાઓની ફરિયાદો હતી કે ચિત્તા, સૂવરો, હરણો વગેરે જંગલી જાનવરો જેમને કાયદાથી કૃત્રિમ રીતે રક્ષણ મલ્યું છે, તે ઢોરો અને ખેતીને ખૂબ નુકસાન કરે છે. આ ફરિયાદને કારણે શિકાર કરવાના પરવાના છૂટથી અપાવા શરુ થયા. પરંતુ તેનું પરિણામ એ આવ્યુ, કે નવા લાયસન્સ મેળવેલા ગ્રામ્યજનો જેટલો શિકાર કરે તેના કરતાં ઘણા વધારે પ્રમાણમાં ફાવે તેવી રીતે શહેરના શોખીન લોકો મોટરકારોમાં રજાઓના દિવસે બહાર નીકળી પડતા અને પુષ્કળ પ્રમાણમાં શિકાર કરતા. આ શિકાર અંગત ઉપયોગ માટે પણ થતો અને વહેંચણી કરવા માટે પણ થતો.

આ રીતનો મનફાવતો શિકાર કરવાની છૂટ થોડા વખત સુધી તો રખાલોમાં પણ આપવામાં આવી હતી. પરંતુ થોડા જ સમયમાં સ્પષ્ટ દેખાવા લાગ્યું, કે જો આ નીતિ ચાલુ રહેશે તો જંગલી પ્રાણીઓનો સદંતર નાશ થઇ જશે, અને આર્થિક ફાયદો મેળવવા માટે જંગલોનો યોગ્ય રીતે વિકાસ પણ થઇ શકશે નહિ. આ વસ્તુસ્થિતિ લક્ષમાં રાખી શિકારના નવા કાયદાઓ ઘડવામાં આવ્યા છે. પરંતુ તેનું પાલન જેટલું જરૂરી છે, તેટલું ચુસ્ત રીતે થતું જોવામાં આવતું નથી. વળી રાજકીય નેતાઓના દબાણને લઇને કેટલીક

અગાઉની રખાલોને ગૌચર તરીકે ખુલ્લી મૂકવામાં આવી છે. કેટલીક રખાલોમાં ખેતી કરવાના પ્રયાસ પણ કરવામાં આવ્યા જે સ્વાભાવિક રીતે નિષ્ફળ નીવડયા છે. જે રખાલો હજુ રહેવા પામી છે, તેને વૈજ્ઞાનિક ઢબે ખીલવવા ખૂબ જહેમત ઉઠાવવામાં આવે છે.

કચ્છનાં આ જંગલોની સ્થિતિ, પેદાશ અને ખરચની બાબતમાં ઠરાવેલા ધોરણ પ્રમાણે વર્ગીકરણ કરવા લાયક બને તેને હજુ ઘણાં વરસો લાગશે. જો કે તે દિશામાં યોગ્ય શરુઆત તો થઇ ગઇ છે. એ જંગલોમાંથી બળતણ માટેનાં લાકડાં, ઘાસચારો અને એવા સ્વરૂપમાં ધીમે ધીમે થોડી થોડી આમદાની પણ થવા લાગી છે. ખુદ રણના કેટલાક ભાગમાં બન્ની વિસ્તારમાં પણ ક્રમશઃ જંગલો વધારવાની મહારાઓશ્રી ખેંગારજી ૩ જાએ, એક સાહસિક યોજના શરુ કરી હતી. એ અનુભવનો લાભ ઉઠાવતી હાલની સરકાર, એક બીજી યોજના વિચારી રહી છે. જો આ યોજના સફળ થાય તો ઘાસ–ચારા માટેની જમીનમાં ખૂબ વધારો થઇ, સમગ્ર કચ્છને ફાયદો થશે એ નિઃશક છે. લોકોનું જીવનધોરણ ઊંચું લાવવા માટે ધાન્યના પાક કરતાં ચરાણ જમીનની સુધારણા અને વિકાસ, વધારે સારો ફાળો આપી શકશે એમ લાગે છે.

સામાન્ય રીતે આર્થિક લાભની દૃષ્ટિએ ગ્રામ્ય વિસ્તારોમાં ખેતી કરતાં બકરાં–ઘેટાં આદિ ઢોર–ઉછેર તરફ વધારે લક્ષ અપાતું દેખાય છે. જ્યાં વરસાદ બિલકુલ અચોક્કસ હોય તેવા પ્રદેશમાં આ ધંધો સૌથી વધારે અનુકૂળ આવે એ પણ સ્વાભાવિક છે. જ્યાં થોડું ઘણું ઘાસ ઊગે છે, ત્યાં થોડો વરસાદ પડે તોપણ આજુબાજુનાં સિંચાઇના તળાવો અને નહેરોમાંથી, ઢોર–ઢાંખરને અછતના સમયમાં નિભાવી શકાય છે, પરંતુ એટલો થોડો વરસાદ ખેતી માટે લગભગ નકામો ગણાય.

કચ્છમાં વસતીના પ્રમાણમાં જાનવરોની સંખ્યા લગભગ બમણી જોવામાં આવે છે. તેમાં ગાયો, ભેંસો અને બળદોની સંખ્યા ૪ લાખ જેટલી અંકાય છે. કચ્છની ગાયો સમગ્ર હિંદમાં દ્વિઅર્થી ઓલાદ તરીકે વખણાય છે. કાંકરેજ અને થરી જાતો ખાસ કરીને પ્રખ્યાત છે. પુરાતન કાળથી કચ્છમાં ગાદીએ આવતા તમામ રાજ્યકર્તાઓ તરફથી ગાયોની આ બે ઓલાદ કાયમ રાખવાને પૂરતું લક્ષ અપાતું રહ્યું છે. જ્યાં ગૌવધનો નિષેધ છે, એવા પ્રદેશમાં સારી ઓલાદવાળા સાંઢો પસંદ કરવાનું અને હલકા પ્રકારનાં જાનવરોની સંખ્યામાં વધારો થતો અટકાવવાનું કામ એક વિકટ પ્રશ્ન બની રહે છે. અને તેના ઇલાજ તરીકે બિન–ઉપયોગી જાનવરોને ગૌસદનમાં કે પાંજરાપોળમાં પૂરી મૂકવામાં આવે છે, કે જેથી તેઓ ગૌધનની ઓલાદ બગાડ્યા વગર શેષ જીવન ગાળી શકે. ભારત સરકારે જ્યારથી કચ્છની તંત્ર–વ્યવસ્થા હાથમાં લીધી ત્યારથી ખાસ ઓલાદના સાંઢો પેદા કરવા તરફ અને સારી જાતની ગાયોના ઉછેર તરફ ખાસ લક્ષ આપવામાં આવે છે. સમગ્ર હિંદના પશુ–પ્રદર્શનમાં કચ્છની ગાયો અને બળદો ઘણાં પ્રમાણપત્રો અને ઇનામ મેળવી આવે છે. આશરે ૧૮ જેટલાં કેન્દ્રો કચ્છમાં જુદેજુદે સ્થળે ખોલવામાં આવ્યાં છે. તે દરેકમાં ઊંચી નુખમવાળા બે સાંઢો રાખવામાં આવ્યા છે, અને યોગ્ય ગાયોને તેનો લાભ મળતો રહે છે. આ ઉપરાંત ભુજ, અંજાર અને નખત્રાણા તાલુકામાં એક એક

કૃત્રિમ વીર્યદાન કેન્દ્ર સ્થાપવામાં આવેલ છે. આ દરેક સ્થળે ઊંચા પ્રકારના ચાર ચાર સાંઢો સારી ઓલાદ ઉછેરવા માટે રાખવામાં આવેલ છે.

હિન્દ સરકાર કચ્છમાંની પાંજરાપોળોનો પણ સારી રીતે લાભ ઉઠાવે છે. તેની અંદર રહેતાં ગાયો, ભેંસો, ખળદો વગેરેની વૈજ્ઞાનિક પદ્ધતિએ સંભાળ લેવામાં આવે છે. સારા પ્રમાણમાં દૂધ આપતી ગાયોનું દૂધ વધતું રહે તે માટે પાંજરાપોળોને આર્થિક સહાય પણ અપાતી રહે છે. પાટનગર ભુજ શહેરમાં ગવર્નમેન્ટ તરફથી ચાલતી એક ડેરી પણ ૧૦ વર્ષ થયાં સ્થપાઇ છે. પશુ–ચિકિત્સાલયોની સંખ્યા પણ વધીને ૧૦ ની થઇ ગઇ છે. આવી રીતે કચ્છની મોંઘી મિલકત–પશુધન તરફ જે ચીવટભર્યું લક્ષ અપાય છે, તે કચ્છના ભાવિ ઉત્કર્ષ માટે ઘણું આશાસ્પદ છે.

કચ્છમાં લગભગ ૫ લાખ જેટલાં ઘેટાં અને બકરાં છે. તેની ઓલાદ સુધારવા માટે પણ બહુ અવકાશ છે. કચ્છની ભૂમિ ઘેટાંના ઉછેર માટે ખાસ અનુકૂળ છે. ગૌચર જમીન વધારવાના પ્રયાસો સફળ થતા રહેશે તેમ તેમ તે દિશામાં પણ સારી પ્રગતિ કરી શકાશે. કચ્છમાં થતું ઊન પણ ઉત્તમ પ્રકારના ઊન તરીકે જાણીતું છે. ઊનની શાલો અને ધાબળા, જેમાં ઝીણવટથી ભાતભાતના કલાત્મક ચિત્રો વણવામાં આવે છે તેની કિંમત પણ ઘણી સારી આવે છે. હાલનો આ ઉદ્યોગ જૂની ઢબે થાય છે. પણ તેનું વ્યવસ્થાપૂર્વક, કોઇ સંસ્થા દ્વારા સંચાલન કરવાથી કચ્છની રબારી અને ભરવાડ જેવી જાતો, જે મેઢાંના ઉછેરથી માંડીને કલાત્મક ભાતવાળી શાલો અને ધાબળા વણાવવા સુધીની છૂટી છવાઇ કામગીરી કરે છે તેવી સંખ્યાબંધ વ્યક્તિઓને જુદી જુદી દિશાઓમાં કામે લગાડી શકાય અને સમગ્ર હિન્દમાં તેનું વેચાણ કરી શકાય. સારી કિંમત લાવે તેવાં સારી જાતનાં ધાબળા–ધાબળીઓનું ઉત્પાદન વધારી, ફાયદો થાય તેવો ધંધો–રોજગાર આ રીતે સ્થાપી શકાય તેમ છે.

ઘેટાંની ઓલાદ સુધારવા માટે તેનું વિકાસ–કેન્દ્ર પણ સ્થપાઇ રહ્યું છે. પહેલી પંચવર્ષીય યોજનામાં પશુઉછેર માટેની વ્યવસ્થાના એક ભાગ તરીકે, મેઢાં અને બકરાંના ઉછેર તરફ પણ લક્ષ રાખવામાં આવેલ હતું. લાંબા વખતથી કચ્છમાં બકરાં અને ઘેટાંઓનાં ચામડાં રંગવાનો ઉદ્યોગ ચાલુ છે, અને તેમાં પણ ઘણો સુધારો–વધારો કરી શકાય તેમ છે.

એકંદર રીતે કચ્છમાં પશુ–ઉછેર ઉપર નિભાવ કરનાર વર્ગ માટેનું ભાવિ ઘણું આશાસ્પદ છે; કારણ કે તેમની પરંપરાગતથી ઢોર–ઉછેરની રીતોમાં સુધારા કરવા માટે તેમજ આ ધંધાને સુવ્યવસ્થિત કરવા માટે કેન્દ્ર સરકારનાં વિપુલ સાધન–સંપત્તિનો લાભ મળતો થયો છે.

કચ્છના ખેડૂતોની કમનસીબી એ છે, કે અનિયમિત વરસાદને કારણે તેઓ વારંવાર લાચાર બની જાય છે. એટલે આ પ્રદેશને અનાજની બાબતમાં જેમ બને તેમ ઝડપથી સ્વાવલંબી બનાવવો, એ જ આ સરકારની મહત્વાકાંક્ષા છે. કારણ કે સંજોગો ઘણામાં

ઘણા અનુકૂળ હોય તોપણ અનાજ માટેની સ્થાનિક માંગને પહોંચી વળવા ઉપરાંત તેનો નિકાસ થઈ શકે તેટલું અનાજ નજદીકના ભવિષ્યમાં અહીં ઉત્પન્ન થાય એ સંભવિત જણાતું નથી. મુખ્ય અનાજનો પાક બાજરો, ૩,૬૦,૦૦૦ એકરમાં, જુવાર, ૧,૭૪,૦૦૦ એકરમાં અને ત્યારબાદ ઘણા થોડા પ્રમાણમાં થાય છે–ઘઉં, ૨૮૦૦૦ એકરમાં. કઠોળમાં મગ અને મઠ ખાસ ઉગાડવામાં આવે છે. તેનું વાવેતર ૨૦,૦૦૦૦ એકરમાં થાય છે. આ બધા પાકો માટે સુધારેલું બિયારણ અને વૈજ્ઞાનિક ઢબનાં ઓજારો વાપરી, એકંદર પેદાશ વધારવા સંગીન પ્રયત્નો થઈ રહ્યા છે. જળ–સિંચાઈનાં તળાવો અને જળ સંગ્રહાલયોમાંથી જેમ જેમ પાણીનો વપરાશ થવા માંડશે તેમ તેમ ખેડાણ જમીનમાં તેમજ અનાજ ઉત્પાદનમાં પણ વધારો થઈ શકશે. એટલું સ્પષ્ટ દેખાય છે કે અનાજની બાબતમાં આ પ્રદેશ સ્વાવલંબી બનશે કે તરત રોકડિયા પાક તરફ સ્વાભાવિક રીતે જ ખેડૂત વધારે ને વધારે આકર્ષાશે.

કચ્છના અમુક વિસ્તારોની જમીનમાં સારામાં સારી જાતનું કપાસ ઊગે છે. ખાસ કરીને મુન્દ્રા, ભચાઉ અને રાપર તાલુકામાં તેની સારી પેદાશ થાય છે. અત્યારે તો આ પાક પણ મુખ્યત્વે વરસાદ ઉપર જ અવલંબે છે. આમ છતાં તેનું વાવેતર ધીમે ધીમે વધતું રહ્યું છે. હાલે આશરે ૩૦,૦૦૦ એકર જેટલા વિસ્તારમાં કપાસનું વાવેતર થાય છે. કપાસને લોઢવા તથા તેની ગાંસડી બાંધવા માટે જુદે જુદે સ્થળે એકંદર ૮ જીન પ્રેસ કારખાનાં હસ્તિમાં છે, અને કાંતણ તથા વણાટ કામની એક બે મિલ પણ ચાલુમાં છે.

કચ્છ ભારતનો એક ભાગ બની જતાં, સમગ્ર ભારતની બજારો કચ્છના વેપાર રોજગાર માટે હવે ખુલ્લી થઈ છે. જેને પરિણામે કચ્છનો આ સ્થાનિક ઉદ્યોગ ધીમે ધીમે વિકાસ પામતો જાય છે.

તેલીબિયાંના પાક માટે પણ કચ્છમાં ઉજ્જવળ ભાવિ છે. તેનું વાવેતર હાલે વધીને ૨૫૦૦૦ એકરમાં થાય છે. તલ અને એરંડાના વાવેતરની જમીન છેલ્લાં દશ બાર વરસમાં તો આઠેક ગણી વધી છે, પરંતુ ઘણો જ ધ્યાન ખેંચે તેવો ઝડપી વિકાસ તો મગફળીનો છે. જો કે તલના પ્રમાણમાં તેનું વાવેતર હજુ ઓછું છે, તોપણ અગાઉના હિસાબે મગફળીના વાવેતરનું ક્ષેત્ર ૩૦ થી ૩૫ ગણું વધી ગયું છે. તેની એકંદર વાર્ષિક પેદાશ લગભગ ૩૦૦૦ ટન સુધી પહોંચી છે. માંડવીમાં એક તેલની મિલ સારું કામ કરી રહી છે. અને તે ઉપરાંત ભુજમાં પણ ત્રણેક યાંત્રિક મિલો ઊભી થઈ છે. અને એ બધી સારું ઉત્પાદન કરી રહી છે. કચ્છનાં અન્ય શહેરોમાં પણ કુલ્લે પાંચ સાત મિલો કામ કરતી થઈ છે.

કચ્છની આબાદીનો પાયો જૂના સમયથી તેના પરદેશ સાથેના વેપાર–રોજગાર ઉપર રહેલો છે. પણ સાથોસાથ હસ્ત–કલાની કારીગરીને વિકસાવવા માટે પણ તેટલા જ પ્રયાસો ચાલુ રહ્યા છે. કચ્છ પોતાની કલાત્મક કારીગરી માટે પ્રખ્યાત છે. રેશમ કાપડ, ઝવેરાત, મીનાકામ, ભરતકામ, હાથીદાંત ઉપરનું કોતરકામ, છરી, ચપ્પુ, જંબીઆ, સૂડીઓ, ઢાલ, તરવાર અને એવી બીજી હસ્ત–કલાની બનાવટો માટે કચ્છ લાંબા વખતથી જાણીતું છે.

આફ્રિકા, ઇરાની અખાત તથા બીજા મુલકો કે જેની સાથે કચ્છને સીધો દરિયાઇ વ્યાપારી સંબંધ હતો, ત્યાં આ કારીગરીની ચીજોની ઘણી માગણી હતી. પરંતુ ચાલુ સદીની શરુઆતથી બ્રિટિશ હિંદ સરકારે અપનાવેલ જકાત–વિષયક નીતિને કારણે, તેમજ કચ્છ રાજ્યે પણ પોતાની જકાત–પદ્ધતિ છોડી, હિંદી કસ્ટમ્સ સંઘમાં ન જોડાવાની મક્કમ વલણ બતાવવાને કારણે આ ઉદ્યોગને ઘણો ધક્કો લાગ્યો.

ઉપરોક્ત રુકાવટોને લીધે આ બનાવટો માટેની સ્વાભાવિક બજાર–ભારતની ભૂમિમાં પણ તેની નિકાસ પોષાઇ શકી નહિ. અને કારીગરોને એથી પૂરતું કામ મળતું પણ બંધ થયું.

૧૯૪૮ માં કચ્છનું ભારત સરકારમાં વિલીનીકરણ થતાં આ જકાતી દીવાલો તૂટી પડી છે, એટલે હસ્તકલાના આ ઉદ્યોગોને આધુનિક ઢબે ખીલવીને તેને પુનઃ સ્થાપિત કરવા માટેની સારી શક્યતાઓ ઊભી થઇ છે. આ પ્રકારની હસ્તકળાની વિધવિધ બનાવટો માટે હિંદભરમાંથી સારી માંગ આવશે અને આ ધંધો વ્યાપારી ધોરણે ટૂંક સમયમાં પાછો વિકસાવી શકાશે એમાં શંકા નથી.

હાલે ભુજ, અંજાર અને માંડવીમાં ભરતકામની વસ્તુઓ, મીનાકારી, કારીગરીવાળી તલવારની મૂઠો તથા સોના–રૂપાની ઝીણી ઝીણી કલાત્મક ચીજો જોવા મળે છે. અગાઉ બનાવેલી વસ્તુઓની સાથે જો હાલે બનતી ચીજો સરખાવવામાં આવે તો સહજ લાગી આવે કે અમુક કાળ સુધી આ કારીગરી લગભગ સ્થગિત થઇ જવાથી, આ બનાવટનું ધોરણ અગાઉ કરતાં ઘણું જ નીચું ઊતરી જવા પામ્યું છે.

કચ્છના આ પ્રકારના પુરાણા ઉદ્યોગોને સજીવન કરવા માટે તથા નવા ઉદ્યોગો સ્થાપિત કરી, સ્થાનિક કારીગરોને સમૃદ્ધ બનાવવા માટે ઘણો અવકાશ છે, એમ હાલની સરકાર પણ માનતી થઇ છે. આ દિશામાં વ્યાપક વિકાસ સાધવા જોશભેર પ્રયાસો ગતિમાન છે. અત્યારે પણ સુંદર બનાવટના ઝીણા કાપડથી માંડી ઝવેરાતની કળામય ચીજો બનાવવા માટે કચ્છમાં ૨૩૦૦ જેટલાં વિધવિધ કક્ષાનાં કારખાનાં હસ્તિ ધરાવે છે, એટલે કચ્છમાં ગૃહઉદ્યોગો તથા બીજા નાના નાના ઉદ્યોગોને વિકસાવવા માટે સારી રીતે જરૂરી એવો સુંદર અને સંગીન પાયો તો મોજુદ જ છે.

ઉપર જણાવેલ હુન્નર–ઉદ્યોગોને વિકસાવવાનો કાર્યક્રમ જો અમલમાં લાવી શકાય તો મોટાં ગામડાંઓ અને શહેરોની આબાદી ફરી સ્થાપિત થઇ ઘણો લાભ મેળવી શકાય. હવે તો તેવા નાના ઉદ્યોગો ગ્રામ્યવિસ્તારોમાં પણ ઊભા કરવાની આશા બંધાઇ છે.

મહાન સામુહિક વિકાસ યોજનાઓ જે સને ૧૯૫૧ માં હિન્દના ઘણા ભાગોમાં શરુ કરવામાં આવી છે તેણે:તો ભારતના ગ્રામ્ય જીવનમાં ઘણા ફેરફારો કરી નાંખ્યા છે. આ યોજનાઓ કચ્છમાં પણ એટલી જ લાભદાયક નીવડી છે.

સને ૧૯૫૨ માં ભુજ–નખત્રાણા તાલુકામાં પ્રથમ એક વિકાસનો બ્લોક કાર્ય કરતો થયો અને તે એટલો તો પ્રજા–સહકારથી વિકાસ દૃષ્ટિએ વધતો થઇ ગયો કે દશ વર્ષની

અંદર તેવા એક પછી એક નવ વિકાસ ઘટકો ભારતમાં ભાત પાડે તેવી પ્રગતિ કરતાં થઇ ગયાં. નીચે દર્શાવેલ કોષ્ટકના આંકડાઓ પ્રમાણે તેની કાર્યવાહી થઇ રહી છે.

| બ્લોકનું નામ. | શરૂ થયાની તારીખ. | ગામડાંની સંખ્યા. | લોકફાળાની રકમ રૂ. | નોંધપાત્ર સિદ્ધિઓ. | |
|---|---|---|---|---|---|
| ભુજ–નખત્રાણા ઘટક | ૨–૧૨–૫૨ | ૧૫૯ | ૧૨૨૭૭૪૨ | શાળાઓનાં મકાન | ૧૭ |
| | | | | નવા માર્ગો બંધાયા | ૮૨ |
| | | | | પીવાના પાણીના કૂવા | ૧૨૦ |
| રાપર | ૨–૧૦–૫૩ | ૧૧૪ | ૩૦૭૧૫૦ | કંપોસ્ટ ખાડા | ૧૩૦૦ |
| | | | | રસાયણિક ખાતર વપરાયું | બં.મ. ૨૨૦૦ |
| | | | | સુધારેલું બિયારણ | ૩૮૦૦ |
| | | | | નવા કૂવા બંધાયા | ૪૩ |
| | | | | શાળાનાં મકાનો | ૬૦ |
| અબડાસા | ૨–૧૦–૫૪ | ૧૫૮ | ૬૦૦૦૦૦ | નવાં શાળાનાં મકાનો | ૪૫ |
| | | | | નવા કૂવા | ૪૫ |
| | | | | ખેડૂત મંડળો | ૫૧ |
| | | | | નવસાધ્ય જમીન | એકર ૫૦૦૦ |
| માંડવી | ૨–૪–૫૫ | ૧૦૧ | ૯૦૦૦૦૦ | શાળાનાં મકાનો | ૬૫ |
| | | | | રસાયણિક ખાતર વાપર્યું. | બં.મ. ૫૬૦૦ |
| | | | | નવાં ફળ–ઝાડ વાવ્યાં | ૬૬૦૦૦ |
| | | | | સિંચાઇ માટે એન્જીનો વસાવ્યાં. | ૭૦ |
| ભચાઉ | ૨–૧૦–૫૬ | ૮૩ | ૧૫૦૦૦૦ | મહિલા કેન્દ્રો | ૩૦ |
| | | | | શાળાનાં મકાનો | ૨૫ |
| | | | | રસાયણિક ખાતર | બં.મ. ૫૧૦૦ |
| | | | | સુધારેલું બિયારણ | ૧૨૦૦૦ |
| | | | | નવા કૂવા | ૭૫ |
| અંજાર | ૧–૪–૫૭ | ૭૬ | | શાળાનાં મકાનો | ૪૧ |
| | | | | સહકારી મંડળી | ૩૦ |
| | | | | સિંચાઇ માટે ઓઇલ એન્જીન | ૪૧ |
| | | | | સિંચાઇ માટે કૂવા | ૩૯૦ |

| બ્લોકનું નામ. | શરૂ થયાની તારીખ. | ગામડાંની સંખ્યા. | ફાળાની રકમ રૂ. | નોંધપાત્ર સિદ્ધિઓ. | |
|---|---|---|---|---|---|
| ભુજ–અન્નિ–ખાવડા | ૧–૬–૫૮ | ૧૪૨ | ૭૬૦૦૦ | | |
| | | ૧૬૨૪ ચો.મા. | | શાળાનાં મકાનો | ૧૬ |
| | | | | નવા કૂવા | ૨૨ |
| | | | | સિંચાઇ માટે ઓઇલ એન્જીન | ૬૫ |
| | | | | | અં.સ. |
| | | | | સુધારેલું ખિયારણ | ૧૮૦૦ એકર |
| | | | | જમીન નવસાધ્ય કરી | ૨૦૦૦ |
| | | | | કન્ટૂર બન્ડીંગ | ૧૯૦૦ |
| | | | | નાનાં નાનાં તળાવો | ૫૦ |
| સુન્દ્રા પૂર્વ– | | | | | |
| સેવા ઘટક | ૧૭–૫–૫૯ | ૫૭ | ૪૦૦૦૦૦ | | |
| વિકાસ ઘટક | ૧–૪–૬૧ | | | | |
| લખપત | ૨૦–૩–૬૦ | | | | |

દરેક બ્લોકમાં તાલીમ પામેલ વિલેજ–લેવલ વર્કસ ગોઠવવામાં આવેલ છે. અને ખેતીવાડી, પશુઉછેર, જાહેર સ્વાસ્થ્ય, કેળવણી, બાળઉછેર, પોષક તત્ત્વો તેમજ સામાજિક સેવાને લગતાં ખાતાંના નિષ્ણાતો દરેક બ્લોકમાં ફરતા રહી, પ્રજાના અભ્યુદયના માર્ગોમાં દોરવણી આપતા રહ્યા છે. તમામ ગામડાંઓમાં તેમની આર્થિક તેમજ સામાજિક સ્થિતિમાં ધરમૂળનો કાયાપલટો થઇ રહ્યો છે. સારાં ઘરો, સારા રસ્તાઓ, સારા કૂવાઓ, સારા માલની ઉછેર, સારાં જાનવરો અને કમાણી વધતી રહે તેવા નાના મોટા હસ્ત–કળાના હુન્નર ઉદ્યોગોની ખીલવણી અને તેની સાથે ખેતીની કામગીરી સિવાયના ફાજલ પડતા વખતનો આર્થિક લાભ મેળવી શકાય તેવી વ્યવસ્થાને કારણે ગ્રામ્ય વિસ્તારમાં નવું ચેતન વ્યાપી રહ્યું છે. જે બ્લોક પહેલો શરુ થયો હોય અને જેને પાંચ વર્ષ પૂરાં થઇ ગયાં હોય તેને રાષ્ટ્રીય વિસ્તરણ યોજનાની બીજી કક્ષામાં લઇ જવામાં આવે છે. અને એકાદ બે બ્લોક ત્રીજા સ્ટેજમાં પહોંચી જવાથી મોટાં મોટાં વિકાસનાં કામો પણ પ્રજાના સહકારથી ઊભાં થતાં રહ્યાં છે.

એમાંનાં ઘણાંખરાંનું બાંધકામ ગ્રામજનોની પોતાની મહેનતથી થતું રહ્યું છે. ગ્રામવાસીઓ જેટલો ફંડ–ફાળો એકઠો કરે તેથી દોઢા–બમણા પ્રમાણમાં સરકાર તરફથી તેમને આર્થિક સહાય તથા સલાહ મફત મળતી રહે તેવી વ્યવસ્થા આ બ્લોકનાં ખાતાંઓ તરફથી કરવામાં આવે છે.

ઉપર જણાવેલા નવ વિકાસ ઘટકોમાં જે સિદ્ધિઓ આટલા ટૂંકા વખતમાં પ્રાપ્ત કરી શકાઇ છે, એ બતાવી આપે છે કે સામાજિક સેવાઓ અને ઉદ્યોગોના પાયા જ્યાં અગાઉથી જ અસ્તિત્વ ધરાવતા હોય તેના ઉપર વિકાસની પ્રવૃત્તિઓ વ્યવસ્થિત રીતે ઊભી કરવામાં આવે તો કેટલી ઝડપથી નક્કર પ્રગતિ સાધી શકાય છે! નિશાળો, ઇસ્પિતાલો, કૂવાઓ અને સિંચાઈ બંધોનું કચ્છમાં પ્રથમથી જ અસ્તિત્વ તો હતું. પરંતુ એ સગવડોને પૂરતા પ્રમાણમાં વિસ્તારવા માટે જેનો અભાવ હતો, તે નાણાંની જોગવાઇને અભાવે જ સમગ્ર કચ્છના વિકાસ માટેની કોઇ વ્યાપક યોજનાની ભૂતકાળમાં તક જ મળી નહોતી. આ અગત્યની જરૂરિયાત હવે પૂરી પાડવામાં આવે છે. વિકાસ–યોજનાઓ અને રાષ્ટ્રીય વિસ્તરણ યોજના દ્વારા લગભગ આખા કચ્છને આવરી લેવામાં આવ્યું છે. એટલે ધીમે ધીમે જીવન ધોરણ ઉન્નત થતું જાય છે, અને વિશેષ ઉન્નત થતું રહેશે એમ દેખાય છે. પરંતુ હકીકત એ છે કે જે સેવાઓને હાલે ખૂબ વિકસાવવામાં આવે છે તે તમામના પાયાઓ, કચ્છનો વહીવટ જ્યારે ભારત સરકારને સોંપવામાં આવ્યો ત્યાર પહેલાં જ નાખવામાં આવ્યા હતા. કેળવણીનો દાખલો લઇએ. પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ કચ્છમાં સાધારણ રીતે મફત હતું. રાજ્યની નિશાળોમાં જ કેળવણી મફત હતી, એમ નહિ, પણ કચ્છના લખપતિ વેપારીઓએ પરદેશમાં અઢળક ધન પ્રાપ્ત કરી, પોતાના માદરે વતનમાં ઉદારતાથી જે સંખ્યાબંધ ખાનગી શાળાઓ સ્થાપી હતી, તેમાં પણ કેળવણી મફત આપવામાં આવતી. કેળવણીના ક્ષેત્રે કચ્છનું અગાઉનું પ્રમાણ હિંદના બીજા ઘણા ભાગો કરતાં ઊંચું હતું. સંસ્થાઓમાં અમુક બાબતોમાં આમ છતાંયે કેટલીક ઊણપો હતી. આ ઊણપો ફંડના અભાવને કારણે ન હતી, પરંતુ એમની કેટલીક અંગત લાક્ષણિકતાઓની અવ્યવસ્થાને કારણે તે રહી જવા પામી હતી.

કેળવણીની ઉપર્યુક્ત સગવડો ઘણે ભાગે મોટાં શહેરોમાં જ કેન્દ્રિત થઇ હતી. સાધારણ રીતે વેપારી વર્ગ જ તેનો લાભ ઉઠાવતો અને મુખ્યત્વે પુરૂષ વર્ગ માટે જ તે શાળાઓ યોજવામાં આવી હતી. ગુજરાત અને સૌરાષ્ટ્રની સરખામણીએ કચ્છમાં પુરુષ વર્ગ માટે કેળવણીનું પ્રમાણ ઠીકઠીક ઊંચું હતું. પણ સ્ત્રી–કેળવણીની દિશામાં તો તે પ્રમાણ અસાધરણ નીચું હતું.

કચ્છીઓ સાધારણ રીતે કામ–ધંધા માટે પરદેશ ખેડે છે, તેથી તેમના માટે યોગ્ય કેળવણી અનિવાર્ય બને છે. પણ સ્ત્રીવર્ગ ઘણે ભાગે કચ્છમાં જ રહેતો હોવાથી ઘર–કામની પ્રવૃત્તિઓ તેમના ફાળે આવે છે. તેમાં કેળવણીની એટલી અનિવાર્યતા દેખાતી નથી. આનું એક વિચિત્ર પરિણામ એ છે કે ભારતમાં માત્ર કચ્છ જ એક એવો પ્રદેશ છે, જ્યાં પુરુષો કરતાં સ્ત્રીઓની સંખ્યા વધારે દેખાય છે. વળી ઘરના મુખી તરીકે જવાબદારી વહેતી સ્ત્રીઓની સંખ્યા પણ તે જ સ્થાન ભોગવતા પુરુષો કરતાં વધારે જોવામાં આવે છે.

સ્ત્રી કેળવણીનું આટલું નીચું પ્રમાણ આવા સંજોગોમાં ખરેખર ગંભીર હરકતરૂપ નીવડે છે. હિન્દ સરકારે કચ્છનું તંત્ર સંભાળ્યા પછી કન્યાઓને કેળવણી આપવા માટે

સતત પ્રયાસો ચાલુ થયા છે. સ્ત્રી કેળવણીના ક્ષેત્રે પ્રથમ કચ્છ પાછળ હતું. એટલે હવે છોકરાઓ કરતાં છોકરીઓની કેળવણીનું પ્રમાણ કેટલાંક વરસ થયાં વધતું આવે છે. કન્યાઓ માટેની સરકારી હાઈસ્કૂલ ઉપરાંત, કચ્છમાં તેમના માટેની ખાસ હાઈસ્કૂલો મુખ્ય મુખ્ય શહેરોમાં હવે ઊભી થઈ છે.

જ્યાં જ્યાં કન્યાઓ માટે ઈલાયદી શિક્ષણ સંસ્થા નથી, ત્યાં પણ હવે સહશિક્ષણની પ્રથાનો લાભ સારી રીતે લેવાતો થયો છે. આવી તમામ બિન સરકારી સંસ્થાઓને સરકાર તરફથી અમુક પ્રમાણમાં ગ્રાંટો આપવામાં આવે છે. અને બાકીના ખરચ માટે ફી તથા બીજી આવકો ઉપર આધાર રાખવામાં આવે છે.

ભારત સરકારના વહીવટ નીચે કચ્છ આવ્યું ત્યારથી કેળવણીના વિકાસ માટે શહેરોમાંથી ગામડાંઓ તરફ સતત લક્ષ અપાતું રહ્યું છે. અને ગામડાંની સ્કૂલોની સંખ્યામાં ઘણામાં ઘણો વધારો નોંધાયો છે અને હજી પણ તે વધતો રહે છે. શહેરોમાં તો કેળવણી આપતી સંસ્થાઓ સારામાં સારી પ્રગતિ કરી રહી છે. અને ગ્રામ્ય વિસ્તાર પણ આ દૃષ્ટિએ હવે એટલો જ આગળ ને આગળ વધતો રહ્યો છે. વિકાસ ઘટક યોજના નીચે જીલ્લા લોકલ બોર્ડ તરફથી અને સરકાર તરફથી પણ સારા પ્રમાણમાં ખર્ચ કરવામાં આવ્યું છે.

કચ્છમાં એક સારી Arts & Science કોલેજ પણ દશ વર્ષથી ચાલતી થઇ છે. કચ્છના વિદ્યાર્થીઓને ઉચ્ચ શિક્ષણ લેવા માટે હવે કચ્છ બહાર જવાની અનિવાર્યતા રહી નથી. તેમજ ઘણા ગરીબ વિદ્યાર્થીઓને ઉચ્ચ શિક્ષણનો લાભ અહીં મળી શકતો નહિ, તે હવે ઘરબેઠાં મળી શકે છે. મહારાઓશ્રી મદનસિંહજીએ શહેરમાંના પોતાના આલીશાન પ્રાગમહેલમાં કોલેજ માટે ઘણાં વરસો સુધી સગવડ આપી હતી. ત્યારબાદ શ્રી રવજી લાલન અને અન્ય દાનવીર દેશ પરદેશ વસતા કચ્છી વ્યાપારીઓના સહકારથી, એક ઈલાયદું આલીશાન મકાન, લેબોરેટરી, હોસ્ટેલ વગેરે બંધાઇ જવાથી, સરકાર તરફથી તેનું પ્રગતિપૂર્ણ નિયંત્રણ થઇ રહ્યું છે.

આ ઉપરાંત હુન્નરશાળા, 'શિક્ષકો માટે બે ટ્રેનિંગ કોલેજો, ખેતીવાડીની શાળા, એક અંધ શાળા, ૨૧ હાઇસ્કૂલો, ૩૨ મિડલ સ્કૂલો, ૬૦૦ પ્રાઇમરી સ્કૂલો તથા હુન્નર–ઉદ્યોગને લગતી સ્કૂલો, ૩ નર્સરી સ્કૂલો, ૧૫ લાયબ્રેરીઓ અને અનેક બાળ ક્રીડાંગણો વગેરે સંસ્થાઓનો કેળવણીના ક્ષેત્રે નોંધપાત્ર વધારો થતો રહ્યો છે.

કચ્છની એક વિશિષ્ટતા એ છે, કે અહીં પરંપરાગત ખાનગી સખાવતોથી ચાલતી કેળવણીની સંસ્થાઓની સંખ્યા પ્રમાણમાં ઘણી રહેતી આવી છે, અને હજુ પણ આ પ્રકારનું વલણ છેક નાબૂદ થયું નથી. આજ પણ એવી શાળાઓ સારી સંખ્યામાં હસ્તિ ધરાવે છે, જ્યાં સંપૂર્ણ રીતે સહકારી અભ્યાસક્રમ અને ધોરણ સ્વીકારાયાં નથી.

વર્ષોથી તબીબી રાહતની વ્યવસ્થામાં પણ કચ્છના શ્રીમંત અને દાનવીર સજ્જનો તરફથી કેળવણી જેટલી જ સેવા–ભાવના વ્યક્ત થઈ રહી છે. હિન્દ સરકાર તરફથી કચ્છનો

વહીવટ સંભાળવામાં આવ્યો ત્યારે દરેક તાલુકા કેન્દ્રે એક એક એમ સાત રાજ્ય તરફથી ચાલતી ઈસ્પિતાલ હતી. અને તેમાંની કેટલીક તો ૮૦ વર્ષ અગાઉ બંધાઈને તબીબી રાહત આપતી રહી હતી. વધારામાં બારેક નાની ઈસ્પિતાલો અને એક બે પ્રસૂતિગૃહો પણ હસ્તિ ધરાવતાં હતાં. આ ઉપરાંત તબીબી રાહત આપે તેવી ખાનગી અગત્યની સંસ્થાઓ જેવી કે એક T. B. Clinic, એક T. B. Sanitarium બે ખાનગી ઈસ્પિતાલો અને ૩૨ નાનાં દવાખાનાં, ખાનગી સંસ્થાઓ તરફથી ચાલતાં હતાં. વધારામાં અશક્ત અને વૃદ્ધોની સંભાળ માટે સખાવતી વૃદ્ધાલય પણ ચાલતું હતું.

આવી રીતે હિન્દ સરકારને પ્રારંભમાં જ તબીબી રાહત આપતી સક્રિય વ્યવસ્થા અહીં પ્રાપ્ત થઈ હોવાથી તેમાં સુધારા સહેલાઈથી કરી શકાય તેમ થયું છે. હાલના રાજ્ય-વ્યવસ્થાપકોનો વધારાનો પ્રચાર ડહાપણ ભરેલી રીતે આ વિષયની મુખ્ય બે દિશામાં વહેતો થયો છે. એક દૂરદૂરના ગ્રામ્ય વિસ્તારોમાં તબીબી રાહત પહોંચાડવાના હેતુથી ૧૨-૧૫ દવાખાનાં ખોલવામાં આવ્યા છે. બીજું તંદુરસ્તી અને સુખાકારી વધારવા માટે પણ વ્યાપક ઝુંબેશ શરૂ કરવામાં આવેલ છે.

બાળઉછેર અને માતૃ-બાળકલ્યાણ કેન્દ્રો જેવી સંસ્થાઓ તરફ ખાસ લક્ષ આપવામાં આવે છે. અને સામુહિક વિકાસ યોજનાઓ તથા રાષ્ટ્રીય વિસ્તરણ યોજનાઓ દ્વારા થતી પ્રવૃત્તિઓને લીધે શહેરો તેમજ ગ્રામ વિસ્તારોમાં તંદુરસ્તીનું ધોરણ ઊંચું થઈ રહ્યું છે. સમગ્ર હિન્દનો એક ભાગ બનવાથી, કચ્છને હવે તબીબી અને જાહેર સ્વાસ્થ્ય સંસ્થાઓના સરકારી નિષ્ણાતોની સેવાનો પણ લાભ મળતો થયો છે. વધુમાં સરકારી તેમજ ખાનગી દવાખાનાઓમાં પણ અદ્યતન સાધનોનો લાભ મળવાની પ્રજાને વધારે અનુકૂળતા પ્રાપ્ત થતી રહી છે. કચ્છમાં હાલે ૧૪ મોટી હોસ્પિટલો, ૨૮ દવાખાનાં, ૬ પ્રસૂતિગૃહો, ૩ ટી. બી. ચિકિત્સાલયો અને ૭ પબ્લિક હેલ્થ સેન્ટરો છે. તેમાં આશરે ૧૦૦ તાલીમ પામેલા ડોકટરો અને ૮૦ જેટલી નર્સો સેવા આપી રહેલ છે.

કચ્છના વ્યાપારી ક્ષેત્રે નવા અને અગત્યના ફેરફારો થઇ રહ્યા છે. અને હવે પછી થવાના છે. તેનું મૂલ્યાંકન કરવા માટે ઉપર્યુક્ત ભૂમિકા લક્ષમાં રાખવી અત્યંત જરૂરી છે. કારણ કે તે કલ્યાણકારી રાજ્યના આદર્શને અનુરૂપ, તંત્રની કાર્યદક્ષતા વધારવા અને સામાજિક સેવાઓનું ધોરણ પણ ઉન્નત બનાવવા કેવા મક્કમ પ્રયાસો થઇ રહ્યા છે, તે બતાવે છે. અગાઉ કહેવામાં આવ્યું છે તે ઉપરથી એક હકીકત સ્પષ્ટ દેખાઇ આવે છે, કે કચ્છના લોકોમાં વેપારી સાહસની વૃત્તિ પરંપરાગત ઘણી જ વિકસેલી છે, અને ખાસ કરીને દરિયાપારના વેપાર-રોજગારની બાબતમાં તેમની આ લાક્ષણિકતા વધારે વ્યક્ત થાય છે. કચ્છી વેપારીઓએ ઘણાં વર્ષો થયાં ભારતના અનેક બંદરોમાં જમાવટ કરી છે. રાતા સમુદ્રમાં, ઇરાની અખાતના પ્રદેશોમાં, મધ્ય પૂર્વના બંદરોમાં અને તેથી પણ દૂર જંગબાર, તેમજ પૂર્વ અને પશ્ચિમ આફ્રિકાના બંદરોમાં કચ્છીઓએ લાંબા કાળથી વસવાટ કરેલ છે.

કચ્છી ખલાસીઓ અને સુકાનીઓ કચ્છી બનાવટનાં મજબૂત વહાણોમાં સાહસિક વેપારીઓને લઇ, એશિયા અને આફ્રિકાના મહાસાગરો ખેડતા, તેમની કીર્તિ ચારેકોર ફેલાઇ હતી. કચ્છ જેટલો નાનો પ્રદેશ જૂના કાળથી પાંચ પાંચ બંદરો ધરાવે છે. તેનું કારણ એ જ છે કે કચ્છીઓ વંશપરંપરાથી દરિયાખેડૂ છે. માંડવી, મુન્દ્રા, જખૌ, લખપત અને કોટેશ્વર એ બંદરોનો દરિયાપારનો વેપાર સદીઓથી ચાલતો આવ્યો છે. વસતીના પ્રમાણમાં બંદરોની સગવડ આટલા પ્રમાણમાં વિકસેલી હોય તેવા બીજા પ્રદેશો ભાગ્યે જ જોવામાં આવે છે.

ઉપર્યુક્ત પાંચ પુરાણાં બંદરો ઉપરાંત, કચ્છના દક્ષિણ અને પૂર્વ દરિયા–કિનારા પર વહાણોને લાંગરવા માટે સંખ્યાબંધ નાનાં બંદરો પણ હસ્તિ ધરાવે છે. તેમાંનાં મુખ્ય તૂણા, ખારીરોહર અને જંઘી છે. અંજાર તથા વાગડ વિસ્તારોનો વ્યાપાર–રોજગાર આ નાનાં બંદરો મારફત ઘણાં વરસો સુધી ચાલુ હતો. હાલે તે બંદરો ખાસ ઉપયોગનાં રહ્યાં નથી. તેમાંનાં ઘણાંખરાંની નાળો ભરાતી જાય છે.

કંડલાનું અદ્યતન સગવડવાળું મોટું બંદર હવે ઊભું થયેલું હોતાં, આ બંદરો નિભાવવા માટે ખાસ ખરચ કરવું પણ વ્યવહારુ રહેતું નથી. દાખલા તરીકે અંજારનો બધો વ્યાપાર–રોજગાર હવે કંડલાબંદર મારફત જ થાય છે. અને અંજારની આબાદી ભૂતકાળમાં હતી, તેના કરતાં અત્યારે ઘણી જ વધારે જોવામાં આવે છે. દિલગીરીની વાત છે કે ૧૮૧૯ના ભયંકર ભૂકંપને લીધે જે અંજારમાં એકસો કરતાં વધારે જાનની ખુવારી થઇ હતી અને આશરે ૧૫૦૦ જેટલાં ઘરો જમીનદોસ્ત થયાં હતાં, તે જ અંજાર શહેરમાં જ્યારે તે ફરીથી આબાદીને પંથે મક્કમ રીતે આગળ વધી રહ્યું હતું ત્યારે ૧૯૫૬ માં એટલી જ ભયંકર જાનમાલની ખુવારી બીજા ધરતીકંપે સર્જી હતી.

ઘણા જૂનાકાળથી તે વીસમી સદીનાં શરુઆતનાં વર્ષો સુધી કચ્છમાં મુખ્ય પાંચ બંદરોનો ઇતિહાસ સમૃદ્ધિને શિખરે પહોંચેલ હતો. આજે પણ તેનાં પવિત્ર સંસ્મરણો તેની આસપાસ બાંધેલા પાકા ગઢો અને મોટા પથ્થરથી બાંધેલા કુરદાઓ ઉપરથી તાજાં થાય છે. ત્યાં વસતા વ્યાપારીઓનાં આલીશાન મકાનો, તેની સાક્ષી પૂરે છે. ત્યાંનાં સંખ્યાબંધ મંદિરો, વિહારો અને પવિત્ર સંસ્થાઓ નિહાળતાં ત્યાં વસતા ધાર્મિક સમાજોની આર્થિક ઉન્નતિ કેટલી મહાન હતી, તેની અમર ગાથા તે રજૂ કરે છે. આ વેપારીઓ દેશ–વિદેશમાં વેપાર ખેડી સમૃદ્ધ બનતા પણ બ્રિટિશ હિંદ સરકારે પોતાની મહેસૂલી આવક વધારવા તથા નવા ઉદ્યોગોને રક્ષણ આપવાના ઇરાદાથી હિન્દની જકાતના દરોમાં વધારો કર્યો, એટલે કચ્છના વેપારીઓનો વેપાર ઘણો ઓછો થઇ ગયો. કચ્છના ભૂતપૂર્વ રાજવીઓ જૂના સમયથી પોતાને પ્રાપ્ત થયેલા હક્કોની દૃષ્ટિએ, અને હિન્દના અન્ય વિસ્તારોમાં આપવી પડતી અતિશય જકાતોમાંથી કચ્છને મુક્ત રાખવાની ઉદાર ભાવનાથી કસ્ટમ યુનિયનમાં જોડાઈ, પોતાનું નાણાંકીય સ્વાતંત્ર્ય જતું કરવા તૈયાર ન હતા. તેથી સમગ્ર બ્રિટિશહિંદના હિસાબે કચ્છના બંદરોની ગણના વિદેશી બંદરો તરીકે થઇ રહી અને પશ્ચિમ હિન્દના વિશાળ પ્રદેશ સાથેનો વેપાર વધતો થવાને બદલે માત્ર કચ્છની

જ જરૂરિયાતો પૂરતો એટલે કે નજીવો બની ગયો. કચ્છી વહાણોમાં જે માલ આફ્રિકા અને અરબસ્તાન તરફથી આવતો, તે મુંબઇની બજારોમાં જવા, ફરી વહાણોમાં ભરાવા જેવો મર્યાદિત થઇ ગયો.

ક્યાં આ રડ્યોખડ્યો સ્વલ્પ વ્યાપાર અને ક્યાં કચ્છનો ભૂતકાળની જાહોજલાલીવાળો ધીકતો વ્યાપાર! મુંબઇ રાજ્યે કચ્છમાંથી પસાર થાય એવી મુંબઇ કરાચીને જોડતી એક રેલ્વેની યોજના રજૂ કરી. પરંતુ કચ્છના સદ્‌ભાગ્યે આ યોજના પડી ભાંગી. કચ્છ રાજ્યની આવકનો મુખ્ય આધાર તેની દરિયાઈ જકાતની પેદાશ ઉપર જ રહેતો, એટલે આ રેલ્વે યોજના મંજૂર રહેત તો કચ્છનો વિનાશ જ સર્જાત.

ઉત્તર અને પશ્ચિમ હિન્દના પ્રદેશો સાથે કચ્છનું રેલ્વે–જોડાણ કરવાની યોજના વિચારાઇ હોત તો કચ્છની પ્રજા તેમજ રાજાએ તે યોજનાને હાર્દિક આવકાર આપ્યો હોત. આ યોજના વડે વેપારના નવા ક્ષેત્રો પેદા થવાથી કચ્છનાં બંદરોમાં નવું ચેતન આવતું થયું હોત. પણ બ્રિટિશ હિન્દ સરકારની સ્વાર્થમય કુનેહવાળી દૃષ્ટિ હોવાથી કચ્છ અને રાજપૂતાનાનું રેલ્વે મારફત જોડાણ મંજૂર ન જ રહ્યું અને કારણ એ દર્શાવાયું કે કચ્છ ઇન્ડિયન કસ્ટમ્સ યુનિયનમાં જોડાયેલ પ્રદેશ નથી. આ આડખીલીને લઇને એ રેલ્વે યોજના મંજૂર ન રહી. સદ્‌ભાગ્યે સાર્વભૌમ પ્રજાસત્તાક હિન્દનો, કચ્છ એક ભાગ બન્યો ત્યારે એ જ રાજપૂતાના–કચ્છ જોડાણની યોજના પુનઃ વિચારાઇ અને તુરતાતુરત પૂરી સફળતાથી તે કામ કરતી થઇ ગઇ.

પરંતુ કચ્છને બહારના પ્રદેશો સાથે જોડતી આ અગત્યની રેલ્વે લાઇન આખરે બંધાઇ, તે પહેલાંના પચાસેક વરસના ગાળામાં તો કચ્છનાં બંદરો ધીમે ધીમે ભાંગતાં ગયાં. એમની અગાઉની જાહોજલાલી અદશ્ય થઈ ગઇ. સદ્‌ભાગ્યે ઘણા શ્રીમંત કચ્છી વ્યાપારીઓ જેમનાં નામો મુંબઈ, કલકત્તા, કરાચી, એડન, જંગબાર, ઇરાની અખાતી મુલકો વગેરે દેશ પરદેશમાં વ્યાપારી આલમમાં મશહૂર બન્યાં હતાં, તેઓએ આ બંદરો પ્રત્યે માદરે–વતનનો પ્રેમ અસ્ખલિત કાયમ રાખ્યો હતો. કચ્છીઓના સહજ સ્વભાવ પ્રમાણે, કચ્છના આ શાહ સોદાગરોએ પણ પોતાની માતૃભૂમિ તરફની મમતા લેશ પણ ઘટવા દીધી નહિ. જે મોટી મોટી પૈસાની રકમો તેઓએ કચ્છમાં મોકલી તેથી સ્થાનિક લોકોને ધંધો રોજગાર મળતો રહ્યો, અને પરિણામે આ ઐતિહાસિક બંદરોનો વ્યાપાર પણ ટકી રહેવા પામ્યો. તેમ છતાં પણ વસતીમાં ઘટાડો તો થતો જ રહ્યો. ઉછરતી સાહસિક પેઢી માટે કચ્છમાં પૂરતો અવકાશ ન મળતાં યુવાન વર્ગ પરદેશ ખેડવા લાગ્યો. ભવ્ય મકાનો રહેનારને અભાવે, ખાલી રહેવા લાગ્યાં. ભૂતકાળની અનોખી ભવ્યતાની ગવાહી પૂરતાં, આ બંદરોની કિલ્લેબંધી અને ખિસમાર હાલતમાં પડેલા વપરાશ વગરના કુરદાનાં દશ્યો એમ સ્પષ્ટ સૂચન કરતાં કે અહીંની પ્રજા ધીમે ધીમે ઘસાતી જાય છે, અને કેવળ ભૂતકાળની આબાદીનાં સંસ્મરણો ઉપર જ જીવી રહી છે.

બંદરોમાં શ્રેષ્ઠ સ્થાન ધરાવતું માંડવીબંદર પણ અપવાદરૂપ ન રહ્યું. ત્રીસેક વરસ ઉપર આવી જ અધોગતિની દશાએ તે આવી પડયું હતું. બહારની દુનિયા સાથેના કચ્છના

વ્યવહાર માટેનું માંડવી બંદર એક મુખ્ય માધ્યમ હોવાથી, તેમજ મેઇલ સ્ટીમર અને નાનાં મોટાં વહાણો અત્રે નિયમિત રીતે બંદર કરતાં હોવાથી, માંડવી, ગમે તેમ કરીને પણ, પોતાની ભૂતકાળની મોટાઇનો થોડો ભપકો જેમ તેમ જાળવી રહ્યું.

રાઓશ્રી ગોડજી (ઇ. ૧૭૬૦-૧૭૭૮) ના સમયમાં બંધાયેલ વહાણો બાંધવાની ગોદી, જેમાં આશરે ૪૦૦ જેટલાં વહાણો બંધાતાં તથા સમારવામાં આવતાં તે રણકાર કરતી ગોદી આજે ઉજ્જડ બની ગયેલી જણાય છે. ૧૭૬૦ માં જે જગમશહૂર દેશી વહાણ, ઇંગ્લેન્ડની સફર કરી સફળતાપૂર્વક પાછું આવ્યું હતું, તે વહાણ પણ આ જ ગોદીમાં બાંધવામાં આવ્યું હતું. પરંતુ એ જ ગોદી જોતાં હવે સહજ નિરાશાજનક ઉદ્ગાર નીકળી જાય છે, કે ભૂતકાળમાં મેળવેલી નામના આ બંદરો હવે પાછી મેળવશે કે કેમ ?

માંડવીનાં સફરી વહાણો, મલબાર, ઓખા, મસ્કત અને આફ્રિકાના બંદરોથી સોનું, ચાંદી, ખજૂર, અનાજ, ઇમારતી લાકડાં, ગેંડાનાં ચામડાં, એલચી, મરી, સૂંઠ, રેશમ, દવા-દારૂ તથા કરીઆણું ભરી આવતાં અને પાછા ફરતી વખતે કચ્છ તથા તેની આસપાસના વિસ્તારો, સિંધ, જેસલમેર, મારવાડ, ગુજરાત ઇત્યાદિ સ્થળોની પેદાશ-સૂતરાઉ કાપડ, કપાસ, ખાંડ, તેલ, ઘી, ફટકડી વગેરે માલ અહીંથી ભરીને લઈ જતાં, એ સમૃદ્ધિના દિવસો હવે હંમેશને માટે ચાલ્યા ગયા હોય એમ દેખાય છે. ભુજ અને માંડવીમાં હાથીદાંતમાં બારીક કોતરકામ કરનાર કુશળ કારીગરો માટે આફ્રિકાથી હાથીદાંતો આવતા, જે કોઈ વખતે એવડા લાંબા રહેતા, કે ઘણી વાર માંડવીની બજાર અને ઊંચા મજલાવાળાં ઘરો વચ્ચેની વાંકી-ચૂંકી શેરીઓ તેમને ગાડામાં લઈ જવા માટે સાંકડી પડતી અને વાહનવ્યવહાર પણ અટકી પડતો.

માંડવી બંદર જ્યારે સંપૂર્ણ સમૃદ્ધિને શિખરે મહાલતું હતું, ત્યારે એક રિવાજ પ્રચલિત હતો, કે ત્યાંનાં સંખ્યાબંધ વહાણોનો કાફલો ધરાવનાર શ્રીમંત વ્યાપારીઓ, દીવાદાંડી પાસેના ઊંચા કોઠા ઉપર ચડી (જેને હજુ પણ હોડીઓ કોઠો કહેવામાં આવે છે) મોટી મોટી રકમોની હોડ ખેલતા; સુવાલી વહાણો, જે ઓક્ટોબર મહિનામાં ઊપડી જતાં, અને મે માસમાં પાછાં ફરતાં તેમની બહુ જ આતુરતાથી રાહ જોવાતી. જંગબારથી પુષ્કળ માલ ભરીને કચ્છ પાછાં ફરતાં એ વહાણોમાંથી કયું વહાણ પહેલું દૃષ્ટિગોચર થશે તેની શરતો ચાલતી. પરંતુ એ બધી બાદશાહી શ્રીમંતાઇ અને અનેરી સમૃદ્ધિ આજે સ્વપ્નવત્ થઈ ગઇ. માંડવીની આ જાહોજલાલીનો નાશ ફક્ત બ્રિટિશ હિન્દ સરકારની જકાત-નીતિને જ આભારી ન હતો, પરંતુ કુદરતે પણ તેમાં ભાગ ભજવ્યો હતો. માંડવીની નાળ ઘણી જ મુશ્કેલીભરી છે. બંદર પર વહાણો નાંગરવાની સુવિધાઓ વધારવા માટે કચ્છના અનેક રાજવીઓએ સતત પ્રયત્ન કરવા છતાં મોટાં જહાજો માટે આ બંદર સગવડતાભર્યું બની શકયું નહિ.

જૂના વખતમાં અહીં મોટાં મોટાં મકાનો હતાં, તેમને સરસ અને સુસજ્જ

સ્થિતિમાં રાખવાં એ, આફ્રિકા–અરબસ્તાન આદિ વિદેશોમાંથી પુષ્કળ કમાણી કરી લાવનાર વેપારીઓ માટે એક ગૌરવનો વિષય ગણાતો.

રાઓશ્રી ખેંગારજી પહેલાએ જ્યારે ઇ. ૧૫૭૪ માં માંડવી શહેર વસાવ્યું, ત્યારે ત્યાં બંધાવેલ સુંદરવરના વિષ્ણુ–મંદિરને, બહુ જ કાળજીપૂર્વક, સારી હાલતમાં રાખવામાં આવતું. ૧૬૦૬ માં લક્ષ્મીનારાયણનું મંદિર અને ૧૬૨૭ માં રાણેશ્વરનું મંદિર બાંધવામાં આવ્યું. પણ ૧૮૧૯ ના ધરતીકંપમાં તે પડી જતાં ભાવિક લોકો તરફથી તે ફરી બંધાવવામાં આવ્યું. ઉપરાંત રણછોડજી મહારાજની હવેલી, જ્યાં ભાટિયા વ્યાપારીઓ, સોદામાં પોતાને નફો થાય તે માટે આશીર્વાદ માગતા, તે બધાં ધાર્મિક સ્થળો માંડવી અંદરે ભૂતકાળમાં સાધેલી આબાદીના અવશેષો છે.

માંડવીમાં આવેલ બે મસ્જીદો–કાજીવાળી સને ૧૬૦૮ માં અને જામી મસ્જીદ સને ૧૬૦૩ માં બંધાયેલી છે. એ બંને મસ્જીદો સાદી અને આડંબર રહિત જોવામાં આવે છે. તે વખતનો મુસ્લીમ જમાતનો મોટો ભાગ મચ્છીમારોનો હતો. તેમની પાસે નાણાંની વિપુલતા નહોતી. પરંતુ બીજી કેટલીયે મુસ્લીમ દરગાહો હજુ પણ સારી હાલતમાં રહેલી જોવામાં આવે છે. આ સૌમાં માંડવીથી ત્રણ માઇલ ઉપર રેતીના ઢુવા ઉપર આવેલ તમાચી પીરની દરગાહ ખાસ નોંધ પાત્ર છે. કારણ કે દરિયામાંથી ખલાસીઓ માટે આ દરગાહ એક અગત્યનું માર્ગદર્શક ચિહ્ન બની રહે છે.

ગઢની અંદરનાં માંડવી શહેરમાં બંધાયેલ મકાનોમાં ખાસ નોંધપાત્ર મકાન તે રાઓશ્રી લખપતજી (ઇ. ૧૭૪૧–૬૧) એ બંધાવેલ યુરોપની ઢબના ધોળા પત્થરનો જૂનો મહેલ છે. તેની અંદર નાચ કરતી નર્તિકાઓ, વાઘો, ચિત્તા, હોલાન્ડના મદ્યપાન માટેના ખાસ કપ અને બાટલીઓ સહિત આનંદ પ્રમોદ કરતા વલંદાના તાદૃશ ચિત્રો કોતરેલાં છે. (રામસિંહ માલમ જે મહારાઓશ્રી લખપતજીનો શિલ્પી અને વૈજ્ઞાનિક બાબતોનો સલાહકાર હતો તેની શરાબની આદત હતી.) મહારાઓશ્રી ખેંગારજી ત્રીજા, સને ૧૯૪૨ સુધી એટલે તેમના અવસાનના સમય સુધી જ્યારે જ્યારે માંડવીની મુલાકાતે જતા ત્યારે આ મહેલમાં જ રાત્રિ ગાળતા. કારણ તેની વિશાળ ઊંચી અગાસી પરથી દરિયાનું દૃશ્ય અતિ સુંદર દેખાતું. ઉપરાંત ઉનાળાની ૠતુમાં પણ ઠંડી લહેરો આવતી. અહીં હવા ખાવાના સ્થળ જેવો જ આનંદ અનુભવાતો.

કચ્છના અન્ય ભાગોના શ્રીમંત લોકો માંડવીની આબોહવા ખાતર જ માંડવીમાં પોતાની રહેવાની સગવડો રાખતા. કારણ કચ્છની અંદરના વિસ્તારોના હવામાનની દૃષ્ટિએ ઉનાળાની ગરમીના દિવસોમાં માંડવીમાં ૠતુ ખુશનુમા રહે છે.

ભુજમાં જ્યાં લગી બ્રિટિશ પોલીટિકલ એજન્ટની કોઠી રહી ત્યાં સુધી તેમને માટે પણ ઉનાળાના દિવસોમાં રહેવા માટે દરિયા કિનારે એક બંગલો ખાસ બંધાવવામાં આવેલ હતો. બ્રિટિશ રેસીડન્સીના જવા પછી પણ તે બંગલો બહુ જ સારી સ્થિતિમાં રહેવા પામેલ છે. માંડવીની સારી આબોહવાને કારણે અને ત્યાંના દરિયાકિનારાનો વિસ્તાર

અને તેમાં પથરાયેલ કુદરતી રેતીની નૈસર્ગિક સુંદરતાને કારણે મહારાઓશ્રી વિજયરાજજી (ઇ. ૧૯૪૨–૪૮) નું લક્ષ પણ આ સ્થળ તરફ આકર્ષાયું. તેમના પિતાશ્રી મહારાઓશ્રી ખેંગારજીના સમયમાં જ તેમણે એક અદ્યતન સગવડવાળો મહેલ પોતાને રહેવા માટે બંધાવ્યો. આ વિજયવિલાસ પેલેસ માંડવીની પશ્ચિમે લગભગ પાંચ માઇલ પર આવેલ છે. તેની ચારે બાજુ સુંદર બગીચો અને ભાતભાતનાં ઝાડો ઉગાડવામાં આવેલ છે. આ મહેલ વિદ્યમાન મહારાઓશ્રી મદનસિંહજી હજી ઉપયોગમાં લે છે. જ્યારે ઘણી ખરી કચ્છ–રાજ્યની વંશ પરંપરા–ગતની સ્થાવર મિલકતો, હાલના હિંદના સામ્રાજ્યને સોંપાઇ ગઇ, ત્યારે પણ આ વિજય–વિલાસ મહેલ મહારાઓશ્રી મદનસિંહજીએ પોતાના ઉપયોગ માટે રાખેલ છે. આ મહેલના આસપાસના વિસ્તારમાં ઉછેરવામાં આવેલ બાગાયતનો હાલ એક Vijaya Vilas "Agronomics" Company, વિજ્ઞાનિક રીતે અને પેદાશ સારી થાય તે રીતે ભાડે રાખી કારભાર કરે છે. ત્યાં એક સહકારી મંડળી પણ સ્થાપવામાં આવેલ છે, અને ઝાડપાન–ફળફૂલના વાવેતરમાં સારો વધારો થયો છે.

ઉનાળાની ઋતુમાં મહારાઓશ્રી જ્યારે કચ્છમાં આવે છે, ત્યારે અવાર–નવાર આ મહેલ વાપરે છે. જે લોકો માંડવીમાં જ જન્મ્યા અને ઉછર્યા હોય તેમને બાદ કરતાં, સાધારણ રીતે અન્ય લોકો માટે માંડવીની આબોહવા બારે માસ તંદુરસ્તી ભરેલી રહેતી નથી. શરીર–સ્વાસ્થ્ય સુધારવાના કે સારી હવાના સ્થળ તરીકે તે થોડા જ મહિના ઉપયોગમાં લઈ શકાય તેવું સ્થળ કહેવાય. માંડવીની પૂર્વ તરફની નાળના કિનારા પર, કોરી ચકચકતી રેતીના ઢગલાવાળા વિસ્તારમાં, એકાદ સૈકાથી પણ વધારે સમય થયાં ઉજ્જડ બની ગયેલું, એક યુરોપિયન કબ્રસ્તાન છે તેમાં ઘણી કબરો હજી સારી દશામાં, સુવ્યવસ્થાને કારણે રહેલી જોવામાં આવે છે; તેની નોંધ પરથી જણાય છે કે ૨૦ વર્ષની વયના અને તેથી પણ નાની ઉંમરના બ્રિટિશ સૈનિકો કેવી રીતે આ ભૂમિ પર મરણને શરણ થયા હતા. તેઓ સદાને માટે અહીં શાન્તિથી સૂતા છે. જોન ફોર્સીસના લશ્કરો તથા કિંગ્ઝ રેજીમેન્ટ, જે હિન્દુસ્તાનમાં સૈનિક તરીકે આવેલા હતા, તેનાં મહામૂલાં લશ્કરી અવશેષો અહીં દફનાવેલાં છે. તબીબી અને રાજકીય ખાતાના યુવાન અમલદારો, કેપ્ટનો વગેરે પોતાની ફરજ બજાવતાં દરદના ભોગ બન્યા હતા અને ઘણી ઘણી આશાભર્યા આખરે મૃત્યુ પામ્યા હતા. કેટલાક અમલદારો તો પોતાના કુટુંબને પણ સાથે લાવ્યા હતા. તેમાંના કેટલાકની યુવાન પત્નીઓ અહીં જ તેમને મૂકી મૃત્યુ પામી હતી. તેમની કબરો પણ અહીં મોજુદ છે.

સૌથી વધુ કરુણાજનક કબરો તો તેમનાં નાનાં બાળકોની છે. તેમાંની એક કબર પર જોડિયા બાળકોનું મૃત્યુ હૃદયવિદારક શબ્દોમાં આલેખવામાં આવ્યું છે. આ લખાણના અક્ષર એટલા ઊંડા કોતરવામાં આવેલા છે કે દોઢસો વરસના પવનના ઝપાટા અને દરિયાકિનારાની નિર્જન ઢુઇયોમાંથી ઊડતી આવતી રેતીના મારા સહન કરવા છતાં આજે પણ તે વાંચી શકાય તેવા રહ્યા છે. એ કોતરેલી કવિતાનો ભાવાર્થ અહીં આપવામાં આવે છેઃ—

રણુવગડાની ઉજ્જડ જમીન જ્યાં માત્ર જંગલી ઘાસ જ ઊગતું હોય,

ત્યાં કોઇ વાર કર્મસંજોગે કોઇ ગુલાબનો છોડ મસ્તક ઊંચું કરે છે.

આ ગુલાબ ખીલી ઊઠે ત્યાર પહેલાં જ કોઈ સમજદાર માળી તેને પૂર્ણ પ્રફુલ્લિત બનાવવા માટે ઊખર જમીનમાંથી ઉખેડીને ફૂલબાગની કોઇ ફળદ્રુપ ભૂમિમાં રોપી દે એવું જ નસીબ એ નાનકડાં–વહાલાં બાલુડાંનું હતું.

આ બાલ–પુષ્પોનું પણ એવા જ પ્રકારનું ઊઘડતું એમના પ્રફુલ્લ થવા પહેલાં જ એમની અમર કીર્તિની ઝાંખી કરાવી રહ્યું હતું.

કદાચ આ દુનિયા માટે જોઇએ તે કરતાં તે વધારે સરસ–સુંદર હતાં. અને તેમને વધુ પડતાં ચાહવામાં આવ્યાં હતાં.

સ્વર્ગના સ્વામીએ આ જોઇ લીધું અને એમને પોતાનાં કરી લીધાં.

હવે માંડવીમાં કોઇ બ્રિટિશ પ્રજાજન રહેતું નથી. પરંતુ આ બહાદુર પુરુષોએ, કચ્છ તેમજ સમગ્ર હિન્દુસ્તાન માટે જે જે ભોગો આપ્યા હતા તે વિસરાયા નથી. હાલના ભારતના રાજ્યતંત્રમાં જે સુવ્યવસ્થા, શિસ્ત અને કર્તવ્યનિષ્ઠા દષ્ટિગોચર થાય છે, તેના સંગીન પાયા ભૂતકાળમાં આ વીર પુરુષોએ, જાનના અનેક જોખમો વહોરીને, તથા કોઇ કોઇ સમયે તો પોતાનાં વહાલાં કુટુંબીજનોના પણ ભોગ આપીને નાખ્યા છે. આ કર્તવ્યનિષ્ઠ પુરુષોના આત્મબલિદાન સિવાય આજે આપણે ભારતને જે સ્વરૂપમાં જોઇએ છીએ તે સ્વરૂપમાં જોઇ શકત નહિ, અને માંડવીના પુનરોદ્ધારની આશા પણ સેવી શકત નહિ.

કચ્છ હિંદી સંઘમાં જોડાયું અને જકાતી દીવાલો તૂટી, તેથી માંડવીના અગાઉના વેપાર–રોજગારની પદ્ધતિમાં નવાં તત્વો ઉમેરાયાં છે. માંડવી–મુંબઈ તથા કાઠિયાવાડના ઓખાબંદર અને માંડવી વચ્ચે અવરજવર કરનાર ઉતારૂની સંખ્યા વધી છે. આશરે ૩૦૦૦ જેટલાં વહાણો દર વરસે માંડવીમાં બંદર કરે છે. વહાણો બાંધવાની ગોદીમાં ફરી પાછું ચેતન આવ્યું છે. સરકારી તેમજ ખાનગી માલેકીના વહાણો, સ્ટીમ લોન્ચો, ફલાટો વગેર અહીં પાછાં બંધાતાં જોવામાં આવે છે. ફુરદા ઉપરની સગવડો વધારવા માટે સારી રીતે ખરચ કરવામાં આવે છે. અત્યારે લગભગ ૨ થી ૩ કરોડ રૂપિયા સુધીનો માલ આ બંદરેથી આવજા કરતો થયો છે, તેમાં પણ સંગીન વધારો થાય તે હેતુથી આ દિશામાં હજુ પણ સુધારા–વધારા કરવાની યોજનાઓ હાથ પર છે. વહાણવટા પર નભનાર લોકોને પૂરતા પ્રમાણમાં રોજગાર મળતો થયો છે. અહીંના વહાણો બનાવનાર કુશળ કારીગરો જે કુશળતાથી તેમના પૂર્વજો, મહાસાગરમાં સફર કરી શકે તેવાં વહાણો બાંધતા, તે જ કુશળતાથી હવે આધુનિક ઢબની સ્ટીમ લોંચો પણ બનાવી શકે છે. વેપાર રોજગાર વધતો જ જાય છે. અને અગાઉની નિષ્ક્રિયતાનાં ચિહ્નો હવે અદશ્ય થયાં છે. નિશાળોની સંખ્યા વધી છે. અહીં ત્રણ હાઇસ્કૂલો છે. અને આર્ટસ અને કોમર્સની

કોલેજ પણ તુરતમાં ઊભી થાય તેના માટે પ્રયાસો ચાલે છે. તબીબી રાહત પણ સારી રીતે વિકસતી રહી છે. મચ્છીમારોની પુરાણી પદ્ધતિ ઉપરાંત હવે અદ્યતન સાધનો અને પદ્ધતિઓ પણ અપનાવવામાં આવેલ છે.

મહારાઓશ્રી મદનસિંહજીએ શહેરની અંદરનો પોતાનો જૂનો મહેલ કેળવણીની પ્રવૃત્તિ માટે ભેટ તરીકે આપેલ છે. જેનો હાલે કન્યાશાળા તરીકે ઉપયોગ થાય છે. આ સંસ્થા આખા પશ્ચિમ હિંદમાં આજે એક પ્રગતિશીલ કેળવણીની સંસ્થા બની રહી છે.

માંડવી અને અંજાર વચ્ચે કાંઠા–રસ્તા પર માંડવીની પૂર્વ દિશાએ થોડે દૂર બીજું પુરાણું બંદર મુંદ્રા આવેલું છે. મુંદ્રા, તાલુકાનું મુખ્ય શહેર છે. બહારથી મુન્દ્રા બહુ આકર્ષક દેખાય છે. મુન્દ્રાને ફરતો ઊંચો કિલ્લો અઢારમી સદીની શરુઆતમાં જ જૂના જૈન શહેર ભદ્રેસરના વિશાળ પુરાતન ખંડેરોમાંથી, મોટા મોટા પથ્થરો મેળવીને બાંધવામાં આવ્યો છે.

મુન્દ્રાને માંડવી જેટલો ખુલ્લા દરિયાનો લાભ નથી. વહાણોને વાંકી ચૂંકી કાદવવાળી નાળોમાંથી રસ્તો કાઢવો પડે છે. આ નાળો સાફ રાખવા માટે ઘણી મહેનત અને ખર્ચની જરૂર રહે છે. હજુ પણ મુન્દ્રા અને કાઠિયાવાડનાં બંદરો વચ્ચે નાનાં વહાણો મારફત મીઠું, ઊન, ચામડાં અને પરચૂરણ માલની અવરજવર કચ્છના અખાતમાંથી થોડે ખરચે કરવામાં આવે છે. વધારામાં મુન્દ્રાના દરિયા–કિનારે સારામાં સારી જાતની માછલીઓ મળે છે. મુન્દ્રાની માછલીઓ હવે જીપો અને લોરી મારફત કચ્છમાં જુદેજુદે સ્થળે ઝડપથી પહોંચાડી શકાય છે. વાહન–વ્યવહારમાં સુધારા થવાને કારણે મુન્દ્રા–કાંઠાના મચ્છીમારોને હવે વધારે સારી રોજી મળે છે, અને મચ્છીનો વેપાર વધતો જાય છે. સરકાર તરફથી તેમને મળતી આર્થિક સહાયથી અને સુધારેલાં સાધનો વાપરવા માટેની સૂચનાઓથી તેઓ વિશેષ લાભ ઉઠાવે છે.

મુન્દ્રા અને તેથી નાનાં બંદરો જખૌ, લખપત અને કોટેશ્વર જે માંડવીની પશ્ચિમે આવેલાં છે તે પણ સ્થાનિકે વસતા લોકોને સારો ધંધો–રોજગાર આપતાં રહે છે. આ બંદરોની સુધારણા પાછળ ઘણું ખર્ચ કરવું વ્યાજબી ન ગણાય. કારણ કે ગમે તેમ તો પણ આ નાનાં બંદરોની ઉપયોગિતા, તેના આજુબાજુના વિસ્તાર પૂરતી જ મર્યાદિત છે.

માંડવીનું સ્થાન તદ્દન નિરાળું છે. તેનું વર્ગીકરણ મેજર અને માઈનોર બંદર વચ્ચેની મધ્યસ્થ કક્ષાએ થયેલ છે. ભવિષ્યમાં પણ તેનું સ્થાન ભૂતકાળ જેવું જ રહેવા સંભવ છે. સૌરાષ્ટ્ર અને મલબાર કિનારે આવજા કરતાં વહાણોનું તે મોટું કેન્દ્રસ્થાન રહેશે.

નાના પ્રમાણમાં માલની હેરફેર માટે તથા એક બંદરથી બીજા નજીકના બંદરની ઓછા ખરચે થઈ શકે તેવી અવરજવરનું સાધન આવાં વહાણો જ રહેશે એટલે નજીકના ભવિષ્યમાં વહાણોનો ઉપયોગ બંધ થાય એ સંભવિત નથી. ગવર્નમેન્ટના સહકારથી માંડવી બંદર પર વહાણો બાંધવાની જે પ્રવૃત્તિ ફરી જોવામાં આવે છે, તે આ બંદરના ભવિષ્યના વિકાસનું ખાસ એક સૂચક ચિહ્ન છે. એટલું તો નિર્વિવાદ છે કે માંડવી કિનારે

માલની મોટી સ્ટીમરોની આવજા હવે ઓછી થતી જશે. પેસેન્જરોની સંખ્યા પણ ઘટતી રહેશે. કારણ કે અદ્યતન સગવડવાળું અને બારે માસ ઊંડાં પાણી ધરાવનારૂં કંડલા બંદર જ્યાં મોટી સ્ટીમરો ગોદી પર આવી શકે છે, તેનો હિન્દ–સરકાર તરફથી ઝડપી વિકાસ થઇ રહ્યો છે.

આજે કંડલાની મુલાકાત લેનાર કોઇ પણ વ્યક્તિને ત્યાંનું ભવ્ય આયોજન તથા કચ્છના લાંબા ઇતિહાસમાં અગાઉ કદી પણ નથી બન્યું તેટલા મોટા પાયા ઉપર ત્યાં ચાલી રહેલાં વિકાસનાં કામોનું દર્શન ખૂબ જ પ્રભાવિત કરે છે.

કંડલાને ભારતના એક છઠ્ઠા મહાબંદર તરીકે ઊભું કરી, ૫૦,૦૦૦,૦૦૦ ની વસતી ધરાવતા અને ૩૦,૦૦૦ ચો.મા. માં વિસ્તરેલા બહોળા આંતરૂ પ્રદેશ–ઉત્તર ગુજરાત, રાજસ્થાન, દિલ્હી, પૂર્વ પંજાબ તથા પશ્ચિમ–ઉત્તર પ્રદેશો વગેરેને 'લાભ આપી શકે તેવી રીતે તેને દરેક પ્રકારની અદ્યતન સવલતોથી સજ્જ કરવાનો કેન્દ્ર સરકારનો મક્કમ નિરધાર છે. કરાચી બંદર જતાં, આ સ્થળોને બીજી રીતે હવે પહોંચી શકાતું નથી.

કુશળ ઇજનેરોએ તૈયાર કરેલા, આ મહાબંદરના નકશાઓમાં બતાવેલ માલની ગોદીઓ, ટ્રાન્ઝીટ શેડો, વખારો, તેલની ગોદીઓ, ઉતારૂ માટેના કુરદા, વગેરેને હજારો કામદારો, ભારતીય, જરમન, અમેરિકન અને બ્રિટિશ નિષ્ણાતોના માર્ગદર્શન નીચે, છેલ્લાં કેટલાંક વરસોથી, ધીમેધીમે મૂર્તઃસ્વરૂપ આપી રહ્યા છે. માલ ઉંચકવાનાં કેનો (ઊંટડાઓ) યાંત્રિક સાધનો, નાના નાના માર્ગો, તેલ સંગ્રહ કરવાની ગંજાવર ટાંકીઓ કામદારો માટેનાં રહેઠાણો, પાણી તથા વિદ્યુત શક્તિ માટેનાં રાક્ષસી બાંધકામો વગેરે સ્પષ્ટ બતાવે છે, કે જરૂરી પૈસા ખરચવામાં ખોટી કરકસર અહીં કરવામાં આવતી નથી. કૂદકે અને ભૂસકે પ્રગતિ ચાલી રહી છે. આ આખી યોજનાનું અંદાજી ખરચ રૂ. ૧૭ કરોડથી ઉપર થશે. પ્રતિ વરસે ૧૫ લાખ ટન જેટલા માલની હેરફેર કરી શકાશે. હવે તે લગભગ પૂરૂં બંધાઈ રહ્યું છે. તેલ માટે બાંધેલ, એલાયદું બંદર તો કામ કરતું પણ થઇ ગયું છે. તેલનો વ્યાપાર કરતી ત્રણ મંડળીઓએ, અહીં કાંઠા ઉપર પોતપોતાની વિશાળ ટાંકીઓ બાંધી છે. જેમાં પાંચ માઇલ લાંબી અને ૧૨ ઇંચ વ્યાસની પાઈપ લાઇનમાં થઇને, આશરે ૫ લાખ ટન જેટલું તેલ પમ્પથી ભરવામાં આવે છે.

મુખ્ય કુરદો ૨૮૦૦ ફુટ લાંબો છે. અને સ્થાનિકે જ તૈયાર થયેલા રેનફોર્સ કોંક્રીટના પોકળ થાંભલાઓ ઉપર જંગી વખારો અને ટ્રાન્ઝીટ શેડો અહીં ઊભા કરવામાં આવ્યાં છે. માલની હેરફેર ઘણામાં ઘણી ઝડપથી કરવા, તેમજ જેટલું બને તેટલું યાંત્રિક બળ વપરાય તે હેતુથી ઉપર્યુક્ત વખારોને છેલ્લામાં છેલ્લી ઢબનાં ફરતાં કેઇનો વગેરેથી સજ્જ કરવામાં આવેલ છે, અને ઠેકાણે ઠેકાણે જુદા જુદા ભાગોને પૂલોથી સાંકળી લેવામાં આવ્યા છે. બંદરના જુદા જુદા ખાતાઓ વચ્ચેના અરસપરસના વ્યવહારમાં સુગમતા પડે, તેમજ નજીકમાં આવેલ ગાંધીધામ રેલ્વે સ્ટેશન સાથે પણ બંદરનો વ્યવહાર ઝડપથી ચાલે, તે માટે રેલ્વે સાઇડીંગો, ચારે કોર નાંખી દેવામાં આવી છે.

એક તરફ નૂતન કંડલા અને ગાંધીધામ તથા બીજી બાજુએ કચ્છના બાકીના પ્રદેશ વચ્ચેનો તફાવત ખરેખર હેરત પમાડે તેટલો દેખાય છે.

ચોમેર દરિયાથી ઘેરાયેલા આ કચ્છ પ્રદેશના પૂર્વ ભાગમાં, બધું નવોદિત, આયોજનબદ્ધ અને છેલ્લામાં છેલ્લી ઢબનું કામ જોવામાં આવે છે. મુંબઇ, કલકત્તા કે કોઇ મોટા આધુનિક શહેરમાં દૃષ્ટિગોચર થાય છે તેવું જ એક વિમાની અને યાંત્રિક યુગનું ચિત્ર અહીં ખડું થાય છે. વધારામાં, દૂરદૂરના ભવિષ્યના વિકાસને પણ નજર સમક્ષ રાખી, વૈજ્ઞાનિક રીતે, અહીંની યોજનાઓ ઘડવામાં આવી હોય તેમ સ્પષ્ટ દેખાઇ આવે છે.

પુરાતન સમયનું પ્રમાદી અને મોઝીલું જીવન જેને ઊંટગાડી અને બળદગાડીની ગતિ સાથે જ સરખાવી શકાય, એવું લોકજીવન આજે પણ ભુજ અને માંડવીમાં પ્રવર્તી રહેલું જોવામાં આવે છે. પરંતુ આ સ્થિતિને કંડલા અને ગાંધીધામમાં સ્થાન નથી.

ગાંધીધામ તો આજે જુદા જુદા ઉદ્યોગો, આયોજનો તથા વેપારી સાહસોથી ગુંજતું રહે છે. ઠેકઠેકાણે નરી મહેનત, ધાંધલ, દેદીપ્યમાન અને પચરંગી દશ્યો જ નજરે પડે છે. આમ છતાં અન્ય વિકાસ-ક્ષેત્રોમાં બન્યું છે તેમ અહીં પણ હાલે જે પ્રગતિની ઇમારતો ઊભી થયેલી જોવામાં આવે છે તેના પાયા કચ્છના દૂરંદેશી રાજવીઓએ જ ભૂતકાળમાં સ્થાપિત કર્યા હતા.

કંડલા બંદર બાંધવાનો યશ મહારાઓશ્રી ૩ જા ખેંગારજીને ફાળે જાય છે. માંડવીમાં અદ્યતન સ્ટીમરો માટે પૂરતી સવલતો આપવામાં જે મુશ્કેલીઓ નડતી હતી, તે તેમને માટે હંમેશાં ચિંતાનો વિષય હતો. આખરે તેમને જણાયું કે કંડલાની નાળની કુંઢાળ સુરેખ છે, કિનારાની નજદીક પાણી ઊંડાં રહે છે; તથા મહાસાગરમાં ચાલતી સ્ટીમરો માટે પણ અહીં પાણીની ઊંડાઇ પૂરતી રહેતી હોવાથી આ સ્થળે બંદર બાંધવાનું કામ હાથ ધરવા જેવું છે. આખરની ઋતુના વાવડાથી વહાણોને કંડલા બંદરની નાળમાં સુરક્ષિત રાખી શકાશે, અને ભારતના બીજા વિસ્તારો પણ અહીંથી તદ્દન નજીક થશે, એમ પણ તેમને સમજાયું.

આ પૈકીની કોઇ પણ સગવડ માંડવી બંદરેથી મળી શકે તેમ ન હતું. મહારાઓશ્રીએ વિચાર્યું, કે ઉતારૂઓ માટે સૌરાષ્ટ્ર સાથેનો વ્યવહાર પણ ખુલ્લા દરિયા મારફતે ન થતાં અંદરની નાળો મારફત થાય તો મુસાફરી વધારે સગવડ ભરેલી થઈ શકે. વધારામાં માલના અવરજવર માટે જો કંડલા-ડીસાને રેલ્વેથી જોડી દેવામાં આવે તો કંડલાની નાળ ઉપર આવેલ કોઇ પણ બંદર રાજસ્થાન સાથેના વેપાર માટે, મુંબઇ કરતાં પણ વધારે અનુકૂળતાવાળું થશે.

કોઈ પણ દિશામાં પહેલ કરનારને જેમ સહન કરવું પડે છે તેમ મહારાઓશ્રી ખેંગારજી ૩ જાને કેટલાક વિરોધીઓ જેમની દૃષ્ટિ તેમના જેવી દૂરંદેશી નહોતી, તેમની ટીકાઓ સહન કરવી પડી હતી.

કંડલાની નાળ તે સમયે તદ્દન ઉજ્જડ, કીચડથી ભરેલી અને વસતીવાળા પ્રદેશથી તદ્દન અલગ પડેલી હતી. બંદર બાંધવા માટે શું આ સ્થળ પસંદ કરવા જેવું ખરું? છતાં પણ પચાસ વરસો સુધી એકધારું રાજ્ય ચલાવનાર, એ જ્ઞાનવૃદ્ધ અને દૂરંદેશી રાજવી પોતે રચેલ કલ્પના-ચિત્રને ચુસ્તપણે વળગી રહ્યા. નાળની બાજુઓનું એક છેડાથી બીજા છેડા સુધી, અથાગ મહેનત લઇને તેમણે સંશોધન કર્યું. કાદવ-કીચડ ખૂંદીને, ચેરીઆંના ઝુંડોમાંથી પસાર થઇને તથા દિવસોના દિવસો સુધી, ઘોડા કે ઊંટ પર બેસીને આ સ્થળોનું તેમણે જાતે, બારીક નિરીક્ષણ કર્યું. અને આખરે કેટલાંક સ્થળો નક્કી કર્યાં; જે બંદર માટે અનુકૂળ થઇ શકે. આ દિશામાં તેમણે સારામાં સારા નિષ્ણાતોની સલાહ પણ લીધી, અને એક બ્રિટિશ બંદરી ઇજનેરને આ કામ માટે ખાસ રોક્યા. ધીમેધીમે કામ કરનારાઓ માટેનાં રહેઠાણો બંધાયાં. ત્યારબાદ માલ ઉતારવા માટેનો કાચો કુરદો બંધાયો. કસ્ટમ ઓફિસ અને એક બે વખારો પણ તુરત જ ઊભી થઇ; વીડીના કૂવાઓમાંથી નળ દ્વારા અહીં મીઠું પાણી પહોંચાડવાની પણ સગવડ કરવામાં આવી. જે આયોજન કરવામાં આવે તેનું પ્રમાણ બહુ જ-બહુ જ-બને તેટલું મર્યાદિત રાખવું પડતું, કારણ કે તેમ કરતાં પણ મહારાઓશ્રીના આર્થિક સાધનોને બહુજ ખેંચાવું પડતું. પરંતુ કચ્છના વેપાર રોજગારને વિસ્તારવાની મહારાઓશ્રીની ઊંડી અભિલાષાઓ તેમની હયાતીમાં તો ફળીભૂત થયા વગર જ રહી ગઇ. કારણ કે કચ્છ બહારના પ્રદેશોને કંડલા બંદર દ્વારા જે વ્યાપારી સગવડો આપવાની મૂળભૂત યોજના હતી, તે યોજના કંડલા-ડીસા રેલ્વે બંધાવાને અભાવે અમલમાં મૂકી શકાઇ નહિ.

કચ્છ રાજ્યે હિંદી જકાતી સંઘથી આખર સુધી અલગ રહેવાનો જે અફર નિશ્ચય કર્યો હતો, તે પણ આ દિશામાં બહુ જ મોટા અવરોધ તરીકે ઊભો રહ્યો. આટલું છતાં પણ મહારાઓશ્રીના જીવનકાળ દરમ્યાન તેમણે જે સ્થળની બંદર બાંધવા માટે પસંદગી કરી હતી તે યોગ્ય જ હતી, તથા તેમાં ઘણું જ ડહાપણ અને દૂરંદેશી પણ હતાં, એ હકીકતનો સ્વીકાર કરવામાં આવ્યો હતો.

ઇ. ૧૯૩૦ માં તદ્દન નાના પાયા પર કંડલા બંદરની શરુઆત થઇ ત્યારથી ૧૯૪૦ સુધીમાં, ૭૦૦ જેટલી જંગી સ્ટીમરો કંડલા બંદરે આવી હતી. આજે પણ મહારાઓશ્રી ખેંગારજીએ બંધાવેલી અસલ જેટી; તેલ માટે બાંધેલ અલાયદા બંદરના કેન્દ્ર તરીકે કામ આપે છે. આ જેટી હિન્દુસ્તાનના છઠ્ઠા મહાબંદરના એક અગત્યના ભાગ તરીકે સેવા આપી રહી છે.

રાજસ્થાન, પૂર્વ પંજાબ અને ઉત્તર પ્રદેશના ઘણાં ભાગ માટે, કરાચી બંદર ઉપયોગમાં આવતું હતું, તે ભારતના ભાગલા થતાં રહ્યું નહિ. અને ત્યારથી કંડલા બંદરની ભાવિ મહત્તા સ્પષ્ટ થઇ છે. જે પ્રદેશોને અગાઉ કરાચી બંદરનો લાભ મળતો હતો તે બધા પ્રદેશો માટે મુંબઇથી ઉત્તરે અને પશ્ચિમે એક નવું બંદર શોધવાની, હિન્દ સરકારને ઘણી જરૂર દેખાઇ. પ્રથમ તો મુંબઇથી લાંબા અંતર સુધી રેલ્વે રસ્તે માલ પહોંચાડવાનું કામ ખરચાળ હતું, તે અટકાવવાની જરૂર હતી. વળી મુંબઇના મહાબંદર ઉપર માલનો

એટલો બધો અસાધારણ ઘસારો થતો હતો, કે તેને લીધે દિવસો અને અઠવાડિયાં સુધી તે બંદર સ્થગિત થઈ જાય તેવો ભય લાગતો હતો. આ પરિસ્થિતિ પણ તાત્કાલિક સુધારો માગતી હતી. આ કારણસર સૌરાષ્ટ્ર તથા કચ્છ, કેવી કેવી કુદરતી સગવડો ધરાવે છે તથા તેને કેવી રીતે સુધારી શકાય તેમ છે, એ બાબત વિગતવાર તપાસ કરવા તથા મહાબંદર ક્યાં બાંધવું તે વિષે ભલામણ કરવા ૧૯૪૮ માં હિંદી સરકારે એક "વેસ્ટ કોસ્ટ મેજરપોર્ટ ડેવેલપમેન્ટ કમિટી" નામની, પશ્ચિમ હિંદના કાંઠા ઉપર એક મહાબંદરના વિકાસ માટેની સમિતિ નીમી.

એ કહેવાની ભાગ્યે જ જરૂર જણાશે, કે પોતપોતાના વિસ્તારમાં જ આ મહા બંદર સ્થાપવાની ભલામણ સમિતિ તરફથી કરવામાં આવે, એ માટે સૌરાષ્ટ્રના દરિયા સાથે સંબંધ ધરાવતાં દેશી રાજ્યો વચ્ચે ઉગ્ર ચડસાચડસી જામી હતી. મોરબી, નવાનગર, વડોદરા, જૂનાગઢ, ભાવનગર એ તમામ રાજ્યોએ પોતપોતાનાં દૃષ્ટિ–બિંદુઓ અને હક્કો ખૂબ દબાણ–પૂર્વક રજૂ કર્યાં. સૌરાષ્ટ્રના કેટલાક વધારે શ્રીમંત રાજવીઓએ પોતાનાં બંદરોને મોટા ખરચે વિકસાવ્યાં હતાં. આમ છતાં કંડલા બંદર, જે વ્યાપકપણે નૈસર્ગિક અનુકૂળતાઓ ધરાવતું હતું તેની પાસે બીજાં બધાં તત્વો ગૌણ બની ગયાં. આજે કંડલા આવનાર પ્રવાસીને સ્વાભાવિક લાગે તેટલું સહજ અને સહેલું કામ આ બંદરની પસંદગીનું નહોતું. કારણ કે મહારાઓશ્રી ખેંગારજીએ નાના પાયા ઉપર બંધાવેલું, આ કંડલા બંદર, કેટકેટલી ભાવિ વિશાળ શકયતાઓ ધરાવે છે, તે ૧૯૪૮ ની સાલમાં સમજવા માટે તો શ્રદ્ધાની જ વધારે જરૂર હતી.

સને ૧૯૪૮ ના કંડલાનું દૃશ્ય એટલે થોડાં નાનાં બેઠા ઘાટનાં મકાનો, તેની આજુ-બાજુ ઉજ્જડ દેખાતી વેરાન ભૂમિ, ચારે તરફ ખારા પટનો વિસ્તાર, કે જ્યાં પહોંચવા માટે ન હતાં પૂરતાં સાધનો, કે ન હતી તે સ્વલ્પ સાધનોને સુધારવાની પણ શકયતા. આ પ્રકારના સ્થળની, હિન્દના એક મહાબંદર તરીકે પસંદગી થાય, એમ આશા બાંધી શકાય તેવું ન હતું. પરંતુ આ સમિતિના કુશળ સભ્યો પોતાની ફરજ બરાબર સમજતા હતા. કંડલાની એક દેખીતિ અધૂરાશ એ હતી, કે તેની આજુબાજુ ઠીક ઠીક વસતી ધરાવતો વિસ્તાર નહોતો. આ પરિસ્થિતિ જોતાં કદાચ તેઓ અચકાયા પણ હોત. પરંતુ તે જ સમયે હિન્દુસ્તાનના ભાગલા પડતાં પાકિસ્તાનથી મોટી સંખ્યામાં નિર્વાસિતો કચ્છમાં આવતા થયા અને તેથી આકસ્મિક રીતે પણ કંડલાની આ ઊણપ આપોઆપ પૂરાતી જતી હતી. જ્યારે હિન્દ અને પાકિસ્તાનમાં છ છ માસ સુધી જુદાં જુદાં સ્થળોમાં ખૂનખાર કોમી ઝઘડાઓ અને અમાનુષી કાપાકાપી ચાલી, જ્યારે ઇરાદાપૂર્વક ઝનૂની વેરોની વસૂલાત ચાલવા લાગી, અને જેને પરિણામે ભારત અને પાકિસ્તાન બન્ને ઉપર લાખોની સંખ્યામાં નાસભાગ કરતા ભયગ્રસ્ત હિજરતીઓનો અસાધારણ બોજો પડયો, ત્યારે પણ કચ્છમાં તો સંપૂર્ણ શાન્તિ પ્રવર્તતી હતી. હિન્દુ અને મુસલમાનો, હાર્દિક ભાઇચારાથી પોતપોતાનું કામકાજ કરતા રહ્યા હતા. કોમી અથડામણનો એક પણ કિસ્સો અહીં બનવા પામ્યો ન હતો. મહારાઓશ્રીના રાજ્યની શાન્તિનો પાયો સૈકાઓથી બન્ને ધર્મના

રક્ષણ માટે, રાજ્યે જે ઉદારતા અને સમદષ્ટિ રાખ્યાં હતાં, તેના ઉપર જ રચાયો હતો. માટે હિન્દુ અને મુસલમાન પ્રજાજને બંને એ માટે એકસરખું ગૌરવભર્યું માન લેતાં હતા. આ જ શાન્તિ, ઉપર જણાવેલ કટોકટીના કાળમાં પણ કચ્છમાં અખંડિત રહી હતી.

કચ્છના ઇતિહાસમાં અગાઉ પણ અનેક વખત બન્યું હતું, તેમ આ વખતે પણ કચ્છ રાજ્ય, સીતમગ્રસ્તો માટે એક આશ્રયસ્થાન બન્યું. હિંદુઓ તેમ જ મુસ્લીમો, જેઓને અન્ય સ્થળોએ આશ્રય આપ્યોં નહિ, તેવા અસંખ્ય નિરાશ્રિતોનો કચ્છ તરફ ધસારો ચાલુ થયો. આ હિજરતીઓ મુખ્યત્વે સિંધ તરફના હતા. કચ્છની ભૂમિ ઉપર પુનઃવસવાટ કરી નવેસર જીવન શરુ કરવાના ઇરાદાથી, ભાઇ પ્રતાપ નામના એક બુદ્ધિશાળી અને વ્યવસ્થાશક્તિ ધરાવતા સિંધી ગૃહસ્થની નેતાગીરી નીચે, કેટલાક અગ્રગણ્ય સિંધી ગૃહસ્થોએ "સિંધુ રીસેટલમેન્ટ કોરપોરેશન" નામે એક લિમિટેડ મંડળીની સ્થાપના કરી. જુદાં જુદાં શહેરો અને ગામડાંઓમાં વહેંચાઇ જઇ, આ સિંધી કુટુંબો વેરવિખેર થઇ જવાં માગતાં નહોતાં. તેઓની અભિલાષા હતી, એક અદ્યતન શહેર સ્થાપવાની, કે જ્યાં ઉદ્યોગો માટે, વેપાર રોજગાર માટે બંદરી વેપારની સગવડો હોય, રહેઠાણ માટે મકાનો વગેરેની એલાયદી રચના હોય, અને જ્યાં એક અદ્યતન શહેરના આયોજનમાં અનિવાર્ય ગણાય તેવી બધી સગવડો, જેવી કે તબીબી, શૈક્ષણિક, સામાજીક સેવાઓ ઇત્યાદિ ઉપલબ્ધ હોય. આ સાહસમાં તેમણે રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીના આશીર્વાદ માગ્યા. આ હિજરતીઓએ દાખવેલી સ્વાશ્રયની આદર્શ ભાવનાથી ગાંધીજી પ્રસન્ન થયા. અને સૂચિત નૂતન વસાહતને પોતાના નામ સાથે જોડવાની સંમતિ આપી. સાથે સાથે મહારાઓશ્રી વિજયરાજજી, તે વખતે પરદેશ ગયેલા હોતાં, યુવરાજ કુમારશ્રી મદનસિંહજી કચ્છનું રાજ્યતંત્ર ચલાવતા હતા. એટલે આયોજનકારો તેઓશ્રીને પણ મલ્યા. સૂચિત યોજના એક સંગીન યોજના છે એવી ખાતરી થતાં, મહારાઓશ્રી વિજયરાજજીએ કંડલા બંદરની તદ્દન નજીક આ નવી વસાહતને તેમની તમામ જરૂરિયાતોને પૂરી પાડે તેટલો જમીનનો વિસ્તાર, વિના મૂલ્યે ભેટ તરીકે બક્ષ્યો. અને સિંધ તરફથી હિજરત કરી આવેલ લોકો આવી જાતની અનુકૂળતાની જ શોધમાં હતા. મહારાઓશ્રીની નવાજેશનો તેઓએ ઉપકૃત ભાવનાથી સ્વીકાર કર્યો. પણ તેઓએ સ્પષ્ટ જણાવ્યું, કે અમારૂં આ મહાન સાહસ, અમારી ધારેલ યોજના પ્રમાણે ભવિષ્યમાં સિદ્ધિ તો જ પ્રાપ્ત કરી શકશે જો કંડલાને એક મહાબંદર તરીકે હિન્દ સરકાર તરફથી જાહેર કરવામાં આવે. હજી West Coast major port સમિતિનો નિર્ણય શું આવશે તે કહી શકાય તેમ નહોતું. ત્યારે પણ ભાઇ પ્રતાપ અને તેના સહચારી મિત્રો, ઉપરાક્ત સમિતિને મલ્યા. તેઓ શું કરવાની અભિલાષાઓ ધરાવતા હતા તેની રજૂઆત કરી. કંડલાની મહાબંદર તરીકે પસંદગી કરવામાં હિંદ સરકારને તે વખતે જે ઊણપ દેખાતી હતી, તે એ જ હતી કે સૂચિત બંદરી વિસ્તારની આસપાસ કોઇ સમૃદ્ધ અને પ્રગતિશીલ શહેર હસ્તિ ધરાવતું નહોતું. આ પ્રકારની અપૂરાશો સર્વાંશે પૂરી કરી આપવાની ખાતરી ભાઇ પ્રતાપ અને તેના સાથીદારોએ સમિતિને આપી. આ નક્કર અપૂરાશોએ કમિટીના છેલ્લા નિર્ણયને કેટલે અંશે અસર કરી તે ચોક્કસ ન

કહી શકાય, પણ એટલું તો ચોક્કસ છે, કે સિંધુ રિસેટલમેન્ટ કોરપોરેશને કંડલાની મહાબંદર તરીકેની પસંદગી અને તેના વિકાસની યોજનાઓની મંજૂરી મેળવવામાં કીમતી ફાળો આપ્યો. કમનસીબે મહારાઓશ્રી વિજયરાજજી, આ મંત્રણાઓ પૂરી થયા અગાઉ અકાળે સ્વર્ગવાસી થયા, પણ તેમના યુવરાજ મહારાઓશ્રી મદનસિંહજીએ આ કાર્ય ફરીથી ઉપાડી લીધું. તેમણે મહાત્મા ગાંધીજી સાથે, આ નવી વસાહતની યોજનાના અનુસંધાનમાં વાટાઘાટો કરી ભેટ રૂપે અપાતી જમીનનો વિસ્તાર વધારી આપ્યો. હિજરતીઓને સન્માનવાની વ્યવસ્થામાં, સગવડો આપવામાં અને વસાહત કરી આપવામાં સક્રિય ભાગ લીધો. આ નૂતન ગાંધીધામ ઊભું કરવામાં આટલું બધું બન્ને મહારાઓ, પિતા–પુત્રે સંગીન કાર્ય કર્યું, તે જોતાં ગાંધીધામમાં બે ચોક કે જે આ નૂતન શહેરની શોભામાં વૃદ્ધિ કરે છે, અને જેનાં નામો આ બન્ને મહારાઓશ્રીનાં નામો સાથે સાંકળી લેવામાં આવ્યાં છે, તે તદ્દન યોગ્ય જ થયું છે.

જે શહેરનું નામાભિધાન ગાંધીધામ કરવામાં આવ્યું, તે ખરેખર તો ત્રણ અલગ વસાહતોનું બનેલ છે. આદિપુર અથવા અસલ શહેર સરદારગંજ (સરદાર વલ્લભભાઇ પટેલ કે જેમણે દેશી રિયાસતોને હિન્દી સંઘમાં જોડવાનું ભગીરથ કાર્ય કર્યું તેમની પુણ્ય સ્મૃતિની યાદમાં) તથા સ્વર્ગસ્થ સર ગોપાલસ્વામી આયંગર, જેમણે તત્કાલીન કેન્દ્રના ગૃહ પ્રધાન તરીકે, કંડલા અને ગાંધીધામના વિકાસમાં ઊંડો રસ લીધો હતો, તેમની યાદમાં નામાભિધાન થયેલું તે ગોપાલપુરી. વાહન–વ્યવહારની ઉત્તમ સગવડથી આ ત્રણે વિસ્તારો સંકળાઇ ગયા છે. સામૂહિક જીવન માટે અહીં અનુકૂળતા મળે છે. દરેક વિસ્તારમાં પોતપોતાની બજારો, એલાયદી પ્રાથમિક શાળાઓ, દવાખાનાં તથા એવી બીજી સ્થાનિક જરૂરિયાતો પૂરી પાડવા માટેની સંસ્થાઓ છે. પરંતુ આ ત્રણે વસાહતો વચ્ચે બે હાઇસ્કૂલો, કેટલીક મોટી હોસ્પિટલો, એક ધંધાદારી બેન્ક તથા ગાંધીધામના સમગ્ર વિસ્તારને આવરી શકે તેવી બીજી સામાજિક સંસ્થાઓ એ જ ઉદ્દેશને લક્ષમાં રાખી સ્થાપવામાં આવી છે.

સ્થળની વિપુલતાને કારણે, આખા શહેરની રચના જાણે કોઇ લીલીછમ નગરી હોય તેવી મનોહર છે. પહોળા માર્ગો, વૃક્ષોની હારમાળા વચ્ચેના લાંબા રસ્તાઓ અને બગીચાઓની મધ્યમાં ઊભેલાં સુશોભિત મકાનો અનોખું દૃશ્ય પૂરૂં પાડે છે. વીડીનાં ઝરણેમાંથી કંડલા સુધી પાણી લાવવાની યોજના, મહારાઓશ્રી ખેંગારજીએ કરી હતી. તેમાંથી તથા શિણાયના તળાવમાંથી પુષ્કળ પાણી મળી રહે છે. ઘરેઘર નળની સગવડ પણ પૂરી પાડવામાં આવી છે. વૃક્ષો, હરિયાળાં મેદાનો અને પુષ્પવાટિકાઓને આ પાણી જીવંત રાખે છે. પરંતુ ગાંધીધામની પાણી વિષયક જરૂરિયાત વધતી જાય છે, અને તેથી પાણી મેળવવા માટે નવાં સ્થાનો શોધવાની જરૂર જણાવા લાગી છે. ખેડોઇ તથા ખંભરા વિસ્તારમાંથી વધારાનું પાણી અહીં લાવવા પ્રયત્નો પણ થઇ રહ્યા છે.

જાહેર ઉદ્યાનો, કલબ, સિનેમાગૃહો, પુસ્તકાલયો, બુક–શોપ્સ વગેરે આધુનિક નાગરિક સગવડો અહીં પુષ્કળ પ્રમાણમાં મળી રહે છે. મહારાઓશ્રી મદનસિંહજીએ નોવેંમાં હિન્દના

એલચી તરીકે સેવા બજાવી, તેની યાદગીરીમાં એક અદ્યતન સિનેમાગૃહ બંધાવી તેને "ઓસ્લો થિયેટર" નું નામ આપ્યું છે. આ થિયેટરના ભવ્ય ટાઉનહોલની બહાર નોર્વેની પ્રજાએ કચ્છ તથા મહારાઓશ્રીની મિત્રતાની કરેલી કદરમાં ત્યાંના મશહૂર માછીમારની પ્રતિમાની કલામય પ્રતિકૃતિ ગોઠવવામાં આવી છે.

ગાંધીધામ તથા કંડલા બંદર (જેની વસતી અત્યારે વધી ને ૨૫૦૦૦ થઇ છે.) ની વસતીને જોઈતી ખાધા-ખોરાકની તથા રોજિંદા વપરાશની ચીજોનો, ગાંધીધામમાં ઠીક ઠીક ધંધો ચાલે છે. તે ઉપરાંત ટાઇલ્સ, ફરનીચર, લાકડાનો ધંધો, (અહીં લાકડાં વહેરવાની ૪ મિલો છે.) સીમેન્ટ-બ્લોકો અને લૂમ પાઇપ બનાવવાનાં, તેમજ બાલટીઓ, ટ્રંકો વગેરે બનાવવા માટેના નાના ઉદ્યોગો પણ ગાંધીધામમાં સ્થાપિત થયા છે. બે હાથશાળ તથા બરફનું કારખાનું પણ સારી રીતે ચાલે છે. કંડલા બંદરની માફક ગાંધીધામને પણ ભારતના અન્ય ભાગો સાથે રેલ્વે દ્વારા સીધું જોડાણ મલ્યું છે. ગાંધીધામના નૂતન રેલ્વે સ્ટેશનથી રાજપૂતાના, મધ્યહિન્દુસ્તાન કે મીટરગેજ રેલ્વેથી જોડાયલા દેશના બીજા કોઇપણ ભાગમાં સહેલાઇથી આવજા કરી શકાય છે. અસલ નકશામાં યોજના હતી તેમ હવે, ગાંધીધામ માટે એક એલાયદું હવાઇ મથક એકાદ વરસ થયાં બંધાઈ ગયું છે. અને અઠવાડિયામાં ત્રણ દિવસ એરોપ્લેન અહીં આવજા કરે છે. ટૂંક વખતમાં આ સર્વિસ દૈનિક બની જશે, એમ આશા રાખી શકાય છે. આમ થતાં સંભવ છે કે ભુજના હવાઇ મથકનું મહત્વ કંઇક અંશે ઘટશે, કારણ કે દેશના જે વિસ્તૃત પ્રદેશને અગાઉ કરાચી એરપોર્ટ મારફત સગવડો મળતી, તેવી જ સગવડો હવે કંડલા એરપોર્ટ આપી શકશે. જેમ જેમ કંડલા અને ગાંધીધામનો વેપાર રોજગાર આગળ વધશે, તેમ તેમ કચ્છના અર્થ-કારણનું કેન્દ્ર, પૂર્વ તરફ ઢળતું જશે એમ સ્પષ્ટ છે. વર્તમાન સંજોગો પણ એ જ દિશા તરફ સૂચન કરી રહ્યા છે. વિમાની વ્યવહાર, નવી રેલ્વે, તથા તુરતમાં બંધાયેલા રાષ્ટ્રીય ધોરી માર્ગને લીધે, કંડલા, ગાંધીધામ, અને અમદાવાદ વચ્ચે વ્યવહાર વધતો જાય છે. અને તેના પરિણામે ગુજરાતના સાહસિક વેપારીઓ પોતાની બહોળી મૂડી અહીં રોકી, ભારતના બહોળા વિસ્તારને આવરી લે તેવા એક અદ્યતન અને આદર્શ મહાબંદરને ખીલવવા તનતોડ મહેનત કરશે. જો કે મુંબઇમાં વરસો થયાં સ્થાપિત થયેલા, મહાન ઉદ્યોગપતિઓ મુંબઈને એકાએક છોડી દે એ સંભવિત નથી. પરંતુ ગુજરાતી પ્રજાની ઇચ્છા પ્રમાણે મહા ગુજરાત રાજ્યની સ્થાપના આખરે થયેલ હોઇ, કેટલીક મોટી વ્યાપારી પેઢીઓ, કંડલા અને ગાંધીધામમાં હવે વ્યાપારી પ્રવૃત્તિઓ શરુ કરવા ગંભીરપણે વિચારી રહેલ છે. કારણ કે આ સ્થળોમાં દરેક જાતની આધુનિક સગવડો છે. નવાં સાહસો માટે ક્ષેત્ર ખુલ્લાં છે. તથા એક નવોદિત અને ઝડપભેર પ્રગતિ સાધતી વસાહત જે સહજ લાભો ધરાવે છે, તે બધા લાભો અહીં મોજૂદ છે.

એશિયાખંડમાં સૌથી મોટું એવું એક મીઠું બનાવવાનું કારખાનું પહેલેથી જ કંડલા બંદરની નજદીકમાં સ્થાપિત થયેલું છે. એ હકીકત પણ ઉપરના સંદર્ભમાં ઠીકઠીક મહત્વ ધરાવે છે.

આ મીઠાનું કારખાનું પ્રતિ વર્ષ હજારો ટન મીઠું દુનિયાના જુદાજુદા ભાગમાં નિકાસ કરે છે. કચ્છની નૈસર્ગિક સમૃદ્ધિ તથા ગુજરાતના કેટલાક અગ્રગણ્ય વ્યાપારીઓના આર્થિક સહકારના સુયોગનું પરિણામ બહુ જ સારૂં આવ્યું છે.

નૂતન કંડલા બંદરમાં મોટા પ્રમાણમાં અને સસ્તા દરે માલની ઝડપી હેરફેર કરવાની તથા ચડાવવાની જે અદ્યતન સગવડો પૂરી પાડવામાં આવી છે, તેનો પૂરેપૂરો ઉપયોગ થાય તે માટે મોટા પાયાના ઉદ્યોગોની હારમાળા સ્થાપવામાં આવશે ત્યારે ઉપર્યુક્ત મીઠાના ઉદ્યોગને આ દિશામાંના પ્રથમ સાહસ તરીકે ઓળખાવવામાં આવશે.

કંડલા બંદર જ્યારે પોતાની પૂર્ણ શક્તિ અનુસાર કામ કરતું થશે ત્યારે ફક્ત કચ્છ માટે નહિ, પણ સમગ્ર ભારતની હાલે ચાલતી વ્યાપાર–વાણિજ્યની પદ્ધતિઓ ધરમૂળથી બદલશે. મુંબઈ બંદર ઉપર અત્યારે જે અસાધારણ દબાણ છે તે દૂર થશે તથા જે બહોળા આંતરૂ વિસ્તારને હાલે મુંબઈ મારફત ઘણા ખરચે લાંબા રોકાણ પછી, પણ ગોદામો વગેરેની મુશ્કેલીઓ તથા અનેક પ્રતિકૂળતાઓ વેઠવી પડે છે, તે બધા વિસ્તારને માટે કંડલા બંદર મારફત વ્યવહાર કરવો સસ્તો, ટૂંકો અને ઝડપી થશે.

પરંતુ સૌથી વિશેષ ક્રાંતિકારી અને લાભદાયક ફેરફાર તો હિન્દ સરકારે થોડા વખત પર જ કંડલા બંદરને "ફ્રી ટ્રેડ ઝોન" તરીકે સ્થાપિત કર્યું તે છે. આ બનાવ કચ્છમાં જ નહિ પરંતુ ભારતના ઇતિહાસમાં એક અનેરૂં સ્થાન ધરાવશે, અને સ્વ. મહારાઓશ્રી ખેંગારજી ૩ જાની દૂરંદેશી તથા તેમના પુત્ર વિજયરાજજી તથા પ્રપૌત્ર મહારાઓશ્રી મદનસિંહજીએ સમગ્ર ભારતના હિતની દૃષ્ટિએ, જે ભોગો આપ્યા છે તે સાર્થક થશે.

ટૂંકામાં ભારતમાં કચ્છનું વિલીનીકરણ થવાથી, કચ્છને અલબત ઘણા ફાયદાઓ થયા છે, પરંતુ આ ફાયદાઓ કેવળ એક તરફી નથી, એમ હવે સાબિત થતુ આવે છે. કચ્છને અનેક લાભ મળતા આવે છે, તેમ જેની સાથે તેનું ભાવિ હવે સંકળાયેલું છે, એવા નૂતન ભારતના નવસર્જનમાં પણ કચ્છ પોતાનો સારો એવો ફાળો આપતું થયું છે.



[ ૪ ]

# રણની સમસ્યા

કચ્છનું પરંપરાનું ભૌગોલિક અલગપણું, છેલ્લા ૯૦૦ વરસ થયાં તેની આગવી લાક્ષણિકતા બતાવતું રહ્યું છે. પરંતુ સમગ્ર દૃષ્ટિએ વિચાર કરતાં એમ જણાય છે, કે ભવિષ્યનો કચ્છનો ઇતિહાસ–નવેશ, આ યુગને, પ્રાચીન અને અર્વાચીન યુગ વચ્ચે આવેલ વચગાળાના ટૂંકા સમય તરીકે ઓળખાવશે. આ ઘટનાઓ બનવામાં રણની સ્થિતિએ અગત્યનો ભાગ ભજવ્યો છે. પ્રાચીન કાળમાં રણ, જ્યારે અરબી સમુદ્રની સાંકડી નાળ જેવો હતો, ત્યારે જે વિસ્તારને હાલે સિંધ કહેવામાં આવે છે, ત્યાંથી કચ્છ તરફ સહેલાઇથી આવજા થઇ શકતી, અને સૌરાષ્ટ્ર તરફ જવા આવવા માટે તો કચ્છ એક 'આદમ્સ-બ્રિજ' (વિચિત્ર પૂલ)નું સ્થાન ધરાવતો. આ રીતે કચ્છ કેટલો વખત સુધી ચોમેર દરિયાથી વીંટળાયેલો ખરેખરો બેટ રહ્યો, એ માટે તો અનુમાન કરવા સિવાય બીજું કંઇ સાધન ઉપલબ્ધ નથી. પરંતુ સિંધ અને પશ્ચિમ કિનારાના પ્રદેશને જોડનાર એક પૂલ તરીકે તો પ્રાચીન ઇતિહાસની શરુઆત થઇ ત્યાં સુધી તેણે કામ આપ્યું જણાય છે. સિંધુ ખીણની અદ્‌ભુત સભ્યતાના કેટલાક અવશેષો (કદાચ ૨૮૦૦ થી ૨૨૦૦ ઇ. પૂ.) કચ્છમાં મળી આવ્યાં છે. અને સંભવિત છે કે આ સંસ્કૃતિ કચ્છ મારફત કાઠિયાવાડ અને પશ્ચિમ હિન્દમાં પ્રવેશી હોય. વળી કચ્છમાંથી મળી આવતાં Microlithic અવશેષો પણ કચ્છની બન્ને બાજુએ આવેલ સિંધ અને કાઠિયાવાડના મુખ્ય ભૂમિ પટોમાં મળી આવતા અવશેષો સાથે દેખીતી રીતે મળતા આવે છે.

જ્યારે મહાન સિકંદર બાદશાહ, ઇ. પૂ. ૩૨૫ માં આ પ્રદેશમાં આવ્યો હતો ત્યારે રણ અરબી સમુદ્રના એક છાછરા ભાગ તરીકે રહ્યું નહોતું. સિંધુ નદીની પૂર્વ શાખા, જે તે વખતે સૌથી વધારે મહત્ત્વ ધરાવતી નાળ હતી, તે કચ્છના રણમાં પડતી અને તેમ થતાં કચ્છનો પ્રદેશ એક જ મીઠા પાણીના સરોવરને પેલે પાર આવેલ સહેલાઇથી ઓળંગી શકાય તેવો, સિંધનો ભાગ હોય તેમ લાગતું. આ પ્રમાણેની પરિસ્થિતિ ઇ. ૧૦૦૦ સુધી ચાલુ રહી. તે બધા સમય દરમિયાન, કચ્છ અને સિંધ વચ્ચેના સંબંધો ગાઢ રહ્યા હતા. વર્તમાન કચ્છના રાજકર્તાઓના પૂર્વજો સિંધમાંથી ઊતર્યા હતા. કચ્છ અને કાઠિયાવાડનો અરસપરસનો સંબંધ પણ આ અરસામાં સારો રહ્યો હતો. અને સિંધ તેમજ સૌરાષ્ટ્રના રાજાઓ તથા લોકો વચ્ચે કચ્છનો ટાપુ, એક કુદરતી કડી સમાન હતો. તેવા અગત્યના ટાપુ ઉપર સર્વોપરી સત્તા જમાવવા માટે ખૂનખાર સ્પર્ધા ચાલતી. પરંતુ અગિયારમી

કે બારમી સદીમાં સિંધુ નદીનો મુખ્ય પ્રવાહ તેની પૂર્વ તરફની શાખા તરફ વહેવાને બદલે પશ્ચિમની શાખા તરફ ઢળવા લાગ્યો. મીઠા પાણીનું છાછરૂં તળાવ સુકાઇ ગયું, અને તેની જગ્યાએ ખારું પાણી તેમાં ધીમે ધીમે સનવા લાગ્યુ. આ ફેરફારો ભૂતળની ઉથલપાથલને આભારી હતા. ધરતીકંપના આંચકાઓ, એ તો કચ્છના ઇતિહાસમાં વારંવાર બનતી ઘટના છે. આ પ્રકારના ભૂકંપો, કચ્છની ભૂમિ ઉપર, ખાસ કરીને સારી સંખ્યામાં થઇ ગયેલા પીરો અને સંત મહાત્માઓની દેવી શક્તિથી જ બને છે, એવી આમ જનતામાં માન્યતા પ્રવર્તતી. ક્રમેક્રમે રણ ભેજવાળો ખારપટ વિસ્તાર બની ગયો. ત્યાં ચોમાસામાં પાણી ભરાઇ જતાં અને તે વિસ્તાર ઓળંગવો હંમેશ મુશ્કેલી ભર્યો થઇ પડતો. કોઇ કોઇ વખતે તો એ રણની મુસાફરી બહુ જોખમી પણ નીવડતી. રણે પોતાની આ પ્રકારની લાક્ષણિકતા આજ સુધી ટકાવી રાખી છે. પરંતુ વાહનવ્યવહારમાં આધુનિક સાધનો દ્વારા થયેલ ક્રાંતિથી, કચ્છનો પ્રદેશ હિંદુસ્તાનની મુખ્ય ભૂમિ સાથે હવે ગાઢ સંબંધથી ફરી પાછો જોડાય છે.

રણ પોતાની હાલની સ્થિતિમાં છે તે જ પ્રમાણે ભવિષ્યમાં પણ રહેશે, એમ ખાતરી-પૂર્વક કહી શકાય તેમ નહોતાં સંભવિત છે કે હાલે તૈયાર થયેલા વાહન–વ્યવહારના માર્ગોને ચાલુ રાખવા માટે, ઇજનેરી ક્ષેત્રમાં વિજ્ઞાને જે સિદ્ધિઓ મેળવી છે તે જ વિજ્ઞાનનો આશરો ભવિષ્યમાં લેવો પડે. ઇ. ૧૮૧૯ માં થયેલ ભયંકર ભૂકંપને લીધે, રણનો પશ્ચિમ ભાગ જે કોરીની આસપાસમાં સુકાતો જતો હતો તે અને કોરી, કે જે સિંધુ નદીની પૂર્વ શાખા હતી, તે જમીન વિસ્તાર બાર કે તેથી વધારે ફીટ જેટલો ઊંડો ઊતરી ગયો, અને આશરે ૨૦૦૦ ચો. મા. જેટલો વિસ્તાર, જે ભેજવાળો ખારો પટ હતો, તે એક દરિયાની ખાડી બની ગયો. આ ઘટનાથી બનેલા વિસ્તૃત નીચાણવાળા ભાગમાં પુરાતન સીંદરીનો કિલ્લો દટાઇ ગયો. અને તે ભાગ ત્યાર બાદ પ્રતિ વર્ષે સિંધુ નદીનાં મનસ્વી પૂરોના કારણે મીઠા કે ખારા પાણીથી ભરાતો ગયો. રણ–વિસ્તારના બીજા ભાગોની માફક આ ભાગ પણ ભેજવાળી ખારી જમીન જ છે. પરંતુ જુલાઇ ૧૯૫૬ માં અંજાર શહેરને તારાજ કરનાર ધરતીકંપ જેવો બીજો પ્રચંડ ભૂકંપ, તે રણના ઢાળને ફરી પાછો ક્યારે બદલી નાખશે તે કહી શકાય નહિ.

રણનો પૂર્વનો વિસ્તાર બહારની દુનિયા સાથેનો કચ્છનો વ્યવહાર ટકાવી રાખવા માટે સૌથી વિશેષ મહત્વનો છે. અને સદ્‌ભાગ્યે તે પૂર્વ તરફના ભાગમાં રણના પશ્ચિમ ભાગ કરતાં ભૂકંપ વગેરેથી ઓછા ફેરફારો થાય છે. કોઇ અસાધારણ કુદરતી આફત તૂટી પડે તો અહીં પણ ઉથલપાથલ થાય. પરંતુ ભૂસ્તરમાં થતા થોડા થોડા પ્રમાણના ફેરફારો આધુનિક ઇજનેરોને ખાસ મૂંઝવે તેમ નથી. સિંધુ નદીનાં પૂરો ઉપર હવે ધીમે ધીમે અંકુશો મૂકી શકાય છે. તેનું નિયંત્રણ કરીને પાકિસ્તાનમાં તો તે ખેતી માટે ઉપયોગમાં પણ લઇ શકાય છે. એ પદ્ધતિ પણ વર્તમાન પરિસ્થિતિમાં ઘણી લાભદાયક છે. કોઇ અસાધારણ કુદરતી ઘટના બનતાં હજુ પણ આ સિંધુનાં પૂરનાં પાણી ખેતીનો સત્યાનાશ વાળી, બધું રણમાં તાણી જાય તેવી શક્યતા તો છે જ. પણ જો ભૂકંપ જેવી અકલ્પ્ય ઘટનાઓને

ગણતરીમાં લઇએ નહિ, તો રણનો પૂર્વ વિસ્તાર કે જે ધીમે ધીમે ઊંચો ઉપસતો આવે છે, તે ભારતના અન્ય પ્રદેશો અને કચ્છ વચ્ચે સંયોગીભૂમિ જેવો બની રહેશે તેમ લાગે છે. વધારામાં, આ વિસ્તારની કેટલીક જમીનને ચરિયાણ કે ખેતી માટે પણ નવસાધ્ય કરી શકાય તેમ છે. કચ્છના ઇતિહાસનો એ મધ્યકાલીન યુગ, જે દરમિયાન કચ્છની આગવી અને લાક્ષણિક સંસ્કૃતિનો વિકાસ, ભારતની મુખ્ય ભૂમિથી લગભગ નિરાળા રહીને કચ્છે સાધ્યો હતો, તે યુગ વિષે હવે પછીના પ્રકરણમાં લખવામાં આવશે. કચ્છના ખમીરની અદ્દભુત શૌર્ય–ગાથાઓ, આ યુગમાં આકાર પામી અને રચાઇ છે. કચ્છમાં ઠેરઠેર ઐતિહાસિક મંઠો (વિહારો) ની ધાર્મિક સંસ્થાઓની સ્થાપનાનો કાળ પણ આ જ હતો. કચ્છીઓના સાગર–મંથનો અને દૂરદૂરના પ્રદેશો સાથેના વ્યાપાર–સાહસોની પરંપરાગત પ્રણાલિકાઓનાં ઊંડાં મૂળ પણ આ જ યુગમાં પડયાં. નૂતન ભારતના સર્જનમાં કચ્છ, હાલે પોતાનો જે ફાળો આપી રહ્યું છે, તે ચેતનવંતાં તત્ત્વોનો વિકાસ પણ આ પ્રદેશમાં આ યુગમાં થવા પામ્યો હતો. ભારતની મુખ્ય ભૂમિ સાથે કચ્છે પુનઃ સ્થાપિત કરેલા ગાઢ સંપર્કોના કારણે, જે નવયુગમાં કચ્છ અત્યારે પ્રવેશી ચૂકયું છે, તે યુગ વિષે હાલે તો આઝું લખી શકાય તેમ નથી. તે તો ભવિષ્ય પુરવાર કરશે. વળી હિંદુસ્તાનની મૂળ ભૂમિ સાથે કચ્છનો નિકટ સંબંધ અતિ પ્રાચીન કાળથી લઇને છેક ઇ. ૧૦૦૦ સુધી હતો. તે કાળ વિષે પણ જ્યાં સુધી પુરાતત્ત્વ શાસ્ત્રીઓનાં સંશોધનને પરિણામે, હાલના ઇતિહાસની ખૂટતી કડીઓ પૂરાય નહિ ત્યાં સુધી, તે યુગની કેવળ રૂપરેખાથી વિશેષ અત્યારે આપી શકાય તેમ નથી. તેમ છતાં પણ કચ્છ સૈકાઓ સુધી પ્રાચીન કાળમાં હિંદુસ્તાનની મુખ્ય ભૂમિ સાથે ગાઢ સંબધ ધરાવતું હતું, એ બતાવવા પુષ્કળ પ્રમાણો અત્યારે પણ મોજૂદ છે.

ઇતિહાસ પહેલાંના યુગમાં અને મધ્યકાલીન સમયમાં પણ કચ્છને હિન્દુસ્તાનથી જુદું, એવું રાજકીય અસ્તિત્વ નહોતું, એમ કહેવામાં જરાપણ અતિશયોક્તિ નથી. બળવાન રાજવંશો જે પ્રદેશને આપણે સિંધ કે ગુજરાત કહીએ છીએ, એ પ્રદેશ ઉપર રાજ કરીને ત્યાંથી કચ્છના દ્વીપ ઉપર અંકુશ રાખી શકતા અને તે પ્રદેશના એક ભાગ તરીકે જ કચ્છને ગણવામાં આવતો. પુરાણોમાંથી મળતા ઇતિહાસ પ્રમાણે કચ્છ ઉપર યાદવોનું શાસન હતું. તેઓએ ગુજરાત અને સૌરાષ્ટ્રમાં રાક્ષસોને હાંકી કાઢયા હતા. (આ રાક્ષસો એટલે આદિવાસી અથવા અનાર્ય હતા.) પુરાણો દ્વારા કચ્છ વિષે જે કાંઇ નજીવા ઉલ્લેખો મળી આવે છે તે એમ જ સૂચન કરે છે કે કચ્છમાં વસતી ઘણી ઓછી હતી, અને ત્યાં સંસ્કૃતિનો અભાવ હતો. પરંતુ ત્યાં ઊંચા પ્રકારનું ઘાસ ઊગતું હોવાથી, કેટલીક ભરવાડોની જાતો ત્યાં નભતી. (આ બાબત એવી દંતકથા પ્રવર્તે છે, કે એક મહાત્મા પુરુષ ત્યાંના દુર્ગમ જંગલોમાં અટવાઈ પડયો હતો, અને રસ્તો ન મળતાં ક્રોધાવેશમાં આવીને તેણે કચ્છની ભૂમિને શ્રાપિત કરી હતી. પરિણામે આકાશ સુધી આગ પહોંચી, અને તેની જે ભસ્મ જમીન ઉપર પડી, તેણે ઘાસ માટે બહુ સારા ખાતરની ગરજ સારી.)

આ ભરવાડો સિંધમાંથી ઊતર્યા, કે ગુજરાતમાંથી, અથવા તો તેઓ કચ્છના જ મૂળ વતનીઓ હતા કે કેમ એ ચોક્કસ થઇ શકતું નથી. પરંતુ મુખ્ય ભૂમિ તરફ જે

કોઇ બળવાન સત્તા તેમના ઉપર આક્રમણ કરે તો તેનો સામનો તેઓ કરે તેમ નહોતું. સ્થાનિક દંતકથાઓ પ્રમાણે તો કચ્છના રાજ્યકર્તાઓ યદુરાજાના વંશના હતા. તે ઉપરાંત આ અસ્પષ્ટ સમય વિષે કાંઇ જાણવા મળતું નથી. સિંધુખીણની સંસ્કૃતિને અનુરૂપ કચ્છમાં કોઇ મોટું શહેર કે ગામ વસેલું હોય તેવાં ચિહ્ન પણ જણાયાં નથી. પરંતુ અગાઉ ઉલ્લેખ થયો છે, તે પ્રમાણે ઉપર્યુક્ત સંસ્કૃતિના સંપર્કમાં કચ્છ આવ્યો જ હતો એમ પુરાવા નીકળે છે. જ્યાં સુધી કચ્છમાં પુરાતત્ત્વ શાસ્ત્રીઓ વધારે સંશોધન કરે નહિ ત્યાં સુધી તો આ બાબતો માટે અનુમાન કરવા સિવાય બીજો માર્ગ નથી.

ઇ. સ. પૂ. ૫૨૧–૪૮૫ પારસના પરાક્રમી રાજા હિસ્ટાસ્પસના દીકરા દારાએ જ્યારે ઇરાની સામ્રાજ્યનો ૨૦ મો પ્રાંત સિંધુ નદીની ખીણવાળો પ્રદેશ, જીતી લઇ પોતાના રાજ્ય સાથે જોડી દીધો ત્યારે, તે ભાગો ઉપર રાજ્ય ચલાવવા માટે કુદરતી બંદરોની સુંદર સગવડ ધરાવતા કચ્છ પ્રદેશની તેને ખૂબ જ મહત્તા સમજાઇ હતી. ખરેખર તો કચ્છ ઉપર વર્ચસ્વ મેળવ્યા વગર સ્કાઇલેકસની સરદારી નીચેના ઇરાની નૌકા દળ માટે, તે સમયના સિન્ધુ ખીણના પ્રદેશ ઉપર સંપૂર્ણ દક્ષતાથી રાજ્ય કરવું પણ શકય બન્યું ન હોત. પરંતુ કોઇ ઇરાની અમલદારોનાં થાણાં, કે વેપારીની પેઢીઓ કચ્છમાં તે વખતે સ્થપાઇ, અને અરબસ્તાનના કિનારાના પ્રદેશો અને ઇરાની અખાત પરનાં બંદરો વચ્ચે તે સમયે જે ધીકતો વેપાર શરુ થયો, તેમાં કચ્છનાં બંદરો પણ ભાગ લેતાં થયાં હતાં કે નહિ તે બાબત અત્યારે નક્કી કરી શકાય તેમ નથી. મહાન સિકંદર પંજાબને રસ્તે (ઇ. પૂ. ૩૨૫) જ્યારે સિંધુ નદીના મુખ સુધી પહોંચી આવ્યો, ત્યારે સિંધ, કાઠિયાવાડ અને ગુજરાતના દરિયાકાંઠા ઉપર સારી સંખ્યામાં નાનાં નાનાં સ્વતંત્ર રાજ્યો ઊભાં થઇ ગયાં હતાં. આ રાજ્યોનો હિંદુસ્તાનના બીજા ભાગો સાથે તેમજ પશ્ચિમના મુલકો સાથે પણ વેપાર સારો ચાલતો હતો, એમ લાગે છે. કચ્છ તે કાળમાં એક સ્વતંત્ર રાજ્ય હતું, એવી સાબિતી ગ્રીક કે કૌટિલ્યના ગ્રંથોમાંથી નીકળતી નથી. પરંતુ મૌર્યવંશના રાજા ચંદ્રગુપ્ત (ઇ. પૂ. ૩૧૬) ના સમયમાં ગુજરાતની જે સમૃદ્ધિ હતી, તેનો કચ્છને પણ લાભ મળતો હતો એ નિર્વિવાદ છે. કચ્છના કોઇપણ સ્થળેથી અશોકના શિલાલેખો મળી આવ્યા નથી, પરંતુ તે મહાન બૌધ સમ્રાટનું રાજ્ય હિંદુકુશથી માઇસોર સુધી વિસ્તરેલું હતું, જેમાં ગુજરાત, કાઠિયાવાડ તેમજ સેલ્યુકસ નાઇકટર પાસેથી ખાલસા કરેલ સિંધના પ્રદેશનો પણ સમાવેશ થતો હોવાથી, કચ્છ પ્રદેશ પણ અશોકના વર્ચસ્વ નીચે આવ્યો હશે, એમ દરેક રીતે સંભવિત છે.

મૌર્ય સામ્રાજ્ય ભાંગ્યું ત્યારે બેકટ્રીઆથી ધસી આવતા ગ્રીકોએ ગુજરાત, કચ્છ અને સિંધ ઉપર હકૂમત જમાવી. આ ગ્રીકોને શિથિઅન્સ અથવા શક નામની એક ભટકતી જાતિના ટોળાંઓ હાંકી કાઢતાં હતાં. (૧૪૦–૧૨૦ ઇ. પૂ.) જ્યારે યુ–ચી નામની બીજી એક ભયંકર રખડુ જાતિએ શક લોકોને પણ તેવી જ રીતે પોતાનું સ્થાન છોડવા ફરજ પાડી હતી. ગ્રીક–બેકટ્રીઆ લોકોનો રાજ્ય–વહીવટ સંસ્કારી અને કુશળતા પૂર્વકનો હતો, જેમાં પૂર્વ અને પશ્ચિમના દેશોની સંસ્કૃતિનો સુમેળ સાધવામાં આવ્યો હતો. કચ્છ

એક સમયે મશહૂર ગ્રીક બાદશાહ મિનેનદરના સામ્રાજ્યનો એક ભાગ બન્યો હતો. તે મહાન સમ્રાટે ઇ. પૂ. ૧૭૫ માં હિન્દુસ્તાન ઉપર ચડાઇ કરી, સિંધુનો ત્રિકોણ પ્રદેશ કાઠિયાવાડ અને બીજો કેટલોક ભાગ જીતી લીધો, અને એથી કેટલીક વસાહતો પણ ઊભી થઇ. થોડી થોડી બાંધ-કામની પ્રવૃત્તિઓ, તેમજ વેપાર રોજગારનો પણ વિકાસ, તેના રાજ્ય દરમિયાન થયેલો જણાય છે. કચ્છમાંની ચોક્કસ વસાહતો વિષે આ કાળના ઇતિહાસમાં પહેલી વખત ઉલ્લેખ થયેલો જોવા મળે છે. સ્ટ્રેબોએ (ઇ. પૂ. ૬૬-ઇ. સ. ૨૪) અહીં બેકટ્રિયન મંદિરોનાં ખંડેરો, મૂર્તિઓ, કિલ્લેબંધી વાળી છાવણીઓ, અને પાકી બાંધણીવાળા મોટા મોટા કૂવાઓના અવશેષ જોયા હોવાનું લખ્યું છે. કચ્છનો તેણે તાજરાષ્ટ્ર નામથી ઉલ્લેખ કર્યો છે અને રાજધાનીનું શહેર 'તેજ' અથવા 'તાહિજ' હતું એમ લખ્યું છે. આ કાળથી બરાબર ૧૫૦૦ વરસ વીત્યા બાદ, ઇ. સ. ૧૫૮૨ માં અબુલફઝલે કચ્છના પાટનગરને તેજ નામે સંબોધ્યું છે. એ બિના ધ્યાન ખેંચે તેવી છે. સંભવિત છે કે જ્યાં હાલે ભુજ શહેર વસેલું છે, એજ સ્થળે "તેજ" શહેર હશે. લોકોક્તિ એમ પણ કહે છે કે ઘણા પ્રાચીન કાળમાં, કદાચ બેકટ્રિયન શાસનકાળમાં, સિંધુ અને દમણ વચ્ચે, 'તેજ' સૌથી વધારે મહત્ત્વ ધરાવતું એક શહેર હતું. જો આ સત્ય હકીકત હોય તો પણ, તે ક્યારે બનવા પામી હતી તે સ્પષ્ટ થઇ શકતું નથી.

ઇ. સ. ની પહેલી સદીમાં શક લોકોએ હુમલાઓ કરી ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છ ઉપરની હકૂમત, બેકટ્રિયનો પાસેથી ઝૂંટવી લીધી અને માળવા, કાઠિયાવાડ ઇત્યાદિ પ્રદેશોમાં રાજ્ય ચલાવવા માટે તેમણે ઇતિહાસ-પ્રસિદ્ધ સૂબાઓની વંશ પરંપરાની પદ્ધતિ દાખલ કરી, ને તે અનેકવિધ પ્રતિકૂળતાઓ છતાં પણ આશરે ૩૦૦ વરસો સુધી ચાલુ રહી હતી. તેઓ કઇ સર્વોપરી સત્તાના સૂબા તરીકે અહીં સ્થાપિત થયા હતા, એ સંબંધી સ્પષ્ટ માહિતી મળતી નથી. પણ તે કુશાન સામ્રાજ્યને ખંડણી ભરતા હતા એમ લાગે છે. આ હુમલાખોરો સામે ખૂબ બહાદૂરી પૂર્વક ટક્કર ઝીલવામાં આવી હતી. ઇંગ્લાંડના ઇતિહાસમાં, જેમ રાજા આર્થરનું ગૌરવવંતુ સ્થાન છે, તેવું જ સ્થાન હિંદમાં પ્રતાપી રાજા વિક્રમાદિત્યનું છે. તેનું નામ સ્વદેશના રક્ષણ માટે, આ વખતે કરવામાં આવેલા અસંખ્ય પ્રબળ સામનાઓમાં મુખ્ય હતું. વિક્રમાદિત્યનાં પરાક્રમોની સ્મૃતિ ટકાવી રાખવા, ઇ. પૂ. ૫૮ ની સાલથી તેના નામે એક સંવત શરૂ કરવામાં આવ્યો છે. રાસમાળામાં ઉલ્લેખ છે તે પ્રમાણે આ અરસામાં કચ્છને હુમલાખોરો તરફથી પારાવાર સહન કરવું પડયું હતું. તેઓ લૂંટો ચલાવતા અને સ્ત્રીઓ, છોકરાંઓ, ગોધન, અનાજ તથા હાથમાં જે આવે તે મિલકત ઉઠાવી લઇ જતા હતા. આ પ્રકારની ગેરવ્ય-વસ્થા ક્યાં સુધી ચાલી તે ચોકસ થઇ શકતું નથી. શક સૂબાઓએ રફતે રફતે દેશ ઉપર પોતાની સત્તાનું સંગઠન કર્યું. જો કે આંધ્રના પ્રખ્યાત રાજવંશી સત-વાહનોના વંશજ, ગૌતમી પુત્ર સતકરમીએ, શક સૂબા નહાપણને (ઇ. ૧૧૯ અને ૧૨૫ વચ્ચે) તદ્દન કચડી નાંખ્યો, પરંતુ શકોની મદદે અન્ય સૂબાઓના વંશજો પહોંચી આવ્યા હતા, અને ગુજ-રાત અને કાઠિયાવાડના પ્રદેશમાંથી મહાન શક રાજા રૂદ્રદામને સત-વાહનોને હાંકી

કાઢયા હતા. ગિરનાર પર્વત ઉપર આવેલા સુદર્શન તળાવનો જીર્ણોદ્ધાર રૂદ્રદામને કર્યો, ત્યારે ઇ. સ. ૧૫૦ માં ગિરનાર પર્વત ઉપર તેણે સ્થાપિત કરેલા શિલાલેખ ઉપરથી જણાય છે, કે કચ્છમાંથી થઇ સિંધુ સુધીના મુલકો તેણે જીતી લીધા હતા. અહીં જ રૂદ્રદામને, પરશિયન સામ્રાજ્ય (ઈ. પૂ. ૨૦૦) ના અવશેષ રૂપ પરશિયન સરદારોને હરાવ્યા હતા. સંભવિત છે કે જ્યારે સૂબા નહાપણને હરાવવામાં આવ્યો ત્યારે કચ્છ ઉપર પાર્શિયન સરદારોની હકૂમત હતી. કચ્છમાંથી ઘણા ઇન્ડો-પાર્શિયન કાળના જૂના સિક્કાઓ નીકળી આવ્યા છે. કચ્છ પર આ સમયે પાર્શિયન સરદારોની સીધી હકૂમત હતી, એવું અનુમાન કરવા કરતાં આ સિક્કાઓ મળવાનું કારણ, તે વખતે કચ્છ અને સિંધ વચ્ચે નિકટના વ્યાપારી સંબંધ હતા એમ કહેવું વધારે બંધ બેસતું થશે. ગમે તેમ હોય તોપણ રૂદ્રદામને કચ્છને શક શાસન નીચે લીધું એ નિર્વિવાદ છે, અને સમય જતાં, સૌરાષ્ટ્ર સાથેના કચ્છના સંબંધો સિંધ કરતાં વધારે નિકટના થતા ગયા. કચ્છનો આ નવો વિજેતા દરેક રીતે સંસ્કારી તેમજ શૂરવીર હતો. સંસ્કૃત, વ્યાકરણ, શાસ્ત્રોક્ત સંગીત, તર્કશાસ્ત્ર અને રાજ નીતિ જેવા ગૂઢ વિષયોના પોતાના જ્ઞાન માટે રૂદ્રદામન ગર્વ લેતો હતો. (અત્યાર સુધી મળી આવેલ સંસ્કૃત ભાષામાં લખાયેલા શિલા લેખોમાં ગિરનાર પરનો રૂદ્રદામનનો ઉપર ઉલ્લેખ કરવામાં આવેલ લેખ સૌથી જૂનો છે.) ઘણા ઘણા સ્વયંવરોમાં રાજકુમારીઓએ અન્ય રાજવીઓને પડતા મૂકી, પોતાને વરમાળાઓ પહેરાવી હતી, એવી બાબતોની સ્પષ્ટ નોંધો રૂદ્રદામને રાખી છે, એ વળી વધારે લક્ષ ખેંચે તેવું છે.

ગ્રીક, પાર્શિયન, હંસ, ગુર્જરો કે જેઓ એક પછી એક આ ભૂમિ ઉપર રાજ કરતા થયા હતા, તે સઘળાઓએ હિંદુસ્તાનના રાજપૂત રાજવીઓની પુત્રીઓ સાથે લગ્ન-સંબંધો બાંધ્યા હતા. તેવી જ રીતે શક સરદારોએ પણ રાજ કરતી ક્ષત્રિય જાતિઓ સાથે લગ્ન વ્યવહાર કર્યો હતા. આવી શૂરવીર જાતિઓના અરસપરસના લગ્ન સંબંધથી ઘણા બહાદુર રાજપૂતવંશો અસ્તિત્વમાં આવ્યા.

રૂદ્રદામનના મૃત્યુ બાદ કચ્છ ઉપર સૂબાઓનું શાસન આશરે એક સદીથી પણ વધારે વખત સુધી બરાબર ચાલ્યું. પરંતુ તે કાળ દરમિયાન, રાજ્યવહીવટ કેમ ચાલતો હતો તથા સામાજિક વ્યવસ્થા કેવા પ્રકારની હતી તે જાણવા માટે કશું આધારભૂત સાધન મળતું નથી. સિક્કાઓ મળી આવે છે તે એટલું તો બતાવે છે, કે અહીં વેપાર-રોજગાર સારો ચાલતો હતો, એટલે વેપારીઓ, વહાણવટું, શહેરી ઢબની વ્યવસ્થા, વગેરે હોવાનું પણ સહજ અનુમાન થઇ શકે છે. સંભવ છે કે સૂબાઓ માટે એક પ્રકારની જકાત પદ્ધતિ પણ અહીં પ્રચલિત હોવી જોઇએ. પરંતુ કોઇ ખાસ શહેરનો કે "તેજ" અથવા ભુજનો કે કોઇ કિલ્લાઓનો પણ કોઇ સ્થળે ઉલ્લેખ થયો જોવામાં આવતો નથી. બીજા સૈકાના અંતમાં શક રાજવીઓ ઉપર જે આક્રમણોની શરુઆત થઇ, તેવી રંજાડોમાંથી કચ્છ પોતાની દ્વીપ જેવી ભૌગોલિક સ્થિતિને કારણે કદાચ બચી પણ ગયું હોય. આ કાળ દરમિયાન આંતરવિગ્રહો ફાટી નીકળ્યા હતા. સતવાહનના

વંશજો તરફથી શક સૂબાઓ ઉપર ખૂબ ભયંકર હુમલાઓ, વારંવાર થવા લાગ્યા. કેટલાક શક સરદારોએ આ પરિસ્થિતિનો લાભ લઈ સ્વતંત્ર રાજ્યો પણ સ્થાપ્યાં. શક રાજાઓની સત્તા આ પ્રમાણે ધીમે ધીમે ઓસરતી ગઇ, અને ઇ. ના ૪થા સૈકાની શરુઆતથી જેમ જેમ મગધ સામ્રાજ્યના ગુપ્ત વંશની સત્તા વૃદ્ધિ પામતી થઈ તેમ તેમ શક રાજ્યની નામના ઝાંખી પડતી ગઇ. સમુદ્રગુપ્તની પ્રચંડ લશ્કરી તાકાતને શરણે થઇ, શક સૂબાને આખરે ખંડણી આપવા પણ ફરજ પડી. (જે આશરે ઇ. ૩૮૦ માં મૃત્યુ પામ્યો.) સમુદ્રગુપ્તના જેવા જ તેના પરાક્રમી પુત્ર ચંદ્રગુપ્તે તો તેને મહાત કર્યો, અને ગુજરાત, કાઠિયાવાડ તથા કચ્છમાંથી શકરાજ્યનો જડમૂળથી નાશ કર્યો. ખંડિયા રાજાના પ્રદેશો ઉપર આ પ્રમાણે ચડાઇ કરવાનું કારણ દેખીતી રીતે એ જ હતું, કે આ ત્રણે દરિયા–કાંઠાનાં રાજ્યો પશ્ચિમના દેશો સાથે ધીકતો વેપાર ચલાવતાં હતાં. અને તેને પરિણામે તેમને મળતી પુષ્કળ જકાતી આવક બીજાં રાજ્યોને લોભાવતી હતી.

પરંતુ આ સંબંધમાં એટલું પણ યાદ રાખવું જરૂરી છે કે, ચંદ્રગુપ્ત બીજાનો (જો દિલ્હીના પ્રાચીન લોહસ્તંભમાં કોતરાયેલ, રાજા ચંદ્ર એ જ ચંદ્રગુપ્ત એમ માનવામાં આવે તો) સિંધના 'વાહલીકા' તરફથી બહુ સામનો કરવામાં આવતો હતો. એટલે સંભવિત છે કે ચંદ્રગુપ્તે, સિંધુના સપ્તમુખી માર્ગને ઓળંગી વાહલીકોને દબાવી દેવાનો વ્યૂહ રચ્યો હોય. તેના સફળ અમલ માટે સૌરાષ્ટ્ર અને કચ્છ ઉપર પણ પોતાનો કાબુ હોવો તેને તદ્દન અનિવાર્ય જણાયો હોય એમ પણ સંભવે છે. ગમે તેમ પણ આ બન્ને કારણોને લીધે શક સૂબાઓના રાજ્યનો સદંતર નાશ થયો. ગુપ્તવંશનું સામ્રાજ્ય પ્રતિભાસંપન્ન અને દક્ષતાવાળું હતું. બૌદ્ધધર્મનાં મૂળ ગ્રંથોની શોધ માટે હિન્દુસ્તાનના જુદાજુદા ભાગોમાં ફરેલા ફાઇન નામના ચીની ભિક્ષુએ (ઇ. ૩૯૯ થી ૪૧૪) અન્ય બાબતોના કરેલા વર્ણનમાં અહીં તે કાળમાં કલ્યાણકારી રાજ્યતંત્ર હોવાનો ઉલ્લેખ કર્યો છે: તેથી કચ્છ પણ તેવા રાજ્યતંત્ર નીચે તે સમયે પૂર્ણ આબાદી ભોગવતુ હશે એમ માની શકાય. રાજ્યના કર્મચારીઓને નિયમિત વેતન આપવામાં આવતું. વેપાર–રોજગાર વધતો જતો હતો. જ્ઞાતિનાં બંધનોનો ચુસ્ત રીતે અમલ કરવામાં આવતો હતો. ગાયોનું રક્ષણ થતું હતું. કાયદો અને વ્યવસ્થા સારી રીતે જાળવવામાં આવતાં અને ઊંચા પ્રકારની હસ્તકળાનો વિકાસ થયો હતો. સમગ્ર દેશમાં પ્રવર્તતી ઉપર્યુક્ત વ્યવસ્થાપૂર્વકની આબાદીનો તાત્કાલિક કચ્છ પ્રદેશને પણ લાભ મળ્યો હશે, એમ કલ્પના કરી શકાશે. કચ્છનું પોતાનું અલગ રાજ્ય સ્થપાયાની કાંઈ સાબિતી મળી નથી. એટલે કચ્છ ઉપર કોઇ સાર્વભૌમ સત્તા પરોક્ષ રીતે વહીવટ ચલાવતી હશે. ગુપ્ત સામ્રાજ્યના જુદાજુદા પ્રાંતોમાં કામ કરતા તે વખતના શાસકોએ પોતાની કાર્યદક્ષતા વિષે ચીની સાધુ ફાઇન, ઉપર જે સુંદર છાપ પાડી હતી, તેવા જ કાર્યદક્ષ અમલદારો જો કચ્છને સાંપડ્યા હોય તો કચ્છની સ્થિતિ તે કાળમાં દરેક રીતે સંતોષજનક હોવી જોઇએ. આ કાળે સાર્વભૌમ સત્તાએ નિયુક્ત કરેલા સૌરાષ્ટ્રના રાજ્યપાલની કચ્છ ઉપર પણ હકૂમત ચાલતી હતી એમ લાગે છે. રાજ્યતંત્ર કેટલું સુવ્યવસ્થિત હતું, તથા લોકહિત જાળવવા, તંત્ર વ્યવસ્થા કેટલી

સજાગ હતી, તે ગિરનાર પરના એક બીજા શિલાલેખ પરથી જાણવા મળે છે. રૂદ્રદામન ૧ લાએ, ઈ. ૧૫૦ માં, સુદર્શન તળાવની પાળ દુરસ્ત કરાવી હતી, અને ઇ. ૪૫૫–૫૬ માં તે ફરી તૂટી ત્યારે પણ તે વખતના સૌરાષ્ટ્રના રાજ્યપાલ વર્ણદત્તે કેન્દ્ર તરફથી મળેલ સૂચના અનુસાર તાત્કાલિક દુરસ્ત કરાવી લીધી હતી.

ગિરનાર પર કોતરેલા આ બીજા શિલાલેખ પછી ગુપ્ત સામ્રાજ્યનો આ સોનેરી યુગ એકાદ સૈકાથી વધારે એ જ પ્રભાવથી ચાલ્યો નહિ. તેનું પરિણામ સમગ્ર હિંદ તેમજ કચ્છ માટે સારૂં આવ્યું નહિ. ચંદ્રગુપ્ત બીજાના પુત્ર કુમારગુપ્તના મૃત્યુ (ઈ. ૪૫૫) સમયમાં લશ્કરી કટોકટીનો એક ભયંકર પ્રસંગ ઊભો થયો. આ પ્રસંગ કોઇ બહારના આક્રમણને લીધે પેદા થયો હતો કે આંતરિક રાજદ્રોહી તત્ત્વોને આભારી હતો, તે ચોક્કસ કહી શકાતું નથી. પરંતુ દેખાય છે કે આ બનાવથી પરિસ્થિતિ ડામાડોળ થઇ ગઇ હતી. જો કે કુમારગુપ્તના પાટવી કુંવર સ્કંદગુપ્તે આ કીર્તિ કેટલીક પાછી મેળવી હોય એમ તે કાળના શિલાલેખ પરથી જણાય છે. સ્કંદગુપ્તના તે સમયમાં ઝનૂની હુન્સ લોકો, કે જે એશિયા અને યુરોપના ઘણા પ્રદેશો ઉપર ફરી વળ્યા હતા, તેમના તરફના એક ભયંકર હુમલાને પાછો હઠાવવો પડ્યો હતો. તેમને તેણે એટલી તો જબ્બર શિકસ્ત આપી કે; અર્ધી સદી સુધી ફરીથી આ પ્રદેશ તરફ તે ફરક્યા નહિ. પરંતુ તેની આ ઐતિહાસિક જીતે હિન્દુસ્તાનને, દુનિયાના બીજા ભાગોના જેવી પરાધીન સ્થિતિમાંથી તે વખતે બચાવી લીધું. પણ ગુપ્ત સામ્રાજ્યની આર્થિક સ્થિતિ બહુ જ નબળી પડી ગઇ. પરાક્રમી સ્કંદગુપ્તના વંશજોના સમયમાં સ્પષ્ટ દેખાવા લાગ્યું કે ગુપ્ત સામ્રાજ્યની સત્તા નબળી પડે છે.

ગુપ્ત સામ્રાજ્યની પડતીથી કચ્છ ઉપર બે રીતે ગંભીર અસર થવા પામી. ઈ. સ. ૫૦૦ની શરુઆત પહેલાંનાં થોડાં વરસોમાં મૈત્રક નામના સરદારોએ કાઠિયાવાડમાં સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરી, અને તેની રાજધાની વલ્લભી (ભૂતપૂર્વ ભાવનગર રાજ્યનું હાલનું વળા શહેર)માં રાખી. આ સ્વતંત્ર રાજ્યનો સ્થાપક ભટારક નામનો શાહી સત્તાનો એક મોટો લશ્કરી અમલદાર હતો. પ્રથમ તે મધ્યવર્તી સત્તા તરફથી રાજ્યપાળ (ગવર્નર) તરીકે નીમાયો પણ ગવર્નરની જગ્યા તેણે વંશ પરંપરાની બનાવી અને પછી પોતાનું રાજ્ય સ્થાપ્યું. સાથે સાથે પોતાના આશ્રિત સરદારોને પણ વંશ પરંપરાગત બનાવ્યા. પાછળથી તેના વંશજોએ ખૂબ પ્રખ્યાતિ મેળવી, અને સૌરાષ્ટ્ર ઉપર તેમજ કેટલાક સમય સુધી માળવા અને ગુજરાતના અમુક ભાગો ઉપર તથા કચ્છ ઉપર રાજ્ય ચલાવ્યું. ગુપ્ત સામ્રાજ્યની પડતીની બીજી અસર કચ્છના હિત સંબંધની દૃષ્ટિએ એ થઇ, કે સિંધમાં પણ એક સ્વતંત્ર બળવાન રાજ્ય ઊભું થયું. ઇ. ૬૦૬–૪૭ના સમય દરમિયાન કનોજના રાજા હર્ષે તે વખતના સિંધુ રાજ્યના રાજા ઉપર નિષ્ફળ હુમલો કર્યો હતો. આ સિંધુ રાજ્ય, ઈ. સાતમી સદી દરમિયાન સંપૂર્ણ શક્તિશાળી રાજ્ય તરીકે રહ્યું હતું.

ગુપ્ત સામ્રાજ્યના અંત પછી જે અસંખ્ય મુશ્કેલીઓ પેદા થઇ, તેનો સામનો કરવા તેમજ પોતાના રાજ્ય વિસ્તારનું પણ બરાબર રક્ષણ કરવા માટે વલ્લભીમાં સ્થપાયેલ રાજ્ય, દરેક રીતે સામર્થ્ય ધરાવતું હતુ. થોડો સમય સુધી ફાટી નીકળેલાં હુણ

લોકોનાં આક્રમણો તેમજ શરૂઆતની એક બે હાર બાદ કરતાં, હર્ષ રાજાના હુમલાઓ સામે પણ તે બરાબર ટક્કર ઝીલતું થયું હતું. આ રાજ્ય ઉપર ઈ. સ. ૭૨૫–૭૩૫ માં આરબોએ હુમલા કરવા માંડ્યા ત્યાં સુધી તેની એક બળવાન રાજ્ય તરીકે ગણના થતી હતી. આખરે તેનો સંપૂર્ણ નાશ આંતરિક હુલ્લડોને કારણે થયો. મૈત્રક રાજ્યની જાહોજલાલીના સમયમાં રાજ્ય તંત્ર બહુ જ વ્યવસ્થિત બન્યું હતું. ચાઈનીઝ ઈતિહાસકાર હ્યુએનસંગ જે ઈ. સ. ૬૩૦–૬૪૪ દરમિયાન હિન્દુસ્તાનના ઘણા વિસ્તારોમાં ફર્યો હતો, તેણે ઉપર્યુક્ત રાજ્યવ્યવસ્થાની સારી પ્રશંસા કરી છે. તે ચીની તવારીખોમાં જે વ્યક્તિઓ કે સ્થળોનાં નામોનો ઉલ્લેખ છે તેને ઓળખી કાઢવાનું કામ સહેલું નથી. પરંતુ એમ જણાય છે કે કચ્છને તેણે સિંધ રાજ્યના એક ભાગ તરીકે ગણ્યું છે. એ પણ ખરું છે કે તેના મુસાફરીના બીજા અહેવાલોમાં એક સ્થળનો તેણે 'ક–ઇ–ટા અથવા કી–ચા' તરીકે ઉલ્લેખ કર્યો છે અને તે વલ્લભીની હકૂમત નીચે હોવાનું પણ જણાવ્યું છે. પરંતુ આ સ્થળ માટે તેણે વિશેષ નોંધ કરી છે, કે તે પૈસે ટકે સમૃદ્ધ તથા ગીચ વસતી વાળું હતું. અને આબોહવા તથા રીત–રિવાજોમાં માલવાને મળતું આવતું હતું.

આ ઉપરથી આ સ્થળ 'કચ્છ' નહિ, પણ ખેડા જિલ્લો હોવો જોઈએ એમ વધારે સંભવિત લાગે છે. હ્યુએનસંગે કચ્છને સિંધ રાજ્યના ભાગ તરીકે લેખ્યું છે, તે વધારે માનવા જેવું લાગે છે. કારણકે તેના બીજા અહેવાલમાં જે સ્થળ વિષે ઉલ્લેખ કર્યો છે, તે તો સિંધની તે સમયની રાજધાનીનું શહેર આલોરપી સિંધુ નદી ઉપર ભાખર નજીક આવેલું હતું. ત્યાં પહોંચતાં ૨૬૭ માઈલની નૈઋત્ય દિશામાં મુસાફરી કરવી પડતી હતી. તેના મુખ્ય શહેરનું નામ લખપતની પાસે આવેલા કોટેશ્વરને દરેક રીતે મળતું આવે છે. વલ્લભી વંશની સત્તા નીચેથી કચ્છ, સિંધની હકૂમત નીચે ક્યારે આવ્યું, તેની ચોકસ તારીખ જાણી શકાઈ નથી. હ્યુએનસંગ કચ્છમાં આવ્યો તે પહેલાં સિંધુ રાજ્યનું વર્ચસ્વ કચ્છ ઉપર ક્યારે આવ્યું હતું, તેની તેણે નોંધ લીધી નથી. આથી અનુમાન થાય છે કે વલ્લભી વંશની સત્તા કચ્છ ઉપર એક સદીથી પણ ઓછા સમય સુધી ટકી હતી.

ઈ. સ. છઠ્ઠા સૈકાના અંતમાં સિંધુ રાજ્યના પ્રખ્યાત વિજેતા રાજા સાહીરાસ જેની હકૂમત ઉત્તરમાં છેક કાશ્મીરની સરહદ સુધી અને પશ્ચિમમાં મકરાણ સુધી વિસ્તરી હતી તેણે સહેલાઈથી કચ્છ જીતી લીધું. હ્યુએનસંગે કોટેશ્વરનું વર્ણન કરતાં લખ્યું છે, કે તે કચ્છની પશ્ચિમ સરહદે અને સિંધુ નદીની તથા મહાસમુદ્રની નજીક હતું. તેનો ઘેરાવો પાંચ માઈલ હતો, તેમાં ૮૦ જેટલા બૌદ્ધ વિહારો હતા, જેમાં ૫૦૦૦ ભિક્ષુઓ, લઘુયાન (Little Vehicle) સંપ્રદાયના હતા. બારેક જેટલાં હિન્દુ દેવ–દેવીઓનાં મંદિરો પણ તેણે જોયાં હતાં.

આ ઉપરાંત એક સૌથી મોટું શિવનું મંદિર હતું. જેમાં સારી જાતનું કોતર કામ કરેલું હતું. તેમાં સ્થાપિત થયેલી મહેશ્વરની મૂર્તિ બહુ ચમત્કારી મનાતી અને તેની પૂજા ભસ્મ ધારી સાધુઓ કરતા. આ ઉપરથી સિદ્ધ થાય છે કે કોટેશ્વર તે વખતે એક અગત્યનું

વેપાર-રોજગારનું કેન્દ્ર હતું. તે સમયે કચ્છનું તે ફક્ત એક જ શહેર હતું એમ અનુમાન કરવું ઠીક નથી. પરંતુ હ્યુએનસંગે બીજા કોઇ પણ કચ્છના શહેર વિષે લખ્યું નથી.

હ્યુએનસંગે ધમધોકાર વેપાર સિંધ અને ગુજરાત, કાઠિયાવાડમાં જોયો હતો. કોટેશ્વરનું સિંધુ નદી અને અરબી સમુદ્ર વચ્ચેનું ભૌગોલિક સ્થાન, તેનો વિસ્તાર તથા તેની ઉપયોગિતાની નજરે, કોટેશ્વરમાં પણ તેવો જ વેપાર અને આબાદી હશે એમાં કાંઇ શક નથી. આ વ્યાપાર–રોજગાર લાંબાકાળથી બહુ સારી રીતે વ્યવસ્થિત રીતે ચાલ્યો આવતો હતો. હ્યુએનસંગ હિન્દુસ્તાનમાં આવ્યો, તે પહેલાંના સૈકામાં કોસ્માસ ઇન્ડીકો પ્લીયુસ્ટસ નામના પ્રખ્યાત ભૂગોળ શાસ્ત્રીએ પોતાના અહેવાલોમાં લખ્યું છે, કે દૂર પૂર્વના મુલકોમાંથી મસાલાના વહાણો હિંદુસ્તાનના પૂર્વ કિનારાના બંદરે આવતાં. ત્યાંથી સિલોન તરફ જતાં અને ત્યારબાદ હિન્દના પશ્ચિમ કિનારાનાં બંદરો પરથી પર્શિયા, અરેબિયા અને આફ્રિકા તરફ જતાં. આફ્રિકાથી હાથીદાંતની આયાત મોટા પ્રમાણમાં તે વખતે થતી હતી, એ હકીકત પણ નોંધપાત્ર છે. મજકૂર ભૂગોળ શાસ્ત્રીની નોંધો પ્રમાણે આફ્રિકાના હાથીઓનાં દંતૂશળ હિંદુસ્તાનનાં હાથી દાંતો કરતાં વધારે મોટાં હતાં. અને તેથી તેની કિંમત પણ વધારે અંકાતી. સંભવ છે કે કચ્છના આફ્રિકા સાથેના લાંબા સમયથી ચાલ્યા આવતા હાથીદાંતના વેપાર–સંબંધની શરુઆત કોટેશ્વરની આ પૂર્ણ જાહોજલાલીના યુગમાં થયેલી હશે.

કચ્છનાં બંદરોની ઇતિહાસમાં નોંધો થયેલી છે તેમાં કચ્છનાં બંદર બાબત જૂના ઇતિહાસમાં જે નોંધ છે, તેમાં કોટેશ્વરનું નામ સૌથી પહેલાં આવે છે. હ્યુએનસંગે તે સમયનું સાંસ્કૃતિક દર્શન આપ્યું છે તે મુજબ તો કચ્છ અને સિંધમાં બુદ્ધધર્મનું ઘણું બળ હતું. પરંતુ વાસ્તવિક રીતે તો તે કાળે બુદ્ધધર્મનું જોર કચ્છમાં ઘટતું જતું હતું.

બીજાં સાધનો દ્વારા આપણને જાણવા મળે છે, કે જેમ જેમ પરદેશી આક્રમણકારો, શકો, હૂણો વિગેરે હિન્દુસ્તાનના સ્થાનિક ક્ષત્રિયો સાથે છૂટથી લોહીના સંબંધો બાંધતા ગયા, તેમ તેમ પશ્ચિમ હિન્દમાં દરેક સ્થળે રાજપૂત જૂથો સંગઠિત થતાં જતાં હતાં. તેઓ પોતાને હિન્દુ વર્ણાશ્રમ પ્રમાણે ક્ષત્રિયો કહેવડાવતા હતા, અને હિંદુ દેવ–દેવીઓના ઉપાસકો તરીકે પોતાને જાહેર કરતા હતા. વધારામાં આ સમયે કાઠિયાવાડમાં અને સિંધમાં જૈન સંપ્રદાયનો પણ પગ પેસારો થતો જતો હતો. અને કચ્છમાં તેણે સૈકાઓ થયાં જે ઊંડાં મૂળો નાંખ્યાં છે, તેની શરુઆત અહીં પણ તે વખતે થઇ હતી એ નિઃશંક છે.

જાગીરદારી રાજ્ય પદ્ધતિનું ખાસ લક્ષણ છે, કે મધ્યવર્તી સત્તા ધીમેધીમે નબળી પડે અને સંખ્યાબંધ પેટા જાગીરદારોનો ઉદ્ભવ થાય, જેઓ ન છૂટકે જ સર્વોપરી સત્તાને મદદરૂપ બને. આ પ્રકારની પરિસ્થિતિ, પશ્ચિમ હિન્દના પ્રદેશોમાં પેદા થવા લાગી. સૌરાષ્ટ્રમાં વલ્લભી રાજ્યને નિર્બળ બનાવ્યું. સિંધુ રાજ્યના પ્રખ્યાત બ્રાહ્મણ રાજા છાછ તથા તેના અનુગામીઓને આ જાગીરદારો મુશ્કેલીઓમાં મૂકતા. સિંધુ રાજ્યના ચાર પ્રાંતો હતા. અને તે ઉપરાંત આલોર પાટનગરમાંથી મધ્યસ્થ તંત્ર, રાજ્ય વહીવટ

ચલાવતું હતું. આ બધા પ્રાંતોના ગવર્નરો વાસ્તવમાં તો ખંડિયા રાજાઓ હતા. કચ્છના એક અલગ બેટ તરીકેના વિશિષ્ટ સ્થાનને લઈને કોઈપણ મહત્વાકાંક્ષી સરદારને અહીં પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપવાનું પ્રલોભન થાય એ સ્વાભાવિક હતું. પરંતુ કચ્છનો ધીકતો વેપાર–રોજગાર તથા વિપુલ જકાતી આમદાનીને કારણે આલોરની સિંધુ મધ્યવર્તી સત્તાએ પોતાથી બન્યું ત્યાં સુધી કચ્છ ઉપર પોતાની હકૂમત ટકાવી રાખી. ઈ. સ. સાતમી સદીના અંતમાં કેટલેક અંશે આંતરિક ઝગડાઓને પરિણામે તથા મુખ્યત્વે આરબોનાં વધતાં જતાં આક્રમણોને લીધે આલોરની સત્તા ક્ષીણ થવા લાગી એમ જણાય છે. કચ્છને પણ આવી અસર જણાવા લાગી. કાઠી લોકો સિંધ છોડી કચ્છ મારફત કાઠિયાવાડ તરફ જવા લાગ્યા. (પાછળથી તે પ્રદેશનું નામ પણ તેમણે કાઠિયાવાડ આપ્યું.) અને તેમ કરતાં કચ્છનો મધ્ય તથા દક્ષિણ ભાગનો કબજો કાઠીઓએ ઝૂંટવી લીધો.

પૂર્વ તરફથી ચારણો અને આહિરો કચ્છમાં પ્રવેશવા લાગ્યા. આ પરદેશીઓએ કચ્છના ભાગલા પાડી લીધા જણાય છે. દરેક જૂથનો સરદાર જાગીરદાર બન્યો. અને પોતપોતાની મજબૂત કિલ્લેબંધી બનાવી. ત્યારબાદ તુરત જ સિંધ ઉપર આરબોએ વ્યાપક આક્રમણ કરવાથી હિંદના સમગ્ર પશ્ચિમ કિનારાના પ્રદેશમાં ગેરવ્યવસ્થા પેદા થઈ.

ઈ. સ. ૬૪૩ ની આસપાસ સિંધુ નદીના કોઈ એક મુખ ઉપર તે સમયે, આવેલ દેવલ બંદર ઉપર આરબોએ દરિયાઈ હુમલો કર્યો. ભવિષ્ય માટે તે એક અશુભ બનાવ હતો. (દેવલ બંદર ક્યાં હતું તે હાલે ચોક્કસ કહી શકાતું નથી.) જો કે આ દરિયાઈ આક્રમણને પાછું હટાવવામાં આવ્યું, પરંતુ થોડા જ સમય બાદ જમીન વાટે બોલનઘાટ મારફત આવી, આરબોએ સિંધ ઉપર ફરી હુમલો કર્યો. આ હલ્લો પણ નિષ્ફળ ગયો. પણ વારંવાર હલ્લા કરી આરબોએ મકરાણ જીતી લીધું. સિંધ રાજ્ય જેમ જેમ બચાવ માટે બહાદુરીથી લડયું તેમ તેમ તેને તાબે કરવાનો આરબોએ મક્કમ નિરધાર કર્યો. કેટલાયે નિષ્ફળ આરબ હુમલાઓ તે પછી પણ થયા. પણ આખરે ઈ. સ. ૭૦૮ માં ઇરાકના ગવર્નર અલહજાજે એક અતિ ભયંકર સૈન્ય સજ્જ કરી, તેને મહમદ કાસમની સરદારી નીચે સિંધના કાંઠા ઉપર હુમલો કરવા રવાના કર્યું. મહમદ અતિ કાબેલ સરદાર હતો. ભારે યાંત્રિક સાધનો વડે, તે એક પછી એક શહેરનો કબજો લેતો ગયો. અને ઝપાઝપી વાળી નિર્ણયાત્મક લડાઈઓ લડી, તેણે સિંધુ રાજ્યની પ્રતિરોધક શક્તિનો સદંતર નાશ-કર્યો. પરંતુ કેટલાક સ્થાનિક રાજ્યદ્રોહીઓ તરફથી તેને જે પુષ્કળ સહાય મળી તે જો મળવા પામી ન હોત, તો મહમદ પણ ફાવ્યો ન હોત. ઘણા જાગીરદારો તેની સાથે મળી ગયા. અને જ્યારે સિંધુનો શૂરવીર રાજા ડામર યુદ્ધમાં માર્યો ગયો, ત્યારે તો સઘળો પ્રતિરોધ બંધ થઈ ગયો. મહમદ ઉપર એક નવા આવેલા ખલીફાની ખફા નજર થવાથી, સાત વર્ષ બાદ તેને બેઇજ્જત કરી, પાછો બોલાવી લેવામાં આવ્યો હતો, પરંતુ તેની વિદાય પહેલાં ઘણા સરદારો તેમજ સિંધના સારા સારા માણસોએ મુસ્લીમધર્મ અંગીકાર કર્યો હતો. સિંધના અમીરી અને ઉચ્ચ વર્ગે આ પ્રમાણે ધર્માંતર કર્યું, તેની કચ્છના ભાવિ ઉપર પણ બહુ જ ઊંડી અસર પડી.

આરબોએ સિંધને જીત્યું કે કચ્છ ઉપરની આલોરની સત્તાનું નામ નિશાન તેમણે રહેવા દીધું નહિ. ઇ. સ. ૭૨૪–૭૩૮ દરમિયાન, આરબોએ પોતાની નવી જમાવટ વાળા સ્થાનમાંથી આસપાસના પ્રદેશો ઉપર અનેક હુમલાઓ જારી રાખ્યા, અને તેમ કરતાં કચ્છ અને સૌરાષ્ટ્રમાં રાજ્ય કરતા ઘણા સરદારો અને જાગીરદારોને શિકસ્ત આપી. પણ ગુજરાતમાં રાજ્ય કરતા ગુર્જર અને ચાલુક્ય વંશના રાજાઓનો સામનો એટલો પ્રબળ હતો, કે આરબોને સિંધ પાછા જવું પડયું, અને પરિણામે ૯ મી સદીના આગમન સુધીમાં તેઓ કચ્છમાં સ્થિર થયા હોય એમ જણાતું નથી.

સિંધુ રાજ્ય ઉપર શરુઆતમાં ઝળકતી ફતેહ મેળવ્યા પછી આરબોને તે પછીના આક્રમણોમાં પાછા હટવું કેમ પડયું, એ પ્રશ્ન સ્વાભાવિક ઉદ્‌ભવે છે. એમ જણાય છે કે પશ્ચિમ હિંદના બાહોશ નાવિકોએ મહાસાગરો ખેડી, જે અનુભવ અને હોશિયારી પ્રાપ્ત કર્યાં હતાં, તેને હઠાવવા પૂરતું આરબો પાસે નૌકા દળનું બળ ન હતું. આ કારણને લીધે જ જ્યાં સુધી આરબ લોકોએ ગુજરાતના બળવાન રજપૂત રાજાઓને હરાવવા માટે પોતાની દરિયાઇ તાકાત ઉપર આધાર રાખ્યો ત્યાં સુધી તેઓ કાંઇ કરી શકયા નહિ. આ બાબતમાં અરબ્બી ઇતિહાસ–નવેશોએ કચ્છ, તથા સિંધના ચાંચિયા લોકોના ઉપદ્રવનો પણ કોઇ-કોઇ સ્થળે ઉલ્લેખ કરેલો છે. આરબ લોકોનો દરિયાઇ માર્ગ પર પૂરતો કાબુ ન હતો. તેઓ પોતનો કાફલો તેમજ લડાયક સામગ્રી તે રસ્તે ધાર્યા પ્રમાણે પહોંચાડી શકતા નહિ. જે સમયે આરબ લોકોની સિંધમાંથી આગળ વધવાની પ્રવૃતિમાં તેમને ઉપર પ્રમાણે નિષ્ફળતા મળતી હતી, ત્યારે ગુજરાતમાં જ્યાં હાલે પાટણ શહેર છે, ત્યાં અણહિલવાડ નામનું એક ચાવડા વંશનું બળવાન રાજ્ય ઊભું થતું હતું. (આ રાજ્યની રાજ્યધાની 'અણહિલ પતાકા' અટલે હાલનું પાટણ હતું.)

આ જ ચાવડાવંશના રાજપૂતોએ કચ્છના પૂર્વ ભાગમાં જમાવટ કરી. આ જ સમય દરમિયાન કાઠી લોકોએ પણ કચ્છના મધ્ય ભાગમાંથી આગળ વધી, પૂર્વમાં વાગડમાં સત્તા જમાવી હતી, અને મજબૂત કિલ્લેબંધીવાળા કંથકોટ શહેરમાં પોતાની રાજધાની રાખી હતી. ચાવડાઓએ ઇ. સ. આઠમી સદીના ગાળામાં કંથકોટનો કબજો કાઠીઓ પાસેથી છીનવી લીધો, અને વાગડમાં તેમનું જ વર્ચસ્વ વધ્યું. કેટલાંક વરસો સુધી તેઓ અણહિલવાડ પાટણની સર્વોપરી સત્તા નીચે રહ્યા હતા. આશરે બે સૈકા બાદ ચાલુક્ય વંશના સોલંકી સરદારોએ ચાવડા પાસેથી અણહિલવાડ જીતી લીધું. છતાં વાગડ ઉપરની અણહિલવાડની સર્વોપરી સત્તા ચાલુ રહી હતી. સોલંકીઓએ ચાવડાઓ સામેની જે લડાઇઓ કરી, તે દરમિયાન ઘણાં સોલંકી કુટુંબો કચ્છમાં આવી વસ્યાં. અને તેમની સાથે તેમના નજદીકના સગા વાઘેલા રાજપૂતો પણ આવ્યા. પરંતુ કચ્છમાં તો ચાવડા-ઓની સત્તા ચાલુ રહી અને અણહિલ પતાકાનો કબજો તેમની પાસેથી સોલંકીઓએ ઝૂંટવી લીધો ત્યારે ત્યાંના ચાવડાઓ પણ કચ્છમાં આવ્યા. સોલંકીઓ તથા વાઘેલાના ધસારાને લીધે ચાવડાઓએ કચ્છના પશ્ચિમ ભાગમાં આશરો લીધો હતો એમ જણાય છે. અણહિલ પતાકા ગુમાવ્યા પછી ચાવડાઓએ વાગડમાં મોરગર નામે એક શહેર

સ્થાપ્યું હતું. જે ભુજની નૈઋત્ય દિશાએ અને વાગડની સરહદથી પશ્ચિમે ઘણે દૂર આવેલું છે.

આ પ્રમાણે ગુજરાતના રાજપૂત જાગીરદારો વચ્ચે કચ્છની હકૂમત વહેંચાઈ ગઈ. કાઠી લોકોને હાંકી કાઢી, તેઓ પશ્ચિમ તરફ વધ્યા હતા, અને લગભગ આખા પ્રદેશ ઉપર રાજપૂત સત્તા સ્થાપી હતી. ગેડી તથા બીજાં પ્રાચીનકાળનાં શહેરોનું આ સમયે વાગડમાં અસ્તિત્વ હતું એમ નિર્વિવાદ છે. અહીં ભૂતકાળના વાઘેલા રાજ્યના હજુપણ અવશેષો જોવા મળે છે. પરંતુક ચ્છ ઉપર હકૂમત જમાવવા માટેની, સિંધ તથા સૌરાષ્ટ્ર–ગુજરાતની સત્તાઓ વચ્ચેની પુરાણી ખેંચતાણ ફરી તુરત જ શરુ થઈ. આસપાસના મુલકો જીતવા માટે સિંધને મજબૂત થાણું બનાવવાની યોજનામાં આરબોને નિષ્ફળતા મળી, તેથી તેઓએ સિંધ પરનો પોતાનો દોર ઘણો હળવો કર્યો જણાય છે.

ખલીફા ઉમર બીજાના સમય ( ઇ. સ. ૭૧૭–૭૨૦ ) થી તો સિંધના સરદારો જે ઇસ્લામ ધર્મ સ્વીકારવા ખુશી હોય, તો તેમને સ્વતંત્ર સૂબાઓ તરીકે રહેવા દેવાની પણ આરબોએ તૈયારી બતાવી હતી. ઘણા સરદારોએ તે ધર્મ સ્વીકાર્યો. તેમાં સમા વંશના રાજપૂતો પણ હતા. જેઓ પોતાને ઉત્તર તરફના પૂર્વજોના વંશ જ કહેવડાવતા, અને સીરીઅન્સ તથા મિસરના લોકો સાથે પોતાનો સંબંધ હોવાનું જણાવતા. ઇરાનના પરાક્રમી સમ્રાટ જમશેદના નામ સાથે પણ પોતાનાઅસલ ખિતાબ 'જામ'નો સંબંધ છે, એમ પણ કહેતા. દંતકથા પ્રમાણે સમાઓ ચંદ્રવંશી હતા, અને હિન્દુસ્તાનની પશ્ચિમે આવેલા ઘણા મુલકો ઉપર તેમણે સૈકાઓ સુધી શાસન કર્યું હતું.

જ્યારે આરબોએ તેમના આ પ્રદેશો જીતી લીધા ત્યારે જ તેઓ પૂર્વ તરફ આવ્યા હતા. સિંધના વસવાટ પહેલાં જ સમાઓ મુસ્લીમ ધર્મના સંસર્ગમાં આવ્યા હતા, એમ સ્પષ્ટ જણાય છે. સિંધ ઉપર તે વખતે આરબોની હકૂમત આવી ગઇ હતી. હજુપણ કેટલાક મુસ્લીમ સમાઓ સિંધમાં છે, જે પોતે આરબોના વંશજો છે એમ કહે છે. આમ છતાં બધા સમા સરદારોએ ઇસ્લામ ધર્મ અંગીકાર ન કર્યો. જે લોકોએ પોતાના પૂર્વજોને અનુસરી હિન્દુધર્મના આચાર–વિચાર ચાલુ રાખ્યા તેઓએ પોતાના સંબંધો કચ્છ સાથે વધારે ને વધારે ગાઢ બનાવ્યા. કારણ કે તેમની સાથે લગ્ન–વ્યવહાર બાંધી શકાય તેવા ચાવડા, સોલંકી અને વાઘેલા રાજપૂતોનું કચ્છમાં સારું એવું પ્રમાણ હતું. જે સમા સરદારોએ ઘણા લાંબા સમય ઉપર ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો હતો, તેમણે હિંદુધર્મમાં રહેલા સમા ભાઇઓ પ્રત્યે સામાન્ય રીતે સહિષ્ણુતાનું વલણ બતાવ્યું. જ્યારે થોડાં વરસો બાદ મૂળ સમાઓની એક શાખા કચ્છ ઉપર રાજ્ય કરવા આવી, ત્યારે કચ્છમાંના હિંદુ સમાઓ પ્રત્યેનો તેમનો સદ્ભાવ કચ્છને બહુ હિતકારક નીવડયો.

કચ્છી દંતકથાઓ પ્રમાણે, ઇ. સ. નવમી સદીના આરંભમાં, હિંદુ સમા રાજપૂતોમાં સૌથી વધારે બળવાન સરદાર તરીકે લાખિયાર ભડનો પુત્ર લાખો ધૂરારો હતો. તેણે કચ્છ પ્રદેશમાંથી બે લગ્ન કર્યાં કહેવાય છે. એક લગ્ન, પાટગઢના ચાવડા સરદાર વાઘમની

કુંવરી બૌધિ સાથે, અને બીજું લગ્ન કેશના ગોહેલ સરદારની કુંવરી ચંદ્રકુંવરબા સાથે, જેને પાછળથી ગૌડ રાણી કહેવામાં આવી. દરેક લગ્નથી તેને ચાર ચાર દીકરા થયા. લાખા ધુરારાના મૃત્યુ બાદ તેનો પાટવી કુંવર ઉન્નડ (જેની મા ગૌડ રાણી હતી) તેની ગાદીએ બેઠો. પરંતુ તેના જ ભાઈઓ મોડ અને મનાઈએ કાવતરું કરી, મોડની મદદથી મનાઈએ ઉન્નડને મારી નાખ્યો. રાજ્ય-કુશળ રાણી ગૌડે પોતાના પૌત્ર સમાને ગાદી અપાવી. પરિણામે ગૌડ રાણીના વેરમાંથી બચવા માટે પોતાના કેટલાક સંબંધીઓને સાથે લઈ મોડ અને મનાઈ, ભવિષ્યના વસવાટ માટે દરિયાપાર, કચ્છ તરફ નાસી ગયા.

પ્રથમ તો તેઓએ પોતાના મામા વાઘમ ચાવડાને ત્યાં પાટગઢમાં આશ્રય લીધો. આ શહેરના અવશેષો હજુ પણ જોવા મળે છે. તેનો વિસ્તાર બે માઈલનો હતો. લખપતની નૈઋત્યે ૭ માઈલ દૂર, એક નદીના કાંઠે તે આવેલું હતું. આ નદી કચ્છના રણમાં પડતી, તથા સંભવતઃ તેમાં વહાણો પણ ચાલતાં. બે જૂનાં કસ્ટમ હાઉસ (જકાતી નાકા) નાં સ્થળ ત્યાં બતાવવામાં આવે છે, જે ઉપરથી સિદ્ધ થાય છે, કે તે કાળમાં પાટગઢ દરિયાની નજીક આવેલું હતું, તથા વેપાર-રોજગારની દૃષ્ટિએ એક અગત્યનું શહેર હતું. મોડ અને મનાઈ ત્યાં વહાણ મારફત આવ્યા હશે એમ અનુમાન થાય છે.

કચ્છમાં તેમણે જે હુમલાઓ કર્યા, તેનું વૃત્તાંત જોતાં એમ સ્પષ્ટ થાય છે, કે જે રાજપૂત સરદારો ઉપર તેમણે આ હુમલા કર્યા હતા,તેમના કરતાં દરિયાઈ માર્ગો વિષે તેઓ વધારે જાણકાર હતા. તેથી અને ત્યાં સુધી દરિયકાંઠાની નજીક રહીને જ તેઓ આક્રમણ કરતા. તેઓના દેશનિકાલ થવાનું કારણ વાઘમ ચાવડો સારી રીતે જાણતો હોવાથી, શરુઆતથી જ તે તેમને અવિશ્વાસની નજરથી જોતો હતો. કોઈપણ જાતનો દગો નહિ કરે, એવા સોગંદ આ બંને ભાઈઓએ કાળકા માતા સમક્ષ લેવા એમ ચાવડાએ શરત મૂકી. તેઓએ યુક્તિથી સોગંદના શબ્દો એવી રીતે ગોઠવ્યા કે, ભોળો વાઘમ છેતરાઈ ગયો. સોગંદમાં જે શબ્દો વાપર્યા, તે હજુ પણ જાણીતા છે. "મહાકાળીના સાન્નિધ્યમાં અમે શપથ લઈએ છીએ કે જો અમે નીમકહરામ બનીએ તો દેવી અમને ભલે દંડે." બન્ને ભાઈઓ એક સાથે જ સોગંદના શબ્દો બોલ્યા એટલે "અમને તથા અમે" નો શબ્દાર્થ એ થયો કે આ પ્રતિજ્ઞા બંને ભાઈઓ વચ્ચે જ છે. નહિ કે એક તરફ બન્ને ભાઈ, અને બીજી તરફ ચાવડો વાઘમ. ખરેખર તો આ બન્ને ભાઈઓ વચ્ચે થયેલી પ્રતિજ્ઞા તેઓએ જિંદગી પર્યંત પાળી હતી.

ઉપર પ્રમાણે ચાવડાનો વિશ્વાસ સંપાદન કરી આ બન્ને ભાઈઓ તેના મુલકમાં ચારે તરફ ફર્યા, અને તે સારો લાગવાથી, તેને ઝૂંટવી લેવો એમ નિશ્ચય કર્યો. એક દિવસ જ્યારે બન્ને ભાઈઓ શિકાર કરીને પાછા આવતા હતા, ત્યારે તેમણે કોટેશ્વરના મંદિર નજીક આવેલ પવિત્ર સરોવરને કાંઠે પોતાના મામાને કોઈપણ પ્રકારના રક્ષણ વગર, માળા ફેરવતો જોયો. મોડે ચૂપકીથી મામાની પાછળ જઈ તેનું ડોકું ઉડાવી દીધું. જે પાણીમાં જઈને પડ્યું. આ તળાવ હજુ પણ હસ્તી ધરાવે છે. એક બે વખત સ્થાનિક લોકોએ તે દુરસ્ત કરાવ્યું હતું. વાઘમનું ખૂન કર્યા બાદ બન્ને ભાઈઓએ કાંઈ પણ ખાસ

મુશ્કેલી વગર, અગત્યના પાટનગર તથા આજુબાજુના વિસ્તારનો કબજો લઇ લીધો. તેમની પાછળ પાછળ સિંધથી અહીં આવી વસેલા બીજા સમા કુટુંબો તેમને સાથ આપશે જ એવી તેમને ખાતરી હતી. આ બન્ને ભાઇઓના વાઘમ સાથેના સગપણને કારણે તેમજ તેમના ઝનૂની સ્વભાવથી ડરી જઇને સ્થાનિક ચાવડાઓએ તેમનું શરણુ સ્વીકાર્યું. છતાં બન્ને ભાઇઓની સ્થિતિ ,હજુ પણ સહીસલામત નહોતી. પાટગઢની જાગીર, ગૂંતરીના વાઘેલાના વર્ચસ્વ નીચે હતી. ગૂંતરી શહેરને ફરતો મજબૂત કિલ્લો હતો.

આ શહેરનાં ખંડેરો હાલના ગૂંતરી ગામની બાજુમાં, ભુજથી ૩૬ માઇલ નૈઋત્ય દિશામાં જોવા મળે છે. જ્યારે મોડ–મનાઈ અહીં આવ્યા તે સમયે ગૂંતરી શહેર કોઈ વહાણવટું થઇ શકે તેવી નદીને કાંઠે આવેલું હોવું જોઇએ. અને જ્યાં ધુડૂડ નદી રણને મળતી તે જગ્યાએ આવેલા છારીબંદર મારફત તેનો વ્યવહાર ચાલતો. (ધુડૂડ નદી હવે સુકાઇ ગઇ છે.) પાટગઢ જેટલું જ તે અગત્યનું શહેર હતું. પ્રાચીનકાળમાં ત્યાં વ્યાપાર–રોજગાર બહુ સારો ચાલતો હતો; કારણ કે ૧૯ મી સદીની પહેલી પચીસી સુધી તો ત્યાંના લોકો ગૂંતરીનાં ખંડેરોમાંથી પુષ્કળ પ્રમાણમાં જુના સિક્કાઓ ખોદી કાઢતા. (અફસોસની વાત છે કે એ બધા સિક્કાઓ હવે ગુમ થઇ ગયા છે.) સ્થાનિક દંત-કથાઓ પ્રમાણે ગૂંતરી ઉપર સાત સાંધના નામે પ્રસિદ્ધ થયેલા વાઘેલા ભાઈઓનું રાજ્ય ચાલતું હતું.

પોતાના ખંડિયા વાઘમના ખૂનનું વેર લેશું, એ મતલબની સખત ધમકીઓ તેમણે સમાકુંવરો–મોડ મનાઈને પાટગઢ મોકલી. પણ આખરે જ્યારે મોડ–મનાઈએ કબૂલ કર્યું, કે પાટગઢથી ખંડણી તરીકે દરરોજ સાત ગાડાં ઘાસચારો તથા બીજી વસ્તુઓ ગૂંતરી ગામે મોકલવામાં આવતી તેને બદલે હવે અઢાર ગાડાં મોકલવામાં આવશે, ત્યારે સાંધભાઇઓ મનાઇ ગયા અથવા તેવો દેખાવ કર્યો. પરંતુ તેઓએ ડહાપણ વાપરી મોડની સારી ચાલ–ચલગતની ખાતરી બદલ, મનાઈને ગૂંતરીમાં રહેવાની ફરજ પાડી.

મનાઈને ગૂંતરીમાં હળવા ચોકી પહેરા નીચે રાખવામાં આવ્યો હતો. શહેર બહાર પણ ઘોડા ઉપર ફરવા જવાની તેને છૂટ હતી. તેના ખરચાળ સ્વભાવ તથા શરીર સૌષ્ઠવને લઈને તેણે તુરત જ ઘણા મિત્રો કરી લીધા, અને પાટગઢમાં મોડ સાથે ગુપ્ત વ્યવહાર પણ સાધ્યો. ગૂંતરીમાં તેના વિષે ભાતભાતની વાતો પણ થવા લાગી હતી. એક દિવસે તે પોતાના નિવાસ સ્થાન નજીક એક ઓટલા પર બેઠો હતો, ત્યારે તેણે કૂવા પરથી પાણીનાં ભરેલાં બેડાં ઉંચકી જતી બે સ્ત્રીઓને પોતાના સંબંધી વાતચીત કરતી સાંભળી. તેમાંની એક બોલી "અલી, જો પેલો શૂરવીર સમાનો કુંવર! એ કેવો રૂપાળો છે? બિચારાને અહીં બાન તરીકે ગોંધી રાખ્યો છે." બીજી સ્ત્રીએ જવાબ આપ્યો, "તેના જેવાને બાનમાં રાખવાનો કાંઇ અર્થ નથી. આપણે બધાં જાણીએ છીએ, કે સમાઓ બહાદુર કોમ છે. મને લાગે છે કે સાતે સાંધભાઇઓ જુદાં જુદાં ઘરોમાં રહે છે, એમને મારી નાખવા તો સહેલ છે. તેઓ એક બીજાને ધિક્કારે છે અને પોતાના ભાગ ઉપર હકૂમત ટકાવી રાખવા સિવાય બીજી કોઇ ચિંતા સેવતા નથી. હું જો સમો હોઉં તો દરરોજ જે અઢાર ગાડાં

ઘાસનાં અહીં મોકલવામાં આવે છે, તેમાં દરેકમાં પાંચ પાંચ હથિયારબંધ માણસો મોકલું, અને તેમ કરીને ગાડાંના હાંકનાર સહિત કુલ ૧૦૮ માણસો કિલ્લાની અંદર દાખલ કરી દઉં. પંદર પંદર માણસો, એકી વખતે દરેક સાંધના ઘર ઉપર ઓચિંતો છાપો મારી શકે. તેઓ જો પૂરતા ચાલાક હોય તો સવારે જ્યારે સાંધો પૂજામાં મશગૂલ હોય ત્યારે જ તેને ખતમ કરી શકે તેમ છે."

મનાઈને આ તરકીબ એકદમ ગળે ઊતરી ગઈ, અને ભાંગેલા ઠીકરા જેવું જે કાંઈ હાથ લાગ્યું તેના ઉપર વિગતવાર સંદેશો લખી, એક વિશ્વાસુ કાસદ સાથે મોડને મોકલી આપ્યો. મોડે તેનો તાબડતોબ અમલ કર્યો. પોતાના કેટલાક બહાદુરમાં બહાદુર માણસોને ગાડાંમાં સંતાડયા. પણ આ યોજનાને શરુઆતમાં તો એક મોટું વિઘ્ન નડયું. પાટગઢથી આવતી ખંડણીનાં ૧૮ ગાડાં દરરોજ પસાર થતાં હતાં, તે દરવાજા ઉપર એક ચાડ નામનો અંધ સિપાહી પણ ચોકીદાર હતો. તે આંખે આંધળો હતો, પણ તેની બીજી ઇન્દ્રિયો વધારે સતેજ હોવાથી આ કામ માટે તેને ખાસ રોકવામાં આવ્યો હતો. જ્યારે સંતાયેલા હથિયારબંધ માણસો સહિત ૧૮ ગાડાં દરવાજા નજીક આવ્યાં, ત્યારે મજકૂર ચાડ દરવાને એક દુહો લલકાર્યો. જેનો અર્થ એ હતો, કે "આજે આવેલાં ગાડાંમાં ઘાસ નથી. તેમાં કાં તો મગ છે અથવા જીવતા માણસો" આ દુહો હજી પણ પ્રખ્યાત છે.

આ ચેતવણી પ્રમાણે એક ગુર્જર રાજપૂત સિપાઈએ મોખરાના ગાડામાં એક લાંબું ભાલું ભોંકયું. જાટ ગંગુ નામના મોડના એક માણસની સાથળમાંથી તે ભાલું પસાર થયું. પણ બહુ જ સમયસૂચકતા વાપરી, તેણે અવાજ સરખો ન કાઢયો અને પોતાના કપડાથી ભાલાને સાફ કરીને જ બહાર નીકળવા દીધું. આથી ગાડાંઓને અંદર આવવા દેવાયાં અને ચોકીદારો ચાડની મશ્કરી ઉડાવવા મંડયા. પણ ચાડને તો ખાતરી હતી, કે તેની આગાહી ખોટી થાય નહિ. ગાડાંઓ દરેક સાંધને ત્યાં વહેંચાઈ ગયાં, અને જે પળે સાંધો પૂજામાં બેઠા હતા, તે જ વખતે સંતાયેલ હથિયારબંધ માણસો, તેમના પર તૂટી પડયા. અને ગૂંતરીના સાતે સાત સાંધ ખતમ થઈ ગયા. મોડ અને મનાઈએ ગૂંતરી શહેર તેમજ તેની નીચેના વિસ્તારનો કબજો લઈ લીધો. ગૂંતરી સર કરી, રાજ્ય વ્યવસ્થા કરવા મોડને પાટગઢથી બોલાવ્યો.

મોડ–મનાઈના કબજામાં વાયવ્ય ખૂણામાં પસરાયેલ દરિયા કંઠારનો હવે કચ્છનો કેટલોક ભાગ આવ્યો. અને તેમને ખાતરી હતી, કે જ્યાં સુધી તે તરફના દરિયા કાંઠા ઉપર તેમનું વર્ચસ્વ રહેશે ત્યાં સુધી તેમના ઉપર કોઈ હુમલો કરી શકશે નહિ. તેમને પોતાની સત્તા બરાબર જમાવતાં કેટલો સમય લાગ્યો તે જાણી શકાતું નથી. પણ ત્યાંથી તેઓ પૂર્વમાં આગળ વધ્યા તે પહેલાં મોડને એક પુત્ર સાંપડયો હતો. વાગડમાં ગેડી નામનું એક પુરાણું શહેર હતું. અને ત્યાં ધરણ નામે એક વાઘેલો રાજ્ય કરતો હતો. તેની મિત્રચારી કરવાની મોડ અને મનાઈને જરૂર જણાઈ. કારણ કે આ વાઘેલાની સત્તા કચ્છની પૂર્વ સરહદ ઉપરના તમામ કંઠારના પ્રદેશ ઉપર ચાલતી હતી. વધારામાં, ગુજ-રાતના અણહિલ પાટણના ચાવડા રાજવીઓ સાથે પણ તેનો સંબંધ સારો હતો. મોડ–

મનાઈની બહાદુરીથી પ્રભાવિત થઇ, ધરણ વાઘેલાએ તેમની સાથે લડવાને બદલે મિત્રાચારી કરવાનું ઉચિત ધાર્યું. તેણે પોતાની બહેનનું સગપણ મોડના કુંવર સાડ સાથે કર્યું. મોડ અને મનાઇ વિષે અહીંના ઇતિહાસમાં ત્યારબાદ કાંઈ ઉલ્લેખ જોવામાં આવતો નથી, પણ તેઓ અણહિલ પાટણ નીચે જાગીરદારો તરીકે રહ્યા હોય એમ જણાય છે.

સાડને જ્યારે પોતાના પિતા તથા કાકાની જાગીરનો વારસો મલ્યો ત્યારે તેણે વાગડમાં રહેવાનું પસંદ કર્યું, અને કંથકોટને પોતાનું મુખ્ય શહેર બનાવ્યું. તેનો વિસ્તાર પણ વધાર્યો. (લોક વાયકા પ્રમાણે કંથકોટનો કિલ્લો જામ સાડે જ બંધાવ્યો હતો.)

નવમી સદીના અંત સુધીમાં મોડ અને મનાઇ બન્ને ભાઈઓ મરણ પામતાં તેના પુત્ર જામ સાડની સત્તા જરા નબળી પડી જણાય છે. સાડનો કુંવર ફૂલ છ માસનો થયો, ત્યારે ધરણ વાઘેલાને આ સમાઓનું કચ્છમાંથી સદંતર મૂળ ઉખેડી નાંખવાની અનુકૂળતા લાગી. તેણે સાડનું ખૂન કરાવ્યું અને મોડ અને મનાઇ તરફથી સાડને વારસામાં મળેલ કચ્છના તમામ પ્રદેશનો કબજો તેણે લઇ લીધો. કુંવર ફૂલને તો સિંધ લઇ જવામાં આવ્યો. સાડના ખૂન બાદ તેના કુંવર ફૂલનું પણ ખૂન કરી, કચ્છમાંથી સમાઓનું નામનિશાન કાઢી નાંખવાની ધરણ વાઘેલાની મુરાદ પાર પડી નહિ, તેનું કારણ એમ કહેવાય છે કે સાડની રાણીની ઝીકડી નામની એક વફાદાર દાસીએ અણીને સમયે પોતાના પુત્રનાં કપડાં ફૂલને પહેરાવ્યાં, અને ફૂલનાં કપડાં પોતાના પુત્રને પહેરાવ્યાં. ધરણ વાઘેલાના માણસોએ ઝીકડીના પુત્રને ફૂલકુમાર સમજીને તેને કતલ કરી નાખ્યો. આ રીતે તેણે પોતાના પુત્રને ભોગે ફૂલને બચાવી લીધો અને સહીસલામત સ્થળે પહોંચાડ્યો.

દુલારા નામના એક સમા રાજવીએ સિંધ–બાંભણાસરમાં ફૂલને રક્ષણ આપ્યું. અહીં રહીને ઝીકડી ફૂલકુમારને રાજકુમારની રીતે ઉછેરવા લાગી. તેથી મુસલમાન રાજદરબારમાં ફૂલની ઉછેર થવા પામી. ફૂલ પોતાના દાદા મોડ તથા મોટા કાકા મનાઇ જેવો જ બહાદુર અને શૂરવીર બન્યો હતો. તે જેવો ઉંમરલાયક થયો કે તુરત જ કચ્છ તરફ પાછો આવ્યો. ગેડીના દરબારમાં આવી તેણે પોતાના નાના ધરણ વાઘેલાને પડકાર કર્યો. પાકટ બુદ્ધિવાળા, ધરણ વાઘેલાએ હવે સમય ઓળખી, સમાધાનીનો રસ્તો લીધો, અને પોતાની કુંવરી જામફૂલને પરણાવી.

ફૂલે કંઇ પણ મુશ્કેલી વગર પિતાનું રાજ્ય પાછું મેળવ્યું. ધરણ વાઘેલાએ તેના પિતાનું ખૂન કર્યું હતું, અને તેનું પોતાનું ખૂન પણ થવાનું હતું, પરંતુ તેમાંથી તે ગેબી રીતે છટકવા પામ્યો હતો, એ હકીકત તે વીસરી શક્યો ન હતો. તેણે પહેલી જ તકે ધરણનું ખૂન કરી પિતાનું વેર લીધું. તેના મૃત શરીર ઉપરથી તેણે ચામડી ઉતારી લીધી. શેતરંજની રમતમાં, એક દિવસે પોતાની રાણી સાથે તેને તકરાર થવા પામી, તેમાં તેને અપમાન લાગવાથી અને રાણીનો ગર્વ ઉતારવાના ઇરાદાથી, રાણીને ફરેબ આપી, તેણે ધરણ વાઘેલાની ચામડીના બનાવેલા ચાકળા ઉપર તેને બેસાડી. રાણીને જ્યારે જાણ થઇ, કે ફૂલ જામે જ આ ભયંકર કૃત્ય કર્યું છે ત્યારે તેના દુઃખનો પાર રહ્યો નહિ.

આ વખતે તે ગર્ભવતી હતી. તો પણ ક્ષત્રિયવટના ઝનૂનમાં પોતાના પેટમાં કટાર મારી, આઠ માસનું ગર્ભ જીવતું બહાર કાઢી આપી, પોતે પ્રાણ ત્યાગ કર્યો. આ બાળકને ઘા કરી ગર્ભ બહાર કાઢવામાં આવ્યો હતો, તેથી તે કુંવર "ઘાઓ" કહેવાયો.

ફૂલ એક મહાન શૂરવીર યોદ્ધો હતો. અણહિલ પાટણના પેટામાં રહી, પૂર્વમાં ગેડીથી પશ્ચિમમાં ગૂંતરી અને પાટગઢ સુધીના પ્રદેશો ઉપર તેણે બહુ સારી રીતે રાજ્ય કર્યું હતું એમ જણાય છે. પણ તેનો નાનો કુંવર લાખો ફૂલાણી એટલો તો બહાદુર નીવડયો, અને તેની કીર્તિ ચારે તરફ એટલી પ્રસરી, કે જામ ફૂલની યશસ્વી કારકિર્દી પ્રમાણમાં ઝાંખી દેખાવા લાગી. આ બહાદુર પુરુષ ખરેખર કઇ સાલમાં થઇ ગયો, એ બાબત ખૂબ ચર્ચાસ્પદ છે. લાખા નામના ઘણા પુરુષો જુદા જુદા સમયે થયા હતા, એમ ઇતિહાસ બતાવે છે. તે બધાની સાચી ઓળખાણ આપવામાં કેટલાક અગાઉના બ્રિટિશ ગ્રંથકારોએ બહુ અસ્પષ્ટતા પેદા કરી છે. લાખો ઘૂરારો નવમી સદીમાં થયો, લાખો ફૂલાણી દશમી સદીમાં અને છેવટે બારમી સદીમાં લાખો–લાખિયાર થયો. કચ્છનો કંઠસ્થ ઇતિહાસ રાસમાળા સાથે તેમજ બીજી ગુજરાતી તવારીખો સાથે આ બાબતમાં મળતો આવે છે, અને આ બન્નેને સમર્થન આપતા કેટલાક શિલાલેખો પણ મળી આવ્યા છે. કચ્છી લોકગાથા અનુસાર લાખા ફૂલાણીનો જન્મ ઇ. સ. ૯૨૦ માં થયો હતો, અને તેનાં પરાક્રમોનાં વર્ણન કરતાં લોકગીતો અને દુહાઓ વિગેરેમાં પણ એ જ સાલ ગવાય છે. ઇ. સ. ૯૭૯ માં લાખો ફૂલાણી કાઠિયાવાડમાં આટકોટની લડાઇમાં માર્યો ગયો એ ચોક્કસ છે.

કચ્છ નરેશ જામફૂલે મોટી ઉંમરે એક શૂરવીર રબારીની કન્યા સાથે લગ્ન કર્યાં હતાં. અને તે લગ્નથી તેને ત્યાં મહાપ્રતાપી પુત્ર લાખો જન્મ્યો હતો. લોકવાણી પ્રમાણે આ કન્યા અતિશય સ્વરૂપવાન તથા બહુ બુદ્ધિશાળી હતી. આ શૂરવીર અને બુદ્ધિશાળી માતા પિતાનાં સંતાનો લાખા ફૂલાણી જેવાં અપ્રતિમ પ્રતિભાસંપન્ન નીવડે તેમાં કાંઇ આશ્ચર્ય નથી. ઘણી જ નાની વયથી લાખા ફૂલાણીમાં અસાધારણ શૌર્ય અને શક્તિનાં ચિહ્ન દેખાવા લાગ્યાં હતાં. અને જેવો એ ઉંમર લાયક થયો, કે પોતાના પિતાથી જ અણબનાવ થવાનો વખત આવી પડ્યો.

પોતાના પિતાના આશ્રયદાતા, અણહિલ પતાકાના ચાવડા રાજવીઓના દરબારમાં પોતાનું નસીબ અજમાવવા, કચ્છનું રણ ઓળંગી, લાખો ફૂલાણી ત્યાં પહોંચી ગયો. કચ્છી તવારીખો મુજબ અહીં તેણે એક શૂરવીર સૈનિક તરીકે તેમજ કુશળ રાજનીતિજ્ઞ તરીકે નામના મેળવી. સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં પણ તેની કીર્તિ ફેલાણી. આથમતા ચાવડા રાજ્યવંશ તરફ તે વફાદાર બન્યો. કારણ ચાવડા રાજવંશીઓએ તેને મદદ કરી હતી. સોલંકી વંશના મૂળરાજ ચાલુક્ય સાથે દુશ્મનાવટ શરુ થવાનું આ એક સબળ કારણ હતું. મૂળરાજે ( ઇ. સ. ૯૪૦–૯૯૬ ) પોતાના કાકા અને પાળક પિતા અણહિલવાડના ચાવડા સામંતસિંહનું ખૂન કરી, પાટનગર અણહિલ પાટણનો કબજો લઇ લીધો અને ચાવડા રાજવંશનો અંત આણ્યો.

ફૂલના મૃત્યુ બાદ લાખો ફૂલાણી કચ્છમાં આવ્યો અને પોતાની ગાદીએ બેઠો. લાખાનો સાવકો મોટો ભાઈ ઘાઓ તે સમય સુધીમાં દેવલોક પામ્યો હતો કે નહિ, તે ચોક્કસ નથી. પણ લાખા ફૂલાણીએ પોતાને કઇ સંતાન ન હોતાં, ઘાઆના કુંવર પૂંઅરાને દત્તક લીધો. લાખો ફૂલાણી કઈ સાલમાં ગાદીએ આવ્યો, તેની ચોક્કસ માહિતી મળતી નથી. પણ તેણે લાંબા સમય સુધી રાજ્ય કર્યું હોવાનું કહેવાય છે. (લોકોક્તિ તો અતિશયોક્તિ ભરેલી રીતે તેની ૧૨૫ વરસો જેવડી લાંબી કારકિર્દી હોવાનું કહે છે.) સંભવિત છે કે તે ઘણી નાની ઉંમરે ગાદીએ આવ્યો હશે. મૂળરાજ સોલંકીએ અણહિલ પાટણ જીતી ગુજરાતમાં સોલંકી અથવા ચાલુક્યવંશની સ્થાપના કરી, તે સાલ પહેલાં તો લાખો ફૂલાણી કચ્છની ગાદીએ બેઠો હતો, એમ ફલિત થાય છે.

કચ્છના રાજાઓ ઉપર ગુજરાતના ચાવડા રાજવીઓની જે હકૂમત હતી તે જ હકૂમત, અણહિલ પાટણના રાજા તરીકે, મૂળરાજે હાથમાં લીધી. લાખો ફૂલાણી, આ સમયે, જો કે દેખાવ ખાતર પણ મૂળરાજનો ખંડિયો રાજા હોય એમ લાગે છે. ચાવડા રાજ્યવંશનો ગુજરાતમાંથી સદંતર નાશ કરવાને કારણે, મૂળરાજે તે વિસ્તારના ઘણા બળવાન રાજાઓની દુશ્મનાવટ વહોરી લીધી હતી. અને જેવો તે અણહિલવાડનો રાજા થયો કે તે દિશાએથી તેના પર આક્રમણ શરુ થયાં. ચહામણ વંશના રાજા વિગ્રહરાજે ઉત્તર તરફથી હુમલો કર્યો અને દક્ષિણ તરફથી તૈલપ બીજો, જેણે દક્ષિણના પ્રદેશમાંથી "રાષ્ટ્ર કુત્રાસ" ની સત્તા તોડી નાંખી હતી, અને જે પોતાની આણ ગુજરાત ઉપર પણ ફેલાવવા માંગતો હતો તેણે, એક મોટું લશ્કર તેલંગાના બરાપા નામના સેનાપતિની સરદારી નીચે રવાના કર્યું. આ બન્ને ભયંકર દુશ્મનોનો એક સામટો હુમલો જોઇને, મૂળરાજ રણ ઓળંગી કચ્છ તરફ નાસી આવ્યો, અને કંથકોટના કિલ્લામાં ભરાઇ બેઠો. તેને ખાતરી હતી કે, તેના દુશ્મનો પૈકી કોઇ પણ, કચ્છ સુધી તેની પૂંઠ પકડવા જેવડી નૌકાદળની તાકાત ધરાવતો નથી. પોતાના પેટાના કચ્છના તમામ ખંડણીદારોને બોલાવી, તેમની મદદ માગી. આ ઉપરાંત વિગ્રહરાજ સાથે તે એલાયદી સમજૂતી કરી શકયો. કારણ કે વિગ્રહરાજને તો મુલકો જીતવા કરતાં નાણાંની વધારે કિંમત હતી. મૂળરાજ આ પ્રમાણે ગોઠવણ કરી, રણ ઓળંગી ગુજરાત પાછો આવ્યો. તૈલંગ સેનાપતિ બરાપા ઉપર તે તૂટી પડયો, અને તેનો તથા તેની વિરાટ સેનાનો નાશ કર્યો.

લાખા ફૂલાણીએ આ લડાઇમાં કંઇ ભાગ લીધો જણાતો નથી. મૂળરાજના દુશ્મનો પ્રત્યે તેને વધારે પક્ષપાત હતો, કારણ કે મૂળરાજ સાથે લાખાને અણબનાવ જેવું હતું. ગુજરાતની તવારીખ મુજબ (જો કે કચ્છના ઇતિહાસમાં આ બાબતને સમર્થન મળતું નથી.) મૂળરાજનો પિતા રાજ, પોતાની પહેલી પત્ની લીલાવતીના મૃત્યુ બાદ, લાખા ફૂલાણીના દરબારમાં ગયો હતો. (લીલાવતી મૂળરાજની માતા અને છેલ્લા ચાવડાવંશના રાજવી સામતસિંહની બહેન હતી.) કચ્છમાં આવી રાજે, લાખા ફૂલાણીની બહેન રાયાજી સાથે લગ્ન કર્યાં. અને તે રાણીને પેટે એક પુત્ર જન્મ્યો, તેનું નામ રાખાઇત હતું. એક વખતે દરબારમાં રાજનું સ્થાન તેના દરજ્જા પ્રમાણે બરાબર જળવાયું નહિ. તેથી ઊભા

થયેલા ઝગડામાં લાખાએ તથા બીજા સમા સામંતોએ મળી, રાજ સોલંકીને તેમજ તેના રસાલાના ઘણા માણસોને કાપી નાંખ્યા. પોતાના પતિનું પોતાના ભાઇ લાખાને હાથે જ ખૂન થયા પછી રાયાજી સતી થઇ, ત્યાર પછી રાજના કુંવર રાખાઇતને લાખાએ પોતાની પાસે રાખી મોટો કર્યો. મૂળરાજ સોલંકી સામેનાં કાવતરાંમાં લાખો રાખાઇતનો ઉપયોગ કરતો. સ્વાભાવિક છે કે આથી લાખા પ્રત્યે મૂળરાજને દ્વેષ પેદા થયો હોય. તેનો એક બીજપાળ સોલંકી નામનો કાકો, મૂળરાજને તેના બાપનું વેર લેવા વારંવાર દબાણ કરતો હતો.

લાખો (મૃત્યુ ઇ. સ. ૯૭૯) આ બધા સમય દરમિયાન કેરાનો વિસ્તાર વધારવામાં તથા તેની કિલ્લેબંધી મજબૂત બનાવવામાં રોકાયલો રહેતો હશે. લાખા ફૂલાણીની પાંચમી પેઢીએ થતી દાદી, લાખા ધુરારાની બીજી રાણી, ગૌડરાણી એક સમયે આ કેરામાં જ રહેતી હતી. આ પ્રાચીન શહેરના અવશેષો ભુજથી મુન્દ્રા જતાં ૧૨ માઇલને અંતરે જોવામાં આવે છે. આ શહેરને લાખા ફૂલાણીએ તો એક ભવ્ય પાટનગર બનાવ્યું હતું. વાગડ ઉપર અણહિલ પાટણવાળા મૂળરાજનું વર્ચસ્વ હતું, પણ તેનાથી કેરા સારી રીતે દૂર આવેલું હતું. પ્રાચીન કેરાનું દૃશ્ય આજે ખરેખર દિલગીરી પેદા કરે છે. લાખા ફૂલાણીએ બંધાવેલા ગઢનાં તથા જૂના મંદિરનાં પથ્થરો ઉપાડી જઇ, લોકોએ પોતાનાં મકાનો બાંધવામાં તેનો ઉપયોગ કર્યો છે. તેમ છતાં એક વખતના આ ભવ્ય શિવમંદિરનો ઘુંમટ તથા જિનમંદિર હજુ પણ ટકી રહ્યાં છે. વારંવાર થતા ધરતીકંપોથી મંદિરને ઘણું નુકસાન થયું છે. જો આ મહામૂલાં સ્થાપત્યોનો જમીનદોસ્ત થઇ, સદંતર નાશ થતો અટકાવવો હોય તો ભારતના પુરાતત્ત્વ ખાતાએ તેનું તાત્કાલિક સમારકામ કરાવી લેવું અતિ આવશ્યક છે. પથ્થરની પ્રચંડ શિલાઓ, સિમેન્ટની ચોડાઇ વગર, એક બીજા ઉપર એવી સફાઇથી ચણવામાં આવી છે, કે અત્યારે પણ તેના ખૂણાઓ એવા ને એવા સ્પષ્ટ દેખાય છે. સખત પથ્થરોમાં તે સમયના કડિયાઓ કેવું સુંદર કામ કરી શકતા તેના આ નમૂના છે. પથ્થરમાં કરેલું સુંદર કોતર કામ પ્રમાણસર, આંખને ગમે તેવું, અને બહુ જ ચોકસાઇ વાળું છે. ઘુંમટની દરેક બાજુએ એક પર બીજા એવા આઠ આઠ ત્રિકોણો કોતરાયલા છે, અને જેમજેમ ઉપર જાય તેમતેમ નાના બનતા જાય છે, અને એકની પાછળ બીજો હોય તેમ દેખાય છે. આ દેખાવ એક બારીની આસપાસ માણસો ઊભાં હોય તેવો લાગે છે.

દશમી સદીમાં શિલ્પકળાના ક્ષેત્રે કચ્છમાં વખાણવા લાયક પ્રગતિ થઇ હતી. લાખાએ શિલ્પ શાસ્ત્રીઓ તથા બાંધકામ કરતા કારીગરોને સારો આશ્રય આપ્યો જણાય છે. જુદાં જુદાં સ્થળે બંધાયેલાં સંખ્યાબંધ મંદિરો અને કિલ્લાઓ તેણે બંધાવ્યાં હતાં, એવી લોકોક્તિ છે. પણ એ બધાં સાથે તેને ખરેખર સંબંધ હોય એ સંભવિત નથી. લાખા પ્રત્યેના આમ જનતાના ભક્તિભાવને લીધે, જેમજેમ વરસો પસાર થતાં ગયાં તેમતેમ લાખાની કીર્તિ વધારે અને વધારે ગવાતી ગઇ, અને છેવટે જે કાંઇ વસ્તુ ભવ્ય કે પ્રાચીન દેખાય, તે લાખાની જ કૃતિ છે, એમ કહેવાનું કચ્છી લોકોમાં સામાન્ય વલણ



લાખા ફૂલાણીના સમયનું કેરાનું શિવાલય



હમીરસર અને ભુજનો કિલ્લો



જૂના માંડવીબંદરનું એક જૂનું દૃશ્ય

બંધાઇ ગયું. પરંતુ તે કાળના કચ્છના કારીગરોએ સખત પથ્થરોમાં કળામય કોતરકામ કરવામાં કેટલે દરજ્જે અસાધારણ નિપુણતા પ્રાપ્ત કરી હતી, તેનો તાદશ ખ્યાલ આપવા માટે કેરાના તથા પદ્ધરગઢના ખંડેરોમાં હજુ પણ પૂરતા અવશેષો જોવા મળે છે. આમાંની કેટલીક શિલાઓ ૧૦ ફૂટ લાંબી છે, અને પદ્ધરગઢમાં તો તેનો ઉપયોગ આડસર તરીકે કરવામાં આવ્યો છે. એક જ પથ્થરમાંથી કોતરી કાઢેલા નકશીવાળા સ્તંભોનાં પહોળાં મથાળાં ઉપર તે આડસરોને ટેકવવામાં આવ્યા છે. લાકડાને બદલે પથ્થરોનો આવી રીતે અસાધારણ ઉપયોગ થવાનું મુખ્ય કારણ અલબત્ત એ હતું, કે તે સમયે બાંધકામ માટે યોગ્ય હોય તેવાં મોટાં ઇમારતી લાકડાંની સાધારણ રીતે અછત હતી. પણ કચ્છી શિલ્પીઓ અને બાંધકામ કરનારાઓએ જે અસાધારણ કૌશલ્ય આ કામોમાં વાપર્યું હતું, તે આજે એક હજાર વરસ વીત્યા બાદ પણ તેટલી જ પ્રશંસા માગી લે છે.

લાખા ફૂલાણીએ કેરામાં કેટલો સમય ગાળ્યો, તે બાબત કચ્છના ઇતિહાસમાંથી આધારયુક્ત માહિતી મળતી નથી. અને જે મંદિરનાં ઘુંમટ તથા ખંડેર હાલ જોવામાં આવે છે, તેનો કેટલોક ભાગ સંભવ છે કે લાખાના મૃત્યુ બાદ પૂરો કરવામાં પણ આવ્યો હોય. પણ ઇ. સ. ૯૭૯ સુધી તો તેણે પોતાની રાજધાની કેરામાં જ રાખી હતી, એમ જણાય છે. અને આ વરસ દરમિયાન અણહિલ પાટણના મૂળરાજ સોલંકી સામે તેણે મોટામાં મોટી ચડાઇ કરી.

મૂળરાજ સ્વભાવે કડક, અને મહત્ત્વાકાંક્ષી હતો. તેણે પોતાનું લાંબું જીવન (મરણ ઇ. સ. ૯૯૫ આસપાસ) પોતાનો રાજ્ય વિસ્તાર વધારવામાં કે દુશ્મનોના હલ્લાઓ પાછા હઠાવવામાં વ્યતીત કર્યું. કાઠિયાવાડના નાના નાના રાજાઓ ઉપર પોતાની સત્તા જમાવવાનું કામ મૂળરાજ માટે બહુ વિકટ બન્યું હતું. ઘણા રાજવીઓ સાથે તેને લડાઇ થઇ હતી. તેમાં જૂનાગઢ વિસ્તારના ચૂડાસમા વંશના ગ્રહરિપુ (તેના વિરોધીઓ તેને ગ્રહોનો દુશ્મન કહેતા.) નામના એક રાજા સાથે પણ તેને દુશ્મનાવટ થઇ. ચાલુક્ય વંશની એક નાની શાખાની ઇ. સ. ૮૭૫ સુધી અહીં રાજધાની હતી. લાખા ફૂલાણીના મૃત્યુથી લગભગ એક સદી પહેલાં આભિર નામે ભટકતી જાતોમાંથી ઊતરેલા, પણ તે સમય સુધી રાજપૂતો જેવી ખ્યાતિ પામેલા આભિર રાચૂડા નામના રાજાએ ચાલુક્યોને અહીંથી હાંકી કાઢયા હતા. ચૂડાસમાઓની રાજધાની જૂનાગઢ પાસે આવેલ વંથલી શહેરમાં હતી. તેઓએ આજુબાજુના રાજાઓ કરતાં ભીલ, કોળી વગેરે જંગલી જાતો સાથે પોતાના સંબંધો બહુ સારા કેળવ્યા જણાય છે. તે વખતે રાજ્ય ચલાવતા વંથલીના ચૂડાસમા વંશનો રાજવી ગ્રહરિપુ પોતાની અધર્મી રીતભાતથી બહુ અપ્રિય થઇ પડયો હતો. તેના ઉપર આક્ષેપો થતા, કે તે ગૌમાંસ ખાતો અને મદ્ય પાન કરતો. સોમનાથ મહાદેવની યાત્રાએ આવતા યાત્રાળુઓ પાસેથી તેના આશ્રિતો બળજબરાઇથી કર ઉઘરાવતા, અને તેમને ત્રાસ આપતા. ગિરનાર ઉપર તે હરણોનો શિકાર પણ કરતો.

જ્યાં પ્રાણીમાત્રને રક્ષણ મળવું જોઇએ. એવાં પવિત્ર સ્થળોએ પણ તે શિકાર કરતો. આ પ્રકારના ગ્રહરિપુ સામેના આક્ષેપો મૂળરાજે તેના ઉપર કરેલું આક્રમણ વ્યાજબી હતું એવું ઠસાવવા, પ્રમાણરૂપે પણ કદાચ કર્યા હોય. કારણ કે ગ્રહરિપુ નાસ્તિક હતો તો પણ એક શૂરવીર લડવૈયા તરીકે મશહૂર બન્યો હતો. જૂનાગઢમાં પણ તેનો એક મજબૂત કિલ્લો હતો. મૂળરાજની નજરમાં તો તેની સાર્વભૌમ સત્તાને પડકારનાર ગ્રહરિપુ એક બંડખોર ખંડિયો રાજા હતો. પણ આ પ્રકારના વ્યાપક પ્રચારથી મૂળરાજ ગ્રહરિપુ સામે એક ધર્મયુદ્ધનું વાતાવરણ પેદા કરી શક્યો. અને તેમ થતાં મારવાડના એક રાઠોડ વંશના રાજા, આબુથી પુરનારનો રાજવી અને છેક બનારસના રાજા પણ તેની મદદે આવી પહોંચ્યા. ગુજરાતી તવારીખ પ્રમાણે મૂળરાજના કાકા બીજ તથા દંડક સોલંકીના કુંવરો આ લડાઈમાં ભાગ લેવા તૈયાર ન હતા. ગ્રહરિપુ ડુંગરાળ તથા જંગલવાળા વિસ્તારોમાં લડવામાં ખાસ કુશળતા ધરાવતો હતો. તેના પ્રદેશની બન્ને બાજુએ આવેલ દરિયા ઉપર પણ તેનું વર્ચસ્વ હોવાને કારણે, ખુદ અણહિલ પાટણના સત્તાવાળા પણ તેનાથી ડરતા હતા. પરંતુ તેની સામેના યુદ્ધમાં ભાગ ન લેવાનું મુખ્ય કારણ એ દેખાય છે, કે ગ્રહરિપુ લાખા ફૂલાણીનો પરમ મિત્ર હતો. ગુજરાતી ઇતિહાસકારોના કહેવા પ્રમાણે લાખો ફૂલાણી એક બળવાન રાજા હતો, અને તે અજીત મનાતો હતો. ગ્રહરિપુ સાથે તો જાણે તેઓ એક જ માના બે પુત્રો હોય તેવો ગાઢ સંબંધ તે ધરાવતો હતો.

લાખા ફૂલાણીને ગ્રહરિપુ સાથે આટલી બધી ગાઢ મિત્રાચારી કેવી રીતે થઇ તે જાણી શકાતું નથી. ઘણા જૂના કાળમાં "આભિર" નામની ભટકતી જાતોની ટોળીઓએ કચ્છમાં પણ વસવાટ કર્યો હતો. હાલે પણ "આહિર"ના આધુનિક નામથી કચ્છમાં સારી સંખ્યામાં તેઓ કારીગરો કે કિસાનો તરીકે હસ્તી ધરાવે છે. લાખાએ આભિરો મારફત ગ્રહરિપુની ઓળખાણ કરી. જ્યારે તે પોતાની બાલ્યવસ્થામાં અણહિલ પાટણમાં યુદ્ધકળા તથા રાજનીતિ શીખી રહ્યો હતો, ત્યારે આ બન્ને શૂરવીર પુરુષો એકબીજાના સંસર્ગમાં આવ્યા હશે, પણ તે બાબત કાંઇ આધારયુક્ત માહિતી સાંપડતી નથી. પણ એટલું તો નિર્વિવાદ છે, કે ગ્રહરિપુ ઉપર મૂળરાજ સોલંકી ચડાઇ કરવાનો છે, એ સાંભળતાં જ લાખો ફૂલાણી દરિયો ઓળંગી, પોતાના મિત્રની મદદે તમામ સાધનો સહિત પહોંચી ગયો. લાખાનું તેના જ્યોતિષીઓએ ભવિષ્ય ભાખ્યું હતું, કે "જો તું ગ્રહરિપુની મદદે જઇશ તો જીવતો પાછો ફરીશ નહિ." પણ ૫૯ વરસે પહોંચેલા આ કસાયલા યોદ્ધાએ તે ચેતવણી તરછોડી કાઢી. કેટલાક જુવાનીઆ જેને યુદ્ધના ક્ષેત્રે પોતાની કીર્તિ હજુ મેળવવાની છે તેવા યુવાનોને ઉદ્દેશીને લાખાએ કહ્યું કે—"મારૂં મૃત્યુ તો નિર્માણ થયું છે. તો હવે મારૂં શેષ જીવન લાંબું થાય કે ટૂંકું બને, તે માટે મને જરા પણ ચિંતા નથી, પણ યુવાનો માટે તો નબળા વિચારો શરમજનક કહેવાય."

મૂળરાજ પ્રત્યે દુશ્મનાવટ તથા ગ્રહરિપુની મિત્રાચારીને કારણે લાખો વહેલો મોડો ઝગડવાનો હતો એ સ્પષ્ટ હતું. ગ્રહરિપુની મદદે જવા માટે લાખાને અંગત કારણો ઉપરાંત બીજાં પણ કારણો હતાં એમ જણાય છે. ગુજરાતમાંથી મળી આવેલ તવારીખો પ્રમાણે,

લાખો પોતાની સાથે કચ્છના લડવૈયા લઇ ગયો હતો. તે ઉપરાંત સિંધુ રાજાની સરદારી નીચે એક બળવાન લશ્કર પણ તેની મદદે ત્યાં ગયું હતું. સદરહુ તવારીખ મુજબ આ સિંધુ રાજાનું રાજ્ય મહાસાગરને કાંઠે આવેલું હતું. સંભવિત છે કે આ પ્રમાણે કરવામાં લાખાની યોજના એવી હતી, કે પૂર્વ કચ્છ પરથી અણુહિલ પાટણનું વર્ચસ્વ ફેંકી દઇ, પોતાના સમા વંશના રાજાઓ માટે સમગ્ર કચ્છનું એક સ્વતંત્ર રાજ્ય સ્થાપવું. અને તે માટે સિંધમાં રહેતા તેના સમા ભાયાતોની મદદ લઇ, એક ભગીરથ પ્રયત્ન કરી જોવો. ગમે તે કારણ હોય, પણ બંનેનાં લશ્કરો વચ્ચે જાંબુમાલી નદીને કાંઠે આટકોટ શહેર પાસે ઉગ્ર યુદ્ધ ખેલાયું.

ગ્રહરિપુ હાથી પરથી નીચે ફેંકાયો, અને દુશ્મનોના હાથમાં સપડાયો. તેનું લશ્કર ગભરાટથી નાસ ભાગ કરવા લાગ્યું, પણ અસાધારણ લશ્કરી ખમીરવાળો લાખો તો પોતાના જીવ સાટે આગળ ધસ્યો, અને પોતાના મિત્રને બચાવવા માટે મૂળરાજને કહેણ મોકલ્યું. મૂળરાજે તે નકારી કાઢયું. રાજપૂતોએ યુદ્ધ માટે અખત્યાર કરેલ નીતિ અને વિવેકના સામાન્ય ધોરણથી મૂળરાજનું વર્તન તદ્દન ઉલટું જ લાગવાથી કે પોતાના દુશ્મન પ્રત્યેનો દ્વેષ અતિ વધી જવાથી લાખો ક્રોધાયમાન થઇને મૂળરાજ ઉપર તૂટી પડયો. પરંતુ લાખાની અવસ્થાને કારણે જુવાનીમાં જે જોર તેનામાં હતું, તે હવે રહ્યું ન હોતું. એટલે આ ઝનૂની સાહસમાં તે ફાવ્યો નહિ. અને બહાદુરીથી લડતો લડતો આખરે રણ–મેદાનમાં પડયો.

એ યુગના એક મશહૂર શૂરવીર યોદ્ધા લાખા ફૂલાણીને મારવા માટે ઘણા રાજાઓએ યશનો દાવો કર્યો છે. પરંતુ ગુજરાતના ઇતિહાસકારોના કથન પ્રમાણે તો મૂળરાજના છોડેલા ભાલાના ઘાથી જ તેનું મૃત્યુ થયું હતું. મારવાડના ભાટ ચારણો તો એમ જ કહે છે, કે ઇડરના રાજકુટુંબના મોવડી મારવાડના સિયાજી રાજાએ જ લાખાને યુદ્ધમાં માર્યો છે. આ ભાટ ગાયકોએ એક દુહામાં ગાયું છે, કે "કાળનો કાળ આવશે પણ સિયાજી રાજાની આ કીર્તિ અમર રહેશે." એમ પણ બન્યું હોય, કે લાખો જ્યારે વિષ્ટિ માટે મૂળરાજ પાસે ગયો, ત્યારે તેની છાવણીમાં બીજા રાજવીઓ પણ હાજર હશે. અને તે બધાનો લાખાના મૃત્યુમાં હાથ હશે. આટકોટના રણક્ષેત્ર ઉપર બે પાળીઆ ઊભા કરવામાં આવ્યા હતા. અને ૧૯ મી સદીના મધ્ય સુધી તો તે હસ્તી ધરાવતા હતા. આ સમયથી થોડાં વરસો અગાઉ, લાખાના મૃત્યુની તારીખ (ઇ. સ. ૯૭૯–૮૦) એક પાળીઆ ઉપર તો વાંચી શકાતી હતી. પણ ૧૮૭૯ માં તત્કાલીન કચ્છના વિદ્યાધિકારી શ્રી દલપતરામ પ્રાણજીવન ખખ્ખરે આ બાબતમાં તપાસ કરી ત્યારે તેને જાણવા મળ્યું, કે આવા પ્રકારનો કોઇ પાળીઓ ત્યાં જોવામાં આવતો નથી.

લાખાના મૃત્યુ બાદ ગ્રહરિપુની મદદે ગયેલા કચ્છી તથા સિંધુ રાજાના સૈન્યનું શું થયું, તેની તો કલ્પના જ કરી શકાય. સંભવ છે કે પોતપોતાના પ્રદેશમાં તેઓ દરિયા રસ્તે પાછા ગયા હોય. મૂળરાજની આ ઐતિહાસિક ફતેહથી વંથલી ઉપરનું તેનું વર્ચસ્વ સિદ્ધ થયું, એટલું જ નહિ પણ કચ્છમાં વાગડ ઉપર અણુહિલ પાટણની સર્વોપરી સત્તાનો

પણ સ્વીકાર થયો. આ ઉપરથી લાખાનો ભત્રીજો પૂંઅરો જે તેની પાછળ ગાદીએ આવ્યો તેને પોતાની રાજધાની કેરાથી ખસેડીને પદ્ધરગઢમાં સ્થાપવાનું ઉચિત લાગ્યું. પદ્ધરગઢમાં તેણે પોતાને માટે એક મજબૂત, સુરક્ષિત કિલ્લો બંધાવ્યો. પદ્ધરગઢ ભુજથી પશ્ચિમે ૧૭ માઇલ ઉપર છે. અને કેરા કરતાં વાગડથી તે ઠીક ઠીક દૂર પણ કહેવાય. જે મકાનોના અવશેષ હજુ ટકી રહ્યા છે, તે બે મહેલોનો કેટલોક ભાગ, એક ટંકશાળ અને એક શિવમંદિર છે. તે પણ ઘણી જ જર્જરિત હાલતમાં જોવામાં આવે છે. આ મકાનોની બાંધણી કેરામાં લાખાએ બંધાવેલ મકાનોને સામાન્યતઃ મળતી આવે છે. સંભવ છે કે એ જ શિલ્પીઓ તથા એ જ કારીગરોએ આ બાંધ્યાં હોય.

જામ પૂંઅરો કાંઇ વિરોધ વગર લાખાની ગાદીએ આવ્યો. પૂંઅરાની રાજ્ય કારકિર્દી ઘણી ખરાબ કહેવાઇ છે. તે કઠોર જમાનામાં પણ પૂંઅરો એક અસાધારણ ઘાતકી રાજવી તરીકે ઓળખાતો. એના વિષે કહેવામાં આવે છે, કે પદ્ધરગઢનાં બાંધકામો પૂરાં થયા બાદ, તેણે તેના મુખ્ય શિલ્પીના હાથ કપાવી નાંખ્યા, કે જેથી તે બીજા કોઇ રાજવીને માટે એવું જ કલામય કામ ન કરી શકે. પૂંઅરાનું નામ જો સૌથી વધારે યાદ રહ્યું હોય, તો તે રાજસ્થાનના ઇતિહાસમાં વર્ણવેલી એક અદ્‌ભુત દંતકથા સાથે જોડાયેલું છે તેથી જ. આ દંતકથા પ્રમાણે "યક્ષ" નામના કોઇ લોકો અહીં આવ્યા હતા; અને કચ્છના રાજકાજમાં તેઓએ થોડા વખત સુધી માથું માર્યું, જેનું પરિણામ બન્ને માટે બહુ કરુણ આવ્યું. જામ પૂંઅરાનું મૃત્યુ તથા પદ્ધરગઢનો નાશ આ બનાવો વિષે જે દંતકથાઓ પ્રચલિત હતી, તે ઇ. સ. ૧૮૨૬ માં બનાવોના સ્થળે જઇ, પહેલી જ વખતે મેજર બર્નેસે (પાછળથી સર એલેકઝાંડર) એકત્રિત કરી તેને લેખિત સ્વરૂપ આપ્યું. મિસીસ પોસ્ટન્સ અને તે પછીના ઇતિહાસકારોએ થોડા ફેરફાર સહિત આ વૃત્તાંતનું જ પુનઃલેખન કર્યું. અને છેવટે ગેઝેટીઅર ઓફ ઇન્ડિયા, (બોમ્બે પ્રેસીડેન્સી) નામના આધારભૂત પુસ્તકના ભાગ પાંચમામાં કચ્છ વિષે પહેલી જ વાર છપાયેલ આધારભૂત ઇતિહાસમાં તેનો સમાવેશ કરવામાં આવ્યો. સંક્ષિપ્તમાં તે આ પ્રમાણે છેઃ—

પૂંઅરાએ પદ્ધરગઢનું બાંધ કામ પૂરું કર્યું, તે પછી તુરત જ ખાયઝેનશીઅમની આસપાસના પ્રદેશમાંથી ૭ ઋષિઓ અથવા સંગારો પોતાના ઇષ્ટદેવ જખની પૂજા કરવા કચ્છમાં આવ્યા, અને અહીં વસવાટ કર્યો. તેઓના પવિત્ર જીવનની પ્રશંસા અને ખાસ કરીને નિઃસંતાન દંપતીઓને સંતાન પ્રાપ્ત થાય તેવા આશીર્વાદ આપવાની તેમની અલૌકિક શક્તિ વિષે પૂંઅરાની રાણીએ સાંભળ્યું. આ રાણીને કુંવર નહોતો. તે પછીના બનાવ વિષે જુદાજુદા વૃત્તાંતો જોવા મળે છે. એક મત પ્રમાણે ઋષિઓએ પૂંઅરાની રાણીના મોભાને ઘટે તેવું ખાસ માન સન્માન ન કર્યું, પણ એક સામાન્ય સ્ત્રીની માફક જ તેના તરફ વર્તાવ કર્યો, તેથી રાણીનું માનભંગ થયું અને ઋષિઓ ઉપર જુલમ કરવાને તેણે પૂંઅરાને ઉશ્કેર્યો.

બીજો વૃત્તાંત એમ કહે છે કે રાણી ઋષિઓની શિષ્યા બની ગઇ. ઋષિઓ તેને મળી શકે તેવો જમીન નીચેથી એક ગુપ્ત માર્ગ તેણીએ બંધાવ્યો. અને ઘટિત યજ્ઞયાગ

કરવાની તૈયારી કરી, પણ પૂંઅરાએ તો પોતાના અમાનુષી સ્વભાવ પ્રમાણે પોતાની રાણીના ચારિત્ર ઉપર જ શક લીધો. બન્ને વૃત્તાંત પ્રમાણે પૂંઅરાએ ઋષિઓને ગિરફતાર કર્યા અને કણસલાંમાંથી દાણા છૂટા પાડવા માટે બનાવેલા ખળા ઉપર ઘાસ સાથે પુષ્કળ લોઢાના ગોખરૂ જેવા કાંટા પાથરી, તેના ઉપર ઋષિઓને ચાલવાની ફરજ પાડી. બંભરા નામે એક દયાળુ હજામે એક ઋષિને છોડાવી, પોતે તેનું સ્થાન લીધું. મુક્ત થયેલો ઋષિ દોડીને લખિયાર ભિટ નામની ટેકરી ઉપર ચડી ગયો, અને પોતાના ઇષ્ટદેવ જખ (યક્ષ)ની મદદ માગી. આ રીતે ૭૨ ભાઇઓ અને ૧ બહેન ઝેનશીઅમથી કચ્છ આવી પહોંચ્યા. એમ કહેવાય છે કે તેમના બધાના સંયુક્ત તપના બળથી જે જે ટેકરી ઉપર તેમણે થાણું નાખ્યાં, તે સપાટ બનતી ગઇ, અને છેવટે પદ્ધરગઢ પાસે પડેલા પોતાના સર સામાનમાંથી પથ્થરો કાઢી પોતાના રહેઠાણ માટે એક એલાયદી ટેકરી તેમને બાંધવી પડી. તેનું નામ તેમણે કક્કડભિટ આપ્યું. કેદ પકડેલા ઋષિઓને મુક્ત કરવાનું પૂંઅરાને જખોએ કહેણુ મોકલાવ્યું. પણ પૂંઅરાએ તેનો સ્વીકાર ન કર્યો. જેથી તેઓએ પૂંઅરા તરફ તીરો ફેંક્યાં. પણ પૂંઅરો એક મંત્ર સિદ્ધ માદળિયું પહેરતો હોવાથી, બાણોની તેના પર કંઇ અસર થઇ નહિ. પછી જખની બહેન સાંયરીએ મચ્છરનું સ્વરૂપ લીધું, અને પૂંઅરાને ચટકો ભર્યો. પૂંઅરો વેદના મટાડવા માટે માદળિયું ઉતારી સ્નાન કરવા ગયો. પછી કક્કડ નામના સૌથી નાના જખે પૂંઅરાના મહેલના જે ખૂણામાં તેનું સ્નાનગૃહ હતું તેના ઉપર તાકીને બાણ છોડયું. પરિણામે એક મોટી શિલા પૂંઅરા ઉપર પડી. આથી તેને એટલી બધી ઇજા થઇ કે ત્યારબાદ ૪૦ દિવસમાં જ તેનું મૃત્યુ થયું. જખોના શ્રાપથી પદ્ધરગઢનો નાશ થયો અને તે ઉજ્જડ બની ગયું. આ બનાવ હજુ પણ કચ્છમાં ગવાય છે.

ઉપરના વૃત્તાંત ઉપરાંત, એક બીજી પણ દંતકથા પ્રવર્તે છે, જે વધારે બુદ્ધિગમ્ય જણાય છે. એ લોકકથા પ્રમાણે પૂંઅરાના અસહ્ય જુલમથી ત્રાસી, તે વખતે સંગારોએ મધ્ય એશિયામાંથી કચ્છમાં ઊતરેલા કોઇ ગૌર ચામડીવાળા ઘોડેસવારોની મદદ માગી, અને તેમની મદદથી પૂંઅરાગઢને ઉડાડી દીધો અને પૂંઅરાને મારી નાખ્યો. બંને વૃત્તાંતો પ્રમાણે આખરી પરિણામ તો એક જ આવ્યું.

કચ્છમાં જખ એક પ્રકારના દેવ તરીકે પૂજાવા લાગ્યા. ૭૨ પુરૂષો અને એક સ્ત્રીની અશ્વારૂઢ થએલી મૂર્તિઓની આજે પણ કચ્છમાં પૂજા થાય છે. તેમની અદ્દભુત શક્તિ વિષે જાતજાતની વાતો પ્રવર્તમાન છે. એક વાત એવી છે, કે રાઓશ્રી દેશળજીએ (ઇ. સ. ૧૭૧૯–૧૭૫૧) શંકા કરી કે જખો દેવ સ્વરૂપ છે તેની સાબિતી શું? હમીરજી નામના તે વખતના રાજ્ય કવિ બારોટે તેની ખાતરી કરી આપવાનું માથે લીધું. મહારાઓ શ્રી દેશળજીને તેણે પોતાની આપવીતી કહેતાં કહ્યું, કે "એકરાત્રે હું ભુજથી માંડવી ઘોડા ઉપર જતો હતો ત્યારે મેં રસ્તામાં એક મોટી છાવણી જોઇ, જેમાં કોણ હતા, તે હું ઓળખી શક્યો નહિ. તેમાંના એકે મને મારા નામથી સંબોધીને અંદર બોલાવ્યો, અને મારી સારી ખાતર બરદાસ્ત કરી. ભોજન બાદ મને એક તંબુમાં લઈ જવામાં આવ્યો અને હું નિદ્રાધીન થયો. બીજે દિવસે સવારે જ્યારે હું જાગૃત થયો ત્યારે

ન હતો ત્યાં કોઈ તંબુ કે ન હતી કોઇ છાવણી. અને ન હતો કોઇ જીવતો જાગતો માણુસ. હું ખુલ્લી જમીન ઉપર પડયો હતો. અને મારો ઘોડો એક ઝાડ સાથે બાંધેલો મેં જોયો. જ્યારે મારા ઘોડા પર પલાણ માંડવા માટે મેં જીન ઉપાડયું ત્યારે તેની નીચેથી એક કાગળ મને મલ્યો, જેમાં ૭૩ જખોનાં નામની યાદી લખેલી હતી."

રાઓશ્રી દેશલજીને હમીરજીની આ વાત ગળે ઊતરી નહિ. હમીરજીને આથી એટલું બધું માન ભંગ લાગ્યું, કે તેણે આત્મઘાત કરવાનો નિશ્ચય કર્યો. પરંતુ જેવો તે પોતાના પ્રાણનો અંત આણવાની અણી ઉપર આવ્યો, કે પાછળથી એક જખે તેનો હાથ પકડી આપઘાત કરતો અટકાવ્યો. જખે કહ્યું કે જો રાઓશ્રી અમારા કહેવા પ્રમાણે વર્તવા તૈયાર હોય તો અમારી હસ્તી વિષે પૂરતી સાબિતી મળી રહે તેમ છે. રાઓશ્રી દેશલજી આ સૂચના અનુસાર હાથમાં ધૂપદાન લઈ પોતાના સરદારો અને દરબારીઓને સાથે લઈ, મહેલથી નીકળી, બજાર પાસેના ખુલ્લાં ચોગાનમાં આવ્યા. આકાશમાંથી પોતાના દૈવી અશ્વો ઉપર બેઠેલા ૭૩ જખો, રાઓશ્રી અને તેના દરબારીઓ બરાબર દેખી શકે, તેવી રીતે નીચે ઊતરતા જોવામાં આવ્યા. આ બનાવની સ્મૃતિ કાયમ રાખવા રાઓશ્રી દેશલજીએ તે સ્થળે એક મંદિર બંધાવ્યું. જેનું નામ "જખબાર" પાડયું. આ પ્રસંગ પછી તેમના વંશજો પ્રતિવર્ષે આ દિવસની સંવત્સરી ઊજવે છે અને પૂજા કરવા તે મંદિરે જાય છે. આ વૃત્તાંત હજુ પણ ઘણે સ્થળે કચ્છમાં ગવાય છે. છતાં કચ્છનો સામાન્ય જનસમાજ તો જખની ઉત્પતિ વિષે આગળના પૃષ્ઠોમાં નિર્દેશ કરેલ છે, તે જ દંત કથામાં પૂર્ણ શ્રદ્ધા ધરાવે છે. કચ્છના પ્રદેશ સિવાય બીજા કોઇ પણ સ્થળે વિચિત્ર આ પ્રકારની અશ્વારૂઢ થયેલી મૂર્તિઓ અને તેનાં વિચિત્ર મંદિરો જોવા મળતાં નથી. યક્ષના ઇતિહાસે એટલો બધો રસ પેદા કર્યો છે, કે કેટલાયે બ્રિટિશ તેમ જ હિંદી લેખકો જાતજાતની દંત કથાઓ અને અંધ શ્રદ્ધાના મિશ્રણમાંથી આધાર યુક્ત ઐતિહાસિક તત્વો શોધી કાઢવા તનતોડ પ્રયત્ન કર્યા કરે છે. જખ શું છે તે બાબત હાલે તો નીચે પ્રમાણે માન્યતાઓ છે.

હિન્દુઓના તથા બુદ્ધિસ્ટ પુરાણોમાં વર્ણવેલા અશ્વારૂઢ પુરુષો "યક્ષો" હોય એમ કેટલાક માને છે. જ્યારે કેટલાક તેઓ ગ્રીક, રોમન્સ, શાક અને વ્હાઇટ હન્સમાંથી હોવાનું પણ માને છે. પરંતુ જાડેજા રાજવંશના ભાટ કવિઓએ વંશ પરંપરાગત કંઠસ્થ જાળવી રાખેલો જખ વિષેનો અહેવાલ, તદ્દન એક સરખો અને સમજી શકાય તેવો છે. આ લેખકના અનુભવ પ્રમાણે તો તે પ્રમાણેનો અહેવાલ કચ્છના ઇતિહાસમાં પહેલી વખત જ રજુ થાય છે.

હાલે નિવૃત્તિ વેતન મેળવતો રાજ્યનો કવિ એના વંશમાં સૌથી છેલ્લો છે. તેને પૂંઅરા વિષેનો અહેવાલ એના વડવાઓ પાસેથી મલ્યો હતો, તે જ પ્રમાણે તેને જ્યારે-જ્યારે કહેવામાં આવે છે ત્યારે ત્યારે ભાષામાં કે વિગતોમાં કાંઇ પણ ફેરફાર કર્યા સિવાય તે તેનું પુનરુચ્ચારણ કરે છે.

પૂંઅરાના રાજ્યની શરુઆતમાં જ કચ્છને કાંઠે ૭૨ પુરૂષો અને એક સ્ત્રી ઊતર્યાં.

તેઓનું વહાણુ ભાંગી ગયું હતું. ત્રાપાઓ ઉપર બેસી તેઓ જખૌ બંદરે ઊતર્યાં. જખૌ બંદર નામ પણ જખના નામ પરથી પડેલ જણાય છે. તેઓ ઊંચા કદના અને ગૌરવર્ણાં હતાં; તેઓની આંખો આસમાની કે માંજરી હતી. ચોતરફ દેશાટન કરી આવેલા કચ્છી ખલાસીઓ ( જેઓ અરબ્બી–સુવાલી ભાષા વિગેરે તો જાણતા જ હોય. ) સમજી શકે તેવી કોઇ ભાષા આ પરદેશીઓ બોલી શકતા ન હતા. અને જ્યાં સુધી કચ્છી ભાષા તેઓએ શીખી લીધી ત્યાં સુધી તો ફક્ત ઇશારતો કે નિશાનીઓ કરીને સમજાવતા. તેઓ બાયઝેનશીઅમ પાસેના કોઇ પ્રદેશમાંથી આવ્યા હતા, એમ માનવામાં આવતું હતું. થોડો સમય તેઓ જખૌમાં જ રહ્યા. હાલે પણ તેમના માનમાં બંધાયેલી કેટલીક મૂર્તિઓ ત્યાં જોવામાં આવે છે. ત્યારબાદ તેઓ બબ્બે અને ત્રણત્રણના જૂથમાં વહેંચાઇ જઇ, ગ્રામ્ય વિસ્તારોમાં ફરવા લાગ્યા. એમ કહેવાય છે, કે તેઓ દવાદારૂ તથા બીજી ઉપયોગી કળામાં નિપુણ હતા. જ્યાં જ્યાં ગ્રામવાસીઓને મળતા, ત્યાં ત્યાં તેઓ આ બાબતો તેમને શીખવતા. તેઓએ આમ જનતાની સારી પ્રીતિ સંપાદન કરી હતી, એટલે લોકોપયોગી કામો કરવા માટે તેઓ ઝડપથી મુસાફરી કરી શકે તે માટે તેમને ઘોડાઓની બક્ષિસો આપવામાં આવી હતી.

તેઓની પ્રવૃત્તિઓ અને ખાસ કરીને વધતી જતી લોકપ્રિયતાને કારણે પૂંઅરાની આંખમાં તેઓ ખૂંચવા લાગ્યા. એટલે પદ્ધરગઢ પાસે કામ કરતા એક જૂથને પૂંઅરાએ કેદ કર્યું. આ પરથી બીજા બધા જખો પદ્ધરગઢની આસપાસ એકત્ર થયા, અને પોતાના સાથીદારોને મુક્ત કરવા પૂંઅરાને તેમણે કાલાવાલા કર્યા. પણ પૂંઅરાએ તો ચોકખી ના પાડી. તેથી તેઓએ કક્કડબિટ નામની એક ટેકરી ઉપર થાણું નાખી, પૂંઅરાની હીલચાલનું બારીક નિરીક્ષણ કરવા માંડયું. એક દિવસે જ્યારે પૂંઅરો જ્યારે સ્નાનગૃહમાં નાહતો હતો, ત્યારે જખોએ કક્કડબિટ ઉપર એક ભારે યંત્ર ગોઠવ્યું હતું તેમાંથી એક ગોળા જેવું અસ્ત્ર છોડયું. આ ગોળો, મહેલના એક ખૂણાને એટલા તો જોરથી લાગ્યો કે પૂંઅરાના માથા ઉપર છાપરામાંથી મોટા પથ્થરો તૂટી પડયા. આથી પૂંઅરાને એટલી તો ગંભીર ઇજા થઈ, કે ૪૦ દિવસ સુધી રીબાઇ રીબાઇને છેવટે તે મરણ પામ્યો. તેની વિધવા રાજૈરાણીએ વેર લેવા માટે બધા જખોને વીણી વીણીને કતલ કરાવ્યા. લોકો આ કમકમાટી છૂટે એવા અમાનુષી કૃત્યથી ભયભીત થયા, અને જખોનાં અનેક પરોપકારી કામોને યાદ કરવા લાગ્યા. અને કચ્છના ઘણા ભાગોમાં તેમના નામે મંદિરો બંધાવી, તેમને સંત મહાત્મા તરીકે પૂજવા લાગ્યા.

હજુ પણ આવાં મંદિરો ( જેને જખના થડાના નામથી ઓળખવામાં આવે છે. ) કચ્છમાં હસ્તી ધરાવે છે. દરેક થડો કોઇ ટેકરી ઉપર બાંધવામાં આવેલો હોય છે, અને ત્યાં પહોંચવા માટે સારી સંખ્યામાં પગથિયાં હોય છે. આવી ટેકરીઓની ટોચે એક ખુલ્લું ચોગાન બાંધવામાં આવેલું હોય છે. તેમાં એક બાજુએ પથ્થરની મૂર્તિઓ સફેદ ઘોડેસવારના સ્વરૂપમાં ગોઠવેલી હોય છે. સામાન્ય રીતે એક ફાનસમાં ત્યાં અખંડ જ્યોત બળતી રાખવામાં આવે છે. પણ મૂર્તિના સાન્નિધ્યમાં સાધારણ રીતે હિન્દુ મંદિરોમાં રાખવામાં આવે છે તેમ ન કરતાં એક થાંભલા ઉપર તે ફાનસ લટકાવવામાં આવે છે.

આ મૂર્તિઓ જેમ જેમ ઘસાતી આવે છે, તેમ બીજી મૂર્તિઓ તેની જગ્યાએ મૂકવામાં આવે છે. જૂની અને નવી મૂર્તિઓ સરખાવતાં કાંઈ પણ ફેરફાર જોવામાં આવતો નથી. (અસલી ખંડિત મૂર્તિઓને પણ સંભાળપૂર્વક થોડે દૂર સાચવવામાં આવે છે.) આ મૂર્તિઓના હાથમાં કોઈ પણ પ્રકારનાં આયુધો બતાવવામાં આવ્યાં નથી. (જો તેઓ દેવતાઓ હોત તો તેવાં આયુધો તેઓને ધારણ કરાવ્યાં હોત.) જાણે કે તેઓ ફેરીઆ વેપારીઓ કે પર્યટન કરતા વૈદો હોય તેવું દર્શાવવા મૂર્તિઓના એક હાથમાં પેટી અને બીજા હાથમાં કાગળનું ઓળીયું રાખવામાં આવ્યું છે. જખના આ "થડા" ઉપર દર સાલે મેળો ભરાય છે, અને યાત્રાળુઓ આસપાસથી ત્યાં જાય છે.

આ "જખો" ખરેખર કઈ જાતના લોકો હશે તે કહેવું મુશ્કેલ છે. રાજનો કવિ તો તેના વડવાઓએ શીખવ્યાં છે તે પ્રમાણે બધાનાં નામો બોલી જાય છે. પણ આ નામો કચ્છી ભાષામાં એટલાં તો વિકૃત થઈ ગયાં છે, કે અસલ શબ્દો શું હશે તે શોધી કાઢવું મુશ્કેલ થાય છે. "જખો" સંબંધી જુદી જુદી દંત કથામાં "કક્કડ" અને "સાંયરી" નામો છે, તે જ નામો રાજનો કવિ પણ બોલે છે. જખો હિંદુસ્તાનની પશ્ચિમે આવેલા કોઈ દેશમાંથી કચ્છમાં આવ્યા એ ચોક્કસ છે. તેઓએ ઘેરો ઘાલવા માટે તે સમયમાં વાપરવામાં આવતું કોઈ યંત્ર બનાવ્યું હોય અને કક્કડ ભિટના ઊંચાણ પરથી તે વડે ભારે પથ્થરો કે લોઢાની અણીવાળી શિલાઓ પૂંઅરાના મહેલ પર પૂર જોશમાં ફેંકી હોય તે પણ સંભવિત છે. દશમી સદીમાં પાશ્ચાત્ય દેશોમાં યુદ્ધમાં વપરાતાં યાંત્રિક સાધનોથી, જખ લોકો પરિચિત હશે એમ પણ કહી શકાય. વાઈકીંગના ગામડાંઓમાંથી બાયઝેન-શીઅમના એક શહેનશાહો, લશ્કર માટે ભરતી કરતા તે લશ્કરના કોઈ બહાદુર સૈનિકો પણ આ જખો હોઈ શકે. પરંતુ આ પ્રકારના ઝનૂની સૈનિકો દવાદારૂ પણ જાણતા હોય અને વધારામાં લોકોને શિક્ષણ આપવાનું કામ પણ માથે લે એ માની શકાય તેમ નથી. તેઓનું લક્ષ્ય તો લૂંટફાટ રહે, એ વધારે સંભવિત છે. બીજી રીતે વિચારતાં ઇરાનના ઉત્તર ભાગોમાંથી જરથોસ્તીઓ, મુસલમાનોના ધાર્મિક જુલ્મોથી ત્રાસીને આ અરસામાં જ પોતાના ધર્મનું રક્ષણ મેળવવા હિંદુસ્તાનમાં દેશાંતર કરી રહ્યા હતા. તેઓ પણ શરીરે ગૌરવર્ણા હતા, એટલે તેઓ પણ હોય. આ જરથોસ્તીઓનો શાંતિપ્રિય સ્વભાવ, કળાકૌશલ્ય–પ્રેમ, વિદ્વતાનું ઊંચું ધોરણ અને તેને લઈને એમના સમૂહમાંથી એકાદ શખ્સને તે વખતની યુદ્ધ કળાનું પણ થોડું જ્ઞાન હોય એ બનવા જોગ છે. અને સ્થાનિકે મળી શકતા પદાર્થો, જેવા કે ચામડું, લોઢું, અને તેને વાપરવાનાં ઓજારોનું જ્ઞાન પણ તે ધરાવતો હોય એ પણ બનવાજોગ છે.

કચ્છના લોકોએ તેમના આવા ગુણોને લીધે તેમને પૂજનીય માન્યા હોય એ પણ સંભવિત છે. તેમના મંદિરમાં બળતી અખંડ જ્યોત પણ તેઓ જરથોસ્તીઓ હોય એમ બતાવે છે. વળી મુંબઈમાં વસતા પારસીઓમાં એમ કહેવાય છે, કે તેમના કેટલાક પૂર્વજો ઇરાનથી હિંદના કિનારા તરફ વહાણોમાં બેસીને આવતા હતા, તેમનાં કેટલાંક વહાણો રસ્તો ભૂલ્યાં હતાં, અને તેમનું શું થયું તે જાણવા મળ્યું નહોતું. ચોક્કસ આધારોને અભાવે



દરિયા-કિનારા પરની જખદેવની મૂર્તિ



જખના ઘોડા

ખરેખર હકીકત શું હશે, તે કહેવું અશક્ય છે. પણ પારસી લોકોનું તે વખતે હિન્દુસ્તાનની ભૂમિ ઉપર દેશાંતર ઘણા સમય સુધી ચાલુ હતું. તે પૈકીના કોઇ વહાણો કચ્છ તરફ ખેંચાઇ આવ્યાં હોય, એ માન્યતા પણ કાઢી નાખવા જેવી નથી.

'જખો'નું ઉદ્‌ભવ સ્થાન અને સાચો ઇતિહાસ ગમે તેમ હોય, પરંતુ એટલું નિર્વિવાદ છે, કે પૂંઅરાનું મૃત્યુ તેમના હાથે થયું. અને તેમ થતાં સિંધના સમા રાજપૂતોએ સમગ્ર કચ્છમાં પોતાની હકૂમત સ્થાપવાનો કરેલો પહેલો પ્રયાસ તદ્દન નિષ્ફળ નીવડયો. પૂંઅરાના મૃત્યુ વિષે જે ખુલાસો વધારે બુદ્ધિગમ્ય છે તે જો માનવામાં આવે તોપણ પૂંઅરાગઢનો નાશ કેવી રીતે થયો, તે સવાલ ઊભો થાય છે. આજે પણ તે ભૂમિ શ્રાપિત ગણાય છે. તેનું કારણ જખો ત્યાં શહીદ થયા, એમ કહી શકાય. પરંતુ જે અસ્તવ્યસ્ત અવદશામાં પદ્ધરગઢ શહેર ભાંગેલું પડયું છે, તે કેવળ જખોના આ આત્મ–બલિદાનથી થયું હોય એમ માની શકાય નહિ. તેનાથી વધારે જૂનું શહેર કેરા, કે જેમાંથી સારા સારા પથ્થરો ઊપડી ગયા છે, જેને ભૂકંપોના આંચકાઓ લાગ્યા છે અને વરસો થયાં જેની કોઇ દેખભાળ પણ લેવાતી નથી, છતાં તે શહેર આજે હસ્તી ધરાવતું રહ્યું છે. આ શંકાનો પણ રાજ્યના કવિઓ પાસે ખુલાસો તૈયાર છે. એમ કહેવાય છે કે પૂંઅરો નિઃસંતાન મૃત્યુ પામ્યો ત્યાર પછી અહિવનરાજ ચાવડા નામના એક શૂરવીર રાજપૂત સરદારે પદ્ધરગઢ ઉપર તોપનો મારો ચલાવ્યો, મિલકત મળી તે લૂંટી અને શહેરનો નાશ કર્યો. અણુહિલ પાટણનો છેલ્લો રાજા સામંતસિંહ કે જેનું રાજ્ય મૂળરાજ સોલંકીએ ઝૂંટવી લીધું હતું, તેનો અહિવનરાજ પૌત્ર થતો હતો. ચાવડા વંશના નાશ પછી અહિવનરાજને અણુહિલવાડમાંથી દેશવટો દેવાયો હતો, અને તે થોડો વખત સુધી કચ્છમાં બહારવટું કરી રહ્યો હતો એમ કહેવાય છે. આ સમયે વિપત્તિગ્રસ્ત રાજપૂત સરદારોનું કચ્છ વારંવાર આશ્રય સ્થાન બનતું હતું.

અહિવનરાજ એક સિદ્ધહસ્ત લડવૈયો હતો. ભુજના નૈઋત્ય ખૂણે આવેલ મોરગઢ ઉપર તેણે તુરત જ કબજો કર્યો, અને ત્યાં ગાદી સ્થાપી. તેના પાટનગરનું કાંઇ નામ–નિશાન દેખાતું નથી. પણ મોરગઢની બાજુમાં આવેલ ચાવડકા તળાવનું નામ કદાચ ચાવડા પરથી પડયું હોય. તેના રાજની નજદીક પદ્ધરગઢ જેવા બીજા રાજ્યની હસ્તી તેને ખૂંચે એ સ્વાભાવિક છે. તેથી પૂંઅરાના મૃત્યુ પછી જે ગંભીર અંધાધૂંધી ફાટી નીકળી તેનો લાભ ઉઠાવી, પૂંઅરાના પદ્ધરગઢને સદંતર નષ્ટ કરવા અને કચ્છમાંથી સમાઓની સત્તાને તોડી પાડવા તે ચાહતો હતો.

તેણે એક સોથી પણ વધારે ગામો ઉપર પોતાનો કબજો જમાવી, એક રાજ્ય સ્થાપ્યું એમ કહેવાય છે. વળી એમ પણ કહેવાય છે કે કચ્છમાં અહિવનરાજ પોતાને મૂળરાજ સોલંકીનો પ્રતિનિધિ કહેવડાવતો. કારણ કે સ્વાભાવિક રીતે જ કચ્છના કોઇ સમા રાજા બળવાન ન બની જાય અને સોલંકી સામે યુદ્ધ કરી, લાખા ફૂલાણીની માફક ફરીથી કીર્તિ લઇ ન જાય તે માટે મૂળરાજ ખૂબ તકેદારી રાખતો. પણ જે મૂળરાજે તેના પ્રપિતાનો વધ કર્યો હતો, અને તેને દેશનિકાલ કર્યો હતો તે વ્યક્તિ પ્રત્યે અહિવનરાજને સદ્‌ભાવ

હોય એમ પણ માની શકાતું નથી. અણહિલવાડની સાર્વભૌમ સત્તા પ્રત્યે પોતાની વફાદારી બતાવવાપૂરતો દેખાવ તેણે કર્યો જણાય છે. પણ તેનો મુખ્ય હેતુ તો ચોક્કસ એ જ જણાય છે, કે કચ્છમાં સમાઓના ત્રાસમાંથી તેના જે ચાવડા ભાયાતો બચવા પામ્યા હોય તેમની સહાય મેળવી, કચ્છમાં એક નાનું રાજ્ય સ્થાપવું. તેની આ યોજનામાં તેને અસાધારણ સફળતા મળી. કારણ કે મધ્ય અને પશ્ચિમ કચ્છમાંથી પાછલાં ૧૩૦ વરસ દરમિયાન સમા રાજ્યનો ખિલકુલ લોપ થઈ ગયો હતો. પૂર્વ કચ્છમાં તો અણહિલ પાટણના સોલંકીઓનું વર્ચસ્વ ચાલુ રહ્યું હતું, એમ જણાય છે. આ પ્રમાણે કચ્છનો કબજો મેળવવા માટે ગુજરાત, સૌરાષ્ટ્ર અને સિંધના રાજાઓ વચ્ચે જે તીવ્ર હરીફાઈ લાંબા સમય સુધી ચાલ્યા કરતી હતી, તેના પહેલા દાવમાં તો ગુજરાત–સૌરાષ્ટ્રને વિજય મળ્યો. આ વિજયનાં ફળ તેઓએ સૈકાથી પણ વધારે સમય સુધી ભોગવ્યાં. અને તે કાળ દરમિયાન અણહિલવાડના રાજાઓએ પોતાને વફાદાર રહેલાઓને ગામો પણ ઇનામમાં આપ્યાં.

કચ્છ પર સમા વંશની રાજ્ય–સત્તા આટલા વખત સુધી કેમ બંધ રહેવા પામી, તે કચ્છના ઇતિહાસમાં રસ ધરાવનારાઓ માટે ઘણો મૂંઝવણનો પ્રશ્ન બની રહ્યો છે. લોકોક્તિ પ્રમાણે તેનો ખુલાસો એમ કરવામાં આવ્યો છે, કે જામ લાખો ફૂલાણી ૧૨૫ વરસ સુધી જીવ્યો. કચ્છ વિષે સંશોધન કરનારા અગાઉના બ્રિટિશ લેખકો આ માન્યતા સાથે સંમત થતા નથી. તેઓ તો લાખો ધૂરારો, લાખો ફૂલાણી અને લાખો લાખિયાર, એ ત્રણેના રાજ્ય–કાળ વિષે ગૂંચવણમાં પડી ગયેલા જણાય છે. અને તેઓ એમ અનુમાન પર આવ્યા છે કે કચ્છમાં સમાઓનો બીજો, એટલે છેલ્લો યુગ તથા સાથોસાથ જાડેજા વંશનો પણ ઉદ્ભવ, પૂંઅરાના મૃત્યુ બાદ તુરત જ થયો હશે. આ માન્યતા સાથે સુસંગત બનાવવા માટે પૂંઅરાના મૃત્યુની તારીખ ખરેખર છે, તેનાથી એકાદ દાયકો તે આગળ બતાવે છે. પરંતુ ભાટોએ કંઠસ્થ રાખેલ ઇતિહાસ તો સ્પષ્ટ કહે છે, કે કચ્છમાં સમા રાજ્યના પહેલા અને બીજા યુગો દરમિયાન, ચાવડા અને સોલંકી રાજાઓનું એક સૈકાથી પણ વધારે સમય સુધી રાજ્ય રહ્યું હતું. તેઓના કહેવા પ્રમાણે ત્રીજો લાખો (લાખો-લાખિયાર) મોડ અને મનાઈના વંશનો ન હતો, પણ તે જામ ઉન્નડના વંશનો હતો, જેને તેના ભાઈ મનાઈએ સિંધમાં મારી નાંખ્યો હતો. એ જામ લાખો કચ્છમાં ઇ. સ. ૧૧૪૭ સુધી તો આવ્યો ન હતો.

ઈ. સ. ૯૮૫ ની સાલ કે જેની આસપાસ તે દુર્ભાગી, અને તિરસ્કારપાત્ર જામ પૂંઅરાના રાજ્યનો કરુણ અંત આવ્યો મનાય છે, ત્યારથી ઇ. સ. ૧૧૪૭ ની સાલ કે જ્યારે સિંધના પ્રાચીન સમા રાજકર્તાઓનાં આક્રમણો કચ્છ પર ફરીથી થવા લાગ્યાં, એ કાળ સુધીના કચ્છના ઇતિહાસ વિષે કાંઈ ચોક્કસ માહિતી મળતી નથી. પરંતુ ઉત્તર હિંદુસ્તાનના પ્રતિહાર વંશના રાજાઓની રાજ્યસત્તા છેવટની વેરવિખેર થઈ, તેના ઊડતા સમાચારો કચ્છમાં પણ પહોંચતા. ત્યાર બાદ ત્યાં ઊભી થયેલી વ્યાપક અવ્યવસ્થા તથા મહમદગિઝની (ઇ. સ. ૯૯૭–૧૦૩૦) નાં આક્રમણોને હઠાવવામાં બહાદુર પણ કુસંપથી નિર્બળ બનેલા રાજપૂત રાજાઓને મળેલા પરાજયોથી તેઓનો લગભગ નાશ થયો હતો,

એ ખબરો પણ કચ્છ પહોંચતા. આ ભયંકર લુટારાએ (હિન્દુ મત પ્રમાણે તે કેવળ લુટારો જ હતો.) હિંદમાંથી પૈસા લૂંટી જવા માટે જ્યારે સૌથી વધારે શરમજનક અને છેલ્લી ચડાઇ કરી, ત્યારે તો તે કચ્છની બહુ જ સમીપ આવી ગયો હતો. તેનું ધ્યેય તો ગુજરાત અણહિલવાડની હકૂમતના વિસ્તારમાં આવેલ સોમનાથનું મશહૂર મંદિર જ હતું. તે સમયે અણહિલપતાકાની ગાદીએ મૂળરાજનો પ્રપૌત્ર ભીમ ૧લો હતો. તેની પહેલાં મૂળરાજે જેમ કચ્છનો અશ્રય લીધો હતો, તેમ ભીમે પણ પોતાની રાજધાની છોડી, સોમનાથના પવિત્ર મંદિરને દુશ્મનોની દયા ઉપર મૂકીને, કચ્છમાં આશ્રય લીધો. સંભવ છે કે તે પહેલાં તે કંથકોટ આવ્યો હશે. આ કંથકોટ ત્યાં સુધી અણહિલવાડ પાટણના મુખ્ય કિલ્લા તરીકે વાગડમાં હસ્તી ધરાવતું હતું. ભીમની આ પ્રકારની ભીરુતા માટે ઘણા હિંદી ઇતિહાસકારો તેની ટીકા કરે છે. પણ ગુજરાતમાંથી મળતી તવારીખ પ્રમાણે તે એક મહાન યોદ્ધો હતો, અને મૂળરાજનો કુળદીપક હતો. જેવા મુસ્લીમ આક્રમણકારો પાછા જવા લાગ્યા, કે તરત જ તે કચ્છથી પાછો ફર્યો અને દુશ્મનો ઉપર ઝનૂની હુમલાઓ કરી, પોતાની સત્તા તેણે પુનઃ પ્રાપ્ત કરી. એટલું જ નહિ, પણ મહમદ ગિઝનીના લશ્કરનો ભારે નાશ સર્જ્યો. આ લડાઇ બાદ ગિઝની તરફ પાછા ફરતી વખતે મહમદે દરિયા રસ્તે સિંધ થઇને જવાને બદલે, રાજપૂતાનાના રણ મારફત, લાંબો અને જોખમી જમીનનો માર્ગ શા માટે પસંદ કર્યો તે સમજી શકાતું નથી. સિંધ મારફત જવું દેખીતી રીતે તેને વધારે સુગમ થયું હોત. કારણકે સિંધના મુસ્લીમ ગવર્નરને ઉઠાડી, મહમદ ગિઝનીએ પોતાની સત્તા સિંધમાં સ્થાપી હતી. આ ગવર્નર છેક ઇ. સ. ૧૦૧૦ સુધી ખિલાફતનું નામનું વર્ચસ્વ સ્વીકારતો રહ્યો હતો. સૌરાષ્ટ્રના કાંઠા ઉપર વહાણો તેને પુષ્કળ પ્રમાણમાં મળી શકે તેમ હતું. એટલું જ નહિ, પણ ઘણા ખરા ખલાસીઓ પણ તેમાં મુસલમાનો જ હતા. પરંતુ કાઠિયાવાડના હિંદુ રાજાઓની દરિયાઇ તાકાત એટલી હતી, કે મહમદને દરિયા રસ્તે લશ્કરને લઇ જવું જોખમ ભરેલું લાગ્યું હોય એ બનવા જોગ છે. પણ આ સમયે ભૂસ્તરમાં ઘણા કુદરતી ફેરફારો થઇ રહ્યા હતા. જેને પરિણામે સિંધુ નદીનો પ્રવાહ બદલીને પશ્ચિમ તરફ ગયો હતો, તથા રણની સપાટી પણ તેથી ક્રમે ક્રમે ઊંચી થતી ગઇ હતી. છેવટે કચ્છના ઉત્તર કિનારા પર વહાણોની અવર જવર અશક્ય બની ગઇ. આવા સંજોગોમાં મહમદને તોફાની અરેબિયન સમુદ્રમાંથી છેક સિંધુના મુખ સુધી દરિયાઇ મુસાફરી કરવાની રહેત. અને તેમ નહિ તો પોતાના લશ્કરને કાદવ–કીચડથી ભરેલા જોખમી કચ્છના રણ પરથી કૂચ કરવાની રહેત. જે રસ્તે કચ્છ આવવાના પ્રયાસમાં એક લશ્કરનો કેટલાંક વરસો બાદ ભયંકર નાશ થયો હતો. આ બન્ને જોખમી માર્ગો છોડી, પોતે જે રસ્તે સોમનાથ આવ્યો હતો, તેનાથી જરા પશ્ચિમ દિશાનો લાંબો અને વિકટ જમીનનો માર્ગ પાછા ફરતી વખતે પસંદ કરવામાં તેણે ડહાપણ વાપર્યું જણાય છે.



[ ૫ ]

# જાડેજા વંશની સ્થાપના

સિંધમાં એક નવી બળવાન મુસ્લીમ સત્તાનો ઉદય થવાથી સમા રાજપૂતોની સ્થિતિ ઉપર કાંઇ વધારે અસર થઇ હોય એમ જણાતું નથી. ખરેખર તો મહમદ ગિઝનીએ સ્થાપેલ રાજ્યની પડતી થવા માંડી હતી. થોડા જ સમયમાં કેટલાક રાજપૂત રાજાઓએ (જેમાંના કેટલાક હિંદુઓ અને કેટલાક મુસલમાનો હતા.) પોતાની સ્વતંત્રતા પાછી જમાવી, અને ઇ. સ. ૧૦૫૩ આસપાસમાં લોઅર (નીચલી) સિંધના પૂર્વ તરફનાં ત્રિકોણ પ્રદેશમાં સૂમરા નામના એક નવા વંશે ગાદી સ્થાપી. આ વંશના રાજાઓ એક સૈકાથી વધારે સમય સુધી સ્વતંત્ર રહ્યા હતા. છેવટે ગિઝનીને ખાલસા કરનાર તથા મહમદ ગિઝનીના જેવા જ મહત્ત્વાકાંક્ષી મહમદ ગોરીએ ઈ. સ. ૧૧૭૫–૭૬ માં સિંધ પ્રદેશ જીતી લીધો. સિંધમાં પોતાની સત્તા તેણે મજબૂત બનાવી અને ત્યાંની પેદાશનો ઉપયોગ, ઉત્તર હિન્દુસ્તાન ઉપર ચડાઇઓ કરવામાં તે કરવા લાગ્યો. તે સમયથી જ અપર (ઊપલી) સિંધના ભાગને દિલ્હીના સુલ્તાનના પ્રદેશ તરીકે ગણવામાં આવે છે. દિલ્હીના પહેલા ગુલામ વંશના રાજા કુતબુદ્દીનના પ્રતિનિધિ તરીકે કુબાચા સિંધ ઉપર રાજ્ય કરતો હતો. કુતબુદ્દીનના મૃત્યુ બાદ કુબાચાએ બળવો કરી સ્વતંત્ર બનવા પ્રયાસ કર્યો, જેમાં તે નિષ્ફળ ગયો, અને સુલતાન અલ્તમસે તેને હાંકી કાઢ્યો. લોઅર સિંધમાં રાજ્ય કરતા રાજપૂત રાજાઓ ઉપર થોડા સમય સુધી કાંઇ અસર થઇ નહિ, જો કે તેઓ મુલતાનમાં રહેતા શાહી સૂબાઓને ખંડણી ભરતા રહ્યા હતા.

પૂર્વમાં ગુજરાત તરફ મુસલમાન આક્રમણનો ધસારો એટલો ફાવ્યો નહિ. કારણ કે તેમને એક કરતાં વધારે વખત અણહિલવાડના રાજાઓએ પાછા હઠાવ્યા હતા. આ પ્રકારના સામના છતાં ઇસ્લામનું હિન્દુસ્તાન ઉપરનું રાજકીય વર્ચસ્વ ધીમે ધીમે અને કોઇ પણ મુશ્કેલીઓની લેશ પણ પરવા-વગર એકધારૂં વધતું જ ગયું. થોડા જ સમયમાં આ ઘટનાની ગુજરાત, સૌરાષ્ટ્ર, સિંધ અને કચ્છના ભાવિ ઉપર સૌથી વધારેમાં વધારે ગંભીર અસર થવાનું સર્જાયું હતું.

સૂમરાઓ અને સમા રાજપૂતો વચ્ચેના સંબંધો ઘણા ખરાબ રહેતા હતા એમ જણાય છે. જ્યારે સૂમરાઓ સત્તા ઉપર આરૂઢ હતા ત્યારે સમાઓ ઉપર જુલમ પણ વર્તાવતા હતા. સિંધુ નદીના પ્રવાહ બદલવાથી સમાઓના હિતને એકંદર નુકસાન પહોંચ્યું હતું. ઉપસ્થિત થયેલા આ નવા સંજોગોને લઇને, સમાઓનું આકર્ષણ ફરીથી

કચ્છ તરફ વધવા લાગ્યું હોય એમ જણાય છે. તેઓના પૂર્વજોએ કચ્છમાં થોડા સમય સુધી, પણ બહુ સફળતાથી એક વખતે રાજ્ય કર્યું હતું, એ હકીકતની પણ તેમના ઉપર અસર થઈ હોય એ બનવાજોગ છે.

બારમી સદીના મધ્ય કાળથી જરા પહેલાં જામ ઉન્નડના વંશમાંથી ઊતરેલા, અને જનતામાં માન પામેલું એવું જામ લાખાનું નામ ધરાવતા એક સમા રાજવીએ રણ ઓળંગીને પોતાનું કિસ્મત કચ્છમાં અજમાવવા નિશ્ચય કર્યો. આ લાખાને નિઃસંતાન રહેલા સમા સરદાર જાડાએ દત્તક લીધો હતો. અને તે ઉપરથી તેણે પોતાના વંશનું નામ "જાડેજા" (એટલે કે "જાડાના") એમ રાખ્યું. લાખાએ કચ્છ તરફ જવાનું સાહસ કર્યું, તેનું તાત્કાલિક કારણ એ હતું, કે જ્યારે તે પુખ્ત ઉંમરનો થયો ત્યારે તેના પિતાને ત્યાં મોટી વયે એક કુંવરનો જન્મ થયો. આમ થતાં સિંધમાં રહેવું તેને માટે લાભકારક લાગ્યું નહિ. વર્ષો અગાઉ જેમ મોડ અને મનાઈએ કર્યું હતું, તેમ તેણે કેટલાક બળવાન સાથીદારોને એકઠા કર્યા. કચ્છમાં ઇ. સ. ૧૧૪૭ માં તે ઊતર્યો, અને પોતાના સહોદર જોડિયા ભાઇ લાખિયારને પણ સાથે લાવ્યો. મોડ-મનાઈની માફક આ બન્ને ભાઈઓ તો હતા; પણ તેમની માફક આ ભાઈઓના હાથ લોહીથી ખરડાયેલા ન હતા.

આ લાખા અને લાખિયારથી પહેલાં થઇ ગયેલા લાખા ધૂરારા અને લાખા ફૂલાણીથી એમને જુદા પાડવા માટે, 'લાખા–લાખિયાર'ના એક જ નામથી એમને ઓળખવામાં આવે છે. જો કે લાખો અને લાખિયાર બંને જુદા જુદા હતા–બંને જોડકા ભાઈ હતા. આ સંબંધી કેટલીક હકીકત જોતાં એમ જણાય છે, કે કચ્છમાં લાખા–લાખિયારની સાથે આવેલ રાજપૂતો પૈકી કેટલાક તો મુસ્લીમ ધર્મના અનુયાયીઓ હતા. તેઓ કારમાથીઅન નામની એક નાસ્તિક શાખાના વંશજો હતા, અને પાછળથી તેમણે ઘણી મુશ્કેલી પણ ઊભી કરી હતી.

પશ્ચિમ અને મધ્ય કચ્છમાંથી ચાવડાઓની સત્તા તદ્દન ક્ષીણ થઈ ગયેલી હોતાં, લાખા અને તેના સાથીદારોનો વ્યવસ્થિત રીતે કોઇએ વિરોધ કર્યો નહિ. તે સમયના રાજાઓની ટેવ પ્રમાણે પદ્ધરગઢના ખંડેરોથી આશરે ૨૦ માઇલ દૂર લાખિયાર વીરા નામનું રાજધાનીનું શહેર બાંધી તેમાં તેઓ રહ્યા, અને ત્યાંથી જ બધો વહીવટ ચલાવ્યો. પરંતુ વાગડમાં અણહિલવાડ તથા સોલંકી–વાઘેલાની સત્તા હજુ પણ જામેલી હોતાં, વાગડ તરફ કાંઈ પણ હીલચાલ કરવાનું તેમને સહીસલામત લાગ્યું નહિ. જો કે લોકોક્તિ પ્રમાણે તો લાખો ઇ. સ. ૧૧૭૫ માં મરણ પામ્યો, તે પહેલાં કંથકોટના મશહૂર કિલ્લાનો તેણે કબજો લઇ લીધો હતો. આ સમયે આંતરિક ઝગડાઓને લીધે તેમજ પડોશી રાજ્યો સાથેની લડાઈને કારણે અણહિલવાડની સત્તા નબળી પડતી જતી હતી. એટલે કંથકોટની જીત લાખા માટે શક્ય હતી. બીજા સંજોગો જોતાં એમ પણ સંભવિત છે, કે સમાઓએ કંથકોટ ઉપર ઇ. સ. તેરમી સદીના આરંભમાં જ (ઉપરના સમયથી થોડાં વરસો બાદ) કબજો મેળવ્યો હતો. કારણ કે તે વખતે અણહિલ પાટણ પર પણ હુમલો

થયો હતો. લૂંટો ચલાવવામાં આવી હતી, અને દિલ્હીના સુલતાન કુત્બુદ્દીને તેનો ટૂંક કાળ માટે તો કબજો પણ લઇ લીધો હતો. પરંતુ અણુહિલવાડના રાજ્ય ઉપર આફતો ઊતરતી રહી, છતાં કચ્છના સમા વંશના રાજાઓ તેના વર્ચસ્વમાંથી મુક્ત થઇ શક્યા નહિ. કારણ ઇ. સ. તેરમી સદીના અંતમાં ધોળકાના એક નવા અને શક્તિશાળી વાઘેલા વંશે તેને (અણુહિલવાડને) પુનઃ જીવન આપ્યું. આ વંશે વાગડ પરનો સોલંકીઓનો સાર્વભૌમ હક્ક પુનઃ સ્થાપિત કર્યો.

ઇ. સ. ૧૨૯૬ માં જ્યારે અણુહિલવાડનો લાંબો અને કરુણ ઇતિહાસ અનેક ખૂનખાર લડાઇઓ અને વિનાશ બાદ હંમેશને માટે પૂરો થયો, ત્યારે કચ્છ ઉપર તો એક નવીન અને વધારે ભયાનક આફત તોળાઇ રહી હતી. દિલ્હીના મુસ્લીમ સુલતાનોનો કચ્છ ઉપરનો દાવો, એ આ નવી આફત હતી.

લાખાએ કચ્છમાં પુનઃ સ્થાપિત કરેલ રાજ્ય જ્યારે તેના મૃત્યુ બાદ તેના વારસ રાયધણે સંભાળ્યું, ત્યારે તો ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે ઐતિહાસિક ઘટનાઓ ભવિષ્યના ગર્ભમાં છુપાયેલી હતી. (આ રાયધણ હંમેશાં રણક્ષેત્રમાં પોતાની પાઘડી ઉપર લાલ રૂમાલ બાંધતો તેથી તેને "રતો રાયધણ" તરીકે ઓળખતા.) કચ્છી ઇતિહાસમાં રાયધણના રાજ્યકાળની ખાસ માહિતી નોંધાયેલી જોવામાં આવતી નથી. ફક્ત એટલી નોંધ જ ઉપલબ્ધ છે, કે તે એક બળવાન રાજા હતો, અને દેશમાં પોતાની હકૂમત તેણે સારી રીતે વિસ્તારી હતી. લગભગ આખા કચ્છ ઉપર તેણે પોતાનું વર્ચસ્વ જમાવ્યું હતું. તેના ચાર કુંવરો વચ્ચે તેના રાજ્યની જે વહેંચણ કરવામાં આવી હતી, તે ઉપરથી આ હકીકતને સમર્થન મળે છે.

કચ્છમાં મશહૂર થઇ ગયેલા પીરશ્રી ધોરમનાથના દત્તક પુત્ર અર્થાત્ પટ્ટ શિષ્ય પીર ગરીબનાથ સાથેના સંબંધને લીધે તથા કનફટ્ટા પીરના ઉદ્ભવ સ્થાન ધીણોધર મઠની સ્થાપના માટે કચ્છમાં રા' રાયધણનું નામ વધારે સારી રીતે યાદ રહ્યું છે. એમ જણાય છે કે રા' રાયધણને કેટલાક જતોની ટોળીઓ ત્રાસ આપી રહી હતી. તેને તાબે કરવામાં રાયધણ ગરીબનાથની ગેબી શક્તિનો ઉપયોગ કરવા માગતો હતો. જત લોકો લાખો–લાખિયારના સમય પહેલાં આવ્યા હતા. આ લોકો જેમ તેના અનુગામી રાયધણને સતાવી રહ્યા હતા, તેમ લાખાને પણ સામે થયા હતા કે નહિ, તે બાબત કાંઇ આધાર મળતો નથી. એમ જણાય છે કે તેઓ ખલીફાના સમયમાં જ ધર્માંતર થયેલા સિંધના મુસલમાનો હતા. કારણ કે તેમને પીર ગરીબનાથ જેવા પવિત્ર હિન્દુ સંત પ્રત્યે બિલકુલ આદર ન હોતો. પીર ગરીબનાથ જ્યારે તપશ્ચર્યા કરતા હતા, ત્યારે જત લોકોના છોકરાઓ તેમના પવિત્ર શરીર પર આંબાની ગોટલીઓ ફેંકતા હતા, તેમને તેઓ રોકતા નહિ. આથી પીરે પોતાની બધી શક્તિનું રાયધણમાં જ આરોપણ કર્યું. અને તેની મદદથી રાયધણે જતોને સંપૂર્ણ રીતે તાબે કર્યા. આ બનાવ એક કચ્છી દુહામાં સારી રીતે યાદગાર બન્યો છે. દુહાનો સારાંશ એમ છે, કે ગરીબનાથ પોતાના મુખથી બોલ્યા, "દગાખોર જતોને હાંકી કાઢીને, રાયધણને રાજ્ય આપ્યું." આના બદલામાં ધીણોધર

જાગીરને રાયધણે બક્ષિસ તરીકે જમીન આપી. કનફટ્ટા પીરોને જે બક્ષિસો મળી છે, તેમાં આ બક્ષિસની સૌથી પહેલી નોંધ જોવામાં આવે છે.

પીરશ્રી ગરીબનાથ અને તેના પ્રતાપી ગુરુ ધોરમનાથની કીર્તિ માત્ર અલૌકિક સિદ્ધિઓના પરચા બતાવનાર તરીકે કચ્છમાં ગવાય છે એટલું જ નહિ, પણ "કનફટ્ટા" સંપ્રદાયના આદિ પુરુષ તરીકે પણ તેઓ પ્રખ્યાત છે. દંતકથાઓ પ્રમાણે તો ધોરમનાથ સમગ્ર હિન્દમાં પ્રખ્યાત હતા. અને તપશ્ચર્યા કરવા માટે એકાંત સ્થળની શોધ કરતા કરતા કચ્છમાં આવી ચડ્યા હતા. તેમણે માંડવીની નાળને કાંઠે આવેલ રાયપુર બંદર (હાલનું રાયણ) પાસે એક ઝાડ નીચે પોતાનું આસન રાખવાનું નક્કી કર્યું. આ સ્થળે હાલે તો રાયણ નામનું એક નાનું ગામ હસ્તી ધરાવે છે. પણ ભૂતકાળમાં તે એક આબાદ શહેર હતું, એમ તેનાં ખંડેરો પરથી જોઇ શકાય છે. ત્યાંથી જે જૂના ઇન્ડો-પાર્થીઅન સિક્કાઓ મળી આવે છે, એ પરથી ખાતરી થાય છે, કે હાલે તો આ ગામ દરિયાથી ઘણે જ દૂર છે, પરંતુ ભૂતકાળમાં ત્યાં ધીકતો દરિયાઇ વ્યાપાર ચાલતો હશે. ધોરમનાથજીનું જ્યારે કચ્છમાં આગમન થયું ત્યારે રાયપુર ઉપર ચાવડા વંશના સરદારો રાજ્ય કરતા હતા, અને સ્વાભાવિક રીતે જ શ્રી ધોરમનાથજીએ તેમની પાસેથી યોગ્ય સન્માનની અપેક્ષા રાખી હતી. નિશ્ચિત કરેલી ૧૨ વરસની તપશ્ચર્યા ધોરમનાથજીએ શરુ કરી, તેમની જરૂરિયાતો પૂરી પાડવાની જવાબદારી તેમના શિષ્ય ગરીબનાથ ઉપર હતી. પણ રાયપુરના લોકો એ મહાન તપસ્વી પ્રત્યે એટલા તો વિવેકહીન થયા, કે ગરીબનાથને અન્નની ભિક્ષા મેળવવામાં પણ નિરાશ થવું પડતું. ગુરુનું તથા પોતાનું શરીર ટકાવી રાખવા પૂરતું અનાજ ખરીદ કરવા માટે પણ તેને જંગલમાંથી લાકડાં કાપી, વેચવાની ફરજ પડતી. આખા શહેરમાં ફક્ત એક જ સ્ત્રી હતી, જે આ ગુરુ-શિષ્ય પ્રત્યે દયાની લાગણી ધરાવતી હતી. અને કાંઇ પણ મહેનતાણું લીધા વગર તેમને રોટલા બનાવી આપતી હતી. જ્યારે અનાજ ઓછું મળ્યું હોય ત્યારે પોતાના ઘરમાંથી પણ રોટલા આપતી હતી, ગુરુ ધોરમનાથજીએ જ્યારે તપશ્ચર્યા પૂર્ણ કરી, ત્યારે જ તેમને શિષ્યે ભોગવેલી વિટંબણાઓ જાણવામાં આવી. તેમના ઉપર ઉપકાર કરનાર તે દયાળુ બાઇને રાયપુર શહેર સત્વરે છોડી જવા આજ્ઞા કરી, અને ક્રોધાવેશમાં આવી જઇ, ઇતિહાસમાં પ્રખ્યાત થયેલો તેમનો શ્રાપ "પટ્ટણ સબ ડટ્ટણ" ઉચ્ચાર્યો. આ પરથી રાયપુર તદ્દન ઉજ્જડ બની ગયું. તેનાં આલીશાન મકાનો જમીનદોસ્ત થયાં, અને લોકો ત્યાંથી નીકળી જે સ્થળે હાલે માંડવી બંદર છે, ત્યાં જઇ વસ્યા. ભૂતકાળમાં જ્યાં રાયપુર જેવું એક આબાદ બંદર હતું, ત્યાંથી દરિયો હાલે કેટલો દૂર જતો રહ્યો છે, એ બતાવી, કચ્છી લોકો ઉપરની વાતને સમર્થન આપે છે. ગુરુ ધોરમનાથે ભૂકંપ સર્જી રાયપુર શહેરનો નાશ કર્યો. અને રાયપુર પાસેની નાળને સૂકવી નાંખી, એ બાબત તેઓને જરા પણ શંકા નથી.

ધોરમનાથના નામ સાથે આ ભૂકંપનો બનાવ જોડવા ઉપરાંત બીજા પણ તેવા પ્રસંગો નોંધાયા છે. પોતાના પગ પરથી રાયપુરની રજને પણ ખેરવી નાંખીને, ધોરમનાથજીએ અન્ય પવિત્ર સ્થળની શોધ કરી, અને ધીણોધરના શિખર ઉપર તેમને યોગ્ય સ્થળ મળ્યું,

કે જ્યાંથી બન્નીના રણુનો વિસ્તાર જોઇ શકાય છે. અહીં તેમણે બીજાં ૧૨ વરસ વિશેષ ઉગ્ર તપ આદર્યું. આ તપ માટે એક પથ્થરની શિલા ઉપર શંકુ આકારનો નાનો પથ્થર ગોઠવી, તે ઉપર તેમણે શીર્ષાસન કર્યું. આથી તેમને એટલી તો સિદ્ધિઓ વરી, કે દેવતાઓ તેમને તે તપ છોડવા વીનવણી કરવા લાગ્યા. મહાત્માએ જવાબ આપ્યો, કે જો હું તપ અધૂરૂં મૂકું તો જે સ્થળ પર મારી પ્રથમ નજર પડશે તે પ્રદેશ બળી ખાક થશે. દેવોએ આ મુશ્કેલીનો તોડ કાઢી, તેને ઉત્તર તરફના દરિયા ઉપર નજર ફેંકવાનું કહ્યું. એમ થતાં આ દરિયો એકાએક સૂકો બની ગયો અને વહાણો તથા દરિયાઈ જીવ-જંતુઓ કાદવ–કીચડમાં લાચાર બની નાશ પામ્યાં. તુરત જ ગુરુ ધોરમનાથ નીચે ઊતર્યા. તળેટીમાં જાગીરની સ્થાપના કરી, અને કચ્છમાં કનફટ્ટા સંપ્રદાયની સ્થાપના કરી સ્વર્ગે સિધાવ્યા.

આ દંતકથામાં કાંઇક તથ્ય દેખાય છે. કારણ કે સંભવિત છે કે ધોરમનાથ કચ્છમાં આવ્યા ત્યારે કેરા અને પદ્ધરગઢમાંથી સમા વંશના રાજવીઓની સત્તા લોપ પામી હોય. અને ચાવડા વંશનું રાજ્ય કચ્છમાં પુનઃ સ્થાપિત થયું હોય. ધોરમનાથનું કચ્છમાં આ સમયે આગમન થયું ત્યારે કચ્છના ભૂસ્તરમાં ગણનાપાત્ર ફેરફારો થઇ રહ્યા હતા. કચ્છની ઉત્તરે આવેલો દરિયો તેથી સુકાઇ ગયો હતો અને રણુ બન્યું હતું. આ બધા ફેરફારોની અસર માંડવી પાસેની જમીનની સપાટી ઉપર પણ એટલી જ ચોંકાવનારી થઇ હોય એ બનવા જોગ છે.

દંતકથાઓમાં સાધારણ રીતે જેમ બને છે તેમ, આ બનાવને પણ સંત ધોરમનાથનાં આગમન સાથે જોડી દેવામાં આવે છે. વળી ગરીબનાથ તો ખરેખર એક ઐતિહાસિક પાત્ર હતા, અને તે ક્યા સમયમાં થઇ ગયા, તે બાબત વ્યાજબી અનુમાન પણ થઇ શકે તેમ છે. તે ધોરમનાથના મૃત્યુ બાદ કનફટ્ટા જાગીરની ગાદીએ આવ્યા હતા એ નિર્વિવાદ છે, એટલે ધોરમનાથ પણ બારમી સદીમાં થઇ ગયા એમ કહેવામાં વાંધો નથી. કનફટ્ટા સંપ્રદાયની પરંપરા પ્રમાણે આ સંપ્રદાયની સ્થાપના ઇ. સ. ૯૪૪ માં થઇ છે. આ જ બાબતની બીજી નોંધોમાં જામ હમીરજી (ઇ. સ. ૧૪૭૨–૧૫૦૬) સંબંધી એક દંતકથા પ્રમાણે ગરીબનાથ ૧૫ મી સદીમાં હતા. પણ આ બન્ને પૈકી એક પણ તારીખ રતા રાયધણના ગરીબનાથ સાથેના અગાઉ વર્ણવેલ પ્રસંગ સાથે બંધ બેસતી થતી નથી. તેવી જ રીતે રાયધણે જાગીરને જે બક્ષિસ આપી હતી, અને જે સૌથી પહેલી જ બક્ષિસ તરીકે નોંધાયલી છે, તેની સાથે પણ ઉપરની તારીખ મળતી આવતી નથી.

જે શિખરની ટોચ ઉપર ગુરુ ધોરમનાથે પોતાની ઉગ્રતમ અને આખરી તપશ્ચર્યા કરી હતી, ત્યાં બંધાયેલ એક નાના અને આડંબર રહિત મંદિરમાં આ સંપ્રદાયના સાધુઓ હજુ પણ પૂજન–અર્ચન કરે છે. આ જાગીરને કચ્છ રાજ્ય તરફથી જે આર્થિક સહાય મળતી રહી છે, તેને લીધે તેઓ આલીશાન મકાનો બંધાવી શક્યા છે. અને મંદિરો, જાગીરનાં મકાનો, તથા ભૂતપૂર્વ ગાદીપતિ પીરોની સમાધિઓને ફરતી ઊંચી મજબૂત દીવાલો બાંધી સિંધ તરફથી તે વખતે આવતા લુંટારાઓ સામે તેને સુરક્ષિત

પણ રાખી શક્યા છે. આ સંપ્રદાયના સાધુઓ માટે બ્રહ્મચર્ય વ્રત આવશ્યક છે. તેથી તેમના તરફથી નાની ઉંમરના કે અનાથ છોકરાઓને શિષ્યો તરીકે લેવામાં આવે છે. સાધારણ રીતે ગાદીપતિ પીર પોતાના કામકાજમાં બીજા બે ચેલાઓને હંમેશાં સાથે રાખે છે. તેના મૃત્યુ બાદ તે બેમાંના એકની પસંદગી અનુગામી પીર તરીકે કરવામાં આવે છે. અગાઉના સમયમાં ગાદીનશીન થતા પીરને કચ્છના રાજા જાતે શિરપાવ પહેરાવતા. પરંતુ બદલાયેલા રાજ્યતંત્રમાં ગાદીધારીની ઔપચારિક ઢબે સ્વીકૃતિ જ કરવામાં આવે છે.

આ સંપ્રદાયના અનુયાયી સાદું જીવન ગુજારે છે. લોકકલ્યાણની ઊંડી ભાવના ધરાવે છે, અને પોતાની જાગીરની સારી એવી આવકનો જાગીરમાં આવતા યાત્રીઓ ઇત્યાદિને ભોજન આપવામાં કે તેવી પ્રવૃત્તિઓ માટે ઉપયોગ કરે છે. ચોવીસે કલાક મોટી દેગોમાં ભોજન તૈયાર થતું જ રહે છે. અત્રે આવેલ કોઇ પણ વ્યક્તિની પરોણાગત થયા વગર રહેતી નથી. સવારે અને રાત્રે નિયત કલાકે એક ઘંટ વગાડવામાં આવે છે, અને બુલંદ અવાજથી એક સાધુ ચારે દિશાએથી પથિકોને અન્ન તથા આશ્રય લેવા અંદર આવવા આમંત્રે છે. ઉચ્ચ વર્ણના અતિથિઓને કાચું સીધું અપાય છે, તથા ભોજન બનાવવાની બધી સુવિધાઓ પણ પૂરી પાડવામાં આવે છે. બાકીનાઓને તેમના સામાજિક કે ધાર્મિક સ્થાન પ્રમાણે વાડીમાં કે કોઇ મોટા મંડપમાં જમાડવામાં આવે છે.

આ સંપ્રદાયના સાધુઓ સાધારણ હિન્દુઓની ઢબે પોષાક પહેરે છે. કાષાય રંગનો ડગલો તથા નીચે તેજ રંગનું આડિયું પહેરે છે. પીરશ્રી પોતાના દરજ્જાને અનુરૂપ રેશમી પાઘડી પહેરે છે. એક ભગવા રંગની પછેડી પણ વીંટે છે, હાથ પર એક શાલ લટકાવે છે, અને પગમાં લાકડાની ચાખડી પહેરે છે. ખાસ પ્રસંગોએ તે જે આભૂષણો પહેરે છે તે બધાં સોનાનાં બનાવેલાં હોય છે. આ બધાં આભૂષણો તેમ જ ગેંડાનાં શીંગડાંમાંથી બનાવેલી સિસોટી જે તેની ડોકમાં લટકતી હોય છે, તે બધાં બહુ પ્રાચીન છે. બધા સાધુઓના તેમજ પીરના કાનમાં એવી રીતે ચીરા પાડવામાં આવે છે, કે જેથી તેમાં તેઓ શીંગડાંનો, કાચનાં કે અકીકનાં બનાવેલાં બહુ જ મોટા કદનાં "કક્કલ" પહેરી શકે. આ પહેરવાથી તેમના કાન ફાટીને ઘણા જ બેડોળ બની જાય છે. દાન-શીલતા તથા સૌમ્ય જીવન માટે સમાજમાં તેઓ બહુ આદર પામે છે. પોતાની જાગીરની બહાર પણ પીરને ઘણું માન મળે છે. તેઓની મિલકતનો વહીવટ હવે તેમની વતી સરકાર કરે છે. એટલે ચોક્કસ બજેટની મર્યાદામાં રહીને હવે તેઓને પોતાની પ્રવૃત્તિઓ ચલાવવી પડે છે. આટલા નિયંત્રણ સિવાય તેઓને પોતાની પ્રાચીન પ્રણાલિકા પ્રમાણે રહેવા દેવામાં આવે છે. તેઓની સખાવતી કાર્યવાહીમાં સરકારની દસ્ત-અંદાજી થતી નથી. આવી પરોપકારી પ્રવૃત્તિઓની કદર જાગીરની આસપાસનાં સ્થળોમાં તથા મુસાફરોમાં તો બહુ જ થાય છે. આ સંપ્રદાયીઓ પોતાના આદિ ગુરુ ધોરમનાથ તથા તેના મહાન શિષ્ય ગરીબનાથે ચીંધેલ માર્ગે ચાલવામાં બહુ ગર્વ અનુભવે છે. તેઓના કહેવા પ્રમાણે રતા રાયધણને કચ્છનું રાજ્ય અપાવનાર ગુરુ ધોરમનાથ જ હતા.

સ્થાનિક વૃત્તાંતો પ્રમાણે રાયધણનું મૃત્યુ ઇ. સ. ૧૨૧૫ આસપાસ થયું, ત્યારે તેના રાજ્યની વહેંચણ તેના ચાર કુંવરો વચ્ચે કરવામાં આવી. જ્યેષ્ઠ કુંવર દેદાને કંથકોટ તથા આસપાસનો વાગડનો વિસ્તાર આપ્યો. અને બીજો કુંવર ઓઠા કે જે તેના પિતાનો માનીતો કુંવર કહેવાતો હતો, તેને લાખિયાર વીરામાં ચાલુ રાખ્યો. પશ્ચિમ કચ્છમાં તેરા નજીક આવેલું બારા ગામ ત્રીજા કુંવર ગજણને અપાયું. અને ચોથો કુંવર હોથી, કે જે બીજી રાણીને પેટે જન્મ્યો હતો, તેને પુનડી નજીક બાર ગામની એક જાગીર આપવામાં આવી. આ વહેંચણથી ભાઇઓ–ભાઇઓમાં બહુ કડવાશ પેદા થઇ. ખાસ કરી ઓઠા પ્રત્યે જે પક્ષપાત બતાવવામાં આવ્યો હતો, તેથી બધા નારાજ થયા હતા. ઓઠા અને ગજણના વંશજો વચ્ચે વરસો સુધી સંબંધો ઘણા ખરાબ રહેતા આવ્યા હતા. તેનું કારણ કચ્છી ઇતિહાસકારોના મત પ્રમાણે એ જ હતું, કે મોટા કુંવર દેદાનો હક્ક ડુબાડી, રાજ્યધાનીનું શહેર બીજા કુંવર ઓઠાને આપવામાં આવ્યું હતું. જેમ જેમ વરસો પસાર થતાં ગયાં તેમ તેમ ઓઠાના વંશજો પોતાને ટિલાયત તરીકે મનાવવા લાગ્યા અને ભુજની ઇશાને આવેલ અજાપુર ગામમાં તેઓ પોતાની રાજધાની લઇ ગયા. આ ગામને હબાય પર્વતની તળેટીનું કુદરતી રક્ષણ હતું.

જાડેજા રાજ્યના ભાટ–કવિઓએ ત્યારથી ઓઠાના વંશજોને કચ્છના રાજવીઓ તરીકે બિરદાવ્યા, અને એ જ વંશમાંથી કચ્છના હાલના મહારાઓ ઊતર્યા છે. દેદા અને ગજણ વંશનો જોઇએ તે કરતાં ઓછો ઉલ્લેખ તેમણે કર્યો છે. પણ વખતો–વખત રાયધણજીના મુખ્ય ત્રણે કુંવરોના વંશજોમાં વેર વધતાં ગયાં તેનું પ્રમાણ કોઇ કોઇ વખત તો એટલું વધી જતું, કે રાજકવિઓને તો ઓઠાના ભાઇઓના વંશજોનાં પરાક્રમો તરફ પણ ધ્યાન આપવું પડતું.

ત્રણે કુંવરોના વંશ (હોથીના વંશજો એટલા પ્રખ્યાત નથી બન્યા.) માં શૂરવીર જાડેજા સરદારો પાકયા છે. અને કુંટુંબના કુસંપમાંથી ઉત્પન્ન થયેલા કજિયાઓ તેમણે પણ પોતાના પૂર્વજો જેટલા જ અનૂનથી કાયમ રાખ્યા જણાય છે. આવા કુટુંબ–કુસંપના કજિયાઓ એક જ વંશના વંશજોમાં જેવી રીતે High Lands of Scotland માં થતા હતા, તેવા જ અનૂનથી અત્રે થયા. ૧૩–૧૪ અને ૧૫ મી સદીનો કચ્છનો ઇતિહાસ ધાડો, લૂંટો, ચોરીઓ, ખૂનખાર અપાઝપીઓથી જ ભરેલો છે. જેની સરખામણી તે જ કાળમાં સ્કોટલેન્ડમાં થઇ ગયેલા મેકલીઓડસ અને મેકડોનલ્ડ વચ્ચે 'સ્કાઇ'ના કબજા માટે ચાલેલી ખૂનખાર લડાઇઓ સાથે કરી શકાય તેમ છે.

કચ્છના ભૂસ્તરમાં અગિયારમી કે બારમી સદીના સમયમાં થયેલા કુદરતી ફેરફારોએ, કચ્છની ઉત્તરે અને પૂર્વે જ્યાં વહાણો ચાલી શકે તેટલાં ઊંડાં પાણી રહેતાં હતાં, તે પ્રદેશોને જિંદગીને જોખમે ઓળંગી શકાય એવા રણના વિસ્તારમાં બદલાવી નાખ્યા. તેને લઇને કચ્છ ઘણે અંશે અલગ મુલક બની રહ્યો. તેની પશ્ચિમ અને ઉત્તરમાં સિંધ, ઇશાન ખૂણે અને પશ્ચિમ દિશામાં ગુજરાત અને સૌરાષ્ટ્ર આવેલ છે. આ પ્રદેશોને

જમીનના વિસ્તારથી જોડતો પૂલ થવાને બદલે કચ્છ એક અલગ પ્રદેશ બની ગયો, અને તેથી ત્યાંની અવરજવર મુશ્કેલ બની ગઈ.

કચ્છમાં મોટી સંખ્યામાં બન્ને બાજુએથી હિજરતીઓ આવતા થયા, પણ આ પ્રદેશ કોઈ મહાન વિજેતાને સદાને માટે વસવાટ કરવા લલચાવી શકે તેવો સમૃદ્ધ પ્રદેશ ગણાતો ન હતો.

સને ૧૨૯૮માં અલાઉદ્દીન ખિલજીના લશ્કરી સરદારોએ ગુજરાતના અણહિલવાડ રાજ્યનો નાશ કર્યો, ત્યારે ગુજરાત દિલ્હીના બાદશાહોની સત્તા હેઠળ એક પેટા રાજ્ય બની રહ્યું હતું. તેનો કારભાર દિલ્હી તરફથી નીમાયલા શાહી સૂબાઓ મારફત થતો હતો. એ ચોક્કસ છે કે દિલ્હીના જૂના સાર્વભૌમ સત્તાધીશોને અથવા તેમના વંશજોને કચ્છ ખંડણી ભરતું હશે, અથવા તેમની તાબેદારી સ્વીકારતું હશે. એમ પણ ચોક્કસ છે કે દિલ્હીની શહેનશાહત તરફથી આ દૂર આવેલા અને છૂટી છૂટી થોડી વસતીવાળા મુલક ઉપર કંઈ અસરકારક હકૂમત ચલાવાતી નહિ હોય, તેથી જાડેજાની સત્તા કચ્છમાં ધીમે ધીમે વધતી રહી.

આ જાડેજાઓ વચ્ચે ઐક્ય ન હતું. અને મુખ્ય ત્રણ જાડેજા વંશના જાગીરદારો પોતપોતાના બાંધેલા જુદા જુદા ડુંગરી કિલ્લાઓની અંદર ખરેખર સ્વતંત્ર રીતે વર્તતા રહ્યા હતા. પણ આ ભાયાતો કોઈ ચોક્કસ હેતુસર એકત્રિત બનતા હતા. જેમકે તેરમી સદીમાં કચ્છમાંથી કાઠીઓને હાંકી કાઢવા તેઓ એકત્રિત બન્યા હતા. કાઠીઓ ત્યાર બાદ રણની બીજી બાજુ જઈ વસ્યા. તે મુલક ત્યારથી કાઠિયાવાડ કહેવાય છે. જાડેજાઓ ઉપર કચ્છમાં આક્રમણ થયાં નહિ, કારણ કે કચ્છ એવો મુલક ન હતો, કે જ્યાં તેઓ જેહાદ ખેલે. જો કે સમા રાજપૂતો પોતાને હિન્દુધર્મના ચુસ્ત અનુયાયી માનતા હતા પણ ઐતિહાસિક દૃષ્ટિએ તેમ ન હતું. ખરેખર તો તેઓમાં ધાર્મિક સહિષ્ણુતા હતી, અને હિન્દુધર્મ અને ઇસ્લામ બંનેને તેઓ સરખું માન આપતા હતા. ધર્મચુસ્ત મુસલમાનો સાથે ભળવામાં તેમને કંઈ મુશ્કેલ ન જણાતું. તેઓ શાહી સલ્તનતના મુસલમાન સરદારોથી સારો સંબંધ રાખતા. કારણ તેમના ઘણા રીત–રીવાજો સૈકાઓના પરિચયને કારણે ઇસ્લામ સંસ્કૃતિની અસરવાળા હતા.

મુસલમાન ધર્મના પ્રચારથી પણ પહેલાં તેમની કુળદેવી આશાપુરા દેવીનું પૂજન અને ભક્તિ કરવાની સમા વંશની રીત હતી. તે પણ તેઓ સહજ અને સહેલાઈથી કરતા હતા. તેઓ હિન્દુધર્મના સાધુ–સંતોનો અને મુસલમાન ઓલિયાઓનો સમાન ભાવથી આદર કરતા. કારણ કચ્છ બન્ને ધર્મના પ્રખર સંત પુરુષોની તપોભૂમિ રહેલ છે. આના પરિણામે કચ્છ રણ પારના પ્રદેશોના રાજ્યકારણમાં તદ્દન ઓછો ભાગ લેતું. હિન્દુ અને મુસલમાન બન્નેને રક્ષણ આપતું. કોઈ આક્રમણ કરનારને લૂંટ કે ખજાના માટે આકર્ષણ કરે તેવું સ્થળ ન હતું. વધારામાં તદ્દન સ્વતંત્ર મુલક તરીકે વર્તાવ કરી નજીકના રાજવીઓનું માનભંગ થાય તેવી હરીફાઈથી તે દૂર રહેતું, તેથી તે ઘણે અંશે અલગ જ રહેવા પામ્યું. પરંતુ મુખ્ય ભૂમિ સાથેનો વ્યવહાર તદ્દન બંધ પડી ગયો હોય એમ

ન હતું. ૧૪ મી સદીના આરંભમાં જ્યારે અલાઉદ્દીન ખિલજીના લશ્કરે સિંધમાંથી સમાઓનો પરાજય કરી, તેમની રાજધાની તૂર શહેરનો નાશ કર્યો ત્યારે સિંધમાં વણસેલી પરિસ્થિતિથી બચવા ફરીથી સમાઓ અને સંભવ છે કે સૂમરા કુટુંબો પણ સિંધ છોડી કચ્છ આવવા લાગ્યાં. બારાના જાગીરદાર ગજણના પ્રપૌત્ર અબડા વિષે એક કચ્છી દંતકથા ચાલે છે, કે સૂમરા રાજવંશની કેટલીક સૂમરીઓ સિંધથી નાસી, કચ્છ તરફ જતી હતી, તેની પૂંઠે પડેલા અલાઉદ્દીન ખિલજીના લશ્કરની એક ટુકડીને અબડાએ શિકસ્ત આપી હતી અને સૂમરીઓને બચાવી લીધી હતી.

સુલતાનના મૃત્યુ બાદ તુરત જ સિંધ અને ગુજરાતના સૂબાઓએ દિલ્હીની સત્તા સામે બંડ કર્યાં, અને મહમદ બિન તઘલખ દિલ્હીની ગાદીએ આવ્યો ત્યાં સુધી આ બન્ને પ્રદેશો ઉપર દિલ્હીનું વર્ચસ્વ પાછું આવ્યું ન હતું. લોઅર સિંધમાંથી જે સમાઓ કચ્છ તરફ પ્રયાણ કરી ગયા ન હતા તેઓને હવે સૂમરાના જુલમમાંથી મુક્તિ મળી, એટલે તેમણે પોતાનું અલગ રાજ્ય સ્થાપ્યું, અને ઠઠ્ઠામાં રાજધાની બનાવી, તેમના મોવડીએ જામનું પુરાણું ઉપનામ ધારણ કર્યું. સમાની જે શાખા આ પ્રમાણે સિંધમાં સ્થિર થઇ, તેણે કચ્છ તરફ દેશાંતર કરી ત્યાં જ સત્તારૂઢ થયેલા સમાઓ કરતાં મુસલમાન ધર્મનો વધારે ચુસ્તપણે અંગીકાર કર્યો જણાય છે, પરંતુ આ બન્ને શાખાઓએ પોતાની વંશપરંપરાગતની ધાર્મિક સહિષ્ણુતા એકસરખી રીતે જાળવી રાખી હતી એમ જણાય છે. કચ્છી અને સિંધી સમાઓ વચ્ચે "જેહાદો" થઇ નહોતી. તેવી જ રીતે કચ્છની ભૂમિ ઉપર પણ ધર્મના ઓઠા હેઠળ ધાર્મિક યુદ્ધો પણ થયાં ન હતાં. મલિક તાગીની પૂંઠે સિંધ ઉપર જ્યારે મહમદ તઘલખ ઈ. સ. ૧૩૫૧ માં ચડી આવ્યો ત્યારે સમાઓથી સિંધમાં રહી શકાશે નહિ, એમ તેમને ખાતરી થઇ, અને તેઓને કચ્છમાં સારૂં આશ્રય સ્થાન મળ્યું. મજકૂર મલિક તાગીએ ગુજરાતમાંથી શાહી સત્તાને ઉથલાવી નાંખી હતી, પણ તે પાછળથી હાર પામ્યો, અને તેણે સિંધમાં આશ્રય લીધો.

સુલતાન મહમદ ઠઠ્ઠા તરફ કૂચ કરતાં રસ્તામાં જ મૃત્યુ પામ્યો, અને શાહી લશ્કરને સમાઓએ સારી રીતે ટૂંકું કરી નાખ્યું, જેથી તત્કાળ પૂરતો ભય સિંધ પરથી પસાર થઇ ગયો.

તે પછી સુલતાન ફિરોઝશાહ તઘલખે મહમદના લશ્કરની હાર બદલ વેર લેવા નિશ્ચય કર્યો, અને ઘોડેસવાર તથા હાથીઓવાળા એક પ્રચંડ લશ્કર સહિત ઠઠ્ઠા તરફ તે કૂચ કરી ગયો. સિંધુ નદીના ત્રિકોણ પ્રદેશમાં લશ્કરી કાર્યવાહીઓ સહેલાઇથી થઇ શકે, તે માટે તેણે પોતાની સાથે હોડીઓ પણ રાખી હતી, પરંતુ સિંધી અને કચ્છી નાવિકોની બરાબરી કરી શકે તેવા તેની પાસે ખલાસીઓ નહોતા. ઠઠ્ઠાના જામે પોતાનો બચાવ એટલો તો બહાદુરીથી કર્યો, કે સુલતાને જીતની આશા છોડી દીધી, અને ગુજરાત (જે ફરીથી પૂર્ણ શાહી વર્ચસ્વ નીચે આવી ગયું હતું.) પાછો ફરી, વધારે બળવાન લશ્કર સજ્જ કરવા તેણે નિશ્ચય કર્યો, પાછા ફરતી વખતે કચ્છના સમાઓ કે જેમણે પોતાના સિંધના ભાયાતોને સુલતાનને હડાવવામાં મદદ કરી હતી, તેને બદલો દેવાની

સુલતાનની ઇચ્છા થઇ. પરંતુ રણના કાદવ–કીચડમાંથી પસાર થવામાં તેના લશ્કરને ભયંકર વિપત્તિઓમાંથી પસાર થવું પડયું હતું. આથી તેમાંના અસંખ્ય માણસો માર્યા ગયા અને ફક્ત નામનું લશ્કર જ પેલે પાર ઊતરવા પામ્યું. સુલતાન પોતે તો તદ્દન માર્ગ ભૂલી ગયો, અને ઘણા દિવસો સુધી તેના કશા સમાચાર મળ્યા નહિ. કચ્છના રણ મારફત પસાર થતા તેના લશ્કરનો આવી રીતે નાશ થયો હતો, તેની આવી નોંધ પહેલી જ હતી. ત્યાર બાદ પણ આ જ પ્રકારના અનુભવ રણ ઓળંગતાં થયા છે.

કચ્છ પર આક્રમણ કરનારને રણને લીધે જે અનહદ મુશ્કેલીઓ અને જોખમો વેઠવાં પડે છે, (ખાસ કરીને ગુજરાત અને સિંધને લગતી સરહદો વચ્ચે) તેને લીધે કચ્છ એક દૂરદૂરનો પ્રદેશ છે, એવી કચ્છની નામના વધારે દૃઢ થતી ગઈ.

સુલતાન ઇ. સ. ૧૩૬૩ ની આસપાસ વધારે સહીસલામત રસ્તે પાછો ફર્યો, અને ઠઠ્ઠાના જામને દિલ્હીની શરણાગતી સ્વીકારવા ફરજ પાડી. થોડા સમય બાદ જ જામે દિલ્હી સલ્તનતને ખંડણી ભરવાની શરત સ્વીકારી, અને તેને પાછો પોતાના રાજ્યનો કારભાર સોંપવામાં આવ્યો. સમા વંશનું રાજ્ય લોઅર સિંધમાં ૧૬ મી સદી સુધી એકધારૂં ચાલું રહ્યું. તેમના કચ્છી સમાઓ સાથેના સંબંધો સારા રહ્યા હતા, અને પહેલા મોગલ શહેનશાહ બાબર (મરણ ઇ. સ. ૧૫૩૦) ના સમયમાં ઠઠ્ઠાનું રાજ્ય આરગણ રાજાઓએ કબજે કરી લીધું ત્યારે જામવંશનો છેલ્લો રાજા જામ ફિરોઝ નાસીને કચ્છમાં આશ્રય માટે આવ્યો હતો.

સૌરાષ્ટ્રની બાજુએથી કચ્છ આવવું–જવું વધારે સહેલું હતું. ફિરોઝશાહ તઘલખના વંશના બાદશાહોમાં પ્રમાદ અને મોજશોખને લઇને સડો દાખલ થતો જવાથી દિલ્હીની શહેનશાહત નબળી પડતી ગઇ, અને ગુજરાતના સૂબા ઝફરખાને ઇ. સ. ૧૩૯૬ માં "મુઝફ્ફરશાહ" નામ ધારણ કરી પોતાને સ્વતંત્ર બાદશાહ તરીકે જાહેર કર્યો, અને અણહિલવાડના જૂના રાજ્ય પર પોતાની સત્તા જમાવવાનું શરુ કર્યું. ઇ. સ. ૧૪૧૦ માં વાગડ પર સત્તા જમાવવા નિશ્ચય કર્યો અને કંથકોટના કિલ્લાનો રાજવી, જે હજી સુધી દેદાના વંશનો જ હતો તેને તાબે થવા ફરજ પાડી. પણ કચ્છના બીજા વિસ્તારોને તેણે તાબે કર્યા હોય તેવું કંઇ જણાતું નથી. એટલું ખરૂં કે કચ્છ અને અણહિલ પાટણનો જૂનો સંબંધ તેણે ફરી ચાલુ કર્યો, અને આ સંબંધ, તેના (મુઝફ્ફરશાહના) પૌત્ર અને અનુગામી વારસ બાદશાહ અહમદશાહે અણહિલ પાટણના જૂના પાટનગરને તજી દઇ અમદાવાદ નામનું નવું શહેર (જે હજી ગુજરાતનું રાજધાનીનું શહેર છે.) વસાવ્યું, ત્યાં સુધી ચાલુ રહ્યો.

આ વંશનો સૌથી મોટો બાદશાહ સુલતાન મહમદ બેગડો થયો. (ઇ. સ. ૧૪૫૮-૧૫૧૧) આ ઉપનામ તેને બે મોટા પ્રખ્યાત ડુંગરી કિલ્લા ગિરનાર અને ચાંપાનેર જીતી લેવાને કારણે મળ્યું હતું. તેણે વિચાર્યું કે ગુજરાતની સત્તા જ્યાં નામની જ ચાલતી હતી, તેવા કચ્છ પ્રદેશમાં પોતાની સત્તા સ્થાપવાનો હવે અનુકૂળ સમય આવ્યો છે. કાઠિયાવાડ તેના તાબામાં હતું. ત્યાંના વ્યાપારીઓને તે ઘણો આશ્રય આપતો હતો. અને

તુરત તે સમજી ગયો, કે તેના રાજ્યની આબાદીનો આધાર ગુજરાત અને સૌરાષ્ટ્રના દરિયા કાંઠાના પ્રદેશમાં તેમજ આસપાસના સમુદ્ર પર કાયદો અને સુવ્યવસ્થા જળવાય તેના ઉપર જ છે. આ ઉદ્દેશથી તેણે એક બળવાન દરિયાઈ કાફલો વ્યવસ્થિત રીતે ઊભો કર્યો, અને તેની સત્તાથી દ્વારકા અને કચ્છના ચાંચિયા લોકોની દરિયાઈ લૂંટફાટ દાબી દીધી. કચ્છ પરનાં આવી જાતનાં આક્રમણો, કચ્છના ચાંચિયા લોકોને, આસપાસના દરિયામાં હરાવી, નસાડી મૂકવાના ઇરાદાથી કરવામાં આવ્યાં હતાં, કે તે ઇસ્લામ ધર્મ ફેલાવનાર અને ધર્માંતર કરાવવામાં નિષ્ણાત હતો તેથી કચ્છમાં મુસલમાન ધર્મના પ્રસાર માટે પૂરતી અનુકૂળતા છે કે નહિ, તે જાણવા માટે કરવામાં આવ્યાં હતાં, તે ચોક્કસ નથી. એટલું તો ચોક્કસ છે, કે ઇ. સ. ૧૪૭૨માં ઉચ્ચ પ્રકારની તાલીમ પામેલા ૩૦૦ ઘોડેસવારના લશ્કરથી તે વાગડમાં ઊતર્યો; અને ત્યાંના ભાયાતી લશ્કરોએ ખાસ કરીને તીર કામઠાંથી તેનો સામનો કર્યો અને તેને હરાવ્યો. આટલા ઘોડેસવારોની નાની ફોજથી લડાઇ કરીને તે આખા કચ્છનો કબજો મેળવી શકે તેમ તો નહોતું. આ સમય સુધીમાં લગભગ દરેક ટેકરી ઉપર ગઢ બાંધી, કોઇ ને કોઈ નાના મોટા ગરાસીઆ ત્યાં રહેતા હતા. દરેક ગામને ફરતો ગઢ બંધાયલો હતો, અને ત્યાંના રહેવાસીઓ તેનું બરાબર રક્ષણ કરવાને હમેશાં તૈયાર હતા. વધારે સંભવિત છે કે મહમદ બેગડો એક પ્રભાવશાળી અને મહાન બાદશાહ તરીકે ગણાતો.

સઘળા જાડેજા સરદારોને તેમની જાગીરોનું ધણીપણું કાયમ કરી આપવા તે તૈયાર હતો અને તેમના વંશમાં જે નબીરાઓ લશ્કરી તાલીમ લેવાને તૈયાર હોય તેમને હિંદના પશ્ચિમના રાજ્યમાં મોકલાવતો, કે જેથી તેઓની લડાયક બહાદુરીને કારણે તેઓ પોતાની કારકિર્દી સંપૂર્ણ રીતે ઉજ્જ્વળ બનાવી શકે. ખરેખર જોતાં તો બહારની દુનિયાના પ્રતિનિધિ તરીકે અને ચુસ્ત ઇસ્લામ ધર્મના સ્તંભ તરીકે, ધર્માન્તર કરવા માગતા હોય તેમને અપનાવવા અને કચ્છના મુસલમાનો જેમણે જૂનો મુસલમાન કારમેથીયન સંપ્રદાય સ્વીકાર્યો હતો, તેમને સાચી તાલીમ આપવા તે કચ્છમાં આવ્યો હતો. મહાન જાડેજા વંશ તરફ તેનો વર્તાવ સહિષ્ણુતા વાળો હતો. લાખિયાર વીરાના હમીરજી જે જામ ઓઢાથી આઠમી પેઢીએ હતા, તેની દીકરી કમાંબાઇને પરણીને તે અમદાવાદના પોતાના જનાનામાં રાખવા સાથે લઇ ગયો, અને તેણીની સાથે તેના સગા ભાઈ અલિયાજીને પણ અમદાવાદ લઈ ગયો.

સુલતાન બેગડાએ ગજણના વંશજો જે ઓઢાના વંશજોના હરીફ હતા તેમના તરફ પણ પોતાની કૃપાદૃષ્ટિ બતાવીને નેવાજશો કરી હતી. ગજણજીના વંશમાં આઠમો જાડેજો લાખો કે જે અખ્યાત યોદ્ધો હતો, તેની શૂરવીરતા અને આયુધો વાપરવાની નિપુણતા તરફ પણ બાદશાહનું ધ્યાન ખેંચાયું અને લાખાને સુલતાન મહમદ બેગડાએ કાઠિયાવાડમાં આમરણ અને ગોંડલની જાગીરો જે તેના પોતાના કબજામાં હતી તે તેને આગળ વધારવાના ઇરાદાથી ભેટ આપી. આ જાગીરોનો કબજો મૂળ તો એવા ઠાકોરોનો હતો, કે જે સુલતાનની સત્તાનો સામનો કરતા હતા. લાખાને તેની ભેટ આપવાથી સુલ-

પણ ખાતરી આપી. આજ દિન પર્યંત આ વિવેક જાળવવામાં આવે છે. કચ્છના મહારાઓશ્રી જ્યારે જ્યારે માતા આશાપૂરાનાં દર્શન કરવા જાય છે, ત્યારે પહેલાં રાજાને નમન કરવા જાય છે. અને તે વખતે આ કાપડી રાજા પોતાની ગાદી ઉપર બેઠા જ રહે છે. જ્યારે કાપડી રાજા મહારાઓશ્રીને ભુજમાં મળવા જાય છે ત્યારે પોતાની ગાદી સાથે લઇ જાય છે, અને મહારાઓશ્રીના મહેલમાં પણ આ ગાદી ઉપર જ બેસી તેઓ મહારાઓશ્રીને મળે છે.

માતાજીના મઢનું આ મંદિર ભુજથી ૬૦ માઇલ દૂર આવેલું છે, અને કચ્છમાં તે સૌથી પવિત્ર અને મશહૂર મંદિર તરીકે ગણાય છે. આ દેવીની પૂજા કાપડી નામે એક પ્રાચીન સંપ્રદાયના અનુયાયીઓ કરે છે. આ સંપ્રદાય ક્યારે શરુ થયો તે જાણી શકાયું નથી. તેઓની વંશાવળીઓ વગેરે ઐતિહાસિક સાહિત્ય જ્યારે કચ્છી લશ્કર ઝારાના યુદ્ધમાં પરાજીત થઇ વેરવિખેર થઇ ગયું, ત્યારે નાશ પામ્યું. દંતકથા પ્રમાણે દેવીએ મોડના એક કુંવરને સ્વપ્નમાં બતાવ્યું તે જ સ્થળે આશાપૂરાનું મંદિર બાંધવામાં આવ્યું છે. દેવીએ તેને આજ્ઞા કરી કે એક પાણીના ઝરાની શોધ કર, કે જેના કાંઠે કંકુથી રંગેલાં અક્ષત, નાળિયેર અને ચૂંદડી વગેરે બીજી કેટલીક વસ્તુઓ જોવામાં આવે. આ શોધ કરવાનું કાર્ય બે પવિત્ર વાણિયા ભાઇઓને સોંપવામાં આવ્યું. તેમાં તેઓ ફળીભૂત થયા, અને દેવીએ નિર્દેશેલા સ્થળે એક નાનું મંદિર બંધાવ્યું. કોઇ પણ મનુષ્યની મંદિરમાં હાજરી વગર રાત્રે દેવીની કૃપાથી ત્યાં દિવ્ય સંગીત સંભળાવા લાગ્યું. દેવીએ તે વણિક ભાઇઓને સ્વપ્ન મારફત સૂચના કરી, કે છ માસ સુધી મંદિર બંધ રાખવું. અને તે સમય બાદ તેમાં શક્તિની પ્રતિષ્ઠા બરાબર દશ્ય સ્વરૂપમાં થઇ જશે. આ વણિક ભાઇઓ પૈકી એકની અધીરાઇને લીધે નિયત સમય પહેલાં જ મંદિર ઉઘાડવામાં આવ્યું. પરિણામે દેવીની મૂર્તિનો થોડો ભાગ જ દશ્યમાન થાય છે, જે આજ પણ દેખાય છે. આ મૂર્તિ છ ચો. ફૂટ જેવડી એક મોટી શિલામાંથી નીકળતી હોય તેમ દેખાય છે.

આ મૂર્તિની જોનાર પર કાંઇ અનેરી છાપ પડે છે. જાણે કે પથ્થરના ઊંડાણમાં કોઇ કુદરતી ખેંચતાણ થઇને તેમાંથી દેવીની સ્વયંભૂ પ્રતિમા ધીમે ધીમે પ્રાદુર્ભૂત થતી હોય એમ લાગે છે. જે વિધિથી દેવીની પૂજા કરવામાં આવે છે તે પરથી સિદ્ધ થાય છે, કે તે પ્રણાલિકા ઘણા પ્રાચીન કાળથી ચાલતી આવે છે. શરુઆતમાં ઘણા જલદ પ્રકારના મદ્યથી દેવીને તર્પણ કરવામાં આવે છે. થોડાં વરસો સુધી તો સાત પાડાઓનું બલિદાન પ્રાચીન સમયની વૈદિક વિધિઓ પ્રમાણે અહીં દેવીને આપવાની પણ પ્રથા ચાલુ હતી. કનફટા સાધુઓની માફક કાપડીઓ માટે પણ અખંડ બ્રહ્મચર્ય વ્રત આવશ્યક છે. આતિથ્ય, દાન અને પુણ્ય કાર્યોમાં તેઓ પોતાનું જીવન સમર્પણ કરે છે. એક રાજાના મૃત્યુ બાદ કાંઈ પણ ઝઘડા વગર બીજો કાપડી રાજા શાન્તિથી ગાદીએ આવી શકે તેવી પ્રણાલિકા જાળવવા માટે કાપડીઓમાં આંતરિક શિસ્ત બહુ સારી રીતે જાળવવામાં આવે છે. નવીન રાજ્ય સરકારની કોઈ પણ પ્રકારની દખલગીરી વગર કાપડી રાજાઓ પોતાની વંશ પરંપરાગત ધાર્મિક ક્રિયાઓ કરતા આવે છે. પરંતુ જાગીરનો વહીવટ હાલે રાજ્ય સરકાર

તેમની વતી કરે છે. અને મંદિરનું વ્યવસ્થા ખર્ચ વગેરે ઠરાવેલ બજેટની મર્યાદામાં રહી તેમણે હવે કરવાનું રહે છે.

આ પ્રાચીન અને સુવિખ્યાત મઠાધિપતિ કાપડીઓની અને જાડેજા વંશની ઇષ્ટદેવીની શ્રદ્ધાપૂર્ણ ઉપાસના કરવાથી જામ હમીરજીમાં બળ-સંચાર થયેલ, અને તેનું પરિણામ કચ્છના ભાવિ પર અનોખી રીતે આવવા પામ્યું. તેના પિત્રાઇ ભાઈ જામ રાવળનાં તેનાં તરફનાં ઊંડાં વેર અને દુશ્મનાવટનો તેને સામનો કરવો પડ્યો. દેદા કે જે તે વખતે કંથકોટની જાગીર વાળા ભાયાતોમાં મુખ્ય હતો, અને વાગડમાં સાપર મુકામે પોતાના મુખ્ય શહેરમાં રહેતો હતો, તેની સાથે રાવળે યુક્તિ-પ્રયુક્તિ કરી, હમીરજી વિરુદ્ધ સહકાર સાધ્યો. ઇ. સ. ૧૫૦૬ ની સાલમાં રાવળે કુટુંબમાં વધતાં જતાં વેરઝેર અને કુસંપનું સમાધાન કરવાની ઉત્કટ ઇચ્છા દર્શાવી. તેણે જાડેજા હમીરજીને પોતાના વંશની બારા જાગીરે આવવા આમંત્રણ આપ્યું. અને કહ્યું કે ત્રણે એક જ વંશની શાખાઓના મોવડી-ઓએ મળી તકરારનું સમાધાન કરવું જ જોઇએ, એવી મારી વિનંતિ છે.

જામ રાવળના પિતા લાખાનું ખૂન કરવામાં પોતાના કુટુંબમાંથી કોઇનો હાથ નથી, અને પોતે તદ્દન નિર્દોષ છે એમ વિચારી, ભોળા સ્વભાવને કારણે અને જામ રાવળની પોતા તરફની અતિશય વેર વૃત્તિને પૂરેપૂરી ન સમજ્યાને લીધે હમીરજીએ તે આમંત્રણ સ્વીકાર્યું. જો કે તેના હૃદયના ઊંડાણમાં શંકા તો રહી જ હતી. માતા આશાપૂરા જે બન્નેનાં કુળદેવી હતાં, તેનું જામ રાવળે આહ્વાન કરી શપથ લીધા, કે "આ આમંત્રણ હે માતાજી! હું આપની સાક્ષીમાં હૃદય પૂર્વક આપુ છું." એટલે હમીરજીને લાગ્યું કે મારી જિંદગીને જોખમ લાગશે નહિ.

જામ રાવળે ખાનગી રીતે દગાબાજી કરી કે જે હજી ગવાય છે. તેની ભેટના આડીઆમાં તેણે એક જીવતી ચકલી સંતાડી હતી, (આવી આડીઆ સહિતની ભેટ જાડેજા ભાયાતો બાંધે છે.) અને જાણે કે તે પોતાની છાતી પર હાથ મૂકતો હોય તે રીતે ચકલી પર હાથ રાખી, માતાજી સમક્ષ પોતાના જીવના સમ ખાઈ પ્રતિજ્ઞા કરી, કે હું જાડેજા હમીરજીનો વાંકો વાળ પણ નહિ થવા દઉં. માતા આશાપૂરાજી તો આથી છેતરાય નહિ, પણ હમીરજી છેતરાઇ ગયા.

હમીરજી બારા ગયા, પણ જેવા તે સમાધાની માટેની મિજલસમાં ભાગ લેવા ભોજન સમારંભના ખંડમાં દાખલ થયા, કે તુરત જ જામ હમીરજી અને તેના રસાલાના એકેએક માણસને જામ રાવળના પક્ષના માણસોએ કાપી નાખ્યા. લોકોક્તિ પ્રમાણે તેઓએ પોતાનાં પ્રાણનાં બલિદાન આપ્યાં, પણ સામનો એટલો બધો ઝનૂનથી કર્યો, કે હજી તેની કીર્તિ ગવાય છે. જેઓ કપાઇ મૂઆ તેમાંનો એક જામ હમીરજીનો ખાસ લંગો હતો. અને તે પોતાના પ્રાણ ગયા ત્યાં સુધી પોતાના માલિકનું રક્ષણ કરતો કરતો મૃત્યુને ભેટ્યો. તે કપાઇને જમીન પર ઢળ્યો, અને લોહી લોહાણ થઇ ગયો હતો એટલે પોતાની તલવાર લોહીના વહેણ પાસે એક પાળની પેઠે ગોઠવી, અને જામ હમીરજીના શરીરમાંથી જે લોહી વહેતું જતું હતું, તેની સાથે પોતાનું લોહી ભળવા ન પામે તેની તકેદારી રાખી, તે મરવા

પહેલાં ડચકાં ખાતાં બોલ્યો–"મારૂં લોહી મારા માલિકના લોહી સાથે ન ભળવું જોઇએ. તે મારા શિરતાજ છે. હું તેમનો અદના નોકર છું" તેનું આ શૌર્ય હજુ ભુલાયું નથી. રાવ ખેંગારજીએ બારાની જાગીરને જીતી લીધી ત્યારે પોતાના પિતાની યાદગીરીમાં એક કલાત્મક છતરડી બંધાવી, જે હજી બારા અને તેરા વચ્ચે ઊભી છે. જામ હમીરજી સાથે જે શૂરવીર ભાયાતો કપાણા હતા તેમની સ્મૃતિમાં પણ પાળિયા ચણાવ્યા, અને આ લંગાનો પણ પાળિયો ઊભો કરી, તેને પણ માન આપ્યું. જ્યાં સુધી કચ્છનું દેશી રાજ્ય સ્વતંત્ર રહ્યું, ત્યાં સુધી આ લંગાના વંશજો મોટા ઉત્સવોને પ્રસંગે રાજધાનીમાંથી સવારી પસાર થાય ત્યારે તેને મોખરે ચાલતા હતા, અને આવી રીતે તેની વફાદારીની સ્મૃતિ તાજી રહેવા પામી છે.

રાવળે પોતાની પ્રપંચ-જાળ સંભાળ પૂર્વક ગોઠવી હતી. જામ હમીરજીના વંશની એકેએક વ્યક્તિનું નામનિશાન કાઢી નાંખવાનો તેણે નિશ્ચય કર્યો હતો. સૌથી મોટા કુંવર અલિયાજી દાસી જાયા હતા, આ કારણથી વારસામાં તેનો હક્ક ન પહોંચે. તે અમદાવાદ રહેતા હતા, એટલે ચિંતા કરવા જેવું ન હતું. પણ ત્રણ નાના કુંવરો ખેંગારજી, સાહેબજી અને રાયબજી જાડેજા વંશના વારસદાર રાજકુમારો હતા. એમનું કાસળ કાઢવાનું ઘાતકી કૃત્ય પૂરેપૂરૂં સમાપ્ત કરવું હોય તો એ ત્રણેને તાબડતોબ પકડી પાડવા જોઇએ, એવું જામ રાવળે વિચાર્યું. ખેંગારજી અને સાહેબજી બન્નેને બારા આવવા માટે આમંત્રણ તો હતાં, પણ તેઓ ગયા નહિ. તેમની માસી માંડવીની પશ્ચિમે વિંઝાણ ગામે રહેતી હતી, ત્યાં તેઓ રોકાઇ ગયા અને ત્રીજા રાયબજી બહુ જ નાના હતા, તે વીરાવાવ ગામે બીજી માસીને ત્યાં હોવાથી તેને પહોંચી શકાય તેમ નહોતું. ૧૧ વર્ષના પાટવી કુંવર ખેંગારજી તથા ૯ વર્ષના તેમના નાના ભાઇ સાહેબજીને કબજે કરવાનો જામ રાવળનો પ્રાણપ્રશ્ન હતો. આ ઇરાદાથી કુંવરોની તાત્કાલિક પૂંઠ પકડવાનું તેણે ગોઠવ્યું. જાડેજા ખેંગારજી અને સાહેબજી, જામ રાવળના લોહીથી ખરડાયેલા હાથમાંથી કેવી રીતે છટકવા પામ્યા, તેની હકીકત કચ્છની અતિ પ્રખ્યાત કીર્તિ-કથાઓમાંની એક છે. અને તે જાડેજા વંશના ભાટ-કવિઓ પરંપરાગત વિસ્તારપૂર્વક કહેતા આવ્યા છે. આ કુંવરો કચ્છમાં આશ્રય મેળવી શકે તેમ ન હતું. દેદો જે વાગડમાં હતો, તે તેઓના દુશ્મન રાવળનો મિત્ર હતો.

જાડેજા વંશની મુખ્ય શાખાની ગાદી જપ્ત કરી, જામ રાવળ પોતે તેનો માલિક બન્યો હતો. એટલે કુંવરોના પિતા હમીરજીના પેટા ભાયાતો તેમને આશ્રય આપવાની હિંમત પણ ન કરે. તેમની આશા અમદાવાદ નાસી જવાથી ફળીભૂત થાય તેમ લાગ્યું. એવી ગણતરીથી કે સુલતાન મહમદ બેગડો તેઓ સર્વનો સાર્વભૌમ સત્તાધીશ છે, અને તે તેમનાં દુઃખોમાં કાંઇક કરી શકે એમ છે. સ્વામીભક્ત અનુચર છચ્છર બુટ્ટો પોતાના માલિક હમીરજી સાથે બારા ગયો હતો, પણ તેને આ ખૂનખાર કૃત્યોની ગંધ આવવાથી હમીરજી કપાઇ મૂઆ તે પહેલાં જ તે નાસી છૂટયો હતો. તે વિંઝાણ આવ્યો, અને એક સારો ઊંટ કોઇ પણ રીતે મેળવી બે કુંવરોને તે પર બેસાડી ભાગી છૂટવા



જામ હમીરજીની છતરડીમાંની ખાંભી : ખારા–કચ્છ

માગતો હતો. છછર બુટ્ટો અને કુંવરો ભિખારી જેવા વેશમાં ધીમે ધીમે આગળ વધી વાગડમાં આવ્યા. પણ જ્યારે સાપર ગામે પહોંચ્યા ત્યારે તેમને માલૂમ પડયું, કે તેમની પૂંઠ પકડનારાઓ વધારે અને વધારે નજીક આવતા જતા હતા. ભિયાં કકલ નામના એક ગામડાના ચોકીદારે તેમના પ્રત્યે સદ્ભાવ બતાવ્યો. છછર બુટ્ટાને આડમાર્ગે ડુંગરોમાં સંતાઇ જવા રવાના કરી દીધો, અને બન્ને નાના કુંવરોને ઘાસની ગંજીમાં સંતાડી મૂક્યા. પણ રાવળના પગીઓએ ઊંટની સગડ લીધી હતી. અંતે તેમને ખાતરી થઇ, કે નાસી છૂટેલા કુંવરો સાપરમાં જ છે. જામરાવળે ભિયાં કકલને અનેક ધમકીઓ આપી, સવાલ જવાબ કર્યા, પણ ભિયાંએ કહ્યું, કે હું કુંવરો વિષે કાંઇ પણ જાણતો નથી, ત્યારે તેના પોતાના સાત દીકરાઓને ઘરથી બહાર કાઢવામાં આવ્યા. અને જેમ જેમ તે ના પાડતો ગયો તેમ તેમ તેના એકેક દીકરાનો વધ કરતા ગયા. આ દૃશ્ય તે છોકરાઓની માતા લાગણીવશ થયા વગર કોરી આંખે જોતી રહી. ઉલટું પતિને હિંમત આપતાં સમજાવ્યું કે "આપણને તો કૂતરાંઓની માફક સંતાનો પણ ઘણાં થાય છે. પણ સિંહણને બહુ ઓછાં બચ્ચાં થાય છે." આ દંપત્તીએ એક જ સરખા જવાબ આપવાનું ચાલુ રાખવાથી રાવળના માણસોનો ગુસ્સો નરમ પડતો ગયો. આ ખૂનરેજીથી ઘૃણા પામી, તેઓએ કકલ દંપત્તીના સૌથી નાના સાતમા દીકરાને જીવતો રહેવા દીધો. પણ આખા ગામ ઉપર બંદૂકોનો મારો ચલાવ્યો, અને જે ગંજીમાં કુંવરો સંતાયા હતા તેને પણ બાળી મૂકવાની તૈયારીમાં હતા, ત્યારે કોઇકે તેમને કહ્યું, કે જો ગંજી બળી જશે તો ગામની ગાયો ભૂખે મરશે. આ પરથી ગંજીને એમ જ રહેવા દીધી. પણ તેમાં એક ભાલું ખોસ્યું અને તેણે ખેંગારજીને ઘાયલ કર્યા. અગાઉ વર્ણવેલ ગૂંતરી ઉપરના હુમલા વખતે એક સિપાહીએ સમયસૂચકતા વાપરી હતી, તેમ ખેંગારજીએ પણ કાંઇ અવાજ કર્યો નહિ, અને ભાલા પરનું લોહી લૂછી નાંખવા માટે પેલા સિપાઇના જેવી જ યુક્તિ વાપરી. કપડાથી ભાલા પરનું લોહી એવું સાફ કર્યું, કે જેથી ભાલું બહાર આવ્યું ત્યારે રાવળના માણસોને કાંઇ બાતમી મળી નહિ.

બીજે દિવસે છછર બુટ્ટાએ બે કુંવરોને સાથે લઇ, કચ્છના જોખમી નાના રણને પેલે પાર જવાની મુસાફરી શરુ કરી. રસ્તામાં સાત સાત ઊંડી નીકોમાંથી પસાર થવું પડયું, અને કાદવ–કીચડમાંથી ચાલતાં એટલી પરેશાની ભોગવી, કે માંડ બચવા પામ્યા. પૂંઠે પડેલા માણસો દેખી ન શકે તે માટે આ મુસાફરી ઘણે ભાગે અંધારામાં જ કરી હતી. પ્રભાત થયું ત્યારે ઝાંગધ્રા રાજ્યની હકૂમતમાં આવેલ ચરાડવા ગામે તેઓ પહોંચી આવ્યા. અહીં તેમના માટે ઓછો ભય હતો. આ મુસાફરીમાં તેઓ જ્યારે એક તળાવને કાંઠે આરામ લેતા હતા, ત્યારે ત્યાંથી પસાર થતા એક જૈન સાધુએ આ બન્ને કુંવરોને બારીકીથી જોયા. જોતાં જ તેના શરીરમાં થોડી ધ્રુજારી આવી ગઇ, અને તરત તે રસ્તે પડ્યો. છછર બુટ્ટાને વહેમ ગયો, કે જરૂર તે કોઇ જાસૂસ હોવો જોઇએ. એટલે તે જ ક્ષણે તેણે પોતાની તલવાર ખેંચી કાઢી, સાધુને કહ્યું, કે "તું ધ્રૂજ્યો તેનું સાચું રહસ્ય મને સમજાવીશ નહિ તો અહીં જ તારો શિરચ્છેદ કરીશ." સાધુએ જવાબમાં

કહ્યું, કે "આ બન્ને અનાથ બાળકો રાજવંશી લાગે છે. તેમાંનો એક ચક્રવર્તી રાજા થશે. આ ભવિષ્ય જો ખોટું પડે તો મારી બધી વિદ્યા ખોટી છે એમ હું સ્વીકારીશ."

આ ઉપરથી છછર બુટ્ટાએ સંશય રહિત થઇ કુંવરો સંબંધી સાચી હકીકત સાધુને કહી. આ સાધુનું નામ માણેકમેરજી હતું, અને તે કચ્છના ઇતિહાસમાં મોટી પોશાળના પહેલા ગોરજી તરીકે સ્મરણીય છે. માણેકમેરજી આ ત્રણે મુસાફરોને પોતાની પોશાળે તેડી ગયા, ત્યાં તેમની દરેક પ્રકારની ખાતર બરદાસ્ત કરી અને રાત્રે વિશ્રામ કરાવ્યો. સવારે જ્યારે તેઓએ વિદાય માગી, ત્યારે માણેકમેરજીએ કુંવર ખેંગારજીને એક ચમત્કારી સાંગ બક્ષિસ કરી, અને ભવિષ્ય ભાખ્યું, કે "આ સાંગ વડે તમે ઘણાં મહાન કાર્યો કરશો." આ સાંગ ઉછરતી વયના એક ક્ષત્રિયકુમાર માટે એક આદર્શ હથિયાર કહેવાય. તે સાંગ (ભાલું) ભુજની મોટી પોશાળમાં બહુ જ આદરપૂર્વક જાગીરની બીજી કીંમતી વસ્તુઓ સાથે જાળવી રાખવામાં આવી છે. આ બરછીને તેના પવિત્ર સ્થાનમાં પડેલી જોવાનો લાભ પરદેશી લોકોને બહુ મળ્યો જણાતો નથી. જો કે મોટા મોટા ઉત્સવના પ્રસંગે તેને પૂર્ણ વિધિપૂર્વક બહાર લઇ આવવામાં આવે છે.

ગોરજીએ બન્ને કુંવરોને પોતાના આશીર્વાદ આપ્યા અને ખાસ સૂચના આપી કે અમદાવાદ શહેરમાં દાખલ થતી વખતે તમારે ઊંચા કદના કાળા ઘોડા ઉપર બેસીને જ દાખલ થવું. પણ તે વાહન તદ્દન ધોળા કે તદ્દન કાળા રંગનું હોવું જોઇએ. જ્યારે તેઓ મોરબી તાબે દહીંસરા ગામે આવ્યા, અને બજારમાં બેઠા હતા ત્યારે કચ્છની એક સુતારણ સ્ત્રીએ તેમને ઓળખી કાઢ્યા, અને પોતાને ઘેર દોડી જઇ ખબર આપ્યા કે કચ્છના બે કુંવરો દહીંસરા આવ્યા છે. આ ઉપરથી તે સુતાર દંપતી કુંવરોને પોતાને ત્યાં લઇ ગયાં. બાજુના વાડામાં એક કાળો ઘોડો બાંધેલો જોતાં, માણેકમેરજીએ આપેલી સૂચના તેમને યાદ આવી. અતિથિઓ માટે ખાસ ભોજન તૈયાર થાય તેટલો સમય અહીં તેઓ ગાળી શકે તેમ નહોતાં, ઘરમાં જારની રાબ તૈયાર હતી, તે જ તેમણે દહીં સાથે ખાઇ લીધી. છછર બુટ્ટાએ બન્ને કુંવરોને અહીંથી મળેલા શ્યામ અશ્વ ઉપર બેસાડયા, અને અને તેઓ આખરે અમદાવાદમાં તેની ઉપર જ આરૂઢ થઇને દાખલ થયા.

કુંવરોએ તપાસ કરી, અમદાવાદમાં રહેતા તેમના સાવકા ભાઇ અલિયાજીને શોધી કાઢ્યા. અલિયાજીએ તેમનો સત્કાર કર્યો. અલિયાજીની સલાહ ઉપરથી તેમણે નક્કી કર્યું, કે સુલતાનને તુરતાતુરત મળવું નહિ. કારણ કે રાવળ તે વખત દરમિયાન બળવાન બની ગયો હતો. એટલે તેના જેવા બળવાન ખંડિયા રાજાને નાખુશ કરી, કુંવરોને બાદશાહ કદાચ મદદ ન કરે એમ તેમને ભય લાગ્યો. ખેંગારજી અને તેના ભાઇ અમદાવાદના લશ્કરી તાલીમ કેન્દ્રમાં દાખલ થયા અને ત્યાં ત્રણ વરસ સુધી એક ઉચ્ચ લશ્કરી સરદારને જરૂરી ગણાય તેવું શિક્ષણ મેળવ્યું, અને વિવિધ પ્રકારનાં અસ્ત્રોને કેમ વાપરવાં તે પણ ત્યાં શીખ્યા. બન્ને કુંવરો કુશળ ઘોડેસવાર બન્યા અને દરેક પ્રકારની યુદ્ધકળામાં પ્રવીણ બની ગયા.

જ્યારે જાડેજા ખેંગારજી ચૌદ વર્ષના થયા ત્યારે પોતાના ઘોડાને સજ્જ કરી, આમંત્રણ ન હતું છતાં પણ એક શાહી શિકાર પાર્ટી ગોઠવાતી હતી, તેમાં ચૂપકીથી દાખલ થઇ, પાર્ટીના રસાલાના ઘોડેસવારોમાં ભળી ગયા. દવ સંજોગે એક વિકાળ સિંહે સુલતાનના હાથી પર છલાંગ મારી, અને તેને રોકી શકાય તે પહેલાં તો તે સિંહ પંજો મારવા માટે હાથીની અંબાડી પર બેઠેલા સુલતાન પાસે પહોંચી ગયો. આ શિકાર પાર્ટીના શિકારીઓ અને અમીર–ઉમરાવો સુલતાનને વાગી જવાની બીકમાં પોતાનાં તીરો તે સિંહ તરફ છોડવાને અચકાતા હતા. પણ ખેંગારજીએ પોતાનો ઘોડો આગળ વધારી, ચોક્કસ અંતરથી ગોરજીએ આપેલ સાંગ એટલી તો હોશિયારીથી ફેંકી કે સિંહની આંખ અને મગજમાંથી તે આરપાર નીકળી ગઇ, અને સિંહ તેજ વખતે જમીન પર ગબડી પડ્યો, અને તેના પ્રાણ નીકળી ગયા. તેજ વખતે સુલતાનના બચી જવાથી ખુશાલીના હર્ષનાદો અને ધક્કા–મુક્કી કરતા શિકારીઓની દોડધામના ઉત્સાહના વાતાવરણમાં ખેંગારજી તો તે મરેલ સિંહનાં કાન અને પૂછડું કાપી, પોતાની ઢાલના ખાડામાં સંતાડી, શિકાર પાર્ટીના ટોળામાં ભળી ગયા. સુલતાને આ તમામ દૃશ્ય નજરે જોયું હતું. અને પોતાનો પ્રાણ બચાવનાર પોતાની પાર્ટીના રસાલા પૈકીનો નથી, એમ તેને લાગવાથી તે વ્યક્તિને માન-અકરામ કરી, પોશાક આપવા બીજેજ દિવસે ભવ્ય દરબાર ગોઠવ્યો.

અમીર–ઉમરાવો અને પોતાના રસાલાના તમામ ઇસમોની હાજરીવાળી સભામાં સુલતાન મહમદે સવાલ કર્યો, કે "જે છોકરાએ સિંહનો વધ કર્યો હતો તે કોણ છે?" ઘણા યુવાનોએ આ માન મેળવવા પ્રયત્નો કર્યા, પણ ઇનામ મેળવવા માટેની તેઓ સર્વની રજૂઆત સુલતાને મંજુર ન રાખી, અને કહ્યું, કે "એ છોકરાને હું ઓળખતો નથી. પણ તે અજાણ્યા છોકરાએ સિંહનાં કાન અને પૂછડું કાપી લીધાં છે એ મને ધ્યાનમાં છે. તેથી આ બન્ને ચીજો જે રજૂ કરી આપે, તેનેજ હું મારો જીવ બચાવનાર માની શકીશ."

ઉપર મુજબ હકીકત સાંભળીને જાડેજા અલિયાજી અને છછર બુટ્ટાએ નિર્ણય કર્યો, કે કુંવરોને જાહેર કરવાની યોગ્ય તક હવે આવી છે. અલિયાજીએ બંને કુમારોને સુલતાન પાસે રજૂ કર્યા. સુલતાનની નજર જ્યારે કુંવર ખેંગારજી ઉપર પડી, ત્યારે તે એકદમ રાજ્યાસન પરથી ઊભો થયો, ખેંગારજીને ભેટ્યો અને બોલ્યો, "શાબાશ! તુમ તો બડે રાવ હો! હવે બોલો તમને મારો જાન બચાવવા માટે કેવા બદલાની અપેક્ષા છે!" જાડેજા ખેંગારજીએ નમ્રતાથી જવાબ આપ્યો, કે "મારી અભિલાષા મારૂં કચ્છનું રાજ્ય પાછું મેળવવાની છે અને તે માટે મને કૃપા કરીને મોરબી આપો, કે જ્યાંથી હું મારી યોજનાઓ અમલમાં મૂકીને વ્યૂહ ગોઠવી શકું." સુલતાને તે જ વખતે તે અરજ સ્વીકારી જાડેજા ખેંગારજીને રાવશ્રીનો ખિતાબ એનાયત કરી બહુમાન કર્યું, અને તેની તુરત મોરબી તરફ જવાની માગણી મંજૂર કરી. તેની સાથે તેણે બે મોટા અનુભવી સેનાપતિઓ અને સૈયદોના લશ્કરની એક ટુકડી પણ મોકલી. તે સૈયદ લશ્કરીઓ તેના લશ્કરમાંના સારામાં સારો સામનો કરનાર લડવૈયા હતા.

(એક હકીકત ખાસ સમજવા જેવી છે, કે કચ્છના રાજવંશી નબીરાઓ જો કે માતા આશાપૂરીજીના પૂર્ણ ભક્ત હતા, છતાં તેઓ ધર્મચુસ્ત મુસલમાન સુલતાન અને તેના ઇસ્લામ ધર્મના અનુયાયી લશ્કરના માણસોથી સારો મેળ સહજ રાખી શકતા હતા. આ જ સમયે અન્ય રાજપૂતો આવી રીતે મેળ ન રાખી શકવાથી મુસલમાન હુમલાઓના અતિશય ભોગ બની પાયમાલ થઇ રહ્યા હતા.)

રાઓશ્રી ખેંગારજી અને તેના ભાઇ સુલતાનના લશ્કર સહિત એક વરસ સુધી મોરબીમાં રહ્યા અને પોતાના વ્યૂહ મજબૂત કર્યા. કચ્છ સાથેનો વ્યવહાર ચાલુ રાખવાની પણ વ્યવસ્થિત ગોઠવણ કરી. ખેંગારજીની કચ્છમાં ચાર વરસ સુધી ગેરહાજરી રહી, તે દરમિયાન લાખિયાર વીરાની જાગીરનાં ઘણાં ખરાં ગામો રાવળે કબજે કરી લીધાં હતાં. તેણે ખેંગારજીનાં નજદીકનાં સગાંઓની બધી જમીન ઘસી લીધી. ઓઠાના વંશજોની જાગીરમાં વસવાટ કરી રહેલા હોથી ભાયાતોને પણ હાંકી કાઢ્યા, એટલું જ નહિ, પણ તદ્દન નાની કક્ષાના નમ્ર જામીનદારો કે જેઓ ઘણા કાળથી લાખિયાર વીરા જાગીરના પેટામાં હતા, તેમને પણ કાઢી મૂક્યા. તેનાં આવાં જુલમી કૃત્યો માટે રાવળ પ્રત્યે તિરસ્કારની લાગણી વધવા લાગી હતી, અને ઘણાખરા જામીનદારો તેમજ આમ જનતામાં રાઓ ખેંગાર પાછા આવે એવી ભાવના દૃઢ થતી જતી હતી. રાવળે માતા આશાપૂરાના લીધેલ શપથનો પણ ભંગ કર્યો હતો, એ હકીકત પણ સર્વત્ર જાણીતી થઇ ગઇ હતી. એમ કહેવાય છે કે માતા આશાપૂરાએ સ્વપ્નમાં દર્શન દઇ તેને ચોકખું કહી દીધું હતું, કે "તારાં કૃત્યોને લીધે કચ્છમાં તું મારી કૃપાને માટે લાયક રહ્યો નથી. જો તારે મારી મહેરબાનીની હજુ પણ ઇચ્છા હોય તો તારે કચ્છ છોડી કાઠિયાવાડ જવું, જ્યાં હું તને ફરી મદદ કરીશ." આવી વાતોથી રાવળને ઘણું જ નુકસાન થયું. કચ્છના લોકોને તો આથી ખાતરી થઇ, કે રાવળની ગમે તેટલી બહાદુરી હોય અને તેને જીત મળતી દેખાય તોપણ કચ્છમાં હવે તેનું રાજ્ય ટકી શકે તેમ નથી.

મોરબીમાં પોતાનું અગત્યનું થાણું રાખીને ખેંગારજીએ પોતાના કુટુંબીઓના કંથકોટ અને સાપરના (દેદા વંશના) ગામો ઉપર હુમલા ચાલુ રાખ્યા. તેના આ કુટુંબીઓ વાગડમાં હજુ પણ રાવળને મદદ કરતા હતા. તે સમયે અનુભવી અને ખડતલ માણસો રણ પગે ચાલી પાર કરી શકતા. જો કે એ માર્ગ બહુ જ જોખમી ગણાતો. એમ કહેવાય છે કે કાઠિયાવાડમાંથી કોઇ કોઈ વખતે સિંહો પણ આ જ રસ્તે કચ્છમાં દાખલ થઇ જતા. ત્યાર બાદ ખેંગારજીએ તરત જ વાગડના મુખ્ય શહેર સાપર ઉપર ચડાઇ કરી. સાપરમાં તે સમયે દેદાવંશનો અબડો રાજ કરતો. હતો રાઓ ખેંગારજીને આશા હતી, કે અબડા સાથે કંઇક સમજૂતી કરીને પોતાના થોડાક માણસો સાપરમાં રાખવાની અબડાની સંમતિ મેળવી શકાશે. તેણે પોતાના ભાઇ અલિયાજી, તથા હોથી વંશના એક મોવડી, કે જેને અબડા કુટુંબ સાથે લગ્નસંબંધ હતો, તે બંનેને પોતાના પ્રતિનિધિ તરીકે સાપર મોકલ્યા. ત્યાં કંઇ ઝઘડો ઊભો થતાં અલિયાજીનું અબડાના માણસોએ ખૂન કર્યું, અને હોથી સરદાર રા'ખેંગારજી પાસે એમજ પાછો આવ્યો. ઘોડા

વખત પછી રા' ખેંગારજીની વાગડ મધ્યેની ધાડો વધતી ગઇ, અને પરિણામે તેની પાસે પુષ્કળ પૈસો એકઠો થયો. આ બધી લૂંટફાટમાં પોતાને ભાગ મળે તેવી લાલસાથી આખરે અખડાએ, ખેંગારજીને તેના કેટલાક રસાલા સહિત સાપરમાં ગઢની બહાર એક થાણું નાખવાની રજા આપી, અને શરત કરી કે દરેક ધાડમાંથી જે કાંઇ મળે તેનો ચોથો ભાગ તેને આપવો. આ ઉપરાંત બીજી એ શરત પણ કરવામાં આવી, કે અલિયાજીના ખૂનનું વેર હવે કોઇએ લેવાનું નથી. પણ વાસ્તવમાં ,રા'ખેંગારજીએ !અલિયાજીના ખૂન માટે અખડાને પોતાના મનથી માફ કર્યું નહિ. એક દિવસે અખડાએ પોતાની સ્વાભાવિક તકેદારી વીસરી જઈ, તેના સગા હોથીજીએ આપેલ ભોજન માટેના આમંત્રણનો સ્વીકાર કર્યો. આ હોથીઓ રાઓ ખેંગારજીના વલણના હતા. જામ અખડો તથા તેનો કુંવર પોતાના ગઢમાંથી નીકળી હોથીના દરબારમાં ગયા. અહીં રાઓ ખેંગારે અખડાને મારી નાંખ્યો, અને જ્યારે તેનો કુંવર પોતાના ગઢમાં પાછો નાસી જતો હતો ત્યારે તે જ ક્ષણે તેને પણ કાપી નાખ્યો. આમ થતાં સાપર અને વાગડનો ઘણો ખરો ભાગ રાઓશ્રી ખેંગારજીના કબજામાં આવ્યો. ત્યારથી સાપરનું નામ બદલીને રાપર રાખવામાં આવ્યું.

રાઓશ્રી ખેંગારજી પોતાનો રાજ્ય વિસ્તાર વધારવા માટે ચુનંદા લડવૈયાઓની એક નાની ટુકડીનો હંમેશ ઉપયોગ કરતા. સ્થાનિકે ઊભાં કરાયલાં ભાડૂતી લશ્કરો તેમનો મુકાબલો તો કરતાં પણ તે, પદ્ધતિસર કેળવાયલા અમદાવાદના લશ્કરની બરાબરી કરી શકે તેમ નહોતું. વધારામાં જ્યાં જ્યાં રાઓ જતા ત્યાં ત્યાં તેમને ઉમળકાભેર આવકાર મળતો. ત્યાર પછીનાં કેટલાંક વરસો રાવળ સામે ખૂનખાર લડાઇઓ કરવામાં પસાર થયાં. કારણ કે રા' ખેંગારજીનો મુખ્ય વિરોધી રાવળ જ રહ્યો હતો. આ લડાઇઓના પરિણામે ખેંગારજીએ અંજાર શહેર કબજે કરી, બારા સામેની લડાઇઓ ચાલુ રાખવા માટે તેને મુખ્ય મથક બનાવ્યું. ખેંગારજી જીત વખતે પણ પોતાની સ્વાભાવિક દયા છોડતા નહિ. યુદ્ધ-મેદાનમાં તે અતિ કડક વ્યવસ્થા જાળવતા. પણ જીત મેળવ્યા બાદ પરાજીત દુશ્મનો પ્રત્યે તે રહેમની લાગણી બતાવતા. રાવળની નીતિથી તેમણે જુદી જ ભાત પાડી, અને પોતાના જે જે વિરોધી જાગીરદારોના પેટા જાગીરદારો તેમને તાબે થયા તેને તેને પોતપોતાની જાગીરોમાં કાયમને માટે સ્થાપિત કર્યા. આ કુનેહભરી નીતિને લીધે જાગીરદારો તેમજ સામાન્ય પ્રજાવર્ગ પણ ખેંગારજીની તરફેણમાં વધારે અને વધારે ઢળવા લાગ્યા. છેવટે રાવળને જ્યારે સ્પષ્ટ લાગ્યું, કે ખેંગારજીના બળ સામે તેની કોઇ પણ બહાદુરી કારગત નીવડે તેમ નથી, ત્યારે તેના કેટલાક શુભેચ્છકોની સલાહને સ્વીકારી, વર્તમાન સ્થિતિનો હજુ પણ લેવાય તેટલો લાભ ઉઠાવી, પોતાનું નસીબ કોઇ બીજી ભૂમિમાં અજમાવવાનો માર્ગ તેણે પસંદ કર્યો. આ પ્રમાણે તે પોતાના કેટલાક ટેકેદારો સહિત મુન્દ્રાથી રવાના થઇ, સાત સેરડાના રસ્તે રણ પાર કરી કાઠિયાવાડ પહોંચ્યો. અને ત્યાં તેણે નવા નગર રાજ્યની પ્રખ્યાત જામ વંશની ગાદી સ્થાપી.

જામ રાવળની વિદાય પછી, રા'ખેંગારજી સમગ્ર કચ્છના ધણી બન્યા, એ નિર્વિવાદ છે. તેમને વર્તમાન કચ્છના રાજ્ય કુટુંબના ખરેખર મૂળ સ્થાપક ગણવામાં આવે છે,

તે યથાર્થ છે. શરુઆતમાં તેમણે પોતાની રાજધાની અંજારમાં રાખી. પરંતુ સાતેક વરસ બાદ, કચ્છના વધારે મધ્યસ્થ ભાગમાં રાજધાની હોવી જોઇએ એમ તેમને લાગતાં, ભુજિયાની તળેટીમાં આવેલ ભુજ, જ્યાં પ્રાચીન કાળમાં તાહેજ શહેર હતું, ત્યાં તેમણે રાજધાની સ્થાપી. ભુજિયાની ટેકરી ઉપર ભુજંગનું પુરાણું મંદિર બાંધેલું છે. આ શહેર ઘણી જ કફોડી દશામાં આવી પડયું હતું. ચારે કોર ચોરો અને લુટારાઓનો અનહદ ત્રાસ વર્તતો હતો. ખેંગારજીએ તેમને બધાને હાંકી કાઢ્યા, અને સુવ્યવસ્થિત તંત્ર સ્થાપ્યું. આ શહેરની મૃતપ્રાયઃ થઇ ગયેલી આબાદી પુનઃ સજીવન કરી, તથા તેના જૂના ગઢને મરામત કરી મજબૂત બનાવ્યો. ભુજમાં જ રાઓશ્રીએ મોટી પોશાળની સ્થાપના કરી, અને માણેકમેરજીને તેના ગોરજી તરીકે સ્થાપ્યા. રાઓશ્રીએ ૧૬ મી સદીમાં પ્રચલિત કારીગરીવાળાં ખાસ બંધાવેલાં મકાનોમાં ગોરજીના વંશજો આજ પર્યંત ભુજમાં રહે છે. માણેકમેરજી તે ગાદીના પહેલા ગોરજી અથવા ગુરુજી તરીકે સ્થપાયા હતા. આ ગોરજીઓ ઘણા વિદ્વાન હોય છે, અને રાજ્યની બધી તવારીખોની નોંધ તેમની પાસે સુરક્ષિત રહે છે.

રાજ્યના ભાટ–કવિઓને પણ ગોરજી મૌખિક રીતે વિદ્યા ભણાવે છે, અને સૂચનાઓ આપે છે. રાઓશ્રી ખેંગારજીની સાંગ તથા ગોરજી તરીકેનું પોતાનું સ્થાન સંભાળવા માણેકમેરજી જ્યારે કચ્છ આવ્યા ત્યારે પોતાની સાથે હીરા–માણેક જડિત અંબાજીની મૂર્તિ લાવ્યા હતા. આ બધું ગોરજીઓ વંશપરંપરાગત જાળવી રાખે છે.

ગોરજીઓ માટે એક ખાસ પ્રકારની ટોપી નિયત થયેલ છે. જેની બનાવટ ખેંગારજીએ વધ કરેલ સિંહનાં કાન તથા પૂછડીની યાદ આપે તેવી રીતે કરવામાં આવી છે. આ ટોપીના મધ્ય ભાગમાં માણેકમેરજીને ખેંગારજીએ જે માણેકની ભેટ આપી હતી તે જડી દેવામાં આવ્યું છે.

ખેંગારજીની ચોમેર જીત થઇ હતી. છતાં પણ કચ્છમાં રહેતા કેટલાક રાવળના પક્ષના માણસો સાથે તેમને નિરંતર તકેદારી રાખવી પડતી હતી. ખાસ કરીને માંડવી તથા બીજાં કેટલાંક સ્થળોના લોકો ઉપર રાઓની રહેમદિલીની ધારી અસર થઇ નહોતી. એટલે રા'ને અહીં કડક હાથે કામ લેવાની અનિવાર્યતા લાગી. આના કરતાં પણ વધારે ભયંકર અસર જામ રાવળે સિંધમાં શરુ કરેલ કાવાદાવાથી ખેંગારજી પર થવા લાગી. સિંધમાં હજી પણ સમાવંશના રાજાઓ હતા, અને ખેંગારજી સામે તેમને ઉશ્કેરવામાં રાવળને જરા પણ મુશ્કેલી પડી નહિ. રાવળ કચ્છ છોડીને કાઠિયાવાડ તરફ ગયો ત્યારથી જ રા' ખેંગારે સિંધ તરફથી આક્રમણ થાય તે સામે રક્ષણ મેળવવાના હેતુથી રણમાં જુદે જુદે સ્થળે થાણાં બેસાડયાં. રહીમ બજાર તથા વીરાવાવમાં મજબૂત થાણાં બનાવ્યાં. એ અરસામાં ઠઠ્ઠાના જામ સરદારોમાં અરસપરસ ઝઘડા ફાટી નીકળ્યા હતા. સિંધ તરફના હુમલાનો ભય ઓછો કરવાના આશયથી રા' ખેંગારે સિંધના રાજકારણમાં દરમિયાનગીરી કરી જણાય છે. મીર જાફર નામના એક પક્ષકારની તરફેણ કરી તેમણે સિંધમાં પોતાનું

લશ્કર આગળથી મોકલી આપ્યું અને થોડીક લડાઇ કર્યા પછી તેના માટે એક સ્વતંત્ર જાગીર મેળવી આપી.

ઈ. સ. ૧૫૨૦ માં જ્યારે આરગણુ વંશના રાજાએ ઠઠ્ઠાના જામોને હંમેશને માટે હાંકી કાઢ્યા ત્યારે, સિંધના મામલામાં વચ્ચે પડવા માટે ખેંગારજીને ઠીક ઠીક સહન કરવું પડયું હતું. સુલતાન શાહ હુસેનને માલૂમ પડયું કે ઠઠ્ઠાનો છેલ્લો જામ ફિરોઝ ઠઠ્ઠાની ગાદી પાછી મેળવવા ખેંગારજીની મદદ માટે કચ્છ નાસી ગયો છે, ત્યારે તેની પૂઠે તે કચ્છ ગયો અને આરાની પહેલી લડાઇ તરીકે પ્રખ્યાત થયેલ લડાઇમાં તેણે રાવ ખેંગારજીને તેમના જીવનમાં મળેલી ખરાબમાં ખરાબ એવી શિકસ્ત આપી, અને જામ ફિરોઝને ગુજરાત નસાડી મૂકવાની ફરજ પાડી. શાહ હુસેને કચ્છનો કબજો લીધો નહિ. એમ જણાય છે કે તેની યોજના, એક સર્વલક્ષી હુમલો કરી ગુજરાત સર કરવાની હતી. પણ શેરશાહથી બચવા માટે નાસતા હુમાયુ બાદશાહે શાહ હુસેન ઉપર હુમલો કર્યો, અને તેથી હુસેનની બધી યોજનાઓ ઊંધી વળી ગઇ. થોડા સમય સુધી તો કચ્છના વહીવટમાં દરમિયાનગીરી કરવા પૂરતી ગુજરાતના બાદશાહોને પણ શાન્તિ નહોતી. સુલતાન મહમદ બેગડો ઇ. સ. ૧૫૧૧ માં મૃત્યુ પામ્યો. ઇ. સ. ૧૫૨૬ માં તેના જેવો જ પ્રભાવશાળી તેનો પૌત્ર બહાદુરશાહ તેની ગાદીએ આવ્યો. તેને દિલ્હીની સાર્વભૌમ સલ્તનત સાથે એટલા બધા ઝગડા થયા, કે રાઓ ખેંગારજીની બાબતમાં કાંઇ કરવાની તેને તક જ મળી નહિ. પરિણામે કેટલાંક વરસો સુધી ખેંગારજીએ સિંધમાં કે ગુજરાતમાં શું બને છે, તેની ખાસ અસર થવા દીધા વગર પોતાની રીતે તંત્ર ચલાવ્યું.



[ ૬ ]

# રાઓશ્રી ખેંગારજીનો વંશ

કચ્છના લોકોની દૃષ્ટિમાં રાઓશ્રી ખેંગારજી, કોઇ પુરાણપ્રસિદ્ધ વીરપુરુષ જેટલું માન પામે, તેટલાં જ માનને પાત્ર ગણાય છે. અને આ ભાવ દરેક રીતે વ્યાજબી છે. રાજ્ય મેળવવા માટે તેમણે ભગીરથ પુરૂષાર્થો કરી, અનેક યુદ્ધો ખેલ્યાં અને ત્યારબાદ રાપરમાં ઇ. સ. ૧૫૧૦ માં રાજ્યગાદી પર બેઠા. ૭૬ વર્ષ રાજ્ય કરી, ઈ. સ. ૧૫૮૬ માં, ૯૦ વર્ષની પુખ્ત ઉંમરે તેઓ સ્વર્ગવાસી થયા.

જામ રાવળ, કાઠિયાવાડમાં ઇ. સ. ૧૫૪૦ માં ગયા, ત્યારબાદ ત્યાંથી વર્ષો સુધી દુશ્મનાવટ કરતા રહ્યા હતા. પણ તે નવાનગરમાં, દૂર હોવાને કારણે, ખાસ કંઇ કરી શકયા નહિ. અને કચ્છમાં તો તેમનો સામનો કરે તેવો કોઇ ગણનાપાત્ર પ્રતિસ્પર્ધી ન હતો. એ અરસામાં કચ્છમાં સંપૂર્ણ સલામતી અને શાન્તિ પ્રવર્તતી હોવી જોઇએ. રાવશ્રીએ સિંધના રાજ્યકારણમાં તે વખતે કરેલ દરમિયાનગીરી પરથી એ જોઇ શકાય છે. પણ આગળ લખાયું છે તે પ્રમાણે સિંધના પ્રશ્નોમાં માથું મારવાથી તેમને સહન કરવું પડયું હતું. તેથી ત્યારબાદ સિંધના રાજ્ય પ્રકરણમાં તેઓએ કંઇ કર્યું હોય તેવા લેખિત આધાર મળતા નથી.

દિલ્હીના બાદશાહ હુમાયુએ સિંધમાં જ્યારે શાહ હુસેન રાજ્ય કરતો હતો ત્યારે તે મુલક જીતવામાં નિષ્ફળતા વહોરી હતી. પણ ત્યાં અર્ધી સદી સુધી થોડી ઘણી અંધાધૂંધી પ્રસરી રહી હતી. અને ત્યાર બાદ બાદશાહ અકબર જે સિંધમાં નગર ઠઠ્ઠાના ઉમરકોટ ગામે જન્મેલ હતા, તેણે ઠઠ્ઠાના રાજવી મિર્ઝા જાની બેગને હરાવી સિંધને જીતી એક સૂબાના પ્રદેશ તરીકે દિલ્હી રાજ્યમાં ભેળવી દીધું. પણ આ સઘળું ઇ. સ. ૧૫૯૨ સુધીમાં થવા પામ્યું, અને તે વખતે રાવશ્રી ખેંગારજીને દેવ થયે છ વર્ષ થઇ ગયાં હતાં. તે ગાળામાં સિંધ કચ્છના રાજકારણમાં કંઇ માથું મારે તેવી સ્થિતિમાં ન હતું. અને શહેનશાહ અકબરની સાર્વભૌમ સત્તા સિંધ પર સ્થપાઈ ચૂકી હતી, એટલે મોગલ સલ્તનતનો નાશ થયો ત્યાં સુધી તો સિંધ કચ્છને કંઇ કરી શકે તેમ ન હતું.

ગુજરાતમાં પણ રાઓશ્રી ખેંગારજીના લાંબા રાજ્ય દરમિયાન ઘણા ફેરફારો થતા રહ્યા. શરૂઆતનાં વર્ષોમાં અમદાવાદના સુલતાન સાથે કચ્છને સારો સબંધ રહ્યો. સુલતાન મહમદની મદદ અને રક્ષણ વગર કચ્છની રાજ્યગાદી તેમને કદી ન મળી

શકત. મોરબીની જાગીર અને કચ્છ રાજ્ય સ્વાધીન કરીને તેમણે સુલતાન મહમદ અને તેના વંશજોનો સર્વોપરી સત્તાધીશ તરીકે સ્વીકાર કર્યો હતો.

'મીરાતે અહમદી' પુસ્તકની નોંધમાં લખાયેલ છે, કે જાડેજા ખેંગાર, ભુજના જમીનદાર, ૧૪૦૯ ગામો ધરાવે છે અને ૫૦૦૦ ઘોડેસવારની મદદ પહોંચાડે છે. કચ્છે આપવાની ખંડણી ૫૦૦૦ ઘોડેસવારનું એક લશ્કર પૂરૂં પાડવાની હતી. આ ખંડણીની ખરેખર માગણી કરવામાં આવી હતી, કે તે કચ્છ તરફથી મરજિયાત અપાઇ હતી તે સ્પષ્ટ થતું નથી. કારણ સુલતાન મહમદના વંશજો ત્યાર બાદ તરત મુશ્કેલીઓથી ઘેરાઇ ગયા હતા, અને તેને લઇને રાવશ્રી ખેંગારજી જેવા સમર્થ અને પેટા રાજવીની મૈત્રી ઘટે તેવાં કંઇ પગલાં તેઓ ન ભરે એ સ્વાભાવિક છે. સુલતાન મહમદના શાહજાદા ગુજરાતના સુલતાન મુઝફ્ફરશાહ બીજા ચિતોડ ગઢના રાજપૂત રાજા સાથે ભારે પડે તેવી લડાઇમાં ફસાઇ ગયા હતા. તેના પુત્ર સુલતાન બહાદુરશાહે તે લડાઇ ચાલુ રાખી, અને તેમાં છેવટે પૂરતી જીત મેળવી હતી.

ત્યાર બાદ બહાદુરશાહ શહેનશાહ હુમાયુ સાથે ઝગડી પડ્યો હતો, અને તેથી તેને થોડા સમય સુધી નાસી જવું પડયું હતું. પણ બાદશાહ હુમાયુ પોતે અફઘાન સરદાર શેરશાહ પાસે હાર પામી નાસી છૂટ્યો હતો, તે સમય દરમિયાન બહાદુરશાહે ફરી ગુજરાત જીતી લીધું. બહાદુરશાહ જ્યારે પોતાના હારેલા પ્રદેશો પાછા મેળવવામાં રોકાયલો હતો, ત્યારે તેણે કચ્છ તરફ જોયું હોય તેમ જણાતું નથી. અને પોતાના ખોયેલા પ્રદેશો પાછા મેળવવાનું તેનું કામ પૂરૂં થાય તે પહેલાં તે પોતેજ ઇ. સ. ૧૫૩૭ માં પોર્ટુગીઝના દીવબંદર પાસે એક નાની લડાઇ દરમિયાન ડૂબી મુઓ, અને તેને લઇને કચ્છ પરની તેની સાર્વભૌમ સત્તાનો તે અમલ કરી શકયો નહિ. તેના મૃત્યુ બાદ થોડા સમય સુધી અંધાધૂંધી વ્યાપી રહી. થોડાં વર્ષ બાદ સિંધમાં પણ આવી રીતે બનવા પામ્યું હતું. અને જેમ સિંધમાં કર્યું, તેવીજ રીતે શહેનશાહ અકબરે ઇ. સ. ૧૫૭૩ માં ગુજરાતને જીતી ત્યાં વ્યવસ્થા સ્થાપી.

બહાદુરશાહના મૃત્યુ બાદનો સમય કચ્છ માટે બહુ જ અગત્યનો છે; (સિંધની બાબતમાં જેમ બનવા પામ્યું હતું તેમ અહીં ન બન્યું.) કારણ કે દરિયા પરના ગુજરાત-કાઠિયાવાડના રાજ્ય-કારણમાં રાવશ્રી ખેંગારજીને ભાગ લેવો પડ્યો અને તેને લઇને પહેલી જ વખત તેઓ મોગલ શહેનશાહના સંપર્કમાં આવતા થયા. બાદશાહની પોતાની જાતે ચડી જવાની ઢીલ વગરની પ્રવૃત્તિઓ, દિલ્હીના વર્ચસ્વ નીચે સમગ્ર હિન્દને લાવવાની સ્પષ્ટ અભિલાષા અને ગંજાવર લશ્કરો અને તેની પોતાની જાતિ દેખરેખ, આ કારણોથી આજ સુધી જે જે રાજવીઓ સ્વતંત્રતા ભોગવી રહ્યા હતા તેઓ સઘળા ભયગ્રસ્ત બની ચૂક્યા હતા. રાઓશ્રી ખેંગારજી જેવા પુખ્ત અનુભવી રાજાને તદ્દન જણાઇ રહે કે મોગલ શહેનશાહની મીઠી નજર હોય તો જ તેમનાથી તે વખતે કચ્છ પર રાજ્ય કરી શકાય. વધારામાં કચ્છની અલગ એકમ જેવી ભૌગોલિક સ્થિતિ, તેમાં સાધન-સામગ્રીની થોડી-

ધણી અછત, તેની પ્રજાની મક્કમ સામનો કરવાની ખ્યાતિ, અને રાઓશ્રી ખેંગારજીની એક શૂરવીર રાજા તરીકેની કીર્તિ–આથી બેશક અમદાવાદના શાહી સૂબાઓને કચ્છ માત્ર શાહી હકૂમત સ્વીકારે છે, એટલું જ બસ છે એમ લાગતું. કારણ રીતસરની ખંડણી કચ્છે નિયમિત રીતે ભરી, કે ૫૦૦૦) ઘોડેસવારનું લશ્કર રાઓશ્રી ખેંગારજીના સમયમાં સામેથી બોલાવાયું તેવું ક્યાંય પણ લખ્યું નથી. પણ મોરબી પરની વસૂલાત બારોબારથી જ શાહી ખજાનામાં અમદાવાદ પહોચી જતી એમ જણાય છે.

અબુલફઝલ નામનો 'આયને અકબરી'નો લેખક (ઇ. સ. ૧૫૮૩–૯૦) પોતાન પુસ્તકમાં કચ્છ વિષે લખે છે,–"કચ્છ એક વિશાળ અલગ પ્રદેશ છે. ઝાડ પાન વગરનો અને રેતાળ છે. ત્યાં ઉત્તમ ઓલાદના ઘોડા, સારા ઊંટો અને બકરાં–ઘેટાં ઉછેરાય છે. ત્યાંના રાજા યદુવંશી એટલે ચંદ્રવંશી કહેવાય છે. ભાયાતો જાડેજા લોકો દેખાવડા છે અને કદાવર છે, તથા દાઢી રાખે છે. તેમનું લડાયક બળ ૧૦,૦૦૦ ઘોડેસવારો અને ૫૦,૦૦૦ પાયદળ લશ્કરનું બનેલું છે. (ત્યાંના રાજાને કાંઇપણ ખંડણી કે લશ્કરી મદદ આપવી પડે છે કે નહિ, તેની નોંધ તે પુસ્તકમાં તે લેતો નથી.) રાજા પોતે ભુજ (પુસ્તકમાં તાહેજ લખેલ છે.) શહેરમાં રહે છે. અને પશ્ચિમે ઝારા અને પૂર્વમાં કંથકોટ એમ બે સ્થળે મજબૂત કિલ્લાઓ બાંધેલા છે." જામ રાવળને કચ્છમાંથી હાંકી કાઢવાની અને નવાનગર રાજ્ય વસાવવાની નોંધ ટૂંકમાં કરેલ છે. એટલું જ નહિ, પણ નવાનગરને તે નાનું કચ્છ કહે છે "નવાનગરના જામ પાસે ૭૦૦૦ ઘોડેસવાર અને ૮૦૦૦ પાયદળ લશ્કર છે. કચ્છના અને નવાનગરના દીવાનો ઘણા લાંબા સમય થયાં મુસલમાન જ થતા આવ્યા છે." આ પ્રકારનો તેમાં ઉલ્લેખ છે.

આ નિર્વિવાદ છે કે અબુલફઝલ કે તેને હકીકત પૂરી પાડનારાઓ કચ્છ વિષે સાંભળેલ હકીકત સિવાય ઘણું જાણતા હોય એમ જણાતું નથી; ખરેખર તો જામ રાવળના અનુસંધાનમાં જે એક ફકરા જેટલી હકીકત લખેલ છે, તે સિવાયનું કચ્છ વિષેનું સઘળું વર્ણન સારાંશ સ્વરૂપે તેણે છ સૈકા પહેલાં અલબેરૂની નામના એક મુસાફરના લખેલા વૃત્તાંતમાંથી લીધેલું જણાય છે. રાવ ખેંગારજીનું નામ પણ તે ક્યાંય લખતો નથી. અને રાવ ખેંગારજીના વખતમાં કચ્છમાં થયેલા ફેરફારો વિષે કંઇ પણ જણાવતો નથી. આમ છતાં જામનગર વિષે તેમાં ઉલ્લેખ જોવામાં આવે છે, અને ત્યાંના રાજા નવાનગરના જામ સતોજી હતા, એમ પણ નોંધે છે. આ ઉપરથી એમ જણાય છે, કે અબુલફઝલે કચ્છ વિષે જે નોંધ કરી છે, તે નવાનગરમાંથી તેણે મેળવેલ હકીકતને આધારે હશે.

મહારાણી વિકટોરિયાનું બ્રિટિશ સામ્રાજ્ય ત્રણ સદી પછી જેવું થયું હતું, તેવું જ લાંબું રાજ્ય રાવ ખેંગારજીનું રહ્યું હતું. અને તે બે યુગો વચ્ચેની સાંકળ સમાન હતું. જૂના વખતનું હિન્દુસ્તાન જેમાં જમીન પરનું લશ્કરી બળ જ પ્રાધાન્યપણે સર્વસમર્થ ગણાતું, અને તે પછીનો યુગ જેમાં હિન્દુસ્તાનમાં યુરોપિયન લોકોની દરિયાઇ સત્તા વિશેષ અને વિશેષ આગળ પડતો ભાગ ભજવતી થઇ હતી, તે બે યુગોને જોડનાર રાવ ખેંગારજીનો સમય હતો. કેપ ઓફ ગુડ હોપને રસ્તે પોર્ટુગલનો વાસ્કો ડી ગામા દરિયો ઓળંગી

મલબાર કિનારે ઊતર્યો ત્યારે રાવશ્રી ખેંગારજીની ઉંમર બે વર્ષની હતી. ૭૯ વર્ષ જેટલી લાંબી અને ઝળકતી કારકિર્દી પછી રાવશ્રી દેવ થયા.

તે વખત દરમિયાન દરિયાના જે વિસ્તારમાં સેંકડો વર્ષથી હિંદુસ્તાનનાં અને આરબ લોકોનાં વહાણો એકલાં જ મુસાફરી કરતાં હતાં, તે વિસ્તારમાં પોર્ટુગલના લોકોની સત્તા વધતી ગઇ, તે તેમણે નજરે જોયું હતું. રાવશ્રી હજુ અમદાવાદમાં જ હતા ત્યારે તેમણે જરૂર સાંભળ્યું હોવું જોઇએ, કે સુલતાન મહમદ બેગડો ઇજીપ્તના લશ્કરની અને કાલિકટના હિન્દુ રાજાની પણ મદદ હોવા છતાં, ઇ. સ. ૧૫૦૯ માં પોર્ટુગીઝ લોકોને દરિયામાંથી દૂર કાઢી શક્યો ન હતો. અને પોર્ટુગીઝ લોકોએ કાઠિયાવાડને કિનારે દીવ બંદરે પોતાની કોઠી સ્થાપી હતી. તેમની સત્તા દરિયા તેમજ જમીન પર વધતી રહી. અને સુલતાન બહાદુરશાહ તેમની સાથેની લડાઇમાં મરણ પામવાથી ગુજરાત–કાઠિયાવાડમાં તેમનો સામનો કરે તેવો કોઇ રહ્યો નહિ. ઇ. સ. ૧૫૫૫ સુધી તો આ પોર્ટુગીઝ લોકો એટલા બળવાન બની ગયા હતા, કે તેઓએ સિંધના બંદરેથી ચાંચિયા લોકો દરિયાઇ લૂટફાટ કરતા હતા, તેને કારણે સિંધ પર લડાઇ કરી અને નગરઠઠ્ઠામાં લૂટફાટ પણ ચલાવી. પોર્ટુગીઝ લોકોની મુસલમાન બાદશાહો ઉપરની સત્તા ઘણે ભાગે તેમના દરિયા ઉપરના કાબુને લઇને હતી. કારણ કે મક્કા શરીફ હજ કરવા જનાર મુસલમાન હાજીઓને દરિયો ઓળંગ્યા વગર ચાલી શકે તેમ ન હતું. જ્યારે શહેનશાહ અકબરે ઇ. સ. ૧૫૭૩ માં ગુજરાત સર કર્યું, ત્યારે તેને પોર્ટુગીઝના વાઇસરોય સાથે હિન્દુસ્તાનમાંથી હજ પડવા જતા મુસ્લીમ યાત્રીઓની સહીસલામતી ખાતર સંધિના કરારો કરવાનું ડહાપણભરેલું જણાયું.

હિન્દુસ્તાનના પોર્ટુગીઝ સત્તાવાળા સાથે કચ્છી વહાણવટીઓના સંબંધ આ સમયે કેવા પ્રકારના રહ્યા હતા, તે જાણવા કાંઇ પણ માહિતી મળતી નથી. આ સમયમાં કચ્છના સાહસિક નાવિકોએ પોતાની કાબેલિયત અને નિડરતાને લીધે પશ્ચિમ હિંદના કાંઠા ઉપર સારી નામના પ્રાપ્ત કરી હતી. પોર્ટુગીઝ લોકોની માફક કચ્છીઓ પણ શાંતિમય વેપારધંધો પસંદ કરતા હતા. એટલે થોડાં વરસો સુધી ચાંચિયાગીરી માટે કચ્છનાં બંદરો જાણીતાં હતાં, પણ આ પ્રવૃત્તિ ધીમે ધીમે બંધ પડી ગઇ જણાય છે. કચ્છના કોઇ બંદર ઉપર પોર્ટુગીઝોએ હુમલો કર્યાનો કોઇ બનાવ નોંધાયો નથી. આ સમયમાં પોર્ટુગીઝ લોકોનું દરિયામાં એટલું તો વર્ચસ્વ વધી ગયું હતું, કે તેમના દરિયાઇ વ્યાપારમાં ખલેલ નાંખનારને કચ્છના બંદરોમાં આશ્રય મળતો હોત, તો કચ્છના સમુદ્ર કિનારા ઉપર હુમલો કર્યા વગર તેઓ રહેત નહિ. સંભવતઃ કચ્છીઓ અને પોર્ટુગીઝો એક બીજાના માર્ગમાં આવ્યા વગર પોતપોતાનો ધંધો–રોજગાર ચલાવ્યે જતા હતા. પરંતુ ઇ. સ. ૧૬૧૨ માં પોર્ટુગીઝોનાં ચાર જંગી જહાજો તથા વીસેક લશ્કરી વહાણોના બનેલા કાફલાને એક ડ્રેગોન નામના અંગ્રેજી વહાણે ફક્ત એક નાના વહાણની મદદ વડે હાર આપી, પોર્ટુગીઝોનો ગર્વ ભાંગ્યો ત્યારે કચ્છી નાવિકો ખરેખર ખુશી થયા જ હશે. આ કડવા અનુભવ પછી પોર્ટુગીઝ લોકોએ અંગ્રેજોના વ્યાપાર–રોજગારમાં માથું મારવું બંધ કર્યું.

એ વખતે અંગ્રેજો સૂરતમાં આંપેની નાની કોઠીમાં કામ કરતા હતા. પરંતુ દિલ્હીની સલ્તનત ઉપર પોતાની સત્તાનો પ્રભાવ પાડવા માટે પોર્ટુગીઝ લોકોએ શાહના માણસો અને માલ ભરી આવતાં ત્રણ વહાણોને જપ્ત કર્યાં. મોગલ શહેનશાહે પોર્ટુગીઝો સામે જમીનને માર્ગે વળતાં કડક પગલાં લીધાં. પરંતુ દરિયાઇ વિસ્તારમાં તેઓ પોર્ટુગીઝો સામે કાંઇ કરી શક્યા નહિ.

ઇ. સ. ૧૬૧૭ માં શહેનશાહ જહાંગીર ગુજરાતમાં ફર્યા ત્યારે તેમણે જોયું કે કચ્છના રાઓ જ ફક્ત દરિયાઇ લડાઇમાં તેને જરૂર છે તે પ્રકારની સહાય આપી શકે તેમ છે. તેથી રાઓશ્રી સાથે શહેનશાહે તે વખતે ખાસ સભ્યતા પૂર્ણ વલણ બતાવ્યું હતું.

ઇ. સ. ૧૫૮૬ માં રા'ખેંગારજી ૧લા પછી તેમના કુંવર રા'ભારમલજી ૧લા તેમની ગાદીએ આવ્યા ત્યારે રાજકીય વાતાવરણ શાન્ત હતું. રા' ભારમલજીએ કચ્છનો દરિયાપારનો વેપાર વધારવા માટે બહુ સારો પ્રયાસ કર્યો દેખાય છે. અરબ્બી સમુદ્રમાં કચ્છી વહાણવટાનું સ્થાન તે વખતે ઘણું ઊંચું ગયું હતું. જમીન માર્ગે પણ તેમણે પોતાની લશ્કરી તાકાત તેટલી જ અસરકારક બનાવેલી હતી. શહેનશાહ જહાંગીર ઇ. સ. ૧૬૧૭ માં જ્યારે રાઓશ્રી ભારમલજીને મળ્યા તે પ્રસંગની નોંધમાં શહેનશાહે લખ્યું છે, કે "કચ્છના રાઓ પાંચથી છ હજાર ઘોડેસવારોનું લશ્કર હમેશાં નિભાવે છે, અને યુદ્ધ સમયે તેનાથી બમણું લશ્કર સહેલાઇથી ઊભું કરી શકે તેમ છે." આટલા લશ્કરી બળને લીધે તેમને વધુ પડતો આત્મવિશ્વાસ પેદા થયો હતો. તેમના પિતાના સ્વભાવમાં હિંમત અને ડહાપણનો જે સુમેળ હતો, તેનાથી તે વંચિત હતા. રાઓ ભારમલે પોતાના રાજ્યનાં શરુઆતનાં વરસોમાં ગુજરાતની મોગલ સત્તા સાથે પોતાનો વ્યવહાર કુનેહભરી રીતે ચલાવ્યો નહિ. કચ્છના રાઓ ગુજરાતની સર્વોપરી સત્તા સ્વીકારે એટલાથી જ ગુજરાતને સંતોષ હતો. આ સર્વોપરી સત્તાનો સ્વીકાર કચ્છ તરફથી સ્પષ્ટ રીતે થાય એટલું તો તેઓ માગતા જ હતા. કચ્છ તદ્દન સ્વતંત્ર રાજ્ય છે, એવું બતાવવા જ્યારે જ્યારે હીલચાલ થતી, કે તાત્કાલિક તેવો ભ્રમ સખત રીતે તોડી પાડવામાં આવતો હતો.

ઇ. સ. ૧૫૯૦ માં જ્યારે ગુજરાતના ભૂતપૂર્વ રાજા મુજફ્ફર ત્રીજાએ નવાનગરના જામની મદદ લઇ શાહી સૂબા અઝીઝખાન કોકા સામે બંડ કરવા પ્રયત્ન કર્યો ત્યારે સંબંધ બગડવાની શરુઆત થઇ. મોગલ શહેનશાહનું લશ્કર બહુ જ બળવાન હતું, અને મુજફ્ફરે પોતાનું છેલ્લું આશ્રય સ્થાન જૂનાગઢ પણ ગુમાવ્યું. ત્યાર બાદ તેણે કચ્છ નાસી જઇને રાઓ ભારમલનું શરણું માગ્યું. મોગલ સત્તાની અવગણના કરીને પણ મુજફ્ફરને આશ્રય આપવો એ મારી ફરજ છે, એમ રાઓ ભારમલે વિચાર્યું જણાય છે. પણ પરિણામ એ આવ્યું કે કચ્છની મોરબીની જાગીર જપ્ત કરવામાં આવી, અને તેને ઇ. સ. ૧૫૯૦ તથા ૧૫૯૧ માં હાર પણ આપવામાં આવી. આ લડાઇ કચ્છની ભૂમિ ઉપર લડવામાં આવી, કે કોઇ અન્ય સ્થળે તે ચોક્કસ નથી. આને લીધે સૂબાની માગણી પ્રમાણે મુજફ્ફરને પાછો સોંપી દેવાની તથા મોગલ સલ્તનતનું સર્વોપરી પણું સ્વીકારવાની રા' ભારમલને ફરજ પડી, ત્યાર બાદ મોરબીની જાગીર તેમને પાછી સોંપવામાં આવી અને તેમનું મૂળ સ્થાન

પણ સ્વીકારવામાં આવ્યું. તેમની પાસેથી લશ્કરના સ્વરૂપની ખંડણી પણ કોઇ કોઇ વખતે જ માગવામાં આવતી. પરંતુ ઇ. સ. ૧૬૦૯ માં રાઓશ્રીને ૨૫૦૦ માણસોના લશ્કર સહિત પોતાના કુંવરને ગુજરાતના બીજા ખંડિયા રાજાની સાથોસાથ ધરમપુરમાં રામનગર મુકામે મોકલવાની ફરજ પાડવામાં આવી. આમ થતાં ઇ. સ. ૧૫૯૧ માં કચ્છ પાસેથી તાબેદારી સ્વીકારવાનો જે એકરાર કરાવવામાં આવ્યો હતો, તેનો અમલ ઇ. સ. ૧૬૦૯ માં તો ખરેખર થયો.

'ટોડ—રાજસ્થાન'ના લેખક શ્રી ટોડે પોતાના 'વેસ્ટર્ન ઇન્ડિયા' નામના પુસ્તકમાં રાવ ભારમલજીએ ભૂતપૂર્વ રાજા મુજફ્ફરશાહને દિલ્હીના સૂબાને સોંપી આપ્યો, તે બાબતની એક વિચિત્ર હકીકત લખેલ છે. આ લખાણ પ્રમાણે અકબર બાદશાહ રાવ ભારમલનું આ કૃત્ય એક શૂરવીર રાજવીને છાજે તેવું ન હતું, એમ માનતા હતા. અને તેટલા માટે દિલ્હી શહેરના દરવાજા બહાર તેણે બે પાળિયા ચણાવવાનો હુકમ કર્યો. એક પાળિયા ઉપર રાવશ્રી ભારમલજીના કૃત્યને ઉતારી પાડતી નોંધ હતી. અને બીજા પાળિયા પર બેટ દ્વારકાના સરદારે મુજફ્ફરશાહના રક્ષણ માટે જે જબરજસ્ત સામનો કર્યો હતો તેનું વર્ણન હતું. ટોડ સાહેબના કહેવા પ્રમાણે વટેમાર્ગુઓને કહેવામાં આવતું, કે પહેલા પાળિયાને તુચ્છકારવાનો છે, અને બીજાને હાર પહેરાવવાનો છે. ટોડ સાહેબ કહે છે કે આ રસમ રાવ દેશળજી પહેલા (ઇ. સ. ૧૭૧૯ થી ૧૭૫૨) ના વખત સુધી ચાલુ હતી, અને તેથી તેમણે આ પાળિયા ઉખડાવી નાખવા માટે અરજ કરી જે મંજુર કરવામાં આવી હતી. આ હકીકતને બીજા કોઇ સાધન દ્વારા સમર્થન મળતું નથી. બાદશાહ અકબરના સ્વભાવ વિષે ઊંડા ઊતરતાં આવું મનસ્વી કૃત્ય તદ્દન અસંભવિત તો ન કહી શકાય. પણ આવી રીતે પોતાનાજ સૂબાના હુકમની અવગણનાને ઉત્તેજન મળે એવું કાર્ય તે કરે, એ સંભવિત નથી. હવે ધારો કે બે પાળિયાઓ ખરેખર ઊભા કરવામાં આવ્યા હતા, તોપણ રાવશ્રી ભારમલજીના માનમાં તેમને તુરતાતુરત ખસેડી લેવા જોઇતા હતા. રાઓશ્રીની મુલાકાત વખતે તેમના પ્રત્યે તેણે જે મૈત્રીભાવ દર્શાવ્યો હતો, અને મક્કે હજ પઢવા જતા હાજીઓના રક્ષણ માટે રાઓશ્રીની દરિયાઇ તાકાતની તેણે જે નોંધ લીધી હતી, એ પ્રસંગની મુલાકાતના સમયે આ પાળિયાઓનું અસ્તિત્વ હોય એ તો ખરેખર સંભવિત જ નથી.

રાવશ્રી ભારમલજીને ઇ. સ. ૧૬૧૭ ની સાલમાં કચ્છની ગાદી પર રાજ્ય કરતે ૩૨ વર્ષ થઇ ગયાં હતાં, એટલે અમદાવાદ મુકામે બાદશાહ જહાંગીરને જ્યારે તેઓ મળ્યા ત્યારે તે પાકા અનુભવી હશે જ એમ કહી શકાય. બાદશાહ જહાંગીર તે વર્ષે પોતાના ગુજરાત પ્રદેશની મુલાકાતે પધારેલ હતા. તે વખતે સઘળા જાણીતા પેટા રાજ્યના રાજવીઓ બાદશાહને વફાદારી પૂર્વક માન આપવા અમદાવાદમાં એકત્રિત થયા હતા. રાવશ્રી ભારમલજી પોતા સાથે મોટો રસાલો અને ચુનંદી ભેટો લઇ ગયા હતા. આ સઘળાની નોંધ બાદશાહે તેની તવારીખોમાં કરેલ છે. તેમાં લખેલ છે કે રાવશ્રી પોતા સાથે ઊંચી ઓલાદના કીમતી ૧૦૦) કચ્છી ઘોડાઓ, (એક એકની કીંમત ૨ થી ૩ હજાર રૂપિયા

થાય તેવા.) ૧૦૦) સોનાની મોટી મહોરો, અને ૨૦૦૦) રૂપિયા લાવ્યા હતા. રૂપિયા ૨૦૦૦) તો રિવાજ પ્રમાણેનું 'નજરાણું' હતું. પણ ઘોડાઓ અને સોનાના સિક્કાઓ એ ખાસ ભેટો હતી. બાદશાહ અને રાવ ભારમલજી એક બીજા તરફ બહુ સારો અભિપ્રાય અને માન ધરાવતા થયા હતા, અને રાવશ્રી બાબતમાં બાદશાહનો અભિપ્રાય તો જરૂર બહુ જ સારો થયો હતો. બાદશાહ જહાંગીરે ચાલુ ધોરણ પ્રમાણે જે શિરપાવ વડે મોગલ બાદશાહો જાહેરમાં એક મહાપુરુષને મહાપુરુષ તરીકે માન આપતા તે પ્રકારનો શિરપાવ રાવશ્રીને આપ્યો હતો. તે ઉપરાંત પણ રાવશ્રીને પોતાનો એક પાણીદાર અશ્વ, બે હાથીઓ, એક કટાર, એક હીરાની મૂઠવાળી તલવાર અને ચાર કીમતી વીંટીઓ ભેટ આપી હતી. આ ઉપરાંત ખંડણી આપતા મોગલ બાદશાહના પેટાના રાજવીઓ માટે અપવાદરૂપ ગણાય એવો પણ એક અધિકાર આપ્યો. આ અધિકાર હતો, પોતાની ટંકશાળમાં પોતાના જુદા સિક્કા પાડવાનો. આ રીતે કચ્છનો જુદો કોરીનો સિક્કો ઇ. સ. ૧૯૪૮ની સાલ સુધી બરાબર ૩૩૦ વર્ષ સુધી ચાલુ રહ્યો હતો.

આ અધિકારથી પણ એક મોટી નવાજેશ જે દિલ્હીના બાદશાહે મહારાવશ્રી ભારમલજી પર કરી હતી તે એ હતી, કે કચ્છમાંથી વસૂલ લેવાતી દરેક પ્રકારની ખંડણી સદાને માટે માફ કરવામાં આવી. તેના બદલામાં મહારાવશ્રીએ વચન આપ્યું, કે મક્કા હજ પડવા જતા યાત્રીઓને કચ્છી વહાણોમાં કંઇ પણ ભાડું લીધા વગર મોકલી આપવામાં આવશે. જે વખતે મુસલમાન યાત્રીઓને સતાવી મોગલ શહેનશાહને મુશ્કેલીમાં મૂકવાની પોર્ટુગીઝ સત્તાવાળા તનતોડ પ્રયાસો કરી રહ્યા હતા, તે સમયે કચ્છના રાવે યાત્રાળુના સંબંધમાં આપેલ વચનથી શહેનશાહને પૂર્ણ સંતોષ થયો હતો. એ બીના બતાવે છે કે તે સમયે કચ્છની દરિયાઇ તાકાત ઉચ્ચ કક્ષાની હતી. રાઓશ્રી પણ બહુ ખુશી થયા હતા. ખંડણી ભરવામાંથી માફી મળેલ હોતાં, જ્યાં સુધી દિલ્હીની મધ્યસ્થ સત્તા બળવાન રહી ત્યાં સુધી કચ્છના રાવ, ગુજરાતના બાદશાહોથી વાસ્તવમાં તો સ્વતંત્ર રહેવા પામ્યા હતા. શહેનશાહ જહાંગીર સાથેની રાઓશ્રી ભારમલની ઐતિહાસિક મુલાકાત તથા ત્યાર બાદ બનેલા મહત્ત્વના બનાવોએ રાઓશ્રી ખેંગારજી ૧'લા તથા તેમના વંશજોએ, કચ્છને સાચી સ્વતંત્રતા અપાવવા માટેના જે ભગીરથ પ્રયત્નો આદર્યા હતા તેમાં તેમને અંતિમ વિજય મલ્યો હતો એમ બતાવ્યું છે. એ ખરૂં છે કે કચ્છના રાજવીઓ મોગલ સામ્રાજ્યની સત્તા હેઠળ રહેતા આવ્યા હતા, પણ પેટામાં હોવા છતાં તેમને કોઇ પણ જાતની ખંડણી આપવી પડતી ન હતી.

શહેનશાહ જહાંગીર કે જેણે રાઓશ્રી ભારમલ પ્રત્યે આટલો બધો સદ્ભાવ બતાવ્યો હતો, તેના મૃત્યુ બાદ પાંચ વરસ પછી ઇ. સ. ૧૬૩૨ માં રાઓ ભારમલ પણ દેવ થયા. તેમની પાછળ તેમના કુંવર ભોજરાજજી કાંઈ પણ મુશ્કેલી વગર ગાદીએ આવ્યા. તેમણે ઈ. સ. ૧૬૪૫ પર્યંત રાજ્ય કર્યું. ભોજરાજજીના સમયમાં કચ્છમાં કાંઇ નોંધપાત્ર બનાવો બન્યા જણાતા નથી. પરંતુ ભોજરાજજી પછી તેના ભત્રીજા ખેંગારજી બીજા જ્યારે ગાદીએ આવ્યા ત્યારે મોગલ વંશના રાજ્ય-કુટુંબમાં ઝગડાઓ ચાલતા હતા,

તેની પરોક્ષ અસર કચ્છ ઉપર થવાથી કચ્છ અલગ પ્રદેશ તરીકે વધારે વખત રહી શક્યું નહિ. ઇ. સ. ૧૬૪૫ માં ખેંગારજી બીજા કચ્છની ગાદી ઉપર આવ્યા ત્યારે શહેનશાહ શાહજહાંનનો ત્રીજા નંબરનો શાહજાદો ઔરંગઝેબ જે અતિ મહત્ત્વાકાંક્ષી અને ક્રૂર સ્વભાવનો હતો, તેની ગુજરાતના સૂબા તરીકે નિયુક્તિ થઇ. તેણે એકાદ વર્ષ ગુજરાતમાં પસાર કર્યું. તેવામાં બદકશાન ઉપર ચડાઇ કરવા માટે તેને પાછો દિલ્હી બોલાવી લેવામાં આવ્યો. શાહજાદા ઔરંગઝેબ અને રાઓશ્રી ખેંગારજી બીજાની કોઇ પ્રસંગે મુલાકાત થઈ હોય તેવી કોઇ નોંધ મળતી નથી. પરંતુ શાહજાદાએ પોતાના સૂબાના પદ દરમિયાન, ગુજરાત સંબંધી જે માહિતી પ્રાપ્ત કરી હતી તે અનુભવ તેર વર્ષ બાદ, જ્યારે તે પોતાના ભાઇ શાહજાદા દારાની પૂંઠે તેને મારી નાખવાના નિશ્ચયથી પડયો હતો, ત્યારે બહુ કામ આવ્યો. દિલ્હીની ગાદી મેળવવા માટેની લડાઇમાં શાહજાદાનો પરાજ્ય થયો અને જાન બચાવવા તે નાઠો. ઔરંગઝેબ તેની પૂંઠે દિલ્હી અને લાહોર થઇ સિંધ પહોંચ્યો. દારા મુલતાનથી નગરઠઠ્ઠા પહોંચ્યો, પરંતુ ત્યાંથી આગળ ન જતાં પોતાનું નસીબ ફરી અજમાવવા પાછો પૂર્વ તરફ વળ્યો. પણ કચ્છનું રણ ઓળંગવામાં તેના લશ્કરને બહુ જ સહન કરવું પડયું.

કચ્છમાં તે વખતે રાઓશ્રી તમાચીજી રાજ્ય કરતા હતા, જે ખેંગારજી બીજા પછી ઇ. સ. ૧૬૫૫ માં ગાદીએ આવ્યા હતા. તેમણે દારાને હાર્દિક આવકાર આપી, ભુજમાં એક સુંદર બગીચામાં રહેવાની ગોઠવણ કરી આપી. આ બગીચો હજુ પણ "દારાવાડી" તરીકે અસ્તિત્વ ધરાવે છે. પરંતુ દારાની ઇચ્છા કચ્છમાં રહેવાની થઇ નહિ. તેણે સાંભળ્યું હતું કે ગુજરાતમાં તેને સારો સહકાર પ્રાપ્ત થાય તેવા સંજોગો છે. એટલે થોડો સમય કચ્છમાં વિશ્રાંતિ લઇને તે અમદાવાદ તરફ આગળ વધ્યો. અમદાવાદમાં તેને બહુ સારો આવકાર મળ્યો, અને શહેરના દરવાજા તેના માટે ખુલ્લા મૂકવામાં આવ્યા. દારાએ જો ડહાપણ વાપર્યું હોત તો ગુજરાતમાં એક મજબૂત થાણું જમાવી, દક્ષિણના પ્રદેશમાં તે પોતાને માટે સ્વતંત્ર રાજ્ય સ્થાપી શક્યો હોત. કારણ કે દક્ષિણમાં ઔરંગઝેબ પ્રત્યે લોકોને ઘણો જ તિરસ્કાર હતો. પરંતુ ઔરંગઝેબે લુચ્ચાઇથી દારાને ભોળવી, ઉત્તર તરફના પ્રદેશમાં આવવા લલચાવ્યો. રાજપૂતાનાના કેટલાક રાજપૂત રાજાઓ તેને મદદ કરવા તૈયાર છે, એ મતલબના બનાવટી આધારો પણ ઔરંગઝેબે દારાને બતાવ્યા. પરંતુ આખરે દારાને ફરીથી નાસવું પડયું. આ વખતે ઔરંગઝેબે કચ્છના રાવ તેમજ ગુજરાત કાઠિયાવાડના રાજાઓને સ્પષ્ટ સૂચનાઓ કરી દીધી હતી, કે દારાને કોઇએ કાંઇ સહાય આપવી નહિ.

નાસતો શાહજાદો પ્રથમ જામનગર ગયો, પરંતુ ત્યાં તેને ચોકખો જાકારો મળ્યો. ત્યાંથી તે કચ્છ તરફ ગયો, અને કચ્છના રાવે તેને પૂર્ણ સભ્યતાથી આવકાર આપ્યો. પરંતુ કોઇપણ પ્રકારની લશ્કરી મદદ તેને આપી શકાશે નહિ એવું જણાવ્યું. આ વખતે દારા કચ્છ છોડી ગયો, તે પાછો કચ્છ આવવા પામ્યો જ નહિ. રણ પાર કરતી વખતે તેના રસાલાના જે થોડાઘણા માણસો હતા, તેમાંથી મોટા ભાગનો નાશ થઈ ગયો.

છેવટે જ્યારે તે બોલન ઘાટમાં થઈને ઈરાન તરફ નાસી છૂટવાની અણીએ હતો ત્યારે દગાથી તેને મારી નાંખવામાં આવ્યો, રાઓશ્રી તમાચીજીએ દારાને કચ્છમાં આ સમયે જે આશ્રય આપ્યો હતો તે લક્ષમાં રાખી શહેનશાહ ઔરંગઝેબે કચ્છ વિરૂદ્ધ કાંઈ પગલું ભર્યું હોય તેવું દેખાતું નથી.

રાવશ્રી તમાચીજી ઇ. સ. ૧૬૬૬ માં દેવ થયા, તે પહેલાં કચ્છમાં બુખારાના એક સમર્થ ઓલિયા, નામે શાહ મુરાદ આશ્રય લેવા કચ્છના સદ્દભાગ્યે પધાર્યા હતા.

રશિયાની વગથી તેમને તુર્કસ્તાનમાંથી નસાડી મૂકવામાં આવ્યા હતા. કારણ કે તેમણે મધ્ય એશિયાના મુસલમાન અગ્રણીઓને રશિયાની શાહી સરકારના આગળ વધતા જતા આક્રમણનો સામનો કરવા આગ્રહપૂર્વક દબાણ કર્યું હતું. થોડા સમય સુધી ભ્રમણ કર્યા બાદ શાહ મુરાદે કચ્છમાં આશ્રય લેવાનું નક્કી કર્યું, કારણ કે રાવશ્રીથી માંડીને એક નાનામાં નાના માણસના અંતરમાં પણ એમને માટે ઘણો જ આદરભાવ હતો. ઘણાં વર્ષો સુધી મુન્દ્રામાં રહ્યા અને ત્યાં જ તેમને દફન કરવામાં આવ્યા છે. કચ્છના મચ્છીમારો અને વહાણવટીઓ જ્યારે જ્યારે દરિયામાં કાંઈ પણ મુશ્કેલી કે જોખમમાં મૂકાઈ જાય છે, ત્યારે ત્યારે આ ઓલિયાની મદદ માટે પ્રાર્થના કરે છે. આ કારણથી શાહ બુખારી એક મહાન રક્ષણ કરનાર પીર તરીકે પૂજાય છે. તેઓ મરણ પામ્યા તે પહેલાં તેમણે જે મુલકમાં આશ્રય લીધો હતો તે કચ્છ પ્રદેશની એક મહાન સેવા કરી ચૂક્યા હતા.

રાવશ્રી તમાચીજી પછી રાવશ્રી રાયધણજી પહેલાના વખતમાં અમદાવાદના સૂબા મોઆઝીમ બેગે કચ્છમાંથી ખંડણી વસૂલ કરવાને એક સબળ પ્રયત્ન આદર્યો. આમ તેણે શા માટે કર્યું, તે સમજાતું નથી. પણ મહાન મરાઠા સરદાર શિવાજીએ આ વખતે ગુજરાત ઉપર ભયંકર હુમલાઓ શરૂ કર્યા હતા. એટલે અમદાવાદના સૂબાને પોતાનો ખજાનો ભરવા માટે દરેક સ્થળેથી જેટલું લેણું કરી શકાય તેટલું કરવાની જરૂર ઊભી થઈ હતી. એ સમજી શકાય એવું છે કે સૂબા મોઆઝીમ બેગે રાવશ્રી ભારમલજી પહેલા અને બાદશાહ જહાંગીર વચ્ચે ઇ. સ. ૧૬૧૭ની સાલમાં જે કરારો થયા હતા તે જાણ્યા જ હશે, અને તત્કાલીન લેખકોનાં લખાણોમાં કોઈ સ્થળે પણ એવું જોવામાં આવતું નથી, કે કચ્છે હજ પડવા જતા યાત્રાળુઓના અનુસંધાનમાં જે જવાબદારી સ્વીકારી હતી તેમાં તેણે પાછી પાની કરી હોય. છતાં કાઠિયાવાડની બાજુએથી મોઆઝીમ બેગ કચ્છ ઉપર ચડી આવ્યો, અને તેના મોટા લશ્કરનો સારી રીતે સામનો કરવાનું કચ્છ માટે મુશ્કેલ થઈ પડ્યુ. રાવશ્રીની ફોજ લડવા તૈયાર હતી, પણ મોગલ સલ્તનતના કસાયલા સરદારો નીચે આવેલા મોટા લશ્કરનો સામનો કરવામાં તેઓ ટકી શકે નહિ. આ તબક્કે મુન્દ્રાવાળા શાહ મુરાદપીર વચ્ચમાં પડ્યા. તેમણે એવું ચોક્કસપણે સિદ્ધ કરી આપ્યું કે મક્કા શરીફની હજ પડવા જતા યાત્રાળુઓને કચ્છમાંથી સારી સગવડો અપાય છે, અને કચ્છના સત્તાધીશો તરફથી મુસલમાન ધર્મને સારી મદદ મળે છે. વધારામાં શાહ મુરાદનું એક પવિત્ર ઓલિયા તરીકેનું વજન તથા તેની આગ્રહભરી વિનંતિની અવગણના કરીને મોઆઝીમ બેગે કાંઈ પણ આગળ પગલું ભર્યું નહિ. આનું પરિણામ મોઆઝીમ બેગ

સિવાય દરેક માટે સંતોષકારક આવ્યું. મોઆઝીમ બેગને સલાહસંપ કરી પાછા ફરવાની ફરજ પડી, અને કચ્છને ખંડણીથી મુક્ત રાખવાનું પણ તેણે સ્વીકાર્યું.

મહારાવશ્રી ખેંગારજી પહેલાના સ્વર્ગવાસ બાદ, ગાદીના હક્ક માટે કચ્છમાં કદી કજિયો ઉત્પન્ન થયો નહતો, તે ઇ. સ. ૧૬૯૮ માં રાવશ્રી રાયધણજી પહેલાના અવસાન બાદ પ્રથમ વાર જ કચ્છના ઇતિહાસમાં ઉદ્‌ભવ પામ્યો. એક સૈકા ઉપરાંતના સમયથી રાજગાદીના સાચા હક્કદારો એક પછી એક પોતાના હક્ક મુજબ રાજગાદી પર આવતા હતા. આથી રાજવંશના ઝગડામાંથી મુક્ત રહેવાનો કચ્છને લાભ થયો હતો.

રાઓશ્રી રાયધણજીને ૧૧ કુંવરો હતા. જેમાંના પાટવી કુંવર નોંઘણજી યુવાવસ્થામાં જ મૃત્યુ પામ્યા હતા. તેની પાછળના કુંવર રવાજીનું પણ ખરાબ સંજોગોમાં મૃત્યુ થયું હતું, જેમાં ત્રીજા કુંવર પ્રાગમલજીનો હાથ હતો એમ કહેવાય છે.

નોંઘણજી તથા રવાજીને કુંવરો હતા. જાડેજા વંશમાં ગાદી વારસ માટેની પ્રચલિત રૂઢિ પ્રમાણે આ બન્ને કુંવરો, અનુક્રમે પ્રાગમલજી કરતાં ગાદી માટે વધારે હક્કદાર હતા. પરંતુ પ્રાગમલજીએ પોતાના શક્તિશાળી અને મહત્ત્વાકાંક્ષી કુંવર ગોડજીને મદદમાં લઇ, આ બન્ને કુંવરોનો હક્ક છીનવી લેવા નિશ્ચય કર્યો. તેના પિતા રાયધણજી દેવ થયા, તે પહેલાં જ પ્રાગમલજીએ પોતાના પક્ષમાં ભાયાતોનું તથા લશ્કરી અમલદારોનું એક બળવાન જૂથ ધીમે ધીમે ઊભું કરી દીધું હતું. અચાનક છાપો મારવા માટે તેણે એક યુક્તિ વાપરી, કે જે હજુ પણ પ્રખ્યાત છે. અને જેની અસર હજુ સુધી કચ્છના ગાદીપતિ રાજાની મરણાંતર ક્રિયા ઉપર ચાલુ છે. આંખો દુખવાનું બહાનું આપી, પોતાના પિતાની સ્મશાન યાત્રામાં, તે પોતાના ભાઇઓ અને ભત્રીજાઓની સાથે સ્મશાને ગયા નહિ. અને પોતાના પક્ષના માણસો સહિત કિલ્લામાં જ રહ્યા. તુરત જ તેમણે ખજાનાનો કબજો લઇ લીધો. તોપો ઉપર માણસો ગોઠવી દીધા, અને સ્મશાને ગયેલા માણસો શહેરમાં પાછા દાખલ થઇ શકે નહિ, તે માટે શહેરના દરવાજા પણ બંધ કરી દીધા. આ પ્રમાણે ગાદીના ખરા વારસોનો હક્ક કચડીને તે પોતે કચ્છની ગાદીએ બેસી ગયા. હજુ થોડાં વરસો પહેલાં જ કચ્છમાં એવો રિવાજ પ્રચલિત હતો, કે રાજાના મૃત્યુ સમયે ગાદીનો સાચો વારસ મહેલમાં અથવા કિલ્લામાં જ રહે, અને તે પછીના વારસદારો સ્મશાન યાત્રામાં સામેલ થઇ શહેર બહાર જાય. કચ્છની ગાદી ઉપર આવેલ છેલ્લા રાજવી (મહારાઓ શ્રી મદનસિંહજી) એ આ રિવાજ પડતો મૂક્યો.

પ્રાગમલજીએ ઉપર પ્રમાણે બળજબરી અને દગાથી ગાદી ઝૂંટવી લીધી, તેનાં પરિણામ ઘણાં જ માઠાં આવ્યાં. રાવશ્રી ખેંગારજી ૧ લાને કચ્છ રાજ્યના વડા તરીકે ગણી, તેઓ પ્રત્યે વફાદાર રહેવાની બધા ભાયાતો તથા જાગીરદારોમાં જે એકસરખી ભાવના રહેતી આવી હતી તે નષ્ટ થઇ. પ્રાગમલજીએ ગાદી મેળવી તે પહેલાં જ જે જે લોકોની મદદની તેને જરૂર હતી, તેવા લોકોને ખુશ કરવા માટે જમીનની બક્ષિસો કરવાની તેને ફરજ પડી હતી. પરંતુ તેમ થતાં મધ્યસ્થ સત્તા ઘણી કમજોર બની ગઇ. વળી તેના

સંખ્યાબંધ સગા-સંબંધીઓ પણ વફાદાર રહેવા બદલ મોટી મોટી બક્ષિસો માગવા લાગ્યા. દાખલા તરીકે ગાદીના ખરા હક્કદાર નોંઘણજીના કુંવર હાલાજીને મનાવી લેવા માટે મુન્દ્રા જેવું અગત્યનું દરિયા કાંઠાનું બંદર બક્ષિસ તરીકે આપવું પડયું. આ પ્રકારની નીતિનું પરિણામ એ આવ્યું કે દીર્ઘદૃષ્ટા રા' ખેંગારજી ૧ લા અને તેમના ડાહ્યા અનુગામીઓએ બહુ જ સંભાળપૂર્વક એક સંગઠિત રાજ્ય બનાવી, તેને કુનેહપૂર્વક ટકાવી રાખ્યું હતું, તેનો નાશ થયો અને નાના નાના જાગીરદારો ઊભા થયા. આ જાગીરદારો પોતાની આવકનો સ્વતંત્ર રીતે ઉપયોગ કરવા લાગ્યા. દરેકને પોત પોતાની અલગ હકૂમત પણ મળી. પરંતુ કચ્છની અવદશા આટલેથી જ અટકી નહિ. જ્યારે સ્વ. રવાજીના કુંવર કાંયાજી ઉંમરલાયક થયા, અને તેણે મોરબીની જાગીર કબજે કરી લીધી ત્યારે તેને પણ ખુશ રાખવા માટે રા' પ્રાગમલજીને આંખ આડા કાન કરવા પડયા. મોરબીની જાગીર સુલતાન મહમદ બેગડા તરફથી રાઓશ્રી ખેંગારજી ૧ લાને બક્ષિસ મળી હતી, અને ત્યારથી તે ખેંગારજીના વંશજો પાસે જ રહી હતી. હવે તે કાંયાજીના હાથમાં આવી, પણ એટલાથી તે સંતોષ માને તેવા ન હતા. કાંયાજીને મોરબીના સ્વતંત્ર રાજ્યના સ્થાપક ગણવામાં આવે છે. દર વરસે કચ્છના રાવની હકૂમત નીચેના કોઈને કોઈ ભાગ ઉપર તે હુમલાઓ કરતા રહ્યા હતા. પરંતુ રાઓશ્રીનું લશ્કર ઘણું બળવાન હોતાં, સાધારણ રીતે કાંયાજીનું કાંઈ ફાવતું નહિ. પરંતુ એક વખતે યુક્તિ વાપરી, તેણે વાગડમાં કટારીઆ કબજે કર્યું, અને ત્યાં એટલા તો મક્કમતાથી ગોઠવાઈ ગયા, કે પાટવી કુંવર ગોડજી પણ તેને ત્યાંથી કાઢી શકયા નહિ. પરિણામ એ આવ્યું કે કાંયાજી અને ત્યાર બાદ તેના વંશજોએ છેક ઇ. સ. ૧૯૪૮ની સાલ સુધી કચ્છની હકૂમતની બહાર, પણ વચ્ચોવચ ટાપુની માફક આવેલ આધોઇ તાલુકાનો કબજો ચાલુ રાખ્યો. આ પરિસ્થિતિ, રાઓ પ્રાગમલ અને તેના વંશજો માટે એક ભયંકર અપમાન સમી ચાલુ જ રહી. છેવટે વીસમી સદીના મધ્યમાં કચ્છ અને મોરબીનાં દેશી રાજ્યો દિલ્હી રાજ્યમાં વિલીન થઈ ગયાં.

આ બધી પ્રતિકૂળતાઓ પેદા થવા છતાં એકંદર રીતે રાઓશ્રી પ્રાગમલજીની કારકિર્દી સફળ બની હતી. અને ગાદી વારસ બનવા માટેના ક્રમમાં તેણે જે બળજબરીથી ફેરફાર કર્યો હતો, તે ક્રમ ચાલુ રહ્યો હતો. જામ રાવળથી છઠ્ઠી પેઢીએ આવેલ જામ તમાચીને, રાઓશ્રી પ્રાગમલજીએ લશ્કરી મદદ કરી, નવાનગરની ગાદીએ પુનઃ સ્થાપિત કર્યો, તે જીતથી પ્રાગમલજીની નામના ઘણી વધી ગઇ. જામ તમાચીને તેના પ્રતિસ્પર્ધી પક્ષે તેના રાજ્યમાંથી હાંકી કાઢયો હતો. કચ્છના અને નવાનગરના જાડેજા રાજવી વચ્ચે રાઓશ્રી ખેંગારજીના સમયથી જ વમનસ્ય ચાલ્યું આવતું હતું; છતાં જામ તમાચીએ આજીજી કરીને રાઓશ્રી પ્રાગમલજીની મદદ મેળવી. આ મદદ તાત્કાલિક સારા પ્રમાણમાં આપવામાં આવી. રાઓશ્રીએ પોતાના પાટવી કુંવર ગોડજીને એક મોટા લશ્કર સહિત નવાનગર રવાના કર્યા, અને જામ તમાચીને તેની ગાદી પાછી અપાવી. તે વખતથી રાઓશ્રી પ્રાગમલજી "મહારાઓ" કહેવાયા. પ્રાગમલજીને તથા તેના વંશજોને કચ્છના ઇતિહાસમાં ત્યારથી મહારાઓ તરીકે સંબોધવામાં આવ્યા છે.

ઇ. સ. ૧૭૧૫ માં મહારાઓશ્રી પ્રાગમલજી દેવ થયા, અને કચ્છની ગાદીએ તેમના યુવરાજ કુંવર શ્રી ગોડજી આવ્યા. પોતાના પિતાશ્રીની હયાતી દરમિયાન જ મહારાવ શ્રી ગોડજી અતિશય શક્તિશાળી અને એક ચુનંદા સેનાધિપતિ તરીકે પુરવાર થઇ ચૂકયા હતા. જો તેઓ વધુ વખત જીવ્યા હોત તો કચ્છ ઉપર જે જે રાજવીઓએ રાજ્ય કરેલ છે, તે સઘળામાં એક બહુ સારી કક્ષાના રાજવી તરીકે તેમની ગણતરી થઇ હોત. ચાર વર્ષની ટૂંકી કારકિર્દીમાં તેમના પિતા મહારાવશ્રી પ્રાગમલજીએ, સંજોગોના દબાણને લીધે કચ્છના ભાવિ રાજવીઓના હિતમાં જે નુકસાન પહોંચાડયું હતું, તેમાંનું થોડુંક નુકસાન સુધારી લેવાની તેમણે શરૂઆત પણ કરી હતી. જાડેજા હાલાજીને મુન્દ્રાની જાગીર આપી દેવામાં આવી હતી, તેનો કબજો તેમણે પાછો લીધો. આવી જ રીતે કાંઠી અને અંજાર ચોવીશી પણ પાછાં મેળવ્યાં. રાજાએ બક્ષિસ આપેલાં ગામો પાછાં લઇ લેવાની નીતિ જો મહારાવશ્રી ગોડજી વધારે જીવ્યા હોત તો જરૂર વધારે આગળ ધપાવવામાં આવી હોત. આ પ્રકારની નીતિને એટલે બક્ષિસમાં આપેલા ગરાસો બળજબરીથી પાછાં જપ્ત કરવાની નીતિને નીતિ કહી શકાય નહિ. કારણ કે જેમની પાસે તે ગામગરાસ હતાં, તેમણે તેટલાથી સંતોષ ન માનતાં અન્ય ભાયાતોની પ્રેરણા અને મદદથી નવાં ગામો વસાવ્યાં હતાં, અને આસપાસની વિશાળ જમીન ખેડવાણ બનાવી, પોતાના ગરાસમાં ભેળવી દીધી હતી. આવી રીતે કચ્છના ઇતિહાસમાં સારામાં સારા કાળ તરીકે કહી શકાય તેવા આબાદીના સમયના પાયાઓ મહારાવશ્રી ગોડજીના વખતમાં નંખાયા હતા.

મહારાવશ્રી ગોડજી ઇ. સ. ૧૭૧૯ માં સ્વર્ગવાસ પામ્યા અને કંઇ પણ તકરાર વગર તેમના યુવરાજ કુમાર દેશલજી તેમની પછી ગાદીએ આવ્યા. મહારાવશ્રી દેશલજી પહેલા, જેમણે ઘણામાં ઘણો પ્રજાનો પ્રેમ સંપાદન કર્યો છે એવા રાજવીઓ પૈકીના એક ગણાય છે. તેમનું નામ એટલે મળતાવડાપણું, ભલમનસાઇ અને આબાદી. તેઓ એટલા તો પ્રજાપ્રિય હતા, કે ઘણા વખત સુધી "દેશળા પરમેશ્વરા" ઘેર ઘેર ગવાતું. એમનો ન્યાય તરફનો પ્રેમ અને ગરીબોની સંભાળ વર્ણવતી ઘણી ઘણી વાતો આ પુરવાર કરે છે. કેટલીક તો વધુપડતી પણ કહી શકાય. આમ છતાં કચ્છી જનતા આજે પણ એ બધી વાતોને યાદ કરે છે. મહારાઓશ્રી દેશળજી મોચી જ્ઞાતિનો ઝગડો પતાવવા માટે પોતાનું જમવાનું પણ અધૂરું મૂકીને, કેવી રીતે ઊઠયા હતા, અને એક ગરીબ ખેડૂતના દસ્તાવેજમાં યુક્તિથી છેકછાક કરીને, તેના પર પોતાનું લેણું જેમનું તેમ ઊભું રાખવા માગતા વિશ્વાસઘાતી લેણદારની લુચ્ચાઇ, તેમણે ખતને સૂર્ય સામે ધરીને કેવી રીતે પકડી પાડી હતી, એવી એવી અનેક વાતો આ ધર્માત્મા અને લોકપ્રિય રાજવી પ્રત્યેની પ્રજાની ભક્તિને પુરવાર કરી આપે છે.

લોક કથાઓમાં પણ મહારાઓશ્રી દેશળજીનું નામ મોજુદ હોય, એ એક અર્થસૂચક હકીકત છે. જખોના સંબંધમાં પણ કહેવાય છે, કે તેમણે કંઇક શંકા બતાવીને જખોની પવિત્રતા વિષે જરા વહેમ બતાવ્યો હતો, અને પરચાની પરીક્ષા કરવાનું વિચાર્યું હતું. લોક કથા તો એમ કહે છે, કે ભુજની બજારમાં જ જખદેવોનાં તેમને સાક્ષાત દર્શન

થયાં હતાં. એ સ્થળ હજી પણ 'જખજાર' તરીકે ઓળખાય છે. મહારાવશ્રી દેશળજી કચ્છનાં એક મહાન સંત મેકણ દાદાના આધ્યામિક શિષ્ય બન્યા હતા. તેની પણ ઘણી વાતો ચાલે છે. સંત મેકણે રણના ઉજ્જડ વિસ્તારોમાં, જ્યાં મુસાફરો પાણી વગર તરસે મરતા હોય ત્યાંથી તેમને બચાવી લેવામાં પોતાનું જીવન સમર્પણ કર્યું હતું. મોતિયો નામે તેનો એક કૂતરો હતો, તે રણમાં મુસાફરોને શોધી કાઢતો. તેની પાછળ પાછળ લાલિયો નામે એક ગધેડો પોતાની પીઠ પર રાખેલા પાણીના વાસણ સાથે ચાલતો હતો. આ બંને જાનવરો ઉનાળાના રણમાં તરસે મરતા મુસાફર પાસે પહોંચી જતા અને તૃષાતુર પ્રવાસીને પાણી પાઇ તેનો જીવ બચાવી લેતા. આ સેવાકાર્ય કરી, સાંજે બંને પ્રાણીઓ પાછા મેકણ દાદા પાસે પહોંચી જતાં. કચ્છના મેકણ દાદાને સંત ક્રિસ્ટોફર સાથે સરખાવી શકાય. કારણ કે તેમના નામ સ્મરણથી જ મુસાફરીનાં વિઘ્નો દૂર થાય છે. જ્યારે મેકણદાદા મહારાઓશ્રી દેશળજીના ગુરુપદે સ્થપાયા, ત્યારે કચ્છના લોકો એમ કહેવા લાગ્યા, કે મહારાઓશ્રીને જે આશીર્વાદો મળ્યા છે, તેના માટે તેઓ દરેક રીતે પાત્ર છે. મહારાઓશ્રી દેશળજી તથા મેકણ દાદાના સંબંધમાં કેટલીક લોક વાર્તાઓ પ્રચલિત છે, તે પરથી સ્પષ્ટ થાય છે, કે મહારાઓશ્રી ભોળા કે અતિ શ્રદ્ધાળુ ન હતા.

ઘણી વખત તેમના મનમાં એક પ્રકારની બુદ્ધિયુક્ત શંકાશીલતા પણ આવતી, એમ બતાવવામાં આવે છે. જખના અસ્તિત્વ બાબત તેમણે આ પ્રકારની શંકા પ્રદર્શિત કરી હતી. મેકણ દાદા રાઓશ્રીના આધ્યાત્મિક ગુરુ બન્યા તે પછી રાઓશ્રીના સાંભળવામાં આવ્યું, કે દાદા સાથે કોઇ સ્ત્રી નિવાસ કરે છે. આને લીધે લોકોમાં દાદાના ચારિત્ર વિષે શંકા ઉત્પન્ન કરે તેવી વાતો થવા લાગી. આવી વાતોમાં શું તથ્ય છે, તે શોધી કાઢવા મહારાઓશ્રી જાતે એક વખત મધરાતે મેકણ દાદા પાસે અચાનક ગયા. તેમને તુરત જ અંદર આવવા દીધા. પરંતુ તેમણે જોયું તો દાદા તો એક ઘણા જ નાના બાળકના રૂપમાં તે સ્ત્રીને પોતાની માતા તરીકે વહાલ કરી રહ્યા હતા. સંતે મહારાઓશ્રીને ઠપકો આપીને કહ્યું, કે અમે તો વિરક્ત સાધુઓ છીએ. તમે રાજા છો. અમારી પરીક્ષા કરવા આવી રીતે ફરીથી કદી આશ્રમે આવતા નહિ. કારણ કે અમારા ધ્યાનમાં તેથી ખલેલ પહોંચે છે. મહારાઓશ્રીએ પ્રશ્ન કર્યો, કે "જો મને આ પ્રમાણે આવવાની આપ મના કરશો તો અચાનક આવી પડેલા સંકટ સમયે આપનું માર્ગદર્શન મારે કેવી રીતે મેળવવું ?" દાદાએ આ મુશ્કેલીનો તુરત જ તોડ કાઢી મહારાઓને ફરમાન કર્યું, કે "તમારે ભુજમાં કોઇ યોગ્ય સ્થળે, સંપૂર્ણ વિધિ સહિત મારી પ્રતિમા સ્થાપવી. સવારના આઠ વાગ્યા સુધી જે કાંઇ પ્રશ્નો પૂછવામાં આવશે તે બધાનો જવાબ આ મૂર્તિ દ્વારાં મળી જશે. ભુજમાં નાગર ચકલામાં આ મૂર્તિ જ્યાં સ્થાપિત કરવામાં આવી હતી તે મંદિર મેકણના અખાડા તરીકે હજી પણ પ્રસિદ્ધ છે. પરંતુ એમ કહેવાય છે કે ઠરાવેલી વિધિમાં કાંઈ ભૂલ થઇ જવાને કારણે આ યોજના થોડા સમય બાદ પડી ભાંગી, જેથી મહારાઓશ્રીને દાદા સમક્ષ પાછા પ્રત્યક્ષ જવું પડતું. આવી કેટલીક દંતકથાઓ આજે પણ કચ્છમાં પ્રચલિત છે.

ઉપરની વાતો પરથી દેખાય છે કે મહારાઓશ્રી દેશલજી ૧ લા સામાન્ય જનતાની ધાર્મિક માન્યતાઓમાં સાથ આપતા, તેથી તેમને ઘણો લાભ થયો હતો. કનફટ્ટા તથા કાપડીઓ જેવા હિંદુ સંપ્રદાયના મહંતોનો તેમને આથી હંમેશાં હાર્દિક સહકાર મળતો. તેવી જ રીતે મુસલમાન ધર્મ તરફ પણ તેમના સમભાવને લીધે મુસ્લીમ ધાર્મિક સંસ્થાઓના વડાઓનો પણ તેમને ટેકો મળતો. પોતાના ભાયાતોનો પણ સારો ચાહ મહારાઓશ્રીએ મેળવ્યો હતો. ગરાસદારો અને આમ જનતામાં પણ તેઓ એટલા જ લોકપ્રિય બન્યા હતા. તેને લીધે જાણે કે એક સંગઠિત કચ્છી પ્રજાના પોતે મોવડી હોય એમ તેમને લાગતું. આ પ્રકારની ઐકયતાની વ્યાપક ભાવના કચ્છ માટે ખરેખર તે સમયે મહાન આશીર્વાદરૂપ હતી. કારણ કે ઇ. સ. ૧૭૦૭ માં શહેનશાહ ઔરંગઝેબના મરણ બાદ, જે મોગલ સામ્રાજ્યે દૂરદૂરથી પણ કચ્છને સારી હૂંફ આપી હતી, તે બળવાન સામ્રાજ્ય ઝડપભેર તૂટવા લાગ્યું હતું. મહારાઓશ્રી દેશલજી ગાદીએ બેઠા પછી થોડા જ સમય બાદ, કચ્છે ભૂતકાળમાં છેલ્લા સૈકામાં અનુભવ્યો ન હોતો એવો ભય તેના ઉપર તોળાઇ રહ્યો. ગુજરાતના શાહી સૂબાઓ વધારે અને વધારે પ્રમાણમાં સ્વતંત્ર રાજાઓ જેવા બનતા જતા હતા. મરાઠાઓ સાથેની ચાલુ રહેતી લડાઇઓને કારણે તેમને નાણાંની બહુ ભીડ જણાતી. એટલે નાણાં મેળવવા માટે કચ્છનું રાજ્ય, જે તે વખતે સારી આબાદી ભોગવી રહ્યું હતું, તેના તરફ તે સૂબાઓનું થોડા સમય બાદ લક્ષ ખેંચાયું.

આ પ્રકારનો ભય તેમના સામે કોઇપણ વખતે ઊભો થશે, એ હકીકત કચ્છના રાજ્યકર્તાઓ સારી પેઠે જાણતા હતા. ભુજના ગઢને વધારે મજબૂત બનાવવામાં આવ્યો હતો, અને તેમાં તોપો–બંદૂકો વગેરે ગોઠવવા માટે સગવડ રાખવામાં આવી હતી. ભુજને આ પ્રમાણે સુરક્ષિત બનાવવાની યોજના રાઓશ્રી ગોડજી ૧ લાએ શરુ કરી જણાય છે. અને તેમનું નામ તે માટે હજુ પણ યાદગાર રહ્યું છે. પરંતુ મહારાઓશ્રી દેશલજી ૧ લાએ આમાં સારો વધારો કરી, ગોડજીએ શરુ કરેલ કાર્ય પૂરૂં કર્યું. મહારાઓશ્રી દેશલજી ૧ લાના રાજ્યનાં શરુઆતનાં વરસોમાં જ જેને શિખરે ભુજંગનું મંદિર આવેલું છે, એ ભુજિયા ડુંગર ઉપર પાટનગર ભુજ શહેરને વધારાનું રક્ષણ આપવા માટે તેમણે મજબૂત કિલ્લેબંધી કરી. ડુંગરના મથાળા ઉપર ફરતી સળંગ દીવાલ ચણાવવામાં આવી હતી. જેમાં ઠેકાણે ઠેકાણે વા–બારાં રાખવામાં આવ્યાં. લોક માન્યતા પ્રમાણે ભુજિયા ઉપર આ પ્રકારની કિલ્લેબંધી બાંધવાનો યશ મહારાઓશ્રી દેશળજીના તે વખતના ઘણા બાહોશ દીવાન દેવકરણ શેઠને ફાળે જાય છે. દેવકરણ શેઠ કચ્છના પહેલા દીવાન થયા, અને ત્યાર બાદ દીવાનોએ કચ્છના રાજ્યકારણમાં આગળ પડતો ભાગ લેવાનું શરુ કર્યું. ખરેખર તો ઈ. સ. ૧૭૩૦ માં દેવકરણ શેઠ કચ્છના દીવાન બન્યા તે પહેલાં જ ભુજિયા ડુંગર ઉપર કિલ્લો અસ્તિત્વમાં હતો, એમ તે વરસમાં થયેલ લડાઇઓ ઉપરથી સિદ્ધ થાય છે. એટલે ભુજિયા ઉપરનું બાંધકામ તેમણે શરુ ન કર્યું એમ સ્વીકારીએ, તોપણ ત્યાંની કિલ્લેબંધીને પોતે દીવાનપદ લીધા પછી બહુ સારી રીતે મજબૂત બનાવી એ નિર્વિવાદ છે.

દેવકરણ શેઠ મહારાઓશ્રીની નોકરીમાં જોડાયા તે અગાઉ નવ વરસ પહેલાં જ કચ્છ માટે પ્રથમ કટોકટી ઊભી થઇ હતી. ઇ. સ. ૧૭૨૧ ના અરસામાં, જ્યારે મ૦ શ્રી દેશળજીને કચ્છની ગાદી ઉપર આવ્યે ફક્ત બે વરસ થયાં હતાં; ત્યારે ગુજરાતના શાહી સૂબાએ નવાબ કેસરખાનની સરદારી નીચે, કચ્છ ઉપર એક બળવાન લશ્કર મોકલી ખંડણીની માગણી કરી. પણ ભુજિયાની મજબૂત કિલ્લેબંધીથી ડરી જઇને શાહી લશ્કર ભુજથી બહુ દૂર રહ્યું, અને અબડાસા તાલુકામાં વ્યાપક લૂંટફાટ ચલાવી, નળિયા અને બીજાં અરક્ષિત ગામોને તારાજ કર્યાં. ચારે પાસથી લોકો નાસવા લાગ્યા અને પોતાનાં માલ-મિલકત સહિત ભુજ અને માંડવીમાં રક્ષણ મેળવવા ભરાઇ ગયા. આને લીધે કચ્છ પરના તેના આક્રમણની ધારી નેમ પાર પડી નહિ, એમ જણાય છે.

મુસલમાન તવારીખ–નવેશોના કથન પ્રમાણે આ શાહી લશ્કરે મહારાઓશ્રીના લશ્કરને હરાવી, મહારાઓશ્રીને મોટી રકમની ખંડણી આપવા ફરજ પાડી. પરંતુ મહારાઓશ્રીના અને સૂબાના લશ્કરનો ભેટો કોઇ સ્થળે થયો હોય એવા પ્રકારની નોંધ કચ્છના ઇતિહાસમાં ઉપલબ્ધ થતી નથી. પરંતુ વધારે સંભવિત એમ દેખાય છે કે મહારાઓશ્રીને ખાતરી હતી, કે બે વરસના ટૂંકા સમયમાં મજબૂત સામનો કરી શકે તેવી તેમની તૈયારી ન હતી, એટલે તેમણે શાહી લશ્કર સાથે મુકાબલો જ થવા દીધો નહિ. અથવા તો તેમને સારી રીતે પૈસા આપી, જેમ બને તેમ તુરત ગુજરાત પાછા જાય, તેમ કરવાનું ડહાપણ વાપર્યું. આ અનુભવ પરથી મહારાઓશ્રીને ભવિષ્યમાં તેમના ઉપર કેવા પ્રકારના ભય આવશે તેની પ્રતીતિ થઇ હતી. આમ છતાં સાત વર્ષ બાદ તેમના ઉપર જ્યારે ગંભીર આફત ઓચિંતી ઊતરી ત્યારે તેણે તેમને મૂંઝવી નાંખ્યા. ઇ. સ. ૧૭૨૩ માં શેર બુલંદખાન ગુજરાતનો સૂબો થયો. તેને મરાઠા લોકોએ ગુજરાત માટે ખંડણી આપવાની ફરજ પાડી. ચારેકોર અરાજકતા ફેલાઇ ગઇ. પ્રતિસ્પર્ધી લશ્કરોએ ગુજરાતમાં વારાફરતી લૂંટો ચલાવી. પોતાની ગુમાવેલ કીર્તિ પુનઃ સંપાદન કરવા માટે શેર બુલંદખાને ઇ. સ. ૧૭૩૦ માં કચ્છને સંપૂર્ણપણે જીતી લેવાનો નિશ્ચય કર્યો. મોરબીના ઠાકોર કાંયાજીએ શેર બુલંદખાનને લાલચ આપી, કે કચ્છની ગાદી ઉપરથી જો પ્રાગમલના વંશજોને ઉઠાડી સાચા હક્કદાર તરીકે મને સ્થાપિત કરવામાં આવે તો હું બહુ મોટી રકમનો બદલો આપીશ.

ઠાકોર કાંયાજીને પોતાના લશ્કર સાથે લેવામાં શેર બુલંદખાને એવી આશા રાખી હતી, કે મહારાવ દેશલજી તરફના ભાયાતોમાંથી થોડાઘણાને જરૂર પોતા તરફ લઇ શકાશે. ઘણા લોકોની નજરમાં મોરબીના ઠાકોર કાંયાજી, ખેંગારજી પહેલાના વંશના હોવાથી કચ્છની ગાદી માટે સાચા હક્કદાર હતા. પણ મહારાવશ્રી દેશલજી જાડેજા ભાયાતોમાં પ્રિય હતા એટલું જ નહિ, પણ વાઘેલા તથા બીજા વંશના ગરાસદારોમાં પણ તેઓ એટલા જ પ્રિય હતા. અને તોફાની અને બહુ જ લડાયક પ્રકૃતિના મિયાણાઓ પણ મહારાવશ્રી દેશલજીને એટલા જ ચાહતા હતા, તેથી એમ જણાય છે કે મહારાવશ્રીની લોકપ્રિયતાનું મૂલ્યાંકન કરવામાં શેર બુલંદખાને ભૂલ કરી હતી. વધારામાં મહારાવશ્રી હિન્દુ અને મુસલમાન બન્ને પંથોની મહાન પૂજ્ય વ્યક્તિઓનો અને બન્નેની ધર્મ સંસ્થાઓનો

આદર કરી તેને સત્કારતા હતા. તેને લઈને બન્ને ધર્મના અનુયાયીઓ તેમની તરફેણમાં રહ્યા હતા. શેર બુલંદખાન ૫૦,૦૦૦ ના લશ્કર સાથે મોરબીની બાજુએથી કચ્છના રણમાં ઊતર્યો. એ કામમાં તેણે રણની ખાડીઓ અને આડાઅવળા માર્ગોથી વાકેફ એવા મોરબીના જ ભોમિયાઓની મદદ લીધી હતી. આમ હોવા છતાં રણનો રસ્તો બહુ જ મુશ્કેલ અને જોખમકારક તેને જોવામાં આવ્યો. કારણ કે મુસલમાન ઇતિહાસકારો તેની આ પછીની હાર બાબતમાં મુખ્ય બે કારણોની રજૂઆત કરે છેઃ–એક એ કે રણ ઓળંગવામાં તેને મુશ્કેલી પડી, અને બીજું એ કે તે પૂરવઠો પૂરો પાડી શક્યો નહિ. શેર બુલંદખાનમાં પોતાના અતિશય મોટા લશ્કરને કારણે જેટલી આત્મશ્રદ્ધા પેદા થઇ હતી, તેટલે જ દરજ્જે મહારાવશ્રી અને તેના સલાહકારો હતાશ થયા હતા. પૈસાની અછત એ કચ્છ-રાજ્યની મોટામાં મોટી મૂંઝવણ હતી. પૈસા વગર ભાયાતી લશ્કરને ઘણો વખત સુધી એકત્રિત રાખી શકાય એમ ન હતું. લશ્કરના ખર્ચની મોટી રકમ કેમ એકત્ર કરવી, તેની કોઇને ગમ ન પડી. પણ મહારાવશ્રીની એક મહારાણીએ પોતાના કુશળ વહીવટને કારણે ઘણું ખાનગી ધન એકઠું કર્યું હતું. તેમણે તમામ ખજાનો અને પોતાના કામદારની સેવા મહારાવશ્રીને અર્પણ કર્યાં. મહારાવ દેશલજીએ તે કારભારી દેવકરણ શેઠ જે લોહાણા જ્ઞાતિના હતા તેને બોલાવ્યા, અને રાજ્ય ઉપર જે મહા ભયંકર ભય ઝઝૂમતો હતો તેમાં મદદ કરવા તેને કહ્યું. તુરત જ જો તેને સંપૂર્ણ સત્તા સોંપવામાં આવે તો તમામ જોઇતું કરી આપવાનું તેણે પોતા પર લીધું. મહારાવ દેશલજીએ તેથી તેને દીવાન તરીકે નીમ્યા. દેવકરણ શેઠે પોતાના જ્ઞાતિ–ભાઇઓની મદદ વડે જલદીથી ભાયાતોનાં લશ્કરોને પગાર આપી રાખી શકાય તેટલું, અને ભુજ શહેરના રક્ષણ અર્થે સમગ્ર કચ્છમાંથી બોલાવવા જેવા લડાયક માણસોને પૂરતું આપી શકાય તેટલું ધન એકઠું કરી લીધું. વધારામાં અફીણનો જથ્થો પણ છૂટ રાખ્યો, અને જુદા જુદા પંથના સાધુઓ જેઓ મહારાઓ તથા મહારાણી તરફ ખાસ ભાવથી જોતા હતા તેઓને મોટી સંખ્યામાં એકઠા કરી લીધા. તેમણે પણ ખરા દિલથી પોતાનું તમામ શારીરિક બળ મહારાવશ્રીની સેવામાં અર્પણ કર્યું. અફીણ અને ગાંજાની છૂટ હોવાથી તેમણે આ કામમાં વધારે આનંદપૂર્વક મદદ કર્યે રાખી.

ભુજના રક્ષણ માટેના લશ્કરના બે ભાગ કરવામાં આવ્યા હતા. એક ભુજિયા કિલ્લાના રક્ષણ માટે અને બીજો ભુજ શહેરના રક્ષણ માટે. ભુજનો નવો ગઢ હજુ પૂરેપૂરો બંધાઇ રહ્યો ન હતો. આ બન્ને વ્યવસ્થા પૂરી થઇ ગઇ, અને તેને બીજે જ દિવસે શાહી સૂબાનું લશ્કર આવી પહોંચ્યું. શેર બુલંદખાનના લશ્કરે પૂરા ઝનૂનથી ભુજિયા પર હલ્લો કર્યો. તેના ભત્રીજાની સરદારી નીચે ભુજિયા પર હુમલો થયો, અને બે કોઠા જીતી લીધા. પણ બીજે દિવસે અંદરનું લશ્કર સામેથી મુસલમાન લશ્કર પર તૂટી પડયું. આ લશ્કરમાં જાડેજા ભાયાતો, તેના સરદારો વગેરેની સાથે સાથે નાગા બાવાઓ અને બીજા સાધુઓના મોટા લશ્કરે ઠીક ઠીક ભાગ ભજવ્યો હતો. ખૂનખાર લડાઇ થયા બાદ મોગલ લશ્કરને હાંકી કાઢવામાં આવ્યું. તેનો સરદાર પણ કપાઇ મૂઓ. મહારાવશ્રી આ વખતે ભુજ શહેરનું રક્ષણ કરવાની જવાબદારી ઉપાડી રહ્યા હતા. જેવા તેમને ઉપરોક્ત જીતના ખબર મળ્યા

કે તુરત જ હજારો ઘોડેસવારોની સરદારી લઇને તેઓ શેર બુલંદખાનની છાવણી પર ચડી ગયા. મોગલ સૈન્યમાં ગભરાટ પેદા થયો. ભુજ શહેર ઉપર કે ભુજિયા કિલ્લા ઉપર હુમલો કરવાનું મૂકી દઇ, તેઓ સઘળા લાખોંદ તરફ નાસી છૂટયા. પણ તુરત તેમનો પીછો પકડવામાં આવ્યો, અને જાડેજા તેમ જ મિયાણા ઘોડેસવારોની ટુકડીઓએ તેમને પૂરેપૂરા હંફાવી, તેઓનાં સાધન-સરંજામ જપ્ત કરી, તેમની છાવણી પર વારંવાર હુમલા ચાલુ રાખ્યા, અને મોગલ લશ્કરને પૂરેપૂરૂં બેહાલ બનાવી દીધું. ઠાકોર કાંયાજી નાસીપાસ થઇ, મોગલ લશ્કરને તજી દઇ, મહારાઓશ્રી દેશળજીને શરણે થયા. મહારાઓશ્રીએ તેના સહજ દયાળુ સ્વભાવથી તેને માફી આપી. આવી રીતે મોરબીનું લશ્કર છૂટું પડી જવાથી શેર બુલંદખાનને ઘણું ભોગવવું પડયું. તેમની રાહબરી વગર તે પોતાનું લશ્કર સહીસલામત ગુજરાત પાછું લઇ જઇ શકે તેની જરા પણ આશા ન રહી. અને તે કાર્યમાં તે ફાવ્યો પણ નહિ. પોતે રાધણપુર નાસી છૂટ્યો. પણ કચ્છી ઘોડેસવારોએ પૂંઠ પકડવાને કારણે અને રણની જાણીતી મુશ્કેલીઓ નડવાને કારણે તેના ઘણા લશ્કરનો વિનાશ થઇ ગયો.

હુમલાખોરના પ્રચંડ લશ્કરનો સામનો કરી કચ્છનો સારી રીતે બચાવ કરવાને લીધે મ. શ્રી દેશળજીની ખ્યાતિ ખૂબ વધવા પામી. પોતાની બાકીની કારકિર્દીનો સમય તેમણે દીવાન દેવકરણ શેઠની સલાહ મેળવી, કચ્છ માટે એક સંગીન અર્થતંત્ર રચવામાં ગાળ્યો. તેમણે સક્રિય રાજ્ય-વહીવટ દીવાનને સોંપી દીધો હતો. મહારાઓશ્રી ઉપર દીવાનનું વર્ચસ્વ ખૂબ વધતું ગયું. જેમ જેમ ઉંમર વધતી ગઇ તેમ તેમ તેમને પૈસો એકઠો કરવાની તમન્ના જાગી. દેવકરણ શેઠ એવો કુનેહબાજ હતો, કે નવી આવક પેદા કરી, રાજ્યતંત્રનું ખર્ચ તેમાંથી ચલાવ્યું, અને મહારાઓશ્રીની ખાનગી મિલકતની આવક એકઠી થવા દીધી. આમ કરવામાં કરવેરામાં કંઇ પણ વધારો કરવામાં આવ્યો નહિ. દેવકરણ શેઠની વંશપરંપરાગત ધંધાધારી કાર્યક્ષમતાનો લાભ રાજ્યકારભાર ચલાવવામાં પણ લેવામાં આવ્યો. ખેડવાણ જમીનનો વિસ્તાર વધારવા માટે ખેડૂતોને રાજ્ય તરફથી તકાવી આપી ઉત્તેજન આપવામાં આવ્યું. દરેક અગત્યના શહેરમાં તે વિસ્તારથી સારી રીતે વાકેફગાર હોય તેવી વ્યક્તિઓની રાજ્ય તરફથી નીમણુક કરી, તેની મારફત જ આ પ્રકારનાં નાણાં ધીરવામાં આવતાં. ભુજિયા પરની કિલ્લેબંધીને સુધારવામાં આવી. ભુજને ફરતા ગઢનું ચણતર પૂરૂં કરી લેવામાં આવ્યું. અંજાર, મુન્દ્રા તથા રાપર શહેરના રક્ષણની વ્યવસ્થા પણ પદ્ધતિસરની બનાવવામાં આવી. આ શહેરના ચાલુ રક્ષણ માટે પૂરૂં વેતન આપી, લશ્કરી સિપાહીઓ રાખવામાં આવ્યા, જેઓ આજુબાજુના ગ્રામવિસ્તારમાં ફેરણી કરતા અને લૂંટફાટ થતી અટકાવી દેતા. કચ્છના દરિયાવટના વેપારની સલામતી માટે ઓખામંડળમાં જે ચાંચિયાઓ જામી ગયા હતા, તેમને કાબુમાં લઈ લીધા, અને તેમના વસસાટની નજદીકમાં, કચ્છી ગઢ નામે કિલ્લો બંધાવી, ભવિષ્યમાં તેઓ સારી રીતે વર્તતા રહે તેવો બંદોબસ્ત કરવામાં આવ્યો. કચ્છના અખાતની પેલી પાર આવેલા આ કિલ્લામાં કચ્છી લશ્કર રાખવામાં આવ્યું હતુ, તથા તેને સુવ્યવસ્થિત

રીતે નિભાવવામાં આવતું હતું, એ બતાવે છે કે કચ્છ રાજ્ય તે સમયે કેટલું બળવાન હતું. હાલારમાં બાલંભા તથા બીજાં કેટલાંક ગામોનો કબજો પણ કચ્છ પાછો મેળવી શક્યું હતું. આ ઉપરાંત સિંધમાંથી રણ ઓળંગી, નાનાં નાનાં ધાડાં છૂપી રીતે આવી, કચ્છનાં ગામડાંઓમાં લૂંટ ચલાવી જતાં હતાં, તેમનો ત્રાસ નાબૂદ કરવા માટે સોઢા લોકોને અટકાવવા, થરપારકરમાં એક પોલીસ થાણું રાખવામાં આવ્યું. રાયમા બજારના પુરાણા બંદરમાં પણ લશ્કરી ટુકડી રાખવામાં આવી. એમ કહેવાય છે કે આ બધાં ડહાપણ ભરેલાં પગલાંઓની એકંદર અસર કચ્છની આબાદી ઉપર એટલી થઇ, કે મહારાઓશ્રીની નિશ્ચિત આમદાની ૨૦ લાખ કોરી સુધી પહોંચી ગઇ. દેવકરણ શેઠે પણ આથી અર્ધી જેટલી રકમ પોતા માટે એકઠી કરી.

મહારાઓશ્રી દેશલજી ૧ લાના સમય સુધી કચ્છના મહારાઓનું સ્થાન સ્કોટલેન્ડમાંની હાઇલેન્ડ જાતિના સરદારોને ઘણે અંશે મળતું આવતું હતું. જાડેજા રાજપૂત કોમના મહારાઓ મુખી હતા. જાડેજા ઉમરાવો તથા જાગીરદારો મહારાઓશ્રીના નજીકના કે દૂર દૂરના પણ સંબંધી થતા હતા. અને તેઓ બધા મહારાઓ પ્રત્યે વફાદાર રહેવા તથા જરૂર પડે તેમની લશ્કરી સેવા કરવા બંધાયેલા હતા. આમ છતાં ભાયાતો ઉપર મહારાઓશ્રીની સત્તા મર્યાદિત હતી. કારણ કે તેમની પણ નાની મોટી જાગીરો હતી. પોતપોતાની સ્વતંત્ર આવકનાં સાધનો તેઓ પણ ધરાવતા હતા. અને આ બધી આવકો એકત્રિત રીતે મહારાઓશ્રીની બધી આવક કરતાં વધારે હતી. વધારામાં પોતાની જાગીરોમાં આ ભાયાતો ન્યાયની હકૂમત પણ ચલાવતા. એટલે જાગીરોપૂરતો મહારાઓશ્રીને ન્યાય તંત્રમાંથી કાંઇ ફાયદો મળતો નહિ.

આ જાડેજા ભાયાતો પાસેથી મહારાઓશ્રીને રસમ મુજબ કેટલીક રકમો વસૂલ કરવાનો તથા દેશના રક્ષણ માટે લશ્કરી સેવા માગવાનો હક્ક પ્રાપ્ત થયો હતો. એ ઉપરાંત ચોક્કસ પ્રસંગો વખતે રિવાજ મુજબનાં નજરાણાં પણ તેમને મહારાઓશ્રીને આપવાં પડતાં. આ ઉપરાંત જે જાગીરદારો જાડેજા વંશના નહોતા પણ વાઘેલા, મિયાણા કે એવી બીજી કોમના હતા, અને જેઓ જાડેજા વંશની કચ્છમાં સ્થાપના થઇ તે અગાઉથી જ કચ્છમાં જમીનો ધરાવતા હતા, તેવા ગરાસદારો ઉપર પણ મહારાઓશ્રીની અમુક પ્રકારની હકૂમત હતી. પરંતુ જાગીરદારો પાસેથી મેળવવામાં આવતી આ બધી સેવાઓ અને વસૂલાતની કિંમત પૈસાના આકારમાં બહુ નજીવી થતી હતી. તેથી રાજ્યતંત્ર ચલાવવા માટે જોઇતાં જરૂરી નાણાં તો મહારાઓશ્રીની પોતાની ખાનગી મિલકતની આવકમાંથી જ મેળવવાનાં રહેતાં.

અંજાર તથા મુન્દ્રાનાં બંદરો, કેરાનો પ્રદેશ, વાગડમાં રાપર, અને કાંડી તથા બીજા કેટલાક ગરાસનો ખાનગી મિલકતમાં સમાવેશ થતો હતો. આ મિલકતની પેદાશ તેમની પોતાની જરૂરિયાતો પૂરી પાડવા માટે પૂરતી હતી. પરંતુ એક વ્યવસ્થિત રાજ્યતંત્ર ચલાવવા માટે તો તે ઘણી જ ઓછી પડતી. આ કારણથી કચ્છની આબાદી, લોકોની

સુખાકારી તથા કાયદા અને વ્યવસ્થાની જાળવણીનો આધાર માત્ર કચ્છના રાજતંત્રની આવક ઉપર જ હતો.

આ પ્રકારના સુવ્યવસ્થિત તંત્રનો લાભ જાડેજા ભાયાતો, બીજા નાના મોટા જાગીરદારો તથા આમ જનતાને પુષ્કળ પ્રમાણમાં મળતો. છતાં આ વર્ગમાંથી કોઈ પણ વર્ગ વ્યવસ્થા-ખર્ચને પહોંચી વળવા માટે કાંઈ પણ ફાળો આપતો નહિ.

૧૮મી સદી જેમ આગળ પસાર થતી ગઈ તેમ તેમ જણાવા લાગ્યું, કે આ પ્રકારની પરિસ્થિતિ વધારે વખત ટકી શકશે નહિ. આ પરિસ્થિતિ મહારાઓશ્રી દેશળજી ૧ લા બરાબર સમજી ગયા હતા એમ સ્પષ્ટ જણાય છે. એ નિઃશંક છે કે વધારે પ્રમાણમાં નાણાંનો સંચય કરવા માટે મ૦ શ્રી દેશળજી ૧ લાએ જે સ્પષ્ટ નીતિ અખત્યાર કરી હતી, તેનું કારણ એ જ હતું, કે દેશના વિકાસ માટે તેઓ પોતાનાં સ્વતંત્ર સાધનો ઊભાં કરવા માગતા હતા, કે જેથી ભાયાતોની મહેરબાની ઉપર નભવાને બદલે તેઓ સ્વતંત્ર રીતે તંત્ર-સંચાલન કરી શકે. આ ધ્યેયની સિદ્ધિ માટે તેમને દેવકરણ શેઠ ઉપર જ વધારે અને વધારે આધાર રાખવો પડતો.

આ શક્તિશાળી દીવાને ધીમે ધીમે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું હતું. આથી પાટવી કુંવર લાખો કચવાયલો રહેતો, અને એ રીતે તેમના અરસપરસના સંબંધો બગડવાની શરુઆત થઈ.

કેટલીક અફવાઓએ પણ આ સંબંધો બગાડવામાં અમુક ભાગ ભજવ્યો હતો. યુવરાજ લાખાજી એક સારા લડવૈયા તરીકે જાણીતા હતા. ઈ. સ. ૧૭૩૦ ની સાલમાં શેર બુલંદખાનને હરાવવામાં તેણે સારી ચાતુરી અને બહાદુરી દાખવ્યાં હતાં. પણ જ્યાં સુધી દેવકરણ શેઠ અને મહારાવશ્રી બન્ને એક થઈને કચ્છમાં સઘળી સત્તા ભોગવતા હતા, ત્યાં સુધી યુવરાજને કંઈ જવાબદારી મળે તેમ ન હતું. જેવી રીતે પેઢી દર પેઢી બનતું આવે છે, એમ યુવરાજે પોતાનો પક્ષ રચવાનું શરુ કર્યું. તેમાં નાના નાના ભાયાતો અને બીજા કેટલાક આગળ પડતા માણસો જેને મહારાઓશ્રી અથવા દીવાન દેવકરણ શેઠ કાંઈ કારણોને લઈને પસંદ ન હતા, તેવા સઘળા જોડાયા. આ પક્ષનું કામ એ હતું, કે બાપ-દીકરા વચ્ચે અને દીવાન તથા યુવરાજ વચ્ચે સંબંધો બગડતા રહે તેવા પ્રપંચો કરતા રહેવું. યુવરાજ લાખાજી દેખાવ કરવાના શોખીન, હાથના છૂટ અને ખર્ચાળ પ્રકૃતિના હતા. જ્યારે મહારાવશ્રી દેશળજી એનાથી તદ્દન વિરુદ્ધ પ્રકારની જ ખાસિયત ધરાવતા હતા. તે સમજુ હતા. અને કરકસરથી ખર્ચ કરતા હતા. અતિશય કરકસર કરવાને કારણે તેમની જે શરુઆતની લોકપ્રિયતા હતી તે ઘટતી જતી હોય એમ લાગતું હતું. મહારાવે જ્યારે પોતાના યુવરાજના વર્ષાસન પર કાપ મૂક્યો ત્યારે તો ખરેખર અથડામણ ઊભી થઈ. વિરોધ દર્શાવવા યુવરાજ લાખાજીએ ભુજ તજી દીધું, અને મહારાણા ઉદેપુરની નોકરીમાં દાખલ થવાનો ઇરાદો જાહેર કર્યો. પણ પાછળથી સમાધાની કરાવવામાં આવી. યુવરાજ લાખાજી પાછા ફર્યા, અને તેમને મળતું વર્ષાસન તેનું તે જ

ફરી અપાતું થયું. પણ તેમણે એવું ચોક્કસ માની લીધું, કે દેવકરણ શેઠ તેમનો હળાહળ દુશ્મન છે. તેથી તેને જડમૂળથી ઉખેડી નાખવો જ જોઇએ. આ કાર્ય માટે સામેથી સહકાર આપનારની જરા પણ ખોટ જણાય તેમ ન હતું. દેવકરણ શેઠે દીવાન તરીકે લાંબો સમય સત્તા ભોગવવાને કારણે ઘણા લોકોની ઈર્ષ્યા વહોરી લીધી હતી. શેઠના મકાનની બહાર એક તોફાન ઊભું કરવામાં આવ્યું, અને જેવા દેવકરણ શેઠ આ બંડનું કારણ વગેરે સમજવા ઘરમાંથી બહાર નીકળ્યા, કે તુરત જ એક મારાએ તેમનો વધ કરી નાખ્યો.

આ રીતે રાજવહીવટ કરવામાં અતિ કાબેલ કચ્છના એક પ્રખ્યાત અને શક્તિશાળી રાજપુરુષના જીવનનો કરુણ અંત આવ્યો. તેણે પોતાના ધણીની સાધન-સંપન્નતા વધારવામાં ખૂબ જહેમત ઉઠાવી હતી, અને તેને લઇને કચ્છમાં એક વ્યવસ્થિત રાજ્ય કારભાર ચાલુ રાખી શકાય એટલી આવક પણ મળતી થઇ હતી.

દેવકરણ શેઠનું ખૂન ઇ. સ. ૧૭૩૮ માં થયું અને ત્રણ વર્ષ પછી જે મહારાવની તેણે આવી સારી સેવા કરી હતી તેની સત્તા પણ ઝૂંટવી લેવામાં આવી. યુવરાજ લાખાજીએ પહેલેથી જ ગાદી ઘસી લેવાની યુક્તિ કરી હતી. આ ખાસ હેતુથી જ દીવાનનું ખૂન કરાવવાનું પગલું ગોઠવ્યું હતું. તેને જણાયું હતું, કે જ્યાં સુધી તેના પિતા રાજ્ય-ગાદી પર હશે ત્યાં સુધી તેના દુશ્મનો મહારાવને સમજાવી, તક મળે તો વેર લેશે. આ કારણો પૈકી કયા કારણસર યુવરાજે ઉપર મુજબનું પગલું ભર્યું, તે ચોક્કસ કહી શકાતું નથી. યુવરાજ પક્ષના માણસો, પોતે કરેલ ગુનાહિત કૃત્યની સજામાંથી છટકવા માટે, મહારાઓશ્રીને પદભ્રષ્ટ કરવાનો જ આગ્રહ કરે એ સ્વભાવિક છે. કારણ કે તેમને ખાતરી હતી, કે યુવરાજ રાજ્ય કુટુંબના નબીરા તરીકે માફી મેળવી શકશે, પરંતુ તેમને તેવી માફી મળે તેવી શક્યતા ન હતી. ગમે તે ઇરાદો હોય, પણ આ કાવતરૂં લાંબા વખતની યોજના પછી યુક્તિપૂર્વક તૈયાર કરવામાં આવ્યું હતું. અને કાંઇ પણ લોહી રેડાયા વગર તેનો અમલ થયો હતો. યુવરાજ લાખાજી એટલી તો નમનતાઇથી મહારાવશ્રી પાસે હાજર થયા, અને પોતાને માફી બક્ષવાને એટલા તો કાલાવાલા કર્યા, કે મહારાવશ્રી તેને માફ કરવાને લલચાઇ ગયા અને એ રીતે બાપ અને દીકરા વચ્ચેનો પૂર્વવત સંબંધ શરુ થઇ ગયો.

આ વાતને બે વર્ષ પસાર થઇ ગયાં. અને મહારાઓ પોતાને તદ્દન સહીસલામત માનતા થઇ ગયા હતા. મહારાઓને તેમના તમામ નજીકના નોકરો અને રસાલાના માણસો સહિત યુવરાજે પોતાના મહેલમાં એક ભોજન સમારંભમાં આવવા આમંત્રણ આપ્યું. અને મહારાઓશ્રીએ તે આખરે સ્વીકાર્યું. યુવરાજ લાખાજીએ પોતાના તમામ ટેકેદારો અને નોકરોની મંડળી સહિત મોટા દબદબાથી અને અતિશય માનપૂર્વક મહારાઓશ્રીને આવકાર આપ્યો, અને ભોજનગૃહમાં સન્માન પૂર્વક લઇ ગયા. ત્યાં ભાણું જોવામાં આવ્યાં નહિ. ઘણી ઢીલ થતી જોઇને અને ઉતાવળ કરવા વખતો વખત હુકમો છોડવા છતાં પીરસવાનું શરુ ન થવાને કારણે યુવરાજ લાખાજી બહાનું કાઢી મોડું થવાનું

કારણુ નક્કી કરવા રસોડા તરફ જવા રવાના થયા. જેવા તે ભોજનગૃહથી બહાર આવ્યા, કે તુરત દરવાજાઓ બંધ કરવામાં આવ્યા, અને મહારાઓ તેમ જ તેમના રસાલાના માણસોને પકડી બાંધી મૂકવામાં આવ્યા. તેમનો પૂરતી રીતે કબજો મેળવી, યુવરાજ લાખાજીએ તમામ સત્તા ધારણુ કરી લીધી. મહારાઓશ્રીજીને તેમના મહેલમાં કેદ રાખવામાં આવ્યા, પણુ તેમને બીજી કોઇ રીતે હેરાનગતિ કરવામાં આવી નહિ.



[ ૭ ]

# મિર્ઝા મહારાઓશ્રી

ઈ. સ. ૧૭૪૧માં યુવરાજ લાખાજીએ પોતાના પિતા પાસેથી રાજ્યસત્તા ઝૂંટવી લીધી, ત્યારે તેમની ઉંમર ૩૪ વરસની હતી. કચ્છી ઈતિહાસકારોએ તો મહારાવશ્રી દેશલજી ઈ. સ. ૧૭૫૨ માં દેવ થયા, ત્યારથી જ મહારાઓશ્રી લાખાજીનું રાજ્ય શરુ થયું એમ બતાવ્યું છે. રાજ્યની લગામ હાથમાં આવતાંની સાથે જ તે વાસ્તવમાં તો રાજા જ બની ગયા. રાજ્યસત્તાની ફેરબદલી એટલી તો ખૂબીથી પૂર્વયોજિત હતી, તથા તેનો અમલ પણ એવી શાન્તિથી કરવામાં આવ્યો કે સામાન્ય જનતાએ તેને આવકાર્યો હોય તેમ લાગે છે. દરેક સ્થળે લાખાજીની સત્તાનો સ્વીકાર થયો. ફક્ત માંડવી મધ્યેની લશ્કરી ટુકડીના સરદારે પોતાની વફાદારી લાખાજી પ્રત્યે બદલાવવા આનાકાની કરી. પરંતુ યુવરાજને પોતાનું સ્થાન સારી રીતે મજબૂત બનાવવામાં ઘણો સમય લાગ્યો નહિ. તેથી મહારાઓશ્રી દેશળજીને બધી વ્યાજબી સ્વતંત્રતા આપવામાં તથા યોગ્ય નિવાસ-સ્થાન અને જરૂરી રસાલા સાથે રહેવા દેવામાં તેમને કાંઇ જોખમ જેવું લાગ્યું નહિ. એ રીતે મહારાઓશ્રી દેશલજી શાન્તિપૂર્વક જીવન જીવ્યા અને એ જ રીતે જીવન સમાપ્ત કર્યું. તેમ છતાં મહારાઓશ્રીની તહેનાતમાં રહેતા માણસોને છૂટા પાડી નાખવામાં આવ્યા. અને તેમના મુખ્ય મુખ્ય માણસોને તો કચ્છના દૂરદૂરના ભાગોમાં મોકલી આપવામાં આવ્યા, જો કે તેમની અંગત સ્વતંત્રતા પર બીજી કોઇ રીતે પ્રતિબંધો મૂકવામાં આવ્યા ન હતા. મહારાઓશ્રી દેશળજીએ એકઠું કરેલ અઢળક ધન લાખાજીના કબજામાં આવી જવાને લીધે તે એવા વર્ગને પણ સમજાવી શક્યા કે જેમણે સાધારણ રીતે પિતાને સ્થાને પુત્રના ગેરકાયદેસર ગાદીનશીન થવા સામે વાંધો લીધો હોત. પણ કેટલાક એવા પણ ભાયાતો હતા, જે પોતપોતાના કિલ્લામાં સુરક્ષિત હોવાને કારણે આ ફેરફાર પ્રત્યે ઉદાસીનતા સેવતા ન હોતા.

દા. ત. અબડાસામાં આવેલ તેરાના ઠાકોર સૂમરોજી ખાસ કરીને સ્પષ્ટ વકતા હતા. તેને નમાવવા લાખાજીએ નિશ્ચય કર્યો. બાકીના બધા ભાયાતોને અને ગરાસદારોને બોલાવવામાં આવ્યા, અને તોપખાનાથી સજ્જ થયેલ એક સારૂં એવું લશ્કર, તેરાને તાબે કરવા મોકલવામાં આવ્યું. આવા સંજોગોમાં આ પ્રમાણે કરવાનો સાધારણ રિવાજ પણ હતો. તેરાનો ગઢ મજબૂત હતો, અને કાંઇ ખાસ અસાધારણ દુર્ઘટના બનશે એમ કોઇ ધારતું પણ નહોતું. આવા પ્રસંગોમાં હંમેશ બનતું આવતું તેમ, ઠાકોર સૂમરાજી થોડાક સમય પછી

માફી માગશે અને તેને માફ પણ કરવામાં આવશે, એમ બધાની માન્યતા હતી. પરંતુ આ ઘેરામાં લાખાજીના તોપખાનાને લીધે એક અકલ્પ્ય અને નવીન ફણગો ફૂટયો. કચ્છના ઇતિહાસમાં અમર થઇ ગએલા ઇજનેર રામસિંહની અસાધારણ બુદ્ધિ પ્રતિભા, લાખાજીએ તુરત જ પિછાની લીધી હતી. આ રામસિંહે યુરોપની ઢબે અહીં તોપો બનાવવાનું કારખાનું શરુ કર્યું હતું, અને તેમાં બનેલી તોપો અને હથિયારોએ તેરાના ગઢને એટલું ભારે નુકસાન કર્યું કે ગઢ જમીનદોસ્ત થઇ જશે એમ ચોક્કસ લાગ્યું. આથી ભાયાતોમાં ગભરાટ પેદા થયો. તેમણે વિચાર કર્યો, કે મહારાઓ સાથે એક સાધારણ બાબતસર મતભેદ બતાવનારને જો આવી રીતે શિક્ષા કરવામાં આવે, તો અમારા જેવા બીજા જાડેજા જાગીરદારોનું ભવિષ્યમાં શું થશે ? આ પ્રમાણે વિચાર કરી, તેઓએ તોપચીઓને ધમકી આપીને કહ્યું, કે આટલી ખાનાખરાબી થાય તેવા જોશથી તોપનો મારો તમે ચાલુ રાખશો તો અમે તમને જ જાનથી મારી નાખશું. ત્યાર બાદ હંમેશની માફક ગઢનો ઘેરો દેખાવપૂરતો જ થઇ ગયો. ગઢની દીવાલો બચી જવા પામી. ઠાકોરશ્રીએ અલબત્ત માફી માગી, અને ભુજનું લશ્કર પાછું ગયું.

મહારાઓશ્રી લાખાજીને લખપતજી તરીકે ઓળખવામાં આવે છે. તે એક અસાધારણ શક્તિશાળી અને દીર્ઘદૃષ્ટા પુરુષ હતા. કચ્છના ઇતિહાસમાં તે પોતાની અમર નામના મૂકી ગયા છે. કેટલાક કચ્છી ઇતિહાસકારોએ તો મહારાઓશ્રી લખપતજીને તેના ઉડાઉપણા માટે તથા તોરીલા સ્વભાવ માટે વખોડ્યો છે. પરંતુ ભાયાતોમાં સૌથી વધારે બળવાન તેમ જ ધનાઢ્ય ભાયાત અને કચ્છના મહારાઓશ્રીની સત્તામાં શું મૂળભૂત તફાવત રહેલો છે, તે સ્પષ્ટ રીતે વ્યક્ત કરવા, લખપતજીએ ભુજમાં કાયદાસર કોર્ટની સ્થાપના પહેલી જ વાર કરી. એ તો નિઃશંક છે, કે તે ખૂબ રાજશાહી ઠાઠમાં જ રહેતા, અને તેમના પ્રસંગોચિત દરબારો પણ બહુ શાનદાર બનતા. આ ચતુર રાજાએ જોયું, કે મોગલ શહેનશાહનું પતન થઇ રહ્યું હોવા છતાં માન–અકરામનું ઉદ્‌ભવ સ્થાન તો શહેનશાહત જ છે.

ઇ. સ. ૧૭૫૭ માં દિલ્હીની ગાદી ઉપર જ્યારે આલમગીર બીજો કાંઇપણ ખરેખરી સત્તા વગર એક નામના શહેનશાહ તરીકે રાજ્ય કરતો હતો, ત્યારે મહારાઓ શ્રી લખપતજીએ તક શોધી, મક્કે હજ્જ પઢવા જતા મુસલમાન યાત્રાળુઓને જૂના વખતથી કચ્છ જે સુખ–સગવડો આપતું આવ્યું હતું; તેને ખાસ પ્રસિદ્ધિ આપી. તથા દેશમાં વખણાયેલા કચ્છી ઉછેરના ઘોડાઓની શહેનશાહ સમક્ષ ભેટ ધરીને, તેમણે પોતાને માટે "મિર્ઝા મહારાઓ" નો શાહી ખિતાબ મેળવ્યો. એટલું જ નહિ, પણ તૈમૂર વંશના બાદશાહો તરફથી એનાયત થતા માનચાંદોમાં જે ઉચ્ચતમ ગણાય, તથા જે મેળવવા માટે ઉગ્ર હરીફાઇઓ ચાલે, તે 'માહી મરાતિબ'ની બક્ષિસ પણ તેમણે મેળવી. આ બધા શાહી માન–અકરામ મેળવવામાં મહારાઓ શ્રી લખપતજીનો હેતુ એ જ હતો, કે પોતાની નામના ખૂબ વધે. એ પણ હકીકત છે કે એક વખત પેશ્વા તથા ગાયકવાડના ટેકાની આગાઉથી ખાતરી મેળવીને તેમણે નગરઠઠ્ઠા ઉપર હુમલો કરવાની તૈયારી જાહેર કરી



માહી મરાતિબ–સવારીમાં જે રીતે નીકળતી



ભુજ-પોશાળના ગોરજી

ગોરજી માણેકમેરજીએ રાઓ ખેંગારને આપેલ સાંગ સાથે-
દશેરાના દિવસે તેનું પૂજન થાય છે.

હતી. (નગરઠઠ્ઠા આ સમયે અહમદશાહ દુરાણીના સામ્રાજ્યમાં હતું.) અને આવી રીતે ફક્ત સિંધમાં જ નહિ, પરંતુ સમગ્ર હિંદુસ્તાનના રાજ્યકારણમાં તેમણે દરમિયાનગીરી કરી હતી. પેશ્વા અને ગાયકવાડને તેમના એક બળવાન પ્રતિસ્પર્ધી ઉપર જુદી દિશાએથી હલ્લો કરવાની આ યોજના ઘણી પસંદ આવી હતી. પરંતુ લાખાજીની શારીરિક શક્તિ પાછળથી ક્ષીણ થઇ ગઇ હતી, તેમ જ સંભવ છે કે અનુભવોથી તે એટલા ડાહ્યા પણ થયા હતા, કે આ પ્રકારનાં સાહસ કરવાનો વિચાર તેમણે પાછળથી માંડી વાળ્યો હતો. એટલે ઉપર્યુક્ત યોજનાનું કાંઇ પરિણામ આવ્યું નહિ.

બહારની દુનિયામાં શું બની રહ્યું છે, તે બાબત પણ મહારાઓશ્રી ખૂબ જ જિજ્ઞાસા પૂર્વક રસ લેતા, એ બતાવે છે કે તે સ્વાભાવિક રીતે જ બુદ્ધિશાળી પુરુષ હતા. તેમના દરબારમાં પરદેશીઓને ઘણું માન મળતું. હિંદુસ્તાન બહારના દેશોથી આવતા મુસાફરોનું બહુ શાનદાર અતિથ્ય તેઓ તરફથી હંમેશાં કરવામાં આવતું. સદ્‌ભાગ્યે જેવા પુરુષની તેઓ ઝંખના કરતા હતા, તેવો જ એક અસાધારણ બુદ્ધિશાળી અને સર્વકાર્યકુશળ પુરુષ રામસિંહ માલમ તેમના સંપર્કમાં આવવા પામ્યો. કચ્છી શિલ્પકામ, મીનાની કારીગરી, ઝવેરાત, ફરસબંધી, ગૃહસુશોભન કે એવી કોઇ પણ કચ્છની વિશિષ્ઠ લેખાતી કળાઓમાં આજ પણ રામસિંહ માલમની અસર જોવામાં આવે છે. રામસિંહ, જેને માલમનું નામ આપવામાં આવ્યું હતું, તેનો જન્મ ઈ. સ. અઢારમી સદીના આરંભમાં ઓખા મંડળમાં થયો જણાય છે. તે જાતે વાઘેર હતો, અને તદ્દન નાનપણથી જ ખલાસીના કામમાં પડી ગયો હતો. આફ્રિકા જતી એક સફરમાં જ્યારે તે એક નાની વયનો કિશોર જ હતો, ત્યારે તેનું વહાણ ભાંગી ગયું. નેધરલેન્ડઝ તરફ પાછા ફરતા એક વલંદા વહાણના ખલાસીઓએ તેને બચાવી લીધો. આ વહાણને રસ્તામાં ઘણી ઘણી મુશ્કેલીઓ વેઠવી પડી. ચાંચિયાઓના એક હુમલાને પણ હઠાવવો પડ્યો હતો. આખરે થોડા સમય બાદ રામસિંહ સહિત તેઓ યુરોપમાં પોતાના જ બંદરે સહીસલામત પાછા પહોંચ્યા. આ કાઠિયાવાડી યુવાનમાં જન્મદત્ત હસ્તકલાના અંકુર હતા. તુરત જ તે ફરસબંધી, કાચની વસ્તુઓ તથા મીનાની કારીગરી કે જેમાં વલંદા કારીગરો બહુ હોશિયાર હતા, તે બધી કળામાં નિપુણ બની ગયો. વિશેષમાં ઘડિયાળ બનાવવાનું, મકાનો બાંધવાની યોજના તૈયાર કરવાનું તથા યુરોપિયન ઢબે પથ્થરમાં શિલ્પકામ કરવાનું પણ તે શીખ્યો. આ ઉપરાંત ધાતુ ગાળવાનું તથા ઢાળાની તોપો બનાવવાનું કામ પણ તેણે શીખી લીધું. અઢાર વરસ સુધી યુરોપમાં રહ્યા બાદ તેણે પોતાના દેશ તરફ પાછા આવવાનું નક્કી કર્યું. આ વખતે તેની ઉમર ૩૦ વરસની હતી. સ્વાભાવિક રીતે તેની પહેલી ઇચ્છા તો એ જ હતી કે દેશમાં જઇ કોઇ કાઠિયાવાડના રાજાનો આશ્રય મેળવવો. પરંતુ ત્યાંના કોઇ પણ રાજાએ રામસિંહ જે હુન્નર ઉદ્યોગ જાણતો હતો, તેમાં જરાપણ રસ બતાવ્યો નહિ. આથી રામસિંહને વારંવાર નિરાશા સાંપડતી હતી. પરંતુ તેના કોઇક સંબંધી કચ્છ–માંડવીમાં રહેતા હોવાથી આખરે ત્યાં જવાનો તેણે નિશ્ચય કર્યો.

માંડવીમાં તેનું જે ભવ્ય અને હાર્દિક સ્વાગત થયું, તેનો તેને સ્વપ્ને પણ ખ્યાલ

નહોતો. માંડવી શહેર તે વખતે એક સમૃદ્ધ શહેર હતું. પુષ્કળ સંખ્યામાં વેપારીઓની ત્યાં આવ-જા થતી હતી. ખાસ કરીને તો ત્યાં એવા સંસ્કારી લોકો વસતા હતા, કે જેઓ રામસિંહનું શિલ્પ શાસ્ત્રનું, કળા-કૌશલ્યનું તથા ઈજનેરી જ્ઞાન સમજી શક્યા, અને તેમણે તેની કદર પણ કરી. થોડા જ સમયમાં રામસિંહની નામના યુવરાજ લાખાજીને કાને પહોંચી. આ વખતે યુવરાજે પોતાના પિતા પાસેથી રાજ્યની લગામ લઈ લીધી હતી. યુવરાજ લાખાજીએ તુરત જ રામસિંહને જરૂરી આશ્રય આપ્યો. મહેલમાં જ તેના માટે એક કારખાનાનો બંદોબસ્ત કરી દીધો. અને રામસિંહ પાસેથી મીનાની કારીગરીનું કામ શીખવા માટે સમગ્ર કચ્છમાંથી તેમણે સારામાં સારા સોના-ચાંદીના કારીગરોને ભુજ બોલાવ્યા. આજે પણ આ કળાના અતિ સુંદર નમૂનાઓ મોજૂદ છે અને સંગ્રહ કરવા યોગ્ય ઐતિહાસિક વસ્તુઓ તરીકે તેની ઘણી જ કિંમત અંકાય છે. રામસિંહે મીનાની કારીગરી માટે સ્થાપેલી હુન્નરશાળા, તેના અવસાન બાદ લગભગ દોઢેક સૈકા સુધી આખા હિન્દુસ્તાનમાં પ્રખ્યાત રહી હતી. વીસમી સદીના પૂર્વાર્ધમાં આ કળા ધીમે ધીમે ક્ષીણ થતી ગઈ. આ કળામય ચીજો મુખ્યત્વે રાજા મહારાજાના શોખને પોષે તેવી હતી. સમાજના આર્થિક તંત્રમાં મૂળભૂત ફેરફારો થવાને કારણે આ કળાને રજવાડામાંથી મળતો આશ્રય બંધ પડ્યો અને પરિણામે નીચેના સ્તરના લોકોને પોસાય તેવી સસ્તી ચીજો બનાવવાની કારીગરોને ફરજ પડી. ભુજ કે માંડવીમાં હાલે જે એનેમલની વસ્તુઓ મળે છે, તેમાં અને રામસિંહે તથા તેના અનુગામીઓએ જે ઉત્કૃષ્ટ નમૂનાઓ પેદા કર્યા છે, તેમાં કાંઈ પણ સામ્ય જોવામાં આવતું નથી.

મહારાઓશ્રી લાખાજીને રામસિંહની કાર્યશક્તિ માટે એટલો તો દૃઢ વિશ્વાસ હતો, કે તેમણે રામસિંહને કાચની ચીજો બનાવવાની તથા લોઢું ગાળવાની કળા પૂરેપૂરી શીખી લેવા માટે બે વખત યુરોપ મોકલ્યો. બીજી સફર વખતે તે પોતાની સાથે કેટલાક ઉમેદવાર કચ્છી કળાકારોને પણ યુરોપમાં ઉચ્ચતર શિક્ષણ અપાવવા લઈ ગયો હતો. કળાકારોના આ સમૂહે યુરોપમાં વેનીસ, ઑસ્ટ્રિયા તથા બીજાં કેટલાંક સ્થળોની મુલાકાત લીધી, અને ઘણી ઘણી ઉપયોગી વિદ્યાઓ શીખીને તેઓ કચ્છ પાછા ફર્યા. માંડવીની નજદીક કાચ બનાવવાનું કારખાનું ખોલવામાં આવ્યું, કારણ કે ત્યાં યોગ્ય પ્રકારની રેતી ઉપલબ્ધ હતી. લાદીઓ બનાવવાનું કારખાનું પણ તુરત જ સ્થાપવામાં આવ્યું. યુરોપિયન નમૂના મુજબ કચ્છમાં નાનાં-મોટાં ઘડિયાળો પણ બનાવવામાં આવ્યાં. લોઢું ગાળવાની ભઠ્ઠીઓ ઊભી કરવામાં આવી, તેમાં ઉત્તમ ગુણવત્તાવાળી ઢાળાની તોપો બનવા લાગી: રામસિંહ ઉપર મહારાઓશ્રીની પૂર્ણ મહેરબાની હતી, અને તે આ બધા હુન્નર-ઉદ્યોગોનું નિરીક્ષણ પણ સફળતા પૂર્વક કરતો હતો. મહારાઓશ્રીનો તે આટલે દરજ્જે કૃપાપાત્ર રહેવા છતાં તેની અદેખાઈ કરનારો દુશ્મન કોઈ તેના સામે ઊભો થયો નહિ, તે બતાવે છે કે રામસિંહ એક અસાધારણ બુદ્ધિશાળી પુરુષ હતો. તેણે પોતાના કામમાં પોતાનું સમર્પણ કરી દીધું હતું. તેના જીવનનાં છેલ્લાં વરસો દરમિયાન સમગ્ર કચ્છમાં થયેલા અનેક રાજકીય ઝગડાઓની તેણે કાંઈ મુશ્કેલી અનુભવી નહિ, અને છેલ્લી ઘડી સુધી દરેક રીતે સશક્ત અને કાર્ય-

રત રહી ખૂબ પાકી વય ભોગવી, તેને બક્ષિસ થયેલી મુન્દ્રા નજીક આવેલી તેની જાગીરમાં તે અવસાન પામ્યો.

રામસિંહ કચ્છી કળા તથા શિલ્પકામ ઉપર પોતાની જે છાપ મૂકી ગયો છે તે કદી ભુસાય તેમ નથી. નેધરલેન્ડઝમાં એક શીખાઉ ઉમેદવાર તરીકે તેણે શરુઆત કરી હતી, તે અનુભવ તે કદી ભૂલ્યો નહિ. માંડવીના મહેલથી માંડીને ભુજની બહાર ઊભી કરાવલી મહારાઓશ્રી દેશળજી તથા મહારાઓશ્રી લાખાજીની "છતરડી" સુધીનાં જે જે મકાનોની યોજના તેણે તૈયાર કરી હતી, તેમાં દરેકમાં હોલાંડના જે આનંદી છોકરાઓ પાસેથી તે આ અનૂપમ કળા શીખ્યો હતો, તેમની આકૃતિઓ તેણે બતાવી હતી. હાથમાં દારૂની બાટલીઓ અને પ્યાલા સહિતની કોતરણીની તેણે એક પોતાની ખાસ પ્રથા દાખલ કરી હતી. પરંતુ આ લાક્ષણિકતાઓ તરફ ન જોઇએ તોપણ, તેણે અને તેના કાબેલ શાગિર્દોએ જે જે શિલ્પો પેદા કર્યાં છે, તે બધાં અનોખી ભાત પાડે છે, એમાં શક નથી. જુદા જુદા દેવો, નર્તકીઓ, ગજરાજો, મગરો, પુષ્પો, પાળેલાં જાનવરો, વગેરે જે જે આકૃતિઓ કંડારવામાં આવેલી છે, તે બધી આબેહૂબ અને કોઇ અનેરા જોમથી સભર દેખાય છે.

તત્કાલીન યુરોપની શિલ્પકળાને ક્ષેત્રે જે સ્વાભાવિકતાનું દર્શન રજૂ કરવાની પ્રણાલિકા હતી, તેનો તથા હોલેન્ડના કળાકારો અને શિલ્પીઓની ઝીણામાં ઝીણી વિગતો દર્શાવવા માટેની ખાસ કાળજી લેવાની લાક્ષણિક પદ્ધતિનો અહીં અતિ કુશળતાપૂર્વક સુંદર સુમેળ સાધવામાં આવ્યો જણાય છે. ૧૦૦૦ વરસો પહેલાં રા' લાખા ફૂલાણી તથા પૂંઅરાના સમયમાં શિલ્પક્ષેત્રે કચ્છે જે અપ્રતિમ સિદ્ધિ સંપાદન કરી હતી, તે હજુ પણ તેવી જ ચેતનવંતી રહી હતી એમ આથી સ્પષ્ટ થાય છે. હિંદુસ્તાનના અન્ય વિસ્તારોમાં આથી પણ વિશેષ વિખ્યાતિ પામેલા શિલ્પકળા દર્શાવતા ઉત્કૃષ્ટ નમૂનેદાર મકાનોની સરખામણીમાં રામસિંહે કચ્છમાં બાંધેલી ઈમારતો જો કે નાની છે, તથા વારંવાર થતા ભૂકંપોને કારણે તેમને બહુ ખરાબ રીતે નુકસાન પણ થયાં છે, છતાં તેમાં એક પ્રકારની ચેતનવંતી અનુપમ લાક્ષણિકતા દૃષ્ટિગોચર થાય છે. વળી હિંદુસ્તાનના કારીગરોની જન્મદત્ત બુદ્ધિ અને યુરોપના કારીગરોએ સાધેલી નિપુણતાનો જો યુક્તિપૂર્વક સમન્વય કરવામાં આવે તો કેવી બેનમૂન કળાકૃતિઓનું સર્જન થઇ શકે છે, એનું આ મકાનો જીવંત દૃષ્ટાંત પૂરૂં પાડે છે.

રામસિંહે બાંધેલાં મકાનોમાં જૂના મહેલમાં તેણે બાંધેલ "આયના મહેલ" તેની સૌથી શ્રેષ્ઠ કળાકૃતિ કહેવાય છે. તેની દીવાલો સફેદ સંગેમરમરની છે, જેમાં અરીસાઓ જડી દેવામાં આવ્યા છે, અને વચ્ચેવચ્ચે સોનેરી સુશોભનો આકર્ષક રીતે મૂકવામાં આવ્યાં છે. આ ખંડને પ્રકાશિત કરવા માટે ખૂબ યુક્તિપૂર્વક લટકતાં ઝુંમરો મૂકવામાં આવ્યાં છે, અને તેની આજુબાજુ વેનીશિયન કાચનાં આચ્છાદનો શોભી રહ્યાં છે. આમાંનાં ઘણાં ખરાં આચ્છાદનો તો રામસિંહ જાતે જ યુરોપથી લાવેલ હતો. આ આયના મહેલની સૌથી વધારે નોંધપાત્ર વિશિષ્ટતા એ છે, કે ખંડની દીવાલની બાજુમાં ચાલવા

૧૮

માટે એક સાંકડો પટ્ટી જેવો માર્ગ રખાયો છે, તે સિવાયની બધી જમીનમાં એક વિહાર-હોજ (જળક્રીડા સ્થાન) બનાવેલ છે, અને તેમાં રામસિંહે પોતે જ બનાવેલી ચીની લાદીઓ બેસાડવામાં આવી છે. આ હોજની વચ્ચોવચ એક ચોરસ ઓટલો બનાવવામાં આવ્યો છે, જ્યાં પહોંચવા માટે એક સાંકડો પટ્ટી જેવો રસ્તો, હોજની સપાટીથી ઉપર રહે તેમ રાખવામાં આવ્યો છે.

જૂના રાજ્ય મહેલના બીજા માળ ઉપર જ "આયના મહેલ" બાંધવામાં આવ્યો છે. હોજમાં પાણી ભરવા માટે તથા આંખને મોહક લાગે અને ખંડમાં ચાલુ માદક શીતળતા રહે તે માટે ફુવારાઓમાંથી જુદી જુદી રીતે પાણીની શેરો છૂટે તેમ રામસિંહે અનેક પંપો તથા સાઇફનની યુક્તિપૂર્વક યોજના કરી છે. કચ્છની ગ્રીષ્મ ઋતુની સખત ગરમીના દિવસોમાં, વરસાદ પણ થયો ન હોય તેવા સમયમાં આયના મહેલની શીતળતા આનંદદાયક લાગે છે. બહારથી વધુ પડતો પ્રકાશ, ઊડતી ઝીણી રજ અને ધીખતો સૂર્યનો તાપ, અંદર પ્રવેશી ન શકે તે માટે આયના મહેલના પ્રવેશદ્વાર પાસે અંધારૂં રાખવામાં આવ્યું છે. આખા ખંડને કુશળતાથી સંખ્યાબંધ મીણબત્તીઓ વડે પ્રકાશિત કરવામાં આવે છે. આજુબાજુ હોજમાં ભરેલા પાણીને લીધે તથા ફુવારાઓમાંથી ઊડતી પાણીની ઝીણી શેરો વડે તેને એવો તો શીતળ બનાવવામાં આવ્યો છે, કે મહેલ વચ્ચેના ઓટલા પર બેસનારને ખૂબ આનંદ આવે છે. અને જાણે કે આધુનિક "એરકંડીશનીંગ"ની સગવડની તે વખતે પણ અપેક્ષા રખાઇ હતી, એમ ભાસ થયા વગર રહેતો નથી. અહીં જ બેસીને મહારાઓશ્રી લખપતજીએ કેટલીક કવિતાઓ રચી હતી, જે હજુ પણ ગવાય છે. અહીં બેસીને જ તેઓ રાજનર્તકીઓનાં કળામય નૃત્યો જોતા, ઉત્તેજન આપતા, અને તેમની પુરાણી કળાને પુનઃસજીવન કરતા. જે ભાટો અને ચારણો મહારાઓશ્રીએ જ સ્થાપેલ વ્રજ ભાષાની પાઠશાળામાં ઉચ્ચ અભ્યાસ કરી પરીપૂર્ણતા મેળવતા, તેવા કવિઓની કવિતાઓ પણ મહારાઓશ્રી લખપતજી અહીં જ સાંભળતા. આ આયના મહેલમાં જ્યાં જુઓ ત્યાં રામસિંહની વિરલ બુદ્ધિ અને મહારાઓશ્રી પ્રત્યેની તેની ઊંડી સ્વામીભક્તિનાં પ્રતીકો દેખાય છે. મહેલના નાના દરબાર-ખંડમાં ઉચ્ચ શ્રેણીના કચ્છી રેશમી ભરતવાળા ગાલીચા પાથરેલા છે, અને તેની દીવાલો પણ તેવા જ કીમતી રેશમથી સુશોભિત કરાયેલી છે. આ ઓરડામાં મહારાઓશ્રી લાખાજીનો ઢોલીઓ હજુપણ બિછાવેલો પડયો છે. જે ઉપર તેમની તલવાર તથા ઢાલ પણ સાચવવામાં આવેલાં છે. આ સિવાય આ મહેલમાં સંખ્યાબંધ આશ્ચર્યજનક, ભાતભાતની અજાયબી ભરેલી ચીજોનો પણ સંગ્રહ કરવામાં આવ્યો છે. ડચ, અંગ્રેજી કે ફ્રેન્ચ બનાવટનાં મધુર નાદ કરતાં ઘડિયાળો આકાશી પદાર્થો બતાવતા ગોળાઓ, અસાધારણ ચિત્રો, કાચનાં કે ચીનીનાં બનાવેલાં યાંત્રિક રમકડાંઓ આ બધાંના અસ્તિત્વ સાથે રામસિંહને અને જે જે હુન્નર ઉદ્યોગો તેણે આટલી સફળતાપૂર્વક પોતાની માતૃભૂમિ માનેલ કચ્છપ્રદેશમાં દાખલ કર્યા હતા, તેને કોઇને કોઇ રીતે સંબંધ હતો. અંદરના ખંડને ફરતી ચાલીની દીવાલો ઉપર યુરોપિયન કે હિંદી ચિત્રો મૂકવામાં આવ્યાં છે. ઇંગ્લાન્ડમાં અઢારમી સદીમાં થઇ ગયેલાં રોગાર્થના કટાક્ષ ચિત્રો તથા મહારાણી કેથેરાઇન ધિ ગ્રેટ



આયના–મહેલનું એક કલાત્મક દૃશ્ય

જેવી જગમશહૂર વ્યક્તિઓની છબીઓ પણ અહીં શોભી રહેલ છે. ઉપરાંત અનેક મહાન ઐતિહાસિક ઘટનાઓનાં ચિત્રો, જેવાંકે મહારાઓશ્રી લાખાજીનો દરબાર, તેમના અનુગામીઓના દરબારો ઇત્યાદિ દશ્યો અહીં અનોખી રીતે બતાવવામાં આવ્યાં છે.

આ ચિત્રોની એક અસાધારણ વિશિષ્ટતા એ છે, કે ચીતરાયેલ છબીમાં એરિંગ કે ગળાહારમાં ઘણે ઠેકાણે સાચાં માણેકો જડવામાં આવ્યાં છે. આ બધી વસ્તુઓનો પરસ્પર સુમેળ થતો નથી એવો અભિપ્રાય કેટલાક યુરોપિયન મુસાફરોએ વ્યક્ત કરેલો છે. પરંતુ તેઓએ એ વાત પર લક્ષ આપ્યું જણાતું નથી, કે રામસિંહે કચ્છમાં જે સાંસ્કૃતિક આંદોલન જગાડયું, તે વડે યુરોપિયન અને હિન્દી કળાનો અહીં કેવો સુમેળ સાધવામાં આવ્યો છે! આ બીના જ ખરેખર તો રસપ્રદ છે. ઘણાં વરસો બાદ હિંદુસ્તાનમાં વધારે વિશાળ ક્ષેત્રે જે પરસ્પર સહકાર જાગૃત થયો, તેનાં રામસિંહે બીજ રોપ્યાં હતાં, એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી.

આ પ્રમાણે કચ્છમાં ઔદ્યોગિક ક્રાંતિ લાવવાના જે પ્રયાસ થયા તે ખરેખર પ્રશંસનીય હતા, પણ તેના વિકાસ માટે હજુ યોગ્ય ભૂમિકા તૈયાર થઇ નહોતી. કચ્છમાં તેમજ હિન્દુસ્તાનમાં આ ક્રાંતિકારી પ્રયાસોનાં કાયમી ચિહ્નો કળાના ક્ષેત્રે હજુ પણ જોવા મળે છે. મોગલ સામ્રાજ્ય છિન્નભિન્ન થઇ રહ્યું હતું તે સમયે, સત્તાની ખૂનખાર સ્પર્ધાઓથી હિંદુસ્તાનને ઘણું ઘણું સહન કરવું પડયું હતું. પરંતુ કચ્છ પોતાના અલગપણાને લઇને આ વિનાશક ઝઘડાઓની અસરમાંથી બચવા પામ્યું હતું. અને તેને લીધે જ આ કળાઓ કચ્છમાં કાંઇક સ્થિરતા મેળવી શકી હતી. જ્યારે બીજે ઠેકાણે તો તેનો સદંતર નાશ જ થયો હતો. થોડાં જ વરસો બાદ, બહાર જે પ્રકારના ઝઘડાઓ નિરંતર ચાલ્યા કરતા હતા, તેમાં કચ્છને પણ એવી રીતે ઘસડાવું પડયું, કે પરિણામે તેની શાન્તિમય ચાલતી પ્રગતિ બંધ પડી. આ સંજોગોમાં મહારાઓશ્રી લખપતજી અને રામસિંહની સંયુક્ત જહેમતથી કળા ક્ષેત્રે જે મૌલિક સર્જન થયું હતું, તેમાંનો મોટો ભાગ કેમ બચવા પામ્યો તે ખરેખર એક આશ્ચર્યકારક હકીકત છે. કચ્છી કારીગરોને ખાસ કરીને કચ્છી ભરત, કચ્છી શિલ્પકામ તથા ધાતુઓની બનાવટને વિષે તેમાંથી આજ સુધી પ્રેરણા મળતી રહી છે. કોઇ કોઇ સ્થળે અસલ નમૂના સાથે સરખાવતાં આકૃતિઓ ઘણી બેડોળ પણ બની ગઇ હોય એમ દેખાય છે. આયના મહેલની અવનવી રચનામાં ખર્ચ પણ થોડું થયું ન હતું. એકલા આયના મહેલનું ખર્ચ ૮૦ લાખ કોરી થયું હતું.

મહારાવશ્રી અને રામસિંહે સાથે મળીને જે ઘણાં નવીન દષ્ટિનાં કામો કર્યાં હતાં, તે પૈકીનું આ એક હતું. બીજાં કેટલાંયે મકાનો એમણે બંધાવ્યાં હતાં. ઘણાં કારખાનાંઓ પણ સ્થાપ્યાં હતાં. પરદેશની ઘણી મુસાફરીઓનું ખર્ચ પણ ઓછું ન હતું. ઘણા હોશિયાર કારીગરોને રોકવામાં આવ્યા હતા, અને ઘણી કીમતી ચીજો પરદેશથી મંગાવવામાં આવી હતી. કચ્છ જેવા નાના નાના ગરાસદારોના બનેલા પ્રદેશમાં આવડો મોટો ખર્ચનો બોજો મહારાવશ્રી પોતાની મર્યાદિત આવકમાંથી ઉપાડી ન શકે એ દેખીતુ છે. આ કારણથી

મહારાઓશ્રી દેશળજીએ જે ખજાનો એકઠો કર્યો હતો તે તુરત જ ખર્ચાઈ ગયો. આમ થતાં મહારાઓશ્રી લખપતજીને હંમેશને માટે પૈસો મેળવવામાં ઘણી જ મૂંઝવણ પડતી. એમના સુવિખ્યાત રાજ્ય કારભારના અરસા દરમિયાન જે અઘટિત બનાવો બનવા પામ્યા હતા, તેનું મુખ્ય કારણ પૈસાની તંગી જ કહી શકાય. મહારાવશ્રી સ્પષ્ટ સમજી ગયા, કે એક અનુભવી નાણાશાસ્ત્રીની ખાસ જરૂર છે. દીવાન દેવકરણ શેઠનું કોઇ મારાએ ખૂન કર્યું હતું, પણ તેનો પુત્ર પૂંજો શેઠ એના બાપ જેવો જ હોશિયાર હતો. મહારાવશ્રી લાખાજીનો હાથ પિતાના ખૂનમાં હોવા છતાં કેટલીક સમજાવટને અંતે પૂંજા શેઠે દીવાન પદ સ્વીકાર્યું. પણ તેના કટોકટી ભરેલા અને જોખમવાળા લાંબા વહીવટને કારણે કચ્છ પર એક ભયંકર આફત ઊતરી આવવાનું સર્જાયું હતું. પહેલે તબક્કે તો પૂંજો શેઠ માત્ર પાંચ વર્ષ સુધી જ દીવાન પદ પર રહ્યો. એમ કહેવામાં આવે છે, કે મહારાવશ્રીની અમર્યાદિત પૈસાની માગણીઓ ન સંતોષી શકવાને કારણે તેને દૂર કરવામાં આવ્યો હતો. પણ મહારાઓશ્રીને એવો શક રહેતો હતો, કે પૂંજો શેઠ પોતે પોતા સારૂ ઘણો પૈસો એકઠો કરે છે. આ પણ વધારે માની શકાય તેવું કારણ છે. આને લઈને રૂપસિંહ નામના એક વણિકને દીવાનની પાઘડી બંધાવવામાં આવી. એટલું જ નહિ પણ તેને પૂંજા શેઠને અને તેના સાથીદારોને કેદ કરવાની પણ પરવાનગી આપવામાં આવી. જ્યાં સુધી તેમની પાસેથી પૈસાની મોટી રકમ મેળવી ન શકાય ત્યાં સુધી સઘળાને અતિશય દુઃખ દેવામાં આવ્યું. પૂંજા શેઠને ચાર વર્ષ સુધી કેદમાં રાખવામાં આવ્યો. પણ રૂપસિંહ શાહ મહારાવશ્રીની નાણાંની જરૂરિયાતો તેના પૂર્વાનુગામી માફક પૂરી પાડી ન શકયો, એટલે પૂંજા શેઠને મુક્ત કરીને ફરી તેને દીવાનપદ આપવામાં આવ્યું. દીવાન તરીકે તો પૂંજા શેઠનો બીજા વખતનો કારભાર પણ પહેલા વખતની માફક જ નિષ્ફળ નીવડ્યો. થોડા વખત પછી ફરી તેને કાઢી મૂકવામાં આવ્યો, અને તેની જગ્યાએ એક નાગર ગૃહસ્થ ગોરધન મહેતા નીમાયા. ત્યાર બાદ જ્યાં સુધી પૂંજો શેઠ જીવતો રહ્યો ત્યાં સુધી કચ્છના રાજ્ય કારભારમાં તે કચ્છ માટે એક આફતનું કેન્દ્ર બની રહ્યો.

બીજી વખત પણ પદભ્રષ્ટ થવાથી તેને બહુ જ લાગી આવ્યું. ખાસ કરીને ગોરધન મહેતા જે તેના પછી આવ્યા, તે મહારાઓશ્રીનું ધાર્યું કરવામાં ફતેહમંદ થયા. સત્તા ઉપર સ્થિર રહી શકયા અને દેખીતી રીતે તેના કરતાં વધારે સહીસલામત જોવામાં આવ્યા. જ્યારે પૂંજા શેઠને એક ખૂણામાં તુચ્છકારીને ફેંકી દેવામાં આવ્યો હતો. આ કારણથી તે વધારેને વધારે કચવાતો થયો હતો. પણ થોડા જ વખતમાં પૂંજા શેઠની અતૃપ્ત મહત્વાકાંક્ષા આગળ વધવા માટે નવો રસ્તો જોઇ શકી. તે મહારાઓશ્રી લાખાજીના પાટવી કુંવર અને ગાદીના વારસ કુમાર ગોડજી જે નાની ઉંમરના હતા તેના પક્ષમાં જોડાયો.

મહારાઓશ્રી લાખાજીને પોતાની યુવાવસ્થામાં થયેલા અનુભવનો બોધ તાજો હતો; તેથી તેમણે પોતાના પાટવી કુંવરને તેના માન-મરતબાને પૂરતું થાય એટલી આવકવાળું અગત્યનું શહેર મુન્દ્રા આપી દીધું. આમ છતાં ગોડજીનાં માતુશ્રી-મહારાણીશ્રીને, પોતાના પતિથી ગંભીર અણબનાવ પેદા થયો. કારણ એ હતું, કે મહારાવશ્રી રાજ્યનર્તકીઓનો

ઘણો આશ્રય આપતા હતા, અને તે માત્ર નૃત્યકલા કે સંગીતવિદ્યાના પ્રોત્સાહન સ્વરૂપે જ હોય એમ જણાતું ન હતું. આ કારણથી મહારાઓશ્રી સાથેનો તેમનો સંબંધ બગડ્યો હતો. મહારાવશ્રી લખપતજીને ઘણી રખાતો હતી. અને તેને લઇને સંખ્યાબંધ અનૌરસ સંતાનો હતાં. મહારાણીને જણાયું કે યુવરાજ કુમારશ્રી ગોડજીનો હક્ક એક બાજુ રાખી, કોઇ રખાતના પુત્રની તરફેણ કરવામાં આવે છે. તેથી તેમણે યુવરાજ કુમારશ્રીને રાજ્ય–કારભારમાં મહારાઓશ્રી સાથે કામ કરવાને અને તેમ કરીને, ભવિષ્યમાં ગાદીવારસ તરીકેનો હક્ક સ્થાપિત કરી લેવાને ઉશ્કેરવા માંડ્યા. હવે પૂંજો શેઠ યુવરાજ કુમાર ગોડજી તથા મહારાણીનો વિશ્વાસુ સલાહકાર બન્યો, અને તેની કુનેહભરી દોરવણી હેઠળ યુવરાજ કુમારનો પક્ષ, મહારાવનો સામનો કરી શકે તેવો સદ્ધર બની ગયો. મહારાઓશ્રી લખપતજી યુવરાજ કુમારનાં આવાં પગલાંથી કચવાયા, અને ચોક્કસ રીતે અને હંમેશને માટે રાજ્યકારભારમાં તેને કંઇ પણ ભાગ આપવાની વાતનો સ્વીકાર કર્યો નહિ. કારણ કે ગોરધન મહેતા રાજ્યકારભાર કુશળતાથી ચલાવતા હતા. આ વખતે પૂંજા શેઠે એક કાવતરૂં રચ્યું, કે જેને લઇને યુવરાજ કુમાર અને મહારાણી પોતાને વશ બની રહે, અને ગોરધન મહેતા ઊડી જાય. તેણે યુવરાજ કુમાર ગોડજી અને મહારાણીને મહારાવશ્રીનો સામનો કરવા માટે ભુજ છોડી, મુન્દ્રા ચાલ્યા જવાનું સમજાવ્યું. પણ આ વાત અમલમાં આવે તે પહેલાં પૂંજા શેઠે દીવાન ગોરધન મહેતાને ખાનગીમાં મળવા પેરવી કરી, અને તેમાં તે ફાવ્યો. આ મુલાકાતની પ્રજામાં જાણ થાય અને મહારાઓશ્રીને પણ તેની ઊડતી ખબર પડે, એવી યુક્તિ તેણે કાળજીપૂર્વક ગોઠવી રાખી હતી. અહીં કંઇક ખાનગી મંત્રણા થાય છે, એવા પ્રકારનો ડોળ–દેખાવ કરી, બંધ બારીબારણાં અને બંધ દરવાજાવાળા મકાનમાં બબ્બે કલાક સુધી ખોટી–સાચી વાતોમાં ગોરધન મહેતાને રોકી રાખવાની તેણે યુક્તિ કરી. પણ આ વાતોમાં મહારાઓશ્રી, યુવરાજ કુમાર અને મહારાણીના મતભેદોને જરા પણ સ્થાન આપવામાં આવ્યું ન હતું. આવી રીતે ગેરસમજૂતીનાં બીજ ઊંડાં ને ઊંડાં ઊતરતાં જાય, એવી તદબીર કરી, યુવરાજ કુમાર અને મહારાણી ભુજ છોડી, એકાએક મુન્દ્રા નાસી છૂટ્યાં, અને તેમની સાથે પૂંજો શેઠ પણ જોડાઇ ગયો. મહારાઓશ્રીને આથી બહુ જ ગુસ્સો પેદા થયો. યુવરાજ વગેરેની આ મંડળી નાસી છૂટી, તેથી થોડા જ વખત પહેલાં પૂંજા શેઠે દીવાન ગોરધન મહેતા સાથે જે ખાનગી મંત્રણા કરી હતી, તેની જાણ થવાથી મહારાવશ્રીને પૂરતો શક ગયો, કે દીવાન ગોરધન મહેતાનો પણ આ કાવતરામાં હાથ છે. આ કારણથી તેમણે તેને મારી નાખવાનો હુકમ કર્યો. ત્યારબાદ ફરી રૂપસિંહ શાહનો દીવાન થવાનો વારો આવ્યો. પણ પહેલાંની માફક તે મહારાઓશ્રીની ખાધ પૂરી પાડવામાં પાછો નિષ્ફળ નીવડ્યો, અને તુરત જ તેને દૂર કરવામાં આવ્યો.

હવે જે નવો દીવાન બન્યો તે રાજાના નજીકના નોકરો પૈકીનો એક અંગત નોકર હતો. તેની મારફત વખતોવખત અગત્યનું અને ખાનગી કામ લેવામાં આવતું હતું. તેનું નામ તુલસીદાસ હતું. પણ તેને રાજ્ય વહીવટનો બહુ જ થોડો અનુભવ હતો. આ વખતે

મહારાઓશ્રી લખપતજી આસપાસના પ્રદેશની રાજકીય વ્યવસ્થામાં માથું મારવાનાં સ્વમાં સેવતા હોવાથી તેમણે પેશ્વા અને ગાયકવાડની મદદથી નગર ઠઠ્ઠા ઉપર ચઢાઈ કરવા મનસૂબો કર્યો, અને કાબુલના શાહ અહમદશાહ દુરાની પાસે તેની મદદ મેળવવા આ નવા દીવાન તુલસીદાસને મોકલ્યો. અહમદશાહને આ વાત કેટલાક પોતાના સ્વાર્થને અંગે રુચે તેવી હોવાથી દીવાન તુલસીદાસને તેણે બહુ માનપૂર્વક આવકાર્યો, અને દરેક જાતની મદદ આપવાનું વચન આપ્યું.

આ વખતે લોઅર સિંધના પ્રદેશમાં ઘણી કટોકટી ચાલતી હતી. સત્તરમી સદીમાં કલોરા વંશે પોતાની સત્તા ત્યાં સ્થાપવાનું શરુ કર્યું હતું, અને પોતાની તાકાત એટલી તો વધારી દીધી હતી, કે જેને લઈને શહેનશાહ ઔરંગઝેબ તેમનો મોગલોના ખંડિયાઓ તરીકે ખુશીથી સ્વીકાર કરે.

જ્યારે ઇ. સ. ૧૭૩૯ માં નાદિરશાહ દિલ્હી ઉપર તૂટી પડ્યો, અને મોગલ સલ્તનતના છેલ્લા અવશેષોના ભૂક્કા કરી નાખ્યા, ત્યારે મોગલ સામ્રાજ્યના સિંધુ નદીની પશ્ચિમે આવેલા જૂના પ્રદેશો તથા સિંધ વગેરે સઘળા મુલકને જીતી, તેણે ઈરાની સામ્રાજ્યમાં ભેળવી દીધા. સિંધના કલોરા બાદશાહોએ ઈરાની સત્તાનો સામનો કર્યો, અને નાદિરશાહના મૃત્યુ બાદ પણ અહમદશાહ દુરાની, જેના પેટામાં સિંધ આવી ગયું હતું, તેનો સામનો કરવાનું ચાલુ રાખ્યું.

ઇ. સ. ૧૭૫૪ માં અહમદશાહ દુરાનીએ સિંધ ઉપર હુમલો કર્યો, અને જોરજુલમથી ખંડણીની વસૂલાત કરી. મહમદ મુરાદયારખાન કલોરા જેણે પરશિયન બાદશાહ દુરાનીને તાબે થઈ તેને ખંડણી ભરી હતી, તેને તેના ભાઈ ગુલામશાહ કલોરાએ ઇ. સ. ૧૭૫૭ માં હરાવ્યો હતો. આ ગુલામશાહ રાજીખુશીથી ખંડિયો રાજા બને તેવો ન હતો. અને તેથી અહમદશાહ દુરાની મહારાવશ્રી લાખાજી જે ઠઠ્ઠા ઉપર હુમલો કરવાનું વિચારી રહ્યા હતા, તેમની સાથે સહમત થયો. તે ધારતો હતો કે એ રીતે ગુલામશાહને ટૂંકો કરી શકાશે. પણ પ્રથમ જણાવ્યા મુજબ આ સાહસ–કૃત્યમાં મહારાઓશ્રી લખપતજીએ ખરેખર રસ લીધો કે નહિ, એ શંકાસ્પદ છે. પણ એટલું ખરૂં છે કે આવડા મોટા પેશ્વા, ગાયકવાડ અને દુરાની, જેવા સબળ રાજવીઓના ટેકાને લીધે તેમને પૂરતો સંતોષ હતો.

તુલસીદાસ જ્યારે કાબુલના દરબારમાંથી સફળતાપૂર્વક મંસલત કરીને પાછો ફર્યો ત્યારે મહારાવશ્રી તેના પર ખૂબ પ્રસન્ન થયા, અને તેને પોતાનો દીવાન બનાવ્યો. આ વલણ તો એમને માટે તદ્દન સ્વભાવિક હતું, પરંતુ મહારાવશ્રી કે તુલસીદાસને કલ્પના ન હતી, કે ગુલામશાહ કલોરા જેવા સિંધના બાદશાહ સાથે વેર બાંધવાથી, કચ્છ ઉપર કેટલી આફત ઉતરશે! સિંધના રાજકારણમાં કચ્છ દખલ કરે, એ વાતથી ગુલામશાહ કલોરાને બહુ માઠું લાગ્યું હતું, જો કે કચ્છની દખલગીરીનું પરિણામ તો કંઈ જ આવ્યું ન હતું. યુવરાજ કુમાર ગોડજી તથા તેમનાં માતુશ્રી સુન્દ્રા નાસી છૂટેલ હોવાથી, મહા-

રાઓની સત્તાનો સામનો કરી તેમણે ત્યાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. તેમનો મુખ્ય સલાહકાર પૂંજો શેઠ ફરીથી જવાબદારીને સ્થાને ગોઠવાઇ ગયો. પણ યુવરાજ કુમાર ગોડજી સ્વભાવથી તરંગી અને બેકાબૂ ખાસિયતવાળા હતા. આ કારણથી તેઓ જ્યારે મહારાવ થયા ત્યારે ભવિષ્યની કચ્છની પ્રજાના મત પ્રમાણે કચ્છના તમામ રાજવીઓમાં તેમને ઓછામાં ઓછા માનપત્ર અને લોકપ્રિય ગણવામાં આવ્યા હતા.

પૂંજા શેઠને તેમની સાથે કામ કરવું હતું, એ તેને માટે એક કમનસીબ ઘટના હતી. યુવરાજ કુમાર ગોડજીએ પૂંજા શેઠમાં પૂરેપૂરો ભરોસો મૂક્યો નહિ, અને પૂંજા શેઠ જેવા કુશળ રાજ્ય કારભારીને બદલે એક સારા કુટુંબના પણ ચારિત્રહીન મિર્ઝા અમીર બેગ નામના શખ્સને પોતાની તરફેણમાં ઊભો કર્યો. થોડા સમયમાં ગોડજીને પૈસાની તંગી પડી. પોતાના દરબારનું સઘળું ખર્ચ મુન્દ્રાની આવકમાંથી પૂરું થાય તેમ ન હતું, અને મહારાઓશ્રી લખપતજી તરફથી જે વર્ષાસન તેમને મળતું, તે સ્વાભાવિક રીતે જ બંધ પડી ગયું હતું. મુન્દ્રામાં ઘણા શ્રીમંત વ્યાપારીઓ હતા. વ્યાપાર પણ બહુ સારો ચાલતો હતો, અને પૂંજા શેઠ જેવા અનુભવી અને કાર્યકુશળ કારભારી મારફત જો ડહાપણથી વ્યવસ્થા થતી રહી હોત, તો જોઇએ તેટલો પૈસો પણ મળી રહેત. પણ યુવરાજ કુમાર ગોડજી અધીરા બન્યા, અને તુરતાતુરત નાણાં એકઠા કરવા માંડ્યા. એ વખતે એક એવો પ્રસંગ ઊભો થયો, કે શાહ મદનજી, જેઓ મુન્દ્રામાં તેમની શ્રીમંતાઇ માટે સુવિખ્યાત હતા, એટલું જ નહિ, આખા કચ્છમાં જેમની કીર્તિ ફેલાઇ હતી, તે ઓચિંતા ગુજરી ગયા. એમના સ્વર્ગવાસ માટે શોક પ્રદર્શિત કરવા આખા કચ્છના મોટા મોટા શ્રીમંતો અને વેપારીઓ મુન્દ્રામાં આવીને એકત્ર થયા.

એ વખતે મિર્ઝા અમીર બેગે બેશરમ રીતે અને બિન જવાબદારીથી મદનજી શેઠની ચૂડાવાળ માટે આવેલ શ્રીમંત શેઠિયાઓને ગઢની અંદર પૂરી રાખ્યા. અને જ્યાં સુધી તેઓ પૈસાની સારી રકમો ન આપે, ત્યાં સુધી તેમને અટકાયતમાં રાખવા તેણે યુવરાજ કુમારશ્રીને સમજાવ્યું. આવાં બલાત્કાર ભરેલાં પગલાંથી યુવરાજ કુમારને પૈસાની મોટી રકમ તો પ્રાપ્ત થઇ, પણ તેના ઉપર મોટી આફત પણ તૂટી પડી. મહારાઓશ્રી લખપતજી પોતાની વેપારી પ્રજાને સુખી કરવા તરફ ખૂબ ધ્યાન આપતા હતા. જ્યારે તેમના તરફ આ ફરિયાદ આવી, ત્યારે તાબડતોબ તેમણે યુવરાજ કુમાર સામે સખત પગલાં લેવાનું નક્કી કર્યું. પોતાના યુવરાજ કુમારની સાન ઠેકાણે લાવવા તેમણે મુન્દ્રા તરફ એક મોટું લશ્કર મોકલ્યું. પણ યુવરાજ કુમાર શહેરમાંથી છટકી જઇને મોરબી નાસી છૂટ્યા. ત્યાં તેમનો સારો સત્કાર કરવામાં આવ્યો, અને પૂરતી મદદ પણ આપવામાં આવી. મોરબીથી કેટલાક સૈનિકો સાથે લઇને તે મુન્દ્રા આવ્યા, અને મહારાઓશ્રીના લશ્કરે ઘેરો ઘાલ્યો હતો તે તોડી પાડ્યો. આ ઘેરો દીવાન તુલસીદાસે બિન આવડતને લઇને, કાળજી વગર અથવા તો પૂરતી સાવચેતી રાખ્યા વગર ગેરવ્યવસ્થાથી ગોઠવ્યો હતો.

મહારાઓશ્રી અને યુવરાજ બન્ને એટલું તો જરૂર સમજતા થયા હતા, કે આવા કજિયાનાં પરિણામમાં બન્નેના વિરૂદ્ધ પક્ષોને જ ફાયદો થાય. એટલે તેમને તે લંબાવ-

વામાં ડહાપણ ન જણાયું, અને થોડા સમયમાં બન્ને વચ્ચે સમજૂતી થઇ ગઇ. યુવરાજ કુમાર ગોડજી તાબેદારી સ્વીકારી પાછા આવ્યા. મુન્દ્રાનો કબજો તેમને રાખવા દેવામાં આવ્યો. પણ આ સમજૂતી થઇ જવાથી પૂંજા શેઠને ભોગવવું પડ્યું. તેને યુવરાજ કુમાર ગોડજીના દરબારમાંથી બરતરફ કરવામાં આવ્યા, અને નિવૃત્ત જીવન ગાળવા અબડાસા તાલુકાના મોથાળા ગામે મોકલી દેવામાં આવ્યા. આ સ્થળે તેને કાંઇ ખાસ રક્ષણ મળે તેમ ન હોવાથી રહેવું મુશ્કેલ પડ્યું, અને બેહાલ દશામાં નિરાશ થઇ, તે છેવટે જૂનાગઢ રક્ષણાર્થે જઇને રહ્યા. જે કાવાદાવા કરીને ગોરધન મહેતાને તેણે મરાવી નાંખ્યા હતા, તેને લીધે મહારાઓશ્રી લખપતજી તેને કદી પણ માફી બક્ષે તેમ ન હતું. અને કુમાર ગોડજીને તો પૂંજા શેઠની હત્યાથી જેટલો લાભ લઇ શકાય તેટલો લઇ લેવામાં કંઇ વાંધો ન હતો.

ઇ. સ. ૧૭૬૦–૬૧ સુધીમાં મહારાઓશ્રી લખપતજીની તબિયત બહુ જ બગડી. તે વખતના જાણકારો આ તબિયત બગડવામાં તેમનું વિલાસી જીવન કારણભૂત હોય એમ માને છે. એમ કહેવામાં આવે છે, કે તેઓ સાંજના ચાર વાગ્યા પહેલાં તો કદી ઊઠતા જ નહિ. પોતાનો રાજ્ય–વહીવટ નાલાયક અને આબરૂ વગરના કારભારીઓને ચલાવવા આપતા. આવા આક્ષેપોમાં કેટલું સત્ય છે, તે નક્કી કરવું સહેલું નથી.

પરંતુ તેમની મોજશોખ ભરેલી રીતો, કવિલોકો, નાચનારીઓ અને તેવા અન્ય વિદેશી કલાકારોને તેમના દરબારમાં આશ્રય આપવાની પદ્ધતિઓ વગેરે, તેમના ભાયાતો અને સરદારોને પસંદ ન હતી. તેમની કાવ્યશક્તિ, અને કવિતા કે ગીતોની પ્રવૃત્તિ પણ તેમને ગમતી નહિ. રામસિંહ માલમ અને એવા કેટલાક દેશ–વિદેશમાં ફરેલા અનુભવી લોકોના સંપર્કમાં એમને મળતો આનંદ અને આ પ્રકારની પ્રવૃત્તિઓ રૂઢિચુસ્ત ભાયાતો અને ઉમરાવોની નજરમાં એક રાજની માટે યોગ્ય લાગતી નહિ. તેમ છતાં એમના રાજ્ય–વહીવટમાં કંઇ ગેરવ્યવસ્થા પેદા થઇ હોય એવું બહાર આવ્યું નથી. એમને દેવકરણ શેઠ અને પૂંજા શેઠની જ હબે કેળવાયેલા જીવણ શેઠ જેવા દીવાન સાંપડ્યા હતા. મહારાવશ્રીનું આવડું મોટું ઉડાઉ ખર્ચ હોવા છતાં રાજ્યમાં કરવેરો બહુ જ ઓછો હતો, વેપાર–રોજગાર વધતો જતો હતો, અને મહેસૂલી આવક પણ વધી હતી. નવી વસાહતો સ્થાપવાની નીતિ પણ અતિશય ફ્લેહમંદ નીવડી હતી. લખપત તાલુકાના માત્ર ચોખાના વાવેતરમાંથી વાર્ષિક ૮ લાખ કોરી મહેસૂલની આવતી. જો કે મુન્દ્રા પર ચડી જવામાં ગેરવ્યવસ્થા તો થઇ હતી, છતાં મહારાવના લશ્કરની તાકાત અને કાબેલિયત એવી ઉત્તમ મનાતી હતી, કે પેશ્વા, ગાયકવાડ, અહમદશાહ દુરાની વિગેરે મહાન રાજવીઓ, મહારાઓશ્રી લખપતજી સાથે મૈત્રી રાખવાનું યોગ્ય માનતા હતા. અને કચ્છની અંદર તો મહારાવનો શબ્દ એ જ કાયદો હતો.

મહારાઓશ્રી નાદુરસ્ત તબિયત અને વિલાસી જીવન વચ્ચે અટવાયલા હોવાથી, કંઇ કરી શકશે નહિ, એમ માની, એકવાર ધમડકાના ઠાકોરે મહારાઓશ્રીની એક જાગીરના લોકોને જોર જુલમથી બહુ જ હેરાન કર્યા ત્યારે તરત જ તેની સાન તેમણે

ઠેકાણે લાવી દીધી. એક મોટું લશ્કર તેની સામે મોકલ્યું, જેણે ધમડકા કબજે કરી, તેના કિલ્લાના ભૂકેભૂકા કરી નાખ્યા. મહારાઓશ્રીએ કોઇપણ વિષયમાં ખરેખર નબળાઇ બતાવી હોય, તો તેમણે સિંધ અને પારકરમાં કચ્છની સત્તા છોડી દીધી એ કહી શકાય. તેને પરિણામે પારકર અને વીરાવાવ વગેરે સિંધના પ્રદેશો પરથી કચ્છની સાર્વભૌમ સત્તા જતી રહી. આમ બનવાના કારણમાં મહારાઓશ્રીના રાજવહીવટની કંઇ ખામી હતી કે કેમ, તે જાણી શકાતું નથી. એ વખતે સિંધમાં ગુલામશાહ કલોરાની સત્તાનો અમલ ચાલી રહ્યો હતો. મહારાઓશ્રી લખપતજીની ઇચ્છા હતી, કે વીરાવાવ વગેરે થાણાં કે જ્યાં કચ્છનું પૂરતું લશ્કરી રક્ષણ રહી શકયું ન હતું, તે મજબૂત બનાવવા સિંધ પર એક મોટો હલ્લો લઇ જવો અને પૂરતું રક્ષણ કરી ગુલામશાહને કચ્છના બળનું ભાન કરાવવું. પણ આ ઇચ્છા તેઓ પૂરી કરી શક્યા નહિ. તેથી વીરાવાવનું થાણું તેના પહેલાંના સોઢાવંશના સરદારને પાછું સુપરત કરવું પડયું. આ પગલું પૂંજા શેઠની સલાહથી લેવાયું હતું. અને ખરેખર તે ડહાપણ અને મુત્સદ્દીગીરી ભરેલું હતું. યુવરાજ કુમાર ગોડજી અને તેમનાં માતુશ્રીને ઘણા વખતથી બીક તો રહેતી હતી, કે મહારાઓશ્રી લખપતજી, વારસાના હક્ક વખતે કાંઇક નવીન તો કરશે. અંતકાળ નજીક જણાતાં તેમણે આવી યોજનાઓ ગોઠવવા માંડી હતી. પોતાના લશ્કરી સરદારને ખૂબ ખૂબ સમજાવી, તેને પોતાના પક્ષમાં લેવા તેમણે ઘણા પ્રયત્નો કર્યા. પોતાના એક પુત્ર માનસિંહને પોતાની પછવાડે ગાદીનો હક્ક મળે, એમ તે ઇચ્છતા હતા. આ વખતે રાજ્યના ઇતર અમીર-ઉમરાવો કે કારભારીઓની તેમને જરાપણ બીક હોય એમ જણાવામાં આવતું નથી. આમ છતાં એટલું ખરૂં, કે કોઇએ તેમની આ વાત સ્વીકારી નહિ. અને યુવરાજ કુમાર ગોડજી મુન્દ્રા હતા, ત્યાંથી તેમને તુરતાતુરત ભુજ આવવાને સમાચાર મોકલ્યા. તેઓશ્રી આવી પહોંચ્યા તે પહેલાં તો મહારાઓશ્રી લખપતજી મૃત્યુ પામ્યા હતા. યુવરાજ કુમાર મહારાઓશ્રી ગોડજી બીજા તરીકે કચ્છની ગાદી પર આવ્યા. તેમના પિતાશ્રીના સઘળા કારભારીઓ, લશ્કરી સરદારો, ભાયાતો અને અન્ય પેટા જાગીરદારો સઘળાએ હાજર થઇ, તેમને ગાદીપતિ તરીકે વધાવ્યા. મહારાઓશ્રી લખપતજીને જે સ્થાને અગ્નિ-દાહ દેવામાં આવેલ, તે જગ્યાએ તેમના મિત્ર અને આશ્રિત માલમ રામસિંહની સૂચના પ્રમાણે એક ભવ્ય છતરડી બાંધવામાં આવી. અને કચ્છના શિલ્પ અને કોતરકામના નમૂના રૂપ જે મકાનો મશહૂર છે, તે પૈકીના સ્મારક ચિહ્નરૂપે બંધાવેલ આ છતરડી હજી જેવીને તેવી ઊભેલી છે. મહારાણીઓમાંથી કોઇ પણ તેમની બળતી ચિતામાં સાથે બળીને સતી તો ન થયાં પણ પંદર નાચનારી અને રખાતો જેને તેમણે આશ્રય આપેલો હતો, તે સઘળી અગ્નિમાં હોમાઇને તેમની પાછળ સતી થઇ છે. મહારાઓશ્રી અને આ સતીઓની દહેરીઓનાં આજે પણ આ છતરડીમાં દર્શન થઇ શકે છે.

મહારાઓશ્રી ગોડજી બીજા ઇ. સ. ૧૭૬૧ માં પિતાની ગાદીએ આવ્યા ત્યારે તેમની ઉંમર ૨૬ વર્ષની હતી. શરુઆતમાં રાજ્ય કારભારના ક્ષેત્રમાં તેમણે ખાસ ફેરફાર કર્યા નહિ. પૂંજા શેઠને કેવું લાગશે તેનો વિચાર કર્યા વગર જીવણ શેઠના કારભારથી રાજી રહી

તેને જ દીવાન તરીકે કાયમ રાખ્યા. મહત્ત્વાકાંક્ષી પૂંજા શેઠને તો ચોક્કસ એમ જ હતું, કે મહારાઓશ્રી લખપતજી દેવ થશે ત્યારે જરૂર કિસ્મત તેને યારી દેશે. તેને વિચારો આવતા, કે "શું હું મહારાઓશ્રી ગોડજી બીજાનો ઘણાં વર્ષો સુધી વિશ્વાસપાત્ર ન હતો ? દીવાન જીવણ શેઠ શું મારા પિતા દેવકરણ શેઠનો અને ખુદ મારો પોતાનો શિષ્ય અને મારા પેટામાં રહેલ નોકર નથી ? જરૂર, જીવણ શેઠ મારા દીવાન થવાના હક્ક વચ્ચે આડખીલીરૂપ નહિ જ બને." આમ વિચારી મન પર કાંઇ પણ ખાસ બોજા વગર જૂનાગઢથી ભુજ આવવા અનેક આશાઓ સહિત પૂંજો શેઠ રવાના થયો. પણ તેણે મહારાઓશ્રી ગોડજી અસ્થિર સ્વભાવના છે, અને જીવણ શેઠ મહત્વાકાંક્ષી દીવાન છે, એ બે બાબતોને ગણતરીમાં લીધી ન હતી.

જીવણ શેઠને ખાતરી હતી, કે પૂંજા શેઠ જેટલો તે શક્તિસંપન્ન કે અનુભવી નથી, અને એ બાબત તેને હંમેશાં બીક પણ રહેતી. તેણે મહારાઓશ્રીને સમજાવી રાખ્યું હતું, કે "તમારે પૂંજા શેઠને મળવું જ નહિ. ભુજ શહેરમાં તેને આવવા દેવો જ નહિ. અને પાણી પીધા વગર–ભુજ શહેર તરફ જોયા વગર તે જ ક્ષણે તેને પાછા ચાલ્યા જવા ફરમાન કરવું." અને ખરેખર એમ જ થયું. અતિશય અપમાનિત થઇને પૂંજો શેઠ વાગડ તરફ પાછો વળ્યો. ત્યાં રહીને ભવિષ્યમાં કેવાં પગલાં લેવાં તેનો તે વિચાર કરવા લાગ્યો. અહીં પણ તેને સ્થાન ન મળે તો તેણે થરપારકર તરફ અને ત્યાંથી સિંધ તરફ નાસી છૂટવાનો વિચાર કર્યો. તે જાણતો હતો કે કચ્છ રાજ્યના દુશ્મનને ગુલામશાહ કલોરા જરૂર સારો આવકાર આપશે. કારણ સિંધના રાજ્યનો કચ્છ એક ગુપ્ત રીતે દુશ્મન હોય, એવો કચ્છે વર્તાવ કર્યો હતો. આ તરફ હજી પણ મહારાઓશ્રી પોતા તરફ મહેરબાની બતાવશે, એ આશા છોડી દેવાને પૂંજો શેઠ તૈયાર ન હતો. આ આંશામાં કાંઇ વળે તેમ ન હોવા છતાં આશામાં ને આંશામાં તેણે કંથકોટમાં આશ્રય લીધો. ત્યાંનો ટીલાત મહારાઓશ્રીનો ભાયાત હતો. એટલે મહારાઓશ્રીની અવકૃપાવાળા આવા નાસી છૂટેલા શખ્સને આશ્રય આપી, મહારાઓશ્રીની ખફાદૃષ્ટિ વહોરવા તે તૈયાર ન હતો, એમ તેને જોવામાં આવ્યું. એટલે તેને જાટાવાડાની જાગીરમાં શરણું લેવાની ફરજ પડી. તે અરસામાં જો કે જરા મોડું તો હતું, પણ પૂંજા શેઠ જેવા શક્તિસંપન્ન અને મહત્ત્વાકાંક્ષી મુત્સદ્દી દીવાનને છૂટો મૂકવાની મૂર્ખાઈ જીવણ શેઠને જણાઈ આવી. એટલે જીવણ શેઠે આ નાસી છૂટેલા દીવાનને પકડી પાડવા એક ઘોડેસવારની ટુકડી રવાના કરી. જાટાવાડાનો જાગીરદાર રાજપૂત રાજવંશને છાજે તેવી રીતે અતિથિનું રક્ષણ કરવાની ધર્મભાવનાને વફાદાર હતો. પણ કચ્છના મહારાઓશ્રી તરફથી મોકલેલા ઘોડેસવારોનો સામનો કરવાને અશક્ત હોવાથી, પૂંજા શેઠને તેણે સહીસલામત રીતે રણને પેલે પાર પારકરના વીરાવાવ ગામે ગુપ્ત રીતે પહોંચતો કર્યો.

થરપારકરમાં પૂંજો શેઠ પોતાના દુશ્મનોથી તદ્દન સહીસલામત હતો. કારણ કે થરપારકરનો રાજવી, જે પૂંજા શેઠના જ કારભારમાં થરપારકર પાછું મેળવી શક્યો હતો, તેણે તો તેને પૂરેપૂરો આવકાર આપ્યો. પૂંજા શેઠ માટે હવે એક જ ચોકખો રસ્તો

બાકી રહ્યો. એને જણાયું, કે મહારાઓશ્રી ગોડજીમાં કાંઈ પણ આશા રાખવી એ હવે નિરર્થક છે. એટલે વેર વાળવા સિવાય બીજો કોઈ રસ્તો જ ન હતો. અને આ કામમાં ગુલામશાહ કલોરા સાધનભૂત થાય એ સ્પષ્ટ હતું. વધારામાં ગુલામશાહ કલોરાનો દીવાન ગીધુમલ, પૂંજા શેઠનો જ્ઞાતિભાઈ હતો. એટલે મૂળ હેતુ પાર પાડવામાં એક પણ વિઘ્ન આવે તેમ ન હતું. તુરત જ વાટાઘાટો શરૂ કરવામાં આવી. પૂંજા શેઠ જેવો કચ્છનાં વાતાવરણથી પૂરેપૂરો વાકેફ મુત્સદ્દી પોતાના પક્ષમાં આવતો હોય તો તેવી તક જતી કરવાને ગુલામશાહ જેવો રાજવી કદી પાછી પાની કરે નહિ. તેથી ગુલામશાહે હૈદરાબાદ મુકામે પોતાને પૂંજો શેઠ મળે તેવું ભાવભીનું આમંત્રણ મોકલ્યું. અને તેના અનુસંધાનમાં તેના ખર્ચ માટે ૧૦૦૦ સોનામહોરની ભેટ, મુસાફરીની સગવડ માટે બેસવાને પાલખી, અને ભૂતપૂર્વ કચ્છના દીવાનના મોભાના મોટા માણસને છાજે તેવી મુસાફરીની વ્યવસ્થા માટે એક ૧૦૦ માણસોનો નોકરો–ચાકરોનો રસાલો, એમ સઘળી વ્યવસ્થા પણ કરી.

પૂંજા શેઠને ગુલામશાહ કલોરાએ ખૂબ દબદબાપૂર્વક સત્કાર્યો, અને પોતાના ખાસ વિશ્વાસમાં લીધો. કચ્છની વર્તમાન સ્થિતિ બાબત તેણે ઝીણવટથી માહિતી મેળવી. ખાસ કરીને ગુલામશાહ એટલું જાણવા માગતો હતો, કે સિંધ સામે જે કાર્યવાહીમાં મહારાઓશ્રી લાખાજીએ આગળ પડતો ભાગ ભજવ્યો હતો, તે જ ખતરનાક નીતિ મહારાઓશ્રી ગોડજી બીજા પણ ફરી અપનાવે તેવો સંભવ છે કે નહિ. આ સિંધી રાજાના મનમાં શું હતું, તે પૂંજા શેઠ જેવો ચતુર પુરુષ તુરત જ કળી ગયો. કચ્છ સાથે દુશ્મનાવટ રહે, તો સિંધ માટે તે હંમેશનું ભયસ્થાન બની જાય, અને કચ્છ જેવા વિસ્તારને ખાલસા કરી, સિંધના રાજ્યમાં ભેળવી દેવાય, એ પણ અશક્ય હતું. એટલું તો નિર્વિવાદ હતું, કે કચ્છ એટલી તાકાત તો ધરાવતું જ હતું, કે તેને હંમેશને માટે દબાયલું તો રાખી શકાય જ નહિ. મહારાઓશ્રીનું પોતાનું લશ્કર કદાચ હારી જાય, તોપણ પોતપોતાની કિલ્લેબંધીમાં સુરક્ષિત બેઠેલા સંખ્યાબંધ ભાયાતો તેમ જ રાજપૂત ગરાસદારોને મહાત કરી, હંમેશને માટે તેમને સિંધની તાબેદારીમાં રાખી શકાય તેમ નહોતું. તદુપરાંત કચ્છના રણનો સવાલ પણું ખૂબ મૂંઝવે તેવો હતો. સારી રીતે સજ્જ થયેલું લશ્કર રણ ઓળંગી શકે એ હકીકત સ્વીકારવામાં આવે, તોપણ સિંધમાંથી કચ્છ ઉપર હકૂમત ચલાવવા માટે તો આ રણ ભયંકર અંતરાય પેદા કરતું હતું. કારણ કે આ રસ્તો સામાન્ય વાહન–વ્યવહાર માટે હંમેશ જોખમી છે. સમગ્ર રીતે છણાવટ કરતાં, તેમને સૌથી વધારે ડહાપણ ભરેલું એ લાગ્યું, કે કચ્છના મહારાઓ સાથે મિત્રતાના કરારો કરી તેમની મિત્રાચારી સાધવી, અથવા તો કચ્છ તટસ્થતા જાળવે તેવી ગોઠવણ કરવી. વળી કચ્છની કોઈ કુંવરી સાથે પણ કલોરા સરદારનાં લગ્ન થાય, તેવી તજવીજ કરવાનું તેમણે નક્કી કર્યું. આ બધા હેતુ કેમ પાર પાડવા, તે માટે પૂંજા શેઠે બહુ જ સ્પષ્ટ સલાહ આપી. આ યોજના તો બહુ સારી હતી, પણ તે સિદ્ધ તો જ થઈ શકે, જો મહારાઓશ્રી ગોડજીને બીવડાવી તેમની સંમતિ મેળવવા માટે એક ઘણું જ બળવાન લશ્કર ભુજ સામે મોકલવામાં આવે. ગુલામશાહે આ છેવટનો માર્ગ સ્વીકાર્યો, અને તેને અમલમાં મૂકવા માટે જરૂરી તૈયારીઓ ઝડપભેર કરવા માંડી.

ગુલામશાહના આક્રમણને લીધે કચ્છને જે વિપત્તિઓ સહન કરવી પડી, તેના માટે કચ્છી ઇતિહાસકારો પૂંજા શેઠને જ જવાબદાર ગણે છે, એ યથાર્થ છે. પણ પૂંજા શેઠને ન્યાય આપવા ખાતર એટલું પણ યાદ રાખવું જરૂરી છે, કે ગુલામશાહ એટલો ચાલાક અને અનુભવી હતો, કે કેવળ પૂંજા શેઠના જ ચડાવ્યાથી આ પ્રકારની ચડાઇ કચ્છ ઉપર કરે તેમ નહોતું. ખરેખર તો એમ લાગે છે, કે કચ્છને એક સજ્જડ ફટકો મારવો જરૂરી છે, એવો નિશ્ચય તો ઠઠ્ઠાના રાજવીએ કર્યો જ હતો. કચ્છને આ પ્રકારનો ફટકો મારવાનો હેતુ એટલો જ હતો, કે સિંધના રાજ્યકારણમાં ભવિષ્યમાં કચ્છ કદી દસ્તઅંદાજી કરે નહિ. જો પૂંજો શેઠ ત્યાં હાજર ન હોત, અને બળ વાપરવાથી કુંવરી લગ્નમાં મેળવી શકાશે એવી જો તેણે સલાહ ન આપી હોત, તો જે વખતે આ હુમલો કરવામાં આવ્યો તે સમયે કદાચ થવા પામ્યો ન હોત. એટલે એટલાપૂરતો પૂંજા શેઠ ઉપર કચ્છીઓ જે કલંક લગાડે છે તે વ્યાજબી છે. એમ છતાં ગુલામશાહે જે યોજના અને નીતિ નક્કી કરી રાખ્યાં હતાં તેની સાથે જો પૂંજા શેઠે આપેલી સલાહ બંધબેસતી થઇ ન હોત, તો પૂંજા શેઠની ગમે તેટલી તીવ્ર ઇચ્છા છતાં તે કચ્છ ઉપર પોતાનું આવી રીતે વેર લઈ શકયો ન હોત.

જ્યારે ગુલામશાહ કલોરા પોતાનું લશ્કર એકઠું કરતો હતો, ત્યારે મહારાઓશ્રી ગોડજી અને તેના દીવાન નકામા બેસી નહોતા રહ્યા. ભાયાતો, ખંડિયા ઠાકોરો અને તેમનાં લશ્કરો તાકીદે બોલાવી લેવામાં આવ્યાં હતાં. તેઓ સઘળા જીવણ શેઠની સરદારી હેઠળ ઝારા ડુંગર ઉપર સુરક્ષિત સ્થાને એકઠા થયા હતા. આ સ્થળે મહારાઓશ્રી ખેંગારજી પહેલા ઘણાં વર્ષો અગાઉ સિંધના ભૂતપૂર્વ રાજાથી લડતાં લડાઇમાં હારી ગયા હતા. આ સ્થળ ગુલામશાહ કલોરા, રણનો ગમે તે રસ્તો ઓળંગીને આવે, ત્યારે તેનો સામનો કરવા માટે સગવડતા ભરેલું હતું. મહારાઓશ્રી ગોડજી પોતે પોતાના અંગત લશ્કર સહિત ભુજમાં જ રહ્યા, અને ભુજ પર કાંઇ આફત ઉતારે તો તેનો સામનો કરવા માટે નવાનગરના જામ પાસેથી અને રાયધનપુરના નવાબ પાસેથી મોટું લશ્કર ભાડે રાખી, પૂરતો બચાવ ગોઠવી રાખ્યો હતો. તે દિવસોમાં આવાં મોટાં લશ્કરનું ખર્ચ આપવું, એ ભારે ખર્ચાળ કાર્ય હતું. માત્ર રાયધનપુરનું લશ્કર ચાર મહિનાની નોકરી પેટે નવ લાખ કોરી જેટલી રકમ લેવાનું હતું. આ પ્રકારની મહારાઓશ્રીની ગોઠવણ બતાવે છે, કે તેમની આર્થિક સ્થિતિ ઘણી જ સારી હતી. પોતાથી બનતી યુદ્ધની સઘળી તૈયારીઓ સારી રીતે ગોઠવી, કચ્છી લશ્કરના સરદારો આ ઝઝૂમી રહેલા લડાઇના ઘાની રાહ જોવા લાગ્યા.

સિંધનો અમીર પૂંજા શેઠને સાથે લઇને ૭૦,૦૦૦ ના લશ્કરથી કચ્છ ઉપર ચઢાઇ કરવા રવાના થયો. તેના લશ્કરમાં સઘળા સિંધના જ લડાયક સિપાઇઓ ન હતા. હિન્દુસ્તાનના અન્ય ભાગોમાં એ વખતે જે અંધાધૂંધી ચાલતી હતી, અને જેને લઇને ભારે નુકસાન સહન કરવું પડતું હતું, તે સઘળી આફતોથી ઘણાં વર્ષો સુધી કચ્છ મુક્ત રહેલ હતું. પરંતુ હવે એ જ તોફાની તત્ત્વો, જે હિન્દુસ્તાનના અન્ય ભાગોમાં લૂટફાટ અને

ચોરી કરી પાવરધા બન્યા હતા, એવા સાહસિક અને રખડતા માણસો આ સિંધી સૈન્યમાં જોડાયા હતા. ઝારાના યુદ્ધની આ હકીકત કચ્છના લોકસાહિત્યમાં સારી રીતે જળવાઈ રહી છે.

કચ્છના લોકો માટે ઝારાનું આ બીજું યુદ્ધ, અને તેને પરિણામે ઊભી થયેલી કચ્છની પરિસ્થિતિ સ્કોટ લોકો માટે ફ્લોડન ફીલ્ડની લડાઇ અથવા હંગેરીના લોકો માટે માહેઝની લડાઇ સમાન છે. ત્રણે સ્થળે એક સરખો કરુણાજનક વિનાશ સર્જાયો છે.

સિંધથી ઊપડેલું મોટું લશ્કર રણની ભયંકર મુસાફરી સહીસલામત કરી આવ્યું, પણ તેની ખાદ્ય સામગ્રી ખૂટી, અને પીવાના પાણીની પણ મોટી મુશ્કેલી ઊભી થઇ. કચ્છના પ્રદેશમાં સિંધી સૈનિકો આવી પહોંચ્યા, ત્યારે તેઓ અતિશય બેહાલ દશામાં હતા. તેઓએ નરા ઉપર એવા ઇરાદાથી કૂચ કરી, કે ત્યાંથી ખોરાક અને પાણી લૂટી શકાશે. પણ ત્યાંના લોકો તો નાસી ગયા હતા. સઘળો ખોરાક પણ ઉપાડી ગયા હતા અને પાણીના કૂવાઓ પૂરી મૂકયા હતા. એટલે સિંધના લશ્કરની બહુ જ કફોડી દશા બની ગઇ હતી. પાણી વગર તેઓ મરી જાય તેવી સ્થિતિમાં હતા. પાણીના એક પ્યાલાની કિંમત એક રૂપિયા જેટલી આપવી પડતી હતી.

આવા સંજોગોમાં દીવાન જીવણ શેઠે તે જ ક્ષણે સામેથી હુમલો કર્યો હોત, તો સિંધના આખા લશ્કરનો નાશ અવશ્ય સર્જી શકાત. આ દીવાન રાજદ્વારી કાવાદાવા સારા જાણતો હતો, પણ આવી લડાઇઓની ચાલબાજીનું જ્ઞાન તેને ન હતું. તેણે આશા બાંધી હતી, કે સિંધનું લશ્કર જરા આરામ પછી પોતાની બેહાલ દશાના ભાનથી સંધિ કરવાના વિચારો પર આવી જશે. એટલે સામેથી તેના પર ધસારો કરવા કરતાં ઝારાના સુરક્ષિત સ્થાનમાં પડાવ નાખી પડ્યા રહેવું વધારે સારૂં છે, એમ તેણે માની લીધું. ગુલામશાહ કલોરો પોતે કેવી ભયંકર હાલતમાં છે તે બરાબર સમજતો હતો. તે જાણતો હતો કે તેની હાર–જીતનો આધાર તેના લશ્કરને આરામ મળવાની શકયતા પર રહેલો છે. આથી તેણે સલાહ કરવાની ઇચ્છાનો દેખાવ કર્યે રાખ્યો. અને એ રીતે જીવણ શેઠ ઠગાયો. વિંઝાણના શૂરવીર ઠાકોર લાખાજી, જે તમામ ભાયાતો અને તેમનાં લશ્કરોના સરદાર હતા, તેમણે દીવાનને સિંધી લશ્કર પર તૂટી પડવાને, અથવા છેવટે સિંધનું લશ્કર હતાશ હતું તે વખતે તેને કચ્છના મોટા લશ્કરનો દેખાવ કરી ગભરાવવાનું પગલું લેવા ઘણી સમજાવટ કરી. પણ દીવાન તેનું કંઇ સાંભળવાને તૈયાર જ ન હતો. ગુલામશાહ કલોરો આવી રીતે થોડો સમય મળી જવાને કારણે પોતાનું લશ્કર એકત્રિત કરી, તેમને જોશમાં લાવી, સામેથી હલ્લો કરવાની સ્થિતિમાં આવી ગયો. આમ અનુકૂળતા હોવા છતાં યુદ્ધમાં શું થશે, તે કહેવું મુશ્કેલ હતું. કચ્છની સ્થાનિક પ્રજા તો એક પગે દુશ્મનનો સામનો કરવાને તૈયાર ઊભી હતી, અને ગુલામશાહ કલોરાને કોઇ ભોમિયો કે બાતમી કચ્છમાંથી મળે તેમ ન હતું.

ગુલામશાહ કલોરાએ ઝારા ઉપર હુમલો કરીને એક જ ઘાએ જીવણ શેઠના

લશ્કરને ખતમ કરવાનું નક્કી કર્યું, પણ કચ્છી છાવણીમાં પહોંચવા માટે સારામાં સારો રસ્તો કયો છે, તે તે નક્કી ન કરી શક્યો. એટલામાં તેના સાંભળવામાં આવ્યું, કે ભીમજી અને વીસાજી નામના ત્યાંના જાગીરદારના બે અનૌરસ પુત્રો છે, અને તે અનૌરસ હોવાના કારણે મહારાવશ્રીએ તેમને પોતાના લશ્કરમાં લીધા નથી. આ બન્ને ભાઈઓનું આવી રીતે માનભંગ થયું હોવાથી, એ પ્રસંગનો લાભ લેવા, સિંધના મીર ગુલામશાહે તે બન્ને ભાઈઓને બોલાવ્યા, આદર સત્કાર કર્યો, અને તેમને પોતાની તરફેણમાં આવવા આમંત્રણ આપ્યું. પણ આ બંન્ને ભાઈઓએ તેનો સ્વીકાર ન કર્યો. પોતાના માદરે વતનના દુશ્મનોને મદદ કરવાનું તેમને યોગ્ય લાગ્યું નહિ.

બાદશાહ પાસેથી પાછા ફરતી વખતે એક ભાઈએ ઉદ્ગાર કાઢ્યા, કે "આપણે કેવી મૂર્ખાઈ કરી કે બાદશાહને જાનથી મારી નાંખવાની સુંદર તકનો લાભ ન લીધો." ગુલામશાહને પણ પાછળથી સૂઝ્યું, કે શસ્ત્રસજ્જ બે નવયુવાનોને આટલા બધા પોતાની નજીક આવવા દીધા તેમાં તેની કેટલી બધી બેવકૂફી હતી. પોતે કરેલી આ ગંભીર ભૂલ સુધારવાની ધારણાથી તે બન્ને ભાઈઓએ બાદશાહની છાવણીમાં ફરીથી દાખલ થવા પ્રયાસ કર્યો. પણ જ્યાં સુધી તેઓ પોતાનાં બધાં હથિયાર ઉતારી નાખે નહિ, ત્યાં સુધી મળવા દેવાની બાદશાહે ચોકખી મના કરી. આ શરત તે શૂરવીર ભાઈઓએ માન્ય રાખી નહિ, અને કહ્યું કે અમારા કચ્છી ભાઈઓની સાથોસાથ દેશના રક્ષણાર્થે અમને લડવા દેવામાં રોકત થશે, તોપણ અમે પોતે વ્યક્તિગત સિંધી લશ્કરનો ઝારાની તળેટીમાં પ્રાણ જશે ત્યાં સુધી પૂરતો સામનો કરશું. વખત આવતાં આ બહાદુર ભાઈઓએ પોતાનો બોલ પાળ્યો, અને મરણતોલ ઘાયલ થયા પછી પણ દુશ્મનો સાથે લડતા રહ્યા. જ્યાં સુધી દુશ્મને તેમના ટુકરે ટુકડા કરી નાંખ્યા ત્યાં સુધી તે થંભ્યા નહિ. આ બે વીર યોદ્ધાઓની સાથે તેમની મહાન માતા પણ તે જીવ સટોસટના સામનામાં જોડાઈ હતી, અને તેણે પણ લડતાં લડતાં દેશસેવામાં પોતાનું જીવન સમર્પણ કર્યું.

સિંધી અમીરે હુમલાની સંપૂર્ણ તૈયારી કરી લીધી અને ઝારાની તળેટી તરફ અર્ધી રાતે તે આગળ વધ્યો. તેણે એવી ગણતરી કરી, કે જાનવરો પોતાની પ્રેરણા-બુદ્ધિથી જ રણમાં સૌથી વધારે સહીસલામત માર્ગ શોધી શકશે. અને એ માર્ગે તેનું લશ્કર પણ પાછળ પાછળ કૂચ કરશે. આ યોજનાનો અમલ કરવા તેણે સંખ્યાબંધ ગાયો મેળવી તેમને પોતાના લશ્કરના મોખરે ચલાવવા હુકમ કર્યો. સંવત ૧૮૧૯ ના માગશર સુદ ૧૦ ના વહેલી સવારના બે ત્રણ વાગ્યા, કે ઐતિહાસિક ઝારાના બીજા યુદ્ધની શરુઆત થઈ. (ઇ. સ. ૧૭૬૨) ધાટી ઝાકળ પડી હતી. કોણ મિત્ર છે અને કોણ દુશ્મન, તે કળી શકાય તેમ નહોતું. કચ્છી લશ્કરે સામનો કરવામાં જે ભયંકર તોપ મારો ચલાવ્યો તે મહદ્ અંશે પહેલાં તો સિંધી લશ્કરની આગળ રાખેલી ગાયોએ જ સહન કર્યો. કચ્છી લશ્કર પોતાની તોપોને ફરી દારૂથી ભરે, તે પહેલાં તો સિંધી લશ્કરે વીજળી વેગે, કચ્છીઓનો ભેટો કર્યો. કચ્છી છાવણી તરફ જવાના મુખ્ય માર્ગનું રક્ષણ કરવા માટે એક અસાધારણ ભારે તોપ ખાસ ગોઠવવામાં આવી હતી. આ તોપની સંહાર-શક્તિમાં

બધાને બહુ વિશ્વાસ હતો. પરંતુ જ્યારે આ સર્વભક્ષક મનાતી તોપ ખરેખર ફોડવામાં આવી, ત્યારે રક્ષક દળોના કમભાગ્યે, એક અતિ કરુણ ઘટના બનવા પામી. કેટલાક લોકોના કથન પ્રમાણે આ તોપ ફાટી, અને તેથી દુશ્મનોનો તે તોપ કેવો કચ્ચરઘાણ વાળે છે, તે જોવા તેની આસપાસ ટોળે વળેલા સંખ્યાબંધ સૈનિકોમાં ખૂબ ગભરાટ ફેલાઇ ગયો. બીજો મત, જે વધારે સંભવિત જણાય છે તે એવો છે, કે મળસ્કામાં પડેલી ઝાકળ અને ધુમ્મસને લીધે જે ચામડાનાં દોરડાં વડે તોપને તેના યોગ્ય સ્થાને અકડી રાખવામાં આવી હતી, તે દોરડાં ભેજથી નરમ થઇ ગયાં, તેને પરિણામે પહેલા જ ભડાકાની સાથે તેની નિયોજીત જગ્યાએથી તે છટકી ગઇ, અને ટેકરી ઉપરથી ગબડતી ગબડતી નીચે જઇને પડી. અને જે સંખ્યાબંધ લોકોએ આ તોપની પ્રચંડ વિનાશક શક્તિ ઉપર જ બધો આધાર રાખ્યો હતો, તેઓએ જ્યારે જોયું કે બાકીની લડાઇમાં આ તોપ કાંઈ પણ કામની રહી નથી, ત્યારે તેમના હાંજા જ ગગડી ગયા. ખરેખર શું થયું, તે ખાતરીથી કહી શકાય તેમ નથી. પરંતુ આટલું નિર્વિવાદ છે, કે ગમે તે રીતે પણ તોપ કામ કરતી બંધ થઇ ગઇ, અને તેથી કચ્છી લશ્કરમાં જેટલા પ્રમાણમાં હતાશા ઉત્પન્ન થઇ તેટલા જ પ્રમાણમાં દુશ્મનોનું જોર વધતુ ગયું. કચ્છની એ સ્પષ્ટ કમનસીબી હતી, કે રક્ષણ માટે યોજેલ સાધનો પૈકી મૂળ સાધન જ તૂટી પડયું.

કચ્છી લશ્કર બહાદુરીપૂર્વક લડયું. સ્વદેશાભિમાનની પ્રબળ લાગણીથી ઉશ્કેરાઇ પુરુષોની સાથોસાથ સ્ત્રીઓ પણ રણમેદાનમાં નીકળી પડી હતી. પરંતુ કચ્છમાં ગત સૈકા દરમિયાન કોઇ મોટી લડાઇઓ થઇ નહોતી, એટલે પોતપોતાની નાની નાની ટુકડીઓનો સુમેળ કરી તેને એક સંગઠિત અને શિસ્તબદ્ધ લશ્કરના સ્વરૂપમાં કામમાં લેવાનો ભાયાતોને જરા પણ અનુભવ મળ્યો ન હતો. જ્યારે સૈકાઓથી નિરંતર ચાલ્યાં કરતી લડાઇઓ તથા વારંવાર માથે આવતાં આક્રમણોને લીધે સિંધીઓ લશ્કરી વ્યૂહ-રચનામાં બહુ પારંગત થયા હતા, અને પૂર્વયોજિત એક નિશ્ચય પ્રમાણે જ લડાઇ કરવાને ટેવાયલા હતા. મજકૂર તોપને જે કમનસીબ અકસ્માત નડ્યો, તેના કારણે કચ્છી લશ્કરમાં ચારેકોર અવ્યવસ્થા અને ગભરાટ ફેલાઇ ગયાં. નાની નાની ટુકડીઓના સૈનિકો ખૂબ બહાદુરીપૂર્વક લડ્યા, પણ ઝાકળને લીધે તેઓ એકબીજાથી વિખૂટા પડતા ગયા, અને સિંધીઓના વધારે કવાયત પામેલા લશ્કરે આ કચ્છી ટુકડીઓને એક પછી એક મહાત કરી, અને ભયંકર ખુવારી થઇ. દીવાન જીવણ શેઠ, વિંઝાણનો શૂરવીર ઠાકોર લાખોજી, નરાના ઠાકોર તથા તેના ત્રણ કુંવરો, તથા સંખ્યાબંધ અગ્રણી કચ્છી વીરો એ લડાઇમાં માર્યા ગયા. પરંતુ મરવા પહેલાં આ કચ્છી યોદ્ધાઓએ સિંધી લશ્કરનો પણ ખૂબ નાશ કર્યો હતો. કચ્છી ઇતિહાસકારોના કહેવા મુજબ ઝારાની આ લડાઇ કચ્છ ઉપર ઊતરેલી અનેક ભયંકર આફતોમાં સૌથી વધારે ગમખ્વાર હતી, અને તેમાં ૧૦૦૦૦૦) એક લાખ માણસોનો સંહાર થયો હતો.

કચ્છને માટે આથી અતિ વિકટ પરિસ્થિતિ સર્જાઇ. જીવણ શેઠની સરદારી નીચે એકત્ર કરવામાં આવેલ ભાયાતી લશ્કરનું તો નામનિશાન પણ ન રહ્યું. કચ્છી લશ્કરનો સંપૂર્ણ નાશ થયો.

જાડેજા ભાયાતો તથા બીજા જાગીરદારોનો એટલો બધો સંહાર થયો હતો, કે વધુ સામનો કરવાની કોઇ પણ બીજી યોજના શક્ય ન હતી. ગુલામશાહ કલોરાને પણ પોતાના લશ્કરનો સારી રીતે ભોગ આપવો પડ્યો હતો. તેમ છતાં લડાઇનો સઘળો દોર એક વિજેતા તરીકે તેના જ હાથમાં હતો. અને તેના લશ્કર સામે થઈ શકે તેવું હવે કોઇ રહ્યું ન હતું. પાછા વળવાનો માર્ગ સહીસલામતી ભર્યો રહે, તે માટે તેણે ભુજ ઉપર હુમલો કરવા પહેલાં આખો અબડાસો તાબે કરવા નિશ્ચય કર્યો. ખૂબ લૂંટ ચલાવી, અને સારા સારા જાડેજા ભાયાતોને બાન તરીકે કેદ પકડયા. તેરાની દિશામાં નૈઋત્ય ખૂણા તરફ તેણે કૂચ કરી. રસ્તામાં માતાના મઠના કાપડી બાવાઓને નાસભાગ કરવાની ફરજ પાડી. આ ગભરાટમાં કાપડીઓનું પ્રાચીન સાહિત્ય તથા તેમને મળેલ બક્ષિસોના દસ્તાવેજો, તામ્રપત્રો વિગેરેનો પણ નાશ થયો. ગુલામશાહે ઘણા કિલ્લા જીતી લીધા, અને આજુબાજુના જાગીરદારો પાસેથી પુષ્કળ પૈસો એકઠો કર્યો. અને હવે પાટનગર ભુજ ઉપર ધીમે ધીમે આખરી હુમલો કરવાની તેણે તૈયારી કરવા માંડી.

મહારાઓશ્રી ગોડજી, પોતાના પગારદાર લશ્કર સહિત હજુ ભુજમાં જ હતા. પણ તેમના પોતાના લશ્કરનો તથા સંખ્યાબંધ અમીર ઉમરાવોનો નાશ થઇ ગયેલ હોવાથી આ ભાડૂતી લશ્કર હવે તેમને વફાદાર રહે તેવો સંભવ ન હતો. સશસ્ત્ર સામનો કરવો હવે નિરર્થક લાગ્યો. સિંધીઓ કાંઇ પણ વ્યાજબી સમાધાન સ્વીકારે, એમ તેમને સમજાવવા એ જ સર્વ શ્રેષ્ઠ માર્ગ તેમને લાગ્યો. સિંધીઓ કચ્છથી તદ્દન અપરિચિત હતા. કોઇ પણ કચ્છી તેમને માર્ગદર્શન આપે એવી સંભાવના ન હતી. જો પૂંજા શેઠને તેમના પક્ષમાંથી ફેરવી નાખવામાં આવે, તો જ સિંધીઓને કોઇ યુક્તિપૂર્વક તૈયાર કરેલ ફરેબમાં ફસાવી શકાય. આ પ્રમાણે વિચાર કરી, મહારાઓએ પોતાનાં માતુશ્રી જેમણે પૂંજા શેઠને અગાઉ પોતાની નોકરીમાં રાખ્યો હતો, તેમને સઘળી હકીકત સમજાવી. મહારાણીએ પૂંજા શેઠ ઉપર એક ચાંદીની નાની દાબડીમાં પોતાના માથાનો એક સફેદ વાળ મૂકી, તે સાથે એક પત્ર મોકલ્યો. તેમાં પૂંજા શેઠને આગ્રહ ભરેલી વિનંતિ કરી હતી, કે "મારી આ આખરી ઉંમરમાં હવે તો મારી અને મારા કુટુંબની આ પ્રમાણે ફજેતી થાય છે તે ઠીક નથી. માટે ગુલામશાહ સાથે સમાધાન કરવા કંઇક પ્રયત્ન કરો!" આ પ્રમાણે મહારાણી તરફથી લખાયેલી કાકલૂદી ભરી વિનંતિ સાથે મહારાઓશ્રીનો પોતાનો પણ એકરાર મોકલવામાં આવ્યો. તેમાં તેમણે કબૂલ કર્યું, કે મેં પૂંજા શેઠ તરફ અયોગ્ય વર્તન ચલાવ્યું છે. વિશેષમાં એમ પણ જણાવ્યું, કે આ બધાં કારસ્થાનો માટે પોતે નહિ, પણ જીવણ શેઠ જ જવાબદાર હતો. મહારાઓએ આ સંદેશામાં પૂંજા શેઠને સંપૂર્ણ અધિકારો સહિત પોતાનું દીવાનપદ પાછું સંભાળી લેવા વીનવણી કરી, અને ખાતરી આપી, કે ગુલામશાહ કલોરાને જે પ્રકારનું સમાધાન કરવા તમે સમજાવી શકશો તે કરાર હું મંજુર રાખીશ. માનભંગ થયેલા પૂંજા શેઠને આ બન્ને સંદેશાઓથી પૂર્ણ સંતોષ થયો. એટલું જ નહિ, પણ સિંધી લશ્કરે મેળવેલી અણધારી ફતેહો, તથા ઝારાના યુદ્ધમાં સર્જાયેલી અતિ કરુણ ઘટનાને કારણે તેના પોતાના મનમાં પણ વિષાદ

ઊભો થયો હતો. એટલે સિંધી અમીર પ્રત્યે જ તિરસ્કારની લાગણીની તેનામાં શરુઆત થઇ હતી, તેને મહારાઓશ્રી અને તેમનાં માતુશ્રીના સંદેશાઓએ દ્દઢતર બનાવી. કચ્છનો વિનાશ સરજી તેને પાયમાલ કરવાની પૂંજા શેઠની સ્વપ્ને પણ ધારણા ન હતી. પોતાના પતન માટે જે જે વ્યક્તિઓને તે જવાબદાર માનતો હતો, તેમના ઉપર જ વેર લેવાની તેની તમન્ના હતી. અને એ હતા, જીવણ શેઠ અને મહારાઓશ્રી. જીવણ શેઠનું તો મૃત્યુ થઇ ગયું હતું, અને મહારાઓશ્રીએ સમાધાનની માગણી કરી હતી. હવે તેણે જોયું કે મારાં પિતાની જગ્યાએ વંશ પરંપરાગત દીવાનપદ પર ફરીથી સ્થાપિત થવાનો મને મોકો પ્રાપ્ત થયો છે. પરંતુ તે પહેલાં સિંધી લશ્કરનો નિકાલ થવો અનિવાર્ય હતો.

ચતુર પૂંજા શેઠને યોગ્ય યુક્તિ શોધવામાં કાંઇ વખત લાગે તેમ ન હોતું. તેના ઉપર આફ્તો પડી હતી, છતાં કચ્છમાં તેના હજુ ઘણા શુભેચ્છકો હતા. તેમાંના એક હતા મોથાળાના ઠાકોર. પૂંજા શેઠ પ્રત્યે તે એટલો સદ્ભાવ ધરાવતા હતા, કે ગુલામશાહ કલોરાની સાથે પૂંજા શેઠ છે, માટે સિંધી લશ્કર સામે લડવા પોતાની ટુકડી મોકલવા મહારાઓશ્રીને તેણે ચોકખી ના પાડી હતી. આ ઠાકોરની મદદ વડે યુક્તિબાજ પૂંજા શેઠે હજારો ગામડાંના લોકોને લાલ અને આસમાની રંગના ગણવેશમાં સજ્જ કરી, સાંધાણના કિલ્લામાં ચૂપકીથી દાખલ કરી દીધા. આ કિલ્લા ઉપર ગુલામશાહ તુરત જ છાપો મારવાનો હતો. ગુલામશાહ સાંધાણના કિલ્લાની નજદીક આવ્યો ત્યારે તેને ભયંકર નિરાશા પ્રાપ્ત થઇ. કારણ કે તેણે જોયું કે સાધારણ રીતે આ કિલ્લામાં ૬૦૦ જેવડું લશ્કર રહેતું, તેને વધારીને એટલું મોટું બનાવવામાં આવ્યું હતું, કે તે લગભગ સિંધી લશ્કર જેવડું જ લાગતું હતું. આ પ્રમાણે દેખીતી રીતે જ વધારે બળવાન લશ્કર સામે લડવાનો વિચાર તેણે છોડી દીધો. આ કિલ્લાને ઘેરો ઘાલવાની તેની યોજના ઊંધી વળેલી જોઇ, બહુ જ ખિન્ન હ્રદયે તે પાછો ફર્યો. તેણે પૂંજા શેઠની સલાહ લીધી. પૂંજા શેઠે તેને કહ્યું, કે સાંધાણના લશ્કરને તમે ભયાનક કહો છો પણ તે તો વાસ્તવમાં પાંચ છ ટુકડીઓ પૈકીની નબળામાં નબળી ટુકડી છે. ભુજ તરફ આગળ વધવા પહેલાં આ ટુકડીઓને હરાવવી અનિવાર્ય છે. ખરેખર ભયંકર લશ્કર તો નવાનગર અને રાધનપુરના નવાબ તરફથી આવેલાં લશ્કર છે. અને ભુજ પહોંચવા પછી તો એ જોરદાર લશ્કરોનો સામનો કરવો જ પડશે.

ગુલામશાહ કલોરાએ આ પ્રમાણે કચ્છના વિસ્તારને સિંધ સાથે જોડી દેવાની શક્યતા વિષે કદી ગંભીર વિચારણા કરી ન હતી. તેના મુલકમાં કચ્છી લોકો દખલગીરી કરે તો તેમને તેના પરિણામ વિષે સખત ખ્યાલ આપવો, અને કચ્છના રાજ્યકુટુંબની કુંવરી સાથે લગ્ન સંબંધથી જોડાઇ, ભવિષ્યમાં કચ્છ દુશ્મનાવટ ન કરે તેવી સહીસલામત સ્થિતિ પેદા કરવી, આ બે જાતની તેની અભિલાષા હતી. તેથી તે એવી કોઇ વ્યવસ્થાના સૂચનની રાહ જોઇ રહ્યો હતો, કે જેથી લડવું પણ ન પડે, અને લડાઇને કારણે જે આફ્તો ઊતરી પડે તેમાંથી બચી પણ શકાય. લાભ પણ મેળવાય, અને પોતાના માનમાં પણ વધારો થાય. આવી કોઇ દરખાસ્ત આવે તો તે સ્વીકારી લેવા તે તૈયાર હતો. એટલે પૂંજા

શેઠે એ જ યુક્તિ કરી. તેણે દરખાસ્ત મૂકી, કે તેને થયેલ લશ્કરી ખર્ચ ભરપાઇ કરી દેવામાં આવશે, જાનમાલના નુકસાન માટે વળતર આપવામાં આવશે, અને કચ્છની કુંવરી પણ પરણાવવામાં આવશે. ગુલામશાહને તો એટલું જ જોઇતું હતું, એટલે તેણે સમાધાન માટે આ દરખાસ્તો ખુશીથી સ્વીકારી લીધી. તેનું પોતાનું રાજ્ય પણ ઘણા વખતની તેની ગેરહાજરીને લીધે રેઢું હતું. ત્યાં પણ ઝટ પહોંચવાની હવે જરૂર હતી. કારણ કે તેનો ભાઇ ગુલામ નબી શાહ પણ એક ભયંકર અને મહત્વાકાંક્ષી હરીફ હતો. આ બધાં કારણોને લઇને ગુલામશાહ પણ હવે કચ્છમાંથી પાછો ફરવાને ઘણો આતુર હતો. એટલે એ રીતે સંધિ કરવામાં આવી. સિંધનું લશ્કર કચ્છમાંથી રણ ઓળંગીને પાછું ગયું. પણ પૂંજા શેઠના દીકરા દેવજી શેઠને ગુલામશાહ ઓળમાં સાથે લેતો ગયો. પૂંજો શેઠ, ત્યાર બાદ ગુલામશાહ સાથેના કરારોનો અમલ કરાવવા ભુજ આવ્યો. મહારાઓશ્રી ગોડજીએ તેનો આદરમાનથી સત્કાર કર્યો. સાંધાણમાં જે જાતની ભયંકર સ્થિતિનો તેણે સહી-સલામત રીતે તોડ કઢ્યો હતો, તેવી જ ભયંકર સ્થિતિ તેને ભુજમાં પણ જોવામાં આવી. રાયધણપુરનાં ભાડુતી લશ્કરો પૂરતો ખોરાક ન મળવાને કારણે અસંતોષમાં રહેતાં હતાં. અને તેઓ જાણતા હતા કે કચ્છનાં કોઈ લશ્કરો તેમનો સામનો કરી તેમને અટકાવે તેમ નથી. એટલે ભુજના ગઢના તમામ દરવાજાઓનો કબજો તેમણે લઈ લીધો હતો. ખુદ શહેર ઉપર પણ સત્તા જમાવી દીધી હતી, અને મહારાવે તેમને દૂર કરવા પ્રયત્ન કરેલો, તેનો તેમણે તિરસ્કાર કર્યો હતો. પૂંજા શેઠની શારીરિક હિમ્મત, એના મનની ધૂર્તકળા જેટલી જ હજુ બળવાન હતી. તેણે રાયધણપુરી લશ્કરના સરદારને તેની માગણીઓ સમજવા અને સંતોષવાના બહાના નીચે ખાનગી મંત્રણા માટે બોલાવવાની એક બાજી યુક્તિપૂર્વક રચી. પહેલી માગણી ખોરાક બાબતની હતી. અને અનાજની તો કચ્છમાં એ વખતે મોટી તંગી હતી. પણ પૂંજા શેઠે કોથળાઓ પથ્થરોથી ભરીને તે ગાડાંમાં ખડકાવ્યા. દરેક કોથળાના મ્હોંમાં થોડુંઘણું અનાજ ભરવામાં આવ્યું. આવી રીતે ભરેલાં ગાડાંઓ જાણે અનાજના ભારથી તૂટી પડતાં હોય તેવી રીતે, જ્યાં બંનેની ખાનગી મંત્રણા ચાલતી હતી, તે મકાનની બારી નજીકથી પસાર કરવામાં આવ્યાં. રાધનપુરનો સેનાપતિ પોતાની માગણી આવી રીતે સ્વીકારવામાં આવી છે, તેની ખુશાલીમાં આવી જઇ, તકેદારી રાખવામાં જરા મોળો પડયો, અને એકાએક પૂંજા શેઠે તેને ગરદનમાંથી પકડયો. શપથ લીધા કે જો તેની સરદારી હેઠળના માણસો તુરત ભુજ શહેર ખાલી નહિ કરે તો સૌથી પહેલો તેને જ ઠાર કરવામાં આવશે. અને જો સઘળા સહીસલામત ભુજ શહેરના ગઢની બહાર નીકળી જઇ ચાલતા થઇ જશે, તો અનાજનાં ગાડાંઓ તેમની પાછળ પાછળ આવતાં રહેશે. સેનાપતિએ આ વાતનો સ્વીકાર કર્યો, અને યોગ્ય વ્યવસ્થા કરવાને પોતાના લશ્કરને હુકમ આપ્યો. પણ રાધનપુરનું લશ્કર જેવું ગઢથી દૂર થઇ ગયું, કે તરત કિલ્લા પરની તોપોનો ચોતરફથી મારો કરવામાં આવ્યો. તેમને જોવામાં આવ્યું, કે દગાનો બદલો તેમને મળી ગયો હતો. હવે કોઇથી કંઇપણ કરી શકાય તેમ ન હતું. આવી રીતે જે ક્ષણે ભુજ સહીસલામત બન્યું, તે જ ક્ષણે પૂંજા શેઠે રાજ્ય કારભાર પોતાના હંમેશના પૂર્ણ પ્રભાવથી પોતાના હાથમાં લઇ લીધો.

ભુજ ઉપરથી જેવો આ ભાદૂતી લશ્કરોનો ભય દૂર થઇ ગયો, કે પૂંજા શેઠે પોતાની લાક્ષણિક દક્ષતાથી રાજ્યકારભાર સંભાળી લીધો. તેના બે વરસના શેષ જીવન દરમિયાન, મહારાઓશ્રીના વિરોધીઓએ વાગડમાં ફરી ઉપાડેલી ઝુંબેશને તેણે દાબી દીધી; કંથકોટ તથા આસપાસના બીજા ખંડખોર જાગીરદારો પાસેથી ભારે દંડ વસુલ કર્યા. અને મહારાઓશ્રીની સર્વોપરી સત્તા સ્વીકારવા તેમને ફરજ પાડી. અબડાસા તાલુકામાં નલીઆના ઠાકોર સામે પણ ચડાઇ કરી, કારણ કે તેણે પૂંજા શેઠના ગાઢ મિત્ર મોથાળાના ઠાકોરને નારાજ કરવા જેટલી ઉદ્ધતાઇ બતાવી હતી. પૂંજા શેઠનું આ કૃત્ય ડહાપણ ભરેલું હતું કે નહિ, તે બાબત મત ભેદ હોઇ શકે તેમ છે. પરંતુ રાજ્યતંત્રમાં સુવ્યવસ્થા અને કડક દેખરેખથી તુરત જ સ્થિરતા આવી ગઈ. મહારાઓશ્રી ગોડજી પોતાના કિલ્લાઓને વધારે મજબૂત બનાવી શકયા, તથા સારી સંખ્યા ધરાવતું એક ચાલુ લશ્કર પણ ધીમે ધીમે ઊભું કરી શકયા. આ બધાં પગલાંઓ લેવાને કારણે તેમને પોતાની શક્તિ વિષે એટલો આત્મવિશ્વાસ પેદા થયો, કે જો ગુલામશાહ કલોરો ફરીથી કચ્છ ઉપર આક્રમણ કરે તો તેનો પૂરતો સામનો કરી શકવામાં હવે કશો વાંધો આવે તેમ નથી. પરિણામે પૂંજા શેઠ પ્રત્યેની ઉપકારની લાગણી ધીમે ધીમે ઓસરવા લાગી. વળી સિંધના કલોરા વંશજો સાથે લગ્ન સંબંધથી જોડાવાનો મહારાઓશ્રીને ઘણો જ અણગમો હતો. તેથી કાંઇને કાંઇ બહાનું આગળ ધરી, કલોરા અને દીવાન વચ્ચે થયેલ કરારના આ ભાગનો અમલ કરવાનું તેમણે ઉડાવ્યે રાખ્યું હતું. પૂંજા શેઠની માન્યતા હતી, કે મહારાઓને તેના વગર એક ક્ષણ પણ ચાલશે નહિ. એટલે તે ગણતરી ઉપર ભૂલીને ગુલામશાહ કલોરાને કચ્છની રાજકુંવરી પરણાવવા માટે તે મહારાઓશ્રી ઉપર વારંવાર દબાણ કર્યા કરતો. મહારાઓશ્રીના પક્ષમાં પાછા આવવાના બદલામાં પૂંજા શેઠે રાજ્યકુટુંબને નીચું જોવડાવી, માફી માગવાની ફરજ પાડી હતી; એ એની ધૃષ્ટતા મહારાઓશ્રી વીસરી શક્યા ન હોતા. એટલે કુંવરી આપવાની શરત પૂરી કરવા માટે શેઠ જેમ આગ્રહ કરતો તેમ મહારાઓશ્રીને વધારે માનભંગ જેવું લાગતું. તેમને જ્યારે ખાતરી થઇ, કે સિંધના રાજાનો સામનો કરવા માટે હવે તેમનામાં પૂરી તાકાત છે, ત્યારે ઇ. સ. ૧૭૬૫ માં તેમણે પૂંજા શેઠને એકાએક ગિરફ્તાર કરી લીધો. દશ દિવસ સુધી તેને લોખંડની બેડીમાં કેદ રાખ્યો, અને આખરે પોતે પોતાના હાથે તેને ઝેરનો પ્યાલો આપી, તે ઝેર પી જવાની ફરજ પાડી.

પૂંજા શેઠની જ્વલંત, પણ તીવ્ર ચડતી–પડતીથી સભર એવી કારકિર્દીનો આવો કરુણ અંત આવેલો જોઇ, ગુલામશાહ કલોરાને ખાતરી થઇ, કે અસલ કરાર પ્રમાણે કુંવરી આપવાનો કચ્છનો ઇરાદો જ નથી. કલોરાએ અગાઉ ઝારાના યુદ્ધમાં જીત મેળવી હતી, એટલું જ બળવાન લશ્કર ફરી એકઠું કર્યું. રણના જોખમી રસ્તાઓ સંબંધી હવે તેને ઠીકઠીક માહિતી હોતાં, અગાઉ જેટલી મુશ્કેલી ભોગવ્યા સિવાય તેણે કચ્છનું રણ પાર કર્યું. અને આ વખતે પણ નરા તરફ આગળ વધ્યો. પહેલાંની જેમ જ ગ્રામ વિસ્તાર છોડી લોકો ચાલ્યા ગયા હતા. પણ અગાઉના અનુભવને લીધે ગુલામશાહે આ વખતે ખાદ્ય–સામગ્રીનો પુષ્કળ જથ્થો પોતાની સાથે રાખવાનો પ્રબંધ કર્યો હતો.

જૂંતરી નજીકના મૂરૂના નાનકડા કિલ્લા ઉપર તેણે તોપ મારો ચલાવ્યો, અને તેનું રક્ષણ કરી રહેલી ૮૦ માણસોની ટુકડીનો–એકે એકનો તેણે નાશ કર્યો. વધારે સમય વ્યતીત ન કરતાં તેણે સીધી ભુજ તરફ કૂચ કરી, અને ભુજથી દૂર થોડા માઇલ પર આવેલ રુદ્રમાતાના મંદિર પાસે પડાવ નાંખ્યો. પૂંજા શેઠ સાથે થયેલા કરારોનો પૂરો અમલ કરાવવા કલોરાએ ત્યાંથી પોતાના દીવાન ગિધુમલને મહારાઓશ્રી પાસે મોકલ્યો. આ વખતે મહારાઓશ્રીને પોતાની શક્તિમાં સંપૂર્ણ ભરોસો હતો: તેમની પાસે એક બળવાન લશ્કર તૈયાર ઊભું હતું. તેની કિલ્લેબંધી બધી જગ્યાએ મજબૂત હતી, અને તે માનતા હતા, કે કચ્છીઓના દાવપેચને સિંધીઓ કોઇ રીતે પહોંચી શકે તેમ નથી. સિંધી પ્રતિનિધિઓને મહારાવશ્રીએ જરાપણ આદર આપ્યો નહિ, અને પોતે કાંઇ કસૂર કરી હોય એવું પણ વલણ બતાવ્યું નહિ. તે રાત્રે પોતાના મહેમાન તરીકે ભુજમાં રહી જવા તેમને સૂચના આપી. મધરાતે જ્યારે ચારેપાસ નીરવ શાંતી વ્યાપી હતી, ત્યારે નિયત કરેલી સંજ્ઞા પ્રમાણે શહેરના ગઢમાં તેમ જ ભુજિયાના કિલ્લા ઉપર ગોઠવવામાં આવેલી એકેએક તોપને અચાનક ફોડવામાં આવી: બસ, એથી વધારે એ વખતે કાંઇ પણ કરવામાં આવ્યું નહિ: પરંતુ ગિધુમલ અને તેની સાથેના માણસો તો આથી એકદમ ગભરાઇ ગયા. મહારાઓ આટલી બધી તોપોનું બળ ધરાવે છે, એ જાણી તેમના હાંજા જ ગગડી ગયા. તેઓએ કલોરાને જઇને સ્પષ્ટ કહ્યું, કે ભુજ તથા તેને રક્ષતા કિલ્લાઓ એટલા તો મજબૂત છે, કે સિંધી લશ્કરનો હુમલો કાંઇ કરી શકશે નહિ. ગુલામશાહ ભુજની આસપાસ થોડા દિવસ સુધી રહ્યો. કેટલીક નાની ઝપાઝપીઓ પણ થઇ. પણ મહારાઓ અણનમ રહ્યા. આખરે જ્યારે તેમણે ગુલામશાહને કહેણ મોકલ્યું, કે રાજાની કુંવરીને બદલે ભાયાતની કુંવરી લગ્નમાં આપવા તેઓ તૈયાર છે, ત્યારે ગુલામશાહે તે સૂચન તુરત જ સ્વીકારી લીધું. મહારાઓએ ભુજના રક્ષણની પાકી વ્યવસ્થા તાજેતરમાં કરેલી હોતાં, ગુલામશાહનું તેની સામે કાંઇ ફાવ્યું નહિ. અને આ રક્ષણ છોડી ખુલ્લા મેદાનમાં તેનો ભેટો કરવાં મહારાઓ કોઇ રીતે બહાર આવે તેમ ન હતું.

આ પ્રમાણે ફરીથી છેતરાઇ ગયો છું, એમ જોઇ ગુલામશાહ સિંધ તરફ પાછો ફર્યો. પરંતુ મહારાઓશ્રીનો તેને બિલકુલ ભરોસો ન હોતો, તેથી ત્યાંની હીલચાલનું બારીક નિરીક્ષણ કરવા માટે કચ્છ છોડવા પહેલાં તેણે લખપતમાં ૫૦૦૦ માણસોનું એક થાણું ગોઠવ્યું. કચ્છને તેણે બીજું પણ સંગીન આર્થિક નુકસાન કર્યું. સિંધુ નદીની એક શાખા લખપત તાલુકામાં થઇને વહેતી હતી: જેને લીધે ચોખાનો સારો પાક ત્યાં લેવામાં આવતો હતો. તે શાખાના વહેણને માટીનો બંધ બાંધી તેણે ફેરવી નાખ્યું. તેના આ કૃત્યથી કચ્છને ખરેખર કેટલું નુકસાન થયું, તે કહેવું અત્યારે શકય નથી. કારણ કે તેણે જે બાંધકામ કર્યું હતું, તેનો તો ૧૯ મી સદીના આરંભમાં થયેલા ભૂકંપોની પરંપરાથી સદંતર નાશ જ થઇ ગયો છે. પરંતુ એટલું નિ:શંક છે, કે આ સઘળાને લીધે અબડાસા તાલુકાની પાણી વિષયક સગવડો બહુ ઘટી ગઇ. એક નીચી ટેકરી જેને પાછળથી "અલ્લા-બંધ"નું નામ આપવામાં આવ્યું તે ઊપડી આવી, અને સિંધુ નદીનો પોતાનો તેમ જ તેની

શાખાઓનો માર્ગ એવી રીતે બદલી ગયો, કે તેનું એક ટીપુ પણ કચ્છના પ્રદેશમાં આવી શકે નહિ. કચ્છ ઉપર ઊતરેલી આ ભયંકર આફતો માટે ગુલામશાહ જ જવાબદાર છે, એમ સામાન્ય જનતા હજુ પણ માન્યતા ધરાવે છે. વાસ્તવમાં તો ખરેખર નુકસાન થાય તેવી ઘટના તો કુદરતી બનાવોને લીધે ગુલામશાહના મૃત્યુ બાદ ઘણાં વર્ષો પછી જ થઈ હતી.

ગુલામશાહનાં અવશેષ રહેલાં વર્ષો દરમિયાન સિંધની સત્તા લખપતમાં પોતાનું થાણું સ્થાપી આગળ વધતી અટકી ગઈ હતી. પણ આ થાણાને લઈને લખપત તાલુકાના તથા આસપાસના લોકોને કનડગત રહેતી, એટલે ઘણા માણસો ત્યાંથી નાસી છૂટ્યા હતા. ઈ. સ. ૧૭૭૨ માં તો ગુલામશાહ મરી ગયો. અને તેના પછી તેનો પુત્ર સરફરાજખાન તેની ગાદીએ આવ્યો. તેણે પણ કચ્છ ઉપર ઈ. સ. ૧૭૭૫ માં ચઢાઈ કરી, પોતાના બાપની રીતે કચ્છ તરફ હુમલા કરવા કોશિશ શરુ કરી. તે ગુલામશાહની પસંદગીવાળા નરાને રસ્તેથી કચ્છ ઉપર ન આવ્યો, પણ તેથી પૂર્વ તરફનો સુમરાસરવાળો રસ્તો પસંદ કરી, તે ભુજ ઉપર છાપો મારવાની ઇચ્છા સેવતો હતો. આ હુમલામાં નિષ્ફળ જવાથી, અને ભુજ શહેરમાં રહેતા લશ્કરની તાકાતથી બીકમાં જ હટી જઈને, તે પૂર્વ દિશામાં વાગડ તરફ વધ્યો. કંથકોટના ઠાકોરની કુંવરીને પરણ્યો, અને મોટી લૂંટ કરી સિંધ પાછો ફર્યો. મહારાઓશ્રી ગોડજીએ પોતાની પ્રજાનું રક્ષણ કરવા માટે કાંઈ પણ પગલાં ન લીધાં, અને ભુજ શહેરના રક્ષણમાં જ આખું લશ્કર રાખી મૂક્યું. સરફરાજખાન સિંધ પહોંચ્યો, કે તુરત જ જે બલૂચીઓએ તેના પિતાને મદદ કરી હતી, તેમની સાથે તે ઝગડી પડ્યો. પરિણામે તેણે પોતાની ગાદી ગુમાવી, અને તેનો કાકો ગુલામનબીખાન સિંધની ગાદી ઉપર આવી બેઠો. ત્યારબાદ જે અંધાધૂંધી સિંધમાં વ્યાપી રહી, તેને કારણે લખપત પરનું સિંધી લશ્કરી થાણું પાછું ખેંચી લેવામાં આવ્યું અને પૂંજા શેઠનો દીકરો દેવજી શેઠ જેને ઇ. સ. ૧૭૬૨ ની સાલથી બાનમાં રાખ્યો હતો તેને છૂટો કરવામાં આવ્યો.

ઈ. સ. ૧૭૬૫ માં પૂંજા શેઠને ઝેર પાઈ મારી નાંખ્યા બાદ કચ્છનું રાજ્યતંત્ર બહુ જ ખરાબ રીતે ચાલતું હતું. અને શક્તિશાળી અને અનુભવી મુત્સદીઓ જે સારી વ્યવસ્થા કરી શકે, તેવા કોઈ રહેવા પામ્યા ન હતા. એક પછી એક નબળા દીવાન આવવાથી રાજ્યવ્યવસ્થા વધારે ને વધારે તૂટતી ગઈ. મહારાઓશ્રીના અસ્થિર સ્વભાવને લીધે અને પોતાના અમલદારોમાં વિશ્વાસ ન રાખવાને કારણે તંત્રમાં કાંઈ પણ સુધારો થઈ શક્યો નહિ. કાઠિયાવાડનું બાલંભા પણ કચ્છની હકૂમતમાંથી સરકી ગયું, અને કચ્છમાં સ્થિતિ વધારે ને વધારે ખરાબ થતી ગઈ. કુશળ દીવાનની શોધ કરતાં મહારાઓશ્રી ગોડજીની દૃષ્ટિ દેવજી શેઠ તરફ ગઈ. તે તરતમાં જ સિંધથી પાછો ફર્યો હતો. મહારાવશ્રીએ તેને દીવાન થવાને માટે આગ્રહ કર્યો. પણ દેવજી શેઠે ડહાપણ વાપરી અરજ કરી, કે દીવાનપદ કરતાં મારી શક્તિઓ ઉજ્જડ બની ગયેલા લખપત તાલુકાને આબાદ બનાવવા માટે ખરચવાની જો પરવાનગી આપવામાં આવે તો વધારે સારું.

મહારાવે તેની અરજ મંજૂર કરી. તેણે આ કાર્ય એટલી તો કુશળતાથી કર્યું, કે લખપત તાલુકો પૂર્વવત્ ઘણે અંશે આબાદ બની ગયો. સંખ્યાબંધ લોકો પાછા આવી ગયા, અને દેવજી શેઠની કીર્તિ ચારે તરફ ફેલાઈ ગઈ.

મહારાઓશ્રીને તેણે દીવાનપદ સ્વીકારવાની ના કહેલી હતી, તે પસંદ ન પડી, અને તેમણે હઠ કરીને દેવજી શેઠને ભુજ આવવા અને દીવાનપદ સ્વીકારવા આગ્રહ કર્યો. પોતાની ઇચ્છા વિરૂદ્ધ દેવજી શેઠને આ સ્વીકારવું પડયું. પણ ભુજમાં તડાં પડી ગયાં હતાં. દેવકરણ શેઠ અને પૂંજા શેઠ જેવી કોટીના દીવાન આવે, તે એક પક્ષને કોઇ રીતે પસંદ ન હતું. તેથી તે પક્ષે દેવજી શેઠ ભુજ પહોંચે, તે પહેલાં જ રસ્તામાં ઝેર પાઇને મારી નાંખવાનું કાવતરૂં રચ્યું. દેવજી શેઠનું આમ મૃત્યુ થતાં મહારાઓશ્રી ગોડજી બીજાના રાજ્યતંત્રની નામના સુધારવા માટે છેલ્લામાં છેલ્લી આશા હતી તે પણ નષ્ટ થઇ.

મહારાઓશ્રી પોતાના હથિયારબંધ લશ્કરની તાકાત વધતી રહે, તે એક જ બાબતમાં પૂરેપૂરો રસ લેતા. પોતાની નિપુણતા માટે તેમને ઘણું અભિમાન હતું. ઝારાની લડાઇના કરુણ અંજામના અનુભવ પરથી તેમને ભાન થયું હતું, કે ભાયાતોના બિનઅનુભવી ભાડૂતી લશ્કરો કાંઇ કરી શકે તેવા હોતા નથી. એટલે રીતસર પૂરો પગાર આપીને તેમણે પોતાને માટે એક મોટું કેળવાયેલું લશ્કર ઊભું કર્યું હતું. અને પોતાના અંગરક્ષક તરીકે તેમણે હબસી લોકોની ભરતી કરી. કારણ કે તેઓ પરદેશી હોવાને કારણે રાજ સામે ઊભા થતા સ્થાનિક પક્ષોમાંથી કોઇને પણ સાથ આપે તેવો સંભવ ન હતો. એમ કહેવાય છે કે તે પોતાનું ખૂન થશે એમ માની, એવા હુમલાખોરોની બીકમાં જ રહેતા હતા. અને આવું બને પણ ખરૂં. તેમણે પોતાના રક્ષણ માટે અંગત ઘોડેસવારની ટુકડી રાખવાની ગોઠવણ કરી હતી, અને તેના ફાયદા તો હોય જ એ ચોક્ખું છે. કારણ કે તેઓ મહારાઓશ્રીને જ વફાદાર રહે. ભાયાતો આ હબસી લોકોનો પગપેસારો ખમી ન શક્યા, અને ખાસ કરીને તેમની સંખ્યા જ્યારે વધતી જ ગઈ ત્યારે તો તેમને તે ન રુચ્યું. કેટલીક રાજમહેલની બાઇઓ અને રાજ્યમહેલના અધિકારીઓની મદદથી આ ભાયાતોએ મળીને એ સઘળા હબસી લશ્કરને કચ્છમાંથી દરિયાપાર કર્યું. અને ત્યાં સુધી મહારાઓશ્રીને પૂરી રાખવામાં આવ્યા હતા. મહારાઓશ્રીને આ સઘળું સ્વીકારવાની ફરજ તો પડી, પણ ભાયાત વર્ગને ભાન કરાવવા તેમણે ઘણો વખત સુધી ભુજ છોડીને માંડવી વસવાનું ગોઠવ્યું. ત્યાંની પ્રજા વફાદાર હતી, અને ભાયાતોની અસર ત્યાં નજીવી હતી.

ઇ. સ. ૧૭૭૭–૧૭૭૮ માં સિંધની રાજકીય પરિસ્થિતિ ઘણી જ વણસી. તાલપુર ટોળીના મુખ્ય મીર બીજરનું નામ સિંધના ઇતિહાસમાં પ્રથમવાર જ ઝળકયું. તેના પિતાનો મીર કલોરાના ફરમાનથી શિરચ્છેદ કરવામાં આવ્યો હતો. તેનું વેર લેવા તેણે બંડ કર્યું. તેણે સિંધના રાજા ગુલામનબીખાનને હરાવ્યો એટલું જ, નહિ, પણ તેને કાપી નાખ્યો. નબીખાનનો ભાઇ અબ્દુલ નબીખાન ત્યાર પછી ગાદીએ આવ્યો. તેણે મીર બીજર સાથે સમાધાન કર્યું, અને બીજરને જ પોતાના પ્રધાન તરીકે નીમ્યો. પરંતુ મીર બીજર

પોતાના પિતાના ખૂનની વાતને વિસારે પાડી શકયો નહિ. તે વેર લેવા ઝંખ્યા જ કરતો. હતો. શોધ કરતાં તેને પોતાના પિતાનો વધ કરનારા મામણશ્રીનીહસન અને લાખા નામે બલૂચીઓ મળી આવ્યા. આ બલૂચીઓ કચ્છ તરફ નાસી આવ્યા. મીરે તેમની માગણી કરી. મહારાઓશ્રી ગોડજીને સિંધ પ્રત્યે ઘણો અણગમો તો હતો જ એટલે રાજપૂત ધર્મ પ્રમાણે શરણાર્થીઓને સોંપી દેવાય નહિ, એમ તેમણે મીરને જવાબ આપ્યો.

આ ઉપરથી મીર બીજરે કચ્છ ઉપર ચડાઇ કરવા માટે લશ્કર સજ્જ કર્યું. પણ અગાઉની ચડાઇઓ માફક આ ચડાઇ પણ નિરર્થક નીવડવા જ સર્જાઇ હતી. આ વખતે પણ સિંધી લશ્કર અબડાસાને માર્ગે આવ્યું. અને ગામડાંઓને લૂટીને થોડુંઘણું નુકસાન પણ કર્યું. સિંધી લશ્કરનું બરાબર માપ કાઢીને, મહારાઓશ્રી ગોડજીએ મિર્ઝા કુરપાબેગ નામના એક અનુભવી સિદ્ધહસ્ત સેનાપતિની સરદારી નીચે પોતાના લશ્કરની એક ટુકડી મોકલી. બિટ્ટા પાસે હુમલાખોરોનો સારી રીતે નાશ કરવામાં આવ્યો, અને તેરાના લોકો ઉપર સિંધીઓએ જે લૂટ ચલાવી હતી, તેનો ખૂનખાર બદલો લેવા માટે જેવું આ લશ્કર પીછેહઠ કરવા લાગ્યું, કે મહારાઓશ્રીના લશ્કર સાથે ભળી જઇ, તેરાવાસીઓ પણ તેના ઉપર તૂટી પડયા. મીર બીજર ભારે હીણપત સાથે ઘણી જ મુશ્કેલી વેઠતો વેઠતો રણપાર કરી શકયો, પણ તેના લશ્કરની તો ભારે ખુવારી થઈ ગઇ.

કચ્છના કમનસીબે આ જીતથી મિર્ઝા કુરપાબેગ બહુ જ ફુલાઇ ગયો. મહારાઓશ્રી પ્રત્યે પણ તેણે ઉદ્ધતાઇથી વર્તવાની શરૂઆત કરી. તેમના ફરમાનનું પાલન કરવા પણ ઇન્કાર કરવા લાગ્યો. અને શેખી કરતો, કે "રાજ્યનો ખરો ધણી તો હું છું." આટલેથી ન અટકતાં, કુરપાબેગ મહેસૂલી તેમ જ લશ્કરી બાબતોમાં પણ પોતાની જ સત્તા ચાલે છે એમ છડે ચોક બોલી, પોતાને તથા પોતાના સ્વજનોને લાભ અપાવવા રાજ્ય કારભારમાં પણ દખલગીરી કરતો થયો. આ નવા સરમુખત્યારને લશ્કરનું પૂરેપૂરું પીઠ બળ હોતાં, મહારાઓશ્રી તેની સામે કાંઇ અસરકારક પગલું ભરી શકે તેમ ન હોતું. મહારાઓશ્રીની સહજ સ્વભાવજન્ય બુદ્ધિ આ પ્રસંગે પણ તેમને ખૂબ કામમાં લાગી. મગજની અસ્થિરતાનો ઢોંગ કરી, તેમણે રાજ્યતંત્રમાં ભાગ લેવો બિલકુલ બંધ કર્યો. પોતે હવે તદ્દન સહીસલામત છે એવી ભ્રમણામાં આવી મિર્ઝા કુરપાબેગે, પેલા બે બલૂચી શરણાગતો સાથે ઝગડો કર્યો.

આ લોકો ખોટી ધાકધમકી સાંભળી, શાન્ત બેસી રહે તેવા ન હોતા, એ નક્કર હકીકત બેગ ભૂલી ગયો. પેલા બલૂચીઓએ વિચાર્યું, કે તેઓ મહારાઓશ્રીના અતિથિ છે, એટલે બેગ ઉપર વેર લેવા પહેલાં તેમણે તેમના રક્ષક મહારાઓશ્રી સાથે સંપર્ક સાધવો જોઇએ. બેગ જેવા કૃતઘ્ન અને ઉદ્ધત સરદારને હંમેશાને માટે ખસેડવાની આ તક મહારાઓશ્રીએ ઝડપી લીધી. તેમણે બલૂચીઓ સાથે એવી રીતે વાતચીત કરી, કે તેમને સ્પષ્ટ લાગ્યું, કે મોકો આવતાં જો તેઓ મિર્ઝા કુરપાબેગનો ઘાટ ઘડી નાખે, તો મહારાઓશ્રીને કાંઇ પણ વાંધો નથી. થોડા દિવસ પસાર થયા, કે મિર્ઝાએ આ બન્ને શરણાગતોને પોતાની પાસે બોલાવી, તેમની પાસે મોટી રકમની માગણી કરી. સ્વાભાવિક

રીતે જ બલુચીઓ સાધનસંપન્ન નહોતા. તેઓ શરણાગતની પરિસ્થિતિમાં હોવાથી કાંઈ આપીશકે તેમ નથી, એમ તેમણે જવાબ આપ્યો.

આ ઉપરથી કુરપાબેગે તેમને કહ્યું, કે "તમારાં બૈરાં છોકરાંને ગુલામ તરીકે વેચીને પણ જરૂરી રકમ અમને ભરી આપો!" બલૂચીઓ માટે આ અપમાન આખરી અને અસહ્ય હતું. ભયંકર ક્રોધથી વિકરાળ બની, તેઓ મિર્ઝા બેગ ઉપર તૂટી પડ્યા, અને તે જ ક્ષણે તેને કાપી નાખ્યો. મહારાઓશ્રી તેમના આ કામથી ઘણા જ ખુશી થયા, અને બેગનો વધ કરનાર બલૂચીઓને બાયઠ અને બાડામાં પુષ્કળ જમીન બક્ષિસ કરી. પછી તો ત્યાં જ તેઓ કાયમને માટે વસવાટ કરીને રહ્યા.

આ પ્રમાણે પોતાની રાજસત્તા ફરીથી મેળવ્યા બાદ, મહારાઓશ્રી લાંબું જીવ્યા નહિ. નાગપંચમીની સવારી પ્રસંગે આમજનતાએ તેમને જ્યારે જાહેરમાં જોયા, ત્યારે તેમની ક્ષીણ થઈ ગયેલી તબિયત જોઈ, લોકોને બહુ જ આઘાત થયો. તેમને જલોદરના ભયંકર રોગે ઘેરી લીધા હતા, એટલે તુરત જ તેમનું મૃત્યુ નીપજ્યું.

તેમના સમયમાં તેમની એક અસાધારણ વ્યક્તિ તરીકે ગણના થતી હતી. વડોદરાના ગાયકવાડે તેમની બહેન સાથે ખુશીથી લગ્ન કર્યાં હતાં. તેમના રાજ્ય દરમિયાન કચ્છ પર થયેલા ભયંકર હુમલાઓની પરંપરા છતાં તેમણે પોતાની ગાદી ટકાવી રાખી હતી. તેમના રાજ્યકાળ દરમિયાન કચ્છની એકંદર સ્થિતિ કેવી હતી, તેનો વિચાર કરતાં મહારાઓશ્રીની શક્તિનું સાચું માપ કાઢીશકાય તેમ છે. તેમના રાજ્યનાં પાછળનાં વરસો દરમિયાન ખેતીનો વિકાસ ઠીક સાધવામાં આવ્યો હતો.

કચ્છમાંથી સિંધ તરફ પણ અનાજ નિકાસ કરવામાં આવતું હતું. વસતીમાં કાંઈ ઘટાડો થયો ન હતો. અને વેપાર–રોજગાર ધમધોકાર ચાલતો હતો. વેપાર અને વાણિજ્યને તે સારો આશ્રય આપતા. માંડવીના કાંઠા ઉપર બંધાતાં સુંદર વહાણો માટે માંડવી બંદર તેમના સમયમાં સમગ્ર હિન્દુસ્તાનમાં પ્રખ્યાત બન્યું હતું. મહારાઓશ્રીને વહાણો બાંધવામાં બહુ ઊંડો રસ હતો. વહાણની બનાવટમાં બહુ ઝીણી ઝીણી વિગતો પોતે જાતે તપાસતા. માંડવીના કુરદા ઉપરથી કચ્છી ખલાસીઓથી જ સજ્જ થયેલું વહાણ ઈંગ્લાંડ જવા ઊપડયું હતું, અને સફળતાથી પાછું ફર્યું હતું. તે યશ મહારાઓશ્રી ગોડજીને ફાળે જ જાય છે. એટલું સ્પષ્ટ છે કે તે સમયે કચ્છ સમૃદ્ધિને શિખરે પહોંચ્યું, તેનું કારણ એ જ હતું, કે સાહસિક દરિયાઈ વ્યાપાર–રોજગારને તેઓ બહુ ઉત્તેજન આપતા હતા.

જે યુગમાં વ્યાપક રાજકીય અશાન્તિ પ્રવર્તતી હતી, તે જમાનામાં કચ્છ જેવી સ્થિરતા અને સમૃદ્ધિ ભોગવતા પ્રદેશો હિન્દુસ્તાનમાં ઘણા જ ઓછા હતા. મહારાઓશ્રી ગોડજી કદમાં ઠીંગણા, દેખાવે થોડા પ્રભાવશાળી તથા સામાન્ય સ્વભાવના હતા. પોતાના ખાનગી વ્યવહારમાં તો તે બહુ જ કંજૂસ હતા. તદુપરાંત એમના અનેક ઘાતકી કૃત્યોની એટલી તો વિસ્તૃત છાપ પડી છે, કે તેમણે સાધેલી કેટલીક અમોલી સિદ્ધિઓ પ્રમાણમાં ઢંકાઈ જાય છે. પોતાના મોટા સૈન્યને નિભાવવા માટે જોઈતા પૈસા તેઓએ એક પછી એક

એમ વીશ જેટલા દીવાનોને પોતાના સમયમાં જાનથી મારી નાખી, તેમની ગંજાવર મિલકત જપ્ત કરીને મેળવ્યા હતા. તેમને એટલી ખાતરી હતી, કે તેમણે અખત્યાર કરેલી નીતિથી તેમના ભાયાત કે આમ જનતા નારાજ થશે નહિ. કારણ કે દીવાનની કામગીરીનો પ્રકાર જ એવો હતો, કે મહદ્ અંશે લોહાણા કે વાણિયા જ્ઞાતિમાંથી તેઓની પસંદગી થતી.

રાજ્ય વહીવટ ચલાવવામાં તેઓ એટલી બધી સત્તાનો ઉપયોગ કરતા, તથા એટલી અઢળક સંપત્તિ તેઓ એકઠી કરતા, કે અમીર-ઉમરાવો તેમને માનની નજરથી જોતા ન હતા. આવા સંજોગોમાં દીવાનનું પતન થતાં કોઇ સ્થળેથી કાંઇ વિરોધ રજુ થતો નહિ. દીવાનપદેથી વિપુલ ધન એકઠું કરવાની તક મળતી, તેથી દીવાનની જગ્યા માટે જેટલા જોઇએ તેટલા ઉમેદવારો મળી રહેતા. પરંતુ જ્યારે દીવાનની જગ્યા માટે વેપારી વર્ગમાંથી પસંદગી થવાને બદલે કોઇ લશ્કરી અમલદાર નીમાતા ત્યારે આ પ્રથા નિષ્ફળ નીવડતી.



[ ૮ ]

# બ્રિટિશ સત્તાનું આગમન

મહારાઓશ્રી ગોડજી બીજા પછી તેમના મોટા કુંવર મહારાઓશ્રી રાયધણજી બીજા ગાદીએ આવ્યા. તે વખતે તેમની ઉંમર માત્ર ૧૪ વર્ષની હતી. એટલે તેઓ તેમનાં માતુશ્રી, મહારાણીના વર્ચસ્વ હેઠળ ઘણું ખરૂં રહેતા. દેવચંદ શેઠ નામના એક કુશળ લોહાણાના કારભાર હેઠળ મહારાણીની ખાનગી મિલકત ઘણી વધવા પામી હતી. અને દેવચંદમાં મહારાણીને એટલો વિશ્વાસ હતો, કે તેમણે દેવચંદ શેઠને દીવાન પદે સ્થાપવા સગીર મહારાઓશ્રીને સમજાવ્યા. એમ જણાય છે કે દેવચંદ શેઠ માટે આ કંઇ પ્રથમ વખત જ મળતું દીવાનપદ ન હતું. મહારાઓશ્રી ગોડજીના સમય દરમિયાન પણ તેણે આ પદ થોડે થોડે અંતરે ભોગવ્યું હતું. પણ આ જોખમ ભરેલે સ્થાને ઘણા દીવાનો આવતા ગયા, અને મરણના ભોગ પણ બનતા ગયા. પરંતુ દેવચંદ શેઠની બાબતમાં તેમ થવા નહોતું પામ્યું. કારણકે તેના પ્રમાણિકપણાને લઇને તેણે પોતા માટે ખાનગી ધન એકઠું કર્યું ન હતું, અને તેથી મહારાઓશ્રીને તેને મરાવીને તેની મિલકત જપ્ત કરવામાં કાંઇ લાભ મળે તેમ ન હતું.

જ્યારે જ્યારે આ ભયપ્રદ મહારાઓ તરફથી કાંઇ અયોગ્ય ફરમાન થતું, ત્યારે ત્યારે દેવચંદ શેઠ આગમચેતી વાપરી, માનમાં ને માનમાં રહી, નોકરી છોડી દેતા. કારણ મહારાણીની તેના પર કૃપા હતી, અને તેથી તે છટકી જઇ, જાન–માલ સહીસલામત રાખી શકતા. આ નવા દીવાન દેવચંદ શેઠને ઘણો અનુભવ મળ્યો હતો. તે મહારાણીશ્રીના મુન્દ્રા તાલુકાના ગરાસનો કુશળતાપૂર્વક વહીવટ કરતા હતા. એટલું જ નહિ, પણ રાજ્ય–વહીવટ પણ વખતો વખત તે ચલાવતા હતા. પ્રમાણિકપણા માટે તેમજ કુશળતા પૂર્વક રાજ્ય વહીવટ કરવા માટે, તે ખ્યાતિ પામ્યા હતા. તેમની દેખરેખ નીચે કચ્છનો રાજ–કારભાર નવીન પ્રણાલીથી સારી રીતે ચાલી રહ્યો હતો. કચ્છની સાર્વભૌમ સત્તા આ રીતે પુનઃ સ્થાપિત થઇ.

ભાયાતોને તાબામાં લેવાયા. દીવાન દેવચંદ શેઠની સુવ્યવસ્થાનો આધાર તેના ત્રણ આહોશ ભાઇઓ ઉપર હતો. એ ત્રણેની વફાદારીમાં તેને પૂર્ણ ભરોસો હતો. બીજો આધાર મહારાણી તરફથી તેને જે રક્ષણ મળતું રહેતું હતું તેના પર હતો. મહારાઓશ્રી રાયધણજી હજી તેમનાં માતુશ્રીનું કહ્યું માનતા હતા, પણ પ્રમાણિકપણે રાજ્ય વહીવટ કરનાર

કે દીવાનપદે કામ કરનાર માટે આ સમય અનુકૂળ ન હતો. કેટલાંયે સ્થાપિત હિતો એવાં જામી ગયાં હતાં, જે અંધાધૂંધી તથા લાંચ–રુશ્વતના વાતાવરણમાં જ ફાવી શકે. મહારાઓશ્રીના અંગ–રક્ષકનું દળ, જેમાં હબસી નોકરોનું વર્ચસ્વ ફરીને વધવા પામ્યું હતું, તેમને આવા કાયદા કાનૂનનો રાજ્ય વહીવટ જરા પણ ગમતો નહિ.

આ યુવાન મહારાઓની નજરમાં દેવચંદ શેઠની આબરૂ હલકી પાડવા માટે કેટલીક હલકા પ્રકારની અફવાઓ ઇરાદાપૂર્વક ફેલાવવામાં આવતી હતી. અને દેવચંદ શેઠને જાનથી મારી નાખવાનાં કાવતરાં પણ રચાતાં હતાં. માત્ર દેવચંદ શેઠ જ નહિ, પરંતુ તેના આખા કુળનો નાશ કરવાની યોજનાઓ ચાલતી હતી. આવા પ્રકારની અનેક ખટપટો વચ્ચે મહારાવ પણ એ અરસામાં મૂંઝાયલા જ રહેતા હતા, અને દીવાન દેવચંદ શેઠનું કાસળ કાઢવા જે કાવતરાં થતાં હતાં, તેમાં તેઓ વચમાં પડવા અશક્ત બની ગયા હતા.

આ કાવતરાખોરો હજૂરના અંગ રક્ષકદળના વડા જમાલ નામના એક મિયાણાનો ખાસ કરી ઉપયોગ કરતા હતા. તેણે શરુઆતમાં માનસંગ નામના દીવાનના ખાસ વિશ્વાસુ નોકરને ગિરફતાર કર્યો. સગીર વયના મહારાઓશ્રી તથા દેવચંદ વચ્ચેનો વ્યવહાર મુખ્યત્વે માનસંગ દ્વારા જ થતો હતો. આમ થવાથી થોડો વખત સુધી તો દીવાનનો મહારાઓશ્રી સાથે કાંઇ સંપર્ક રહ્યો નહિ. અને રાજ્ય–મહેલમાં શું બની રહ્યું છે, તે જાણવા પણ તેમની પાસે બીજું કાંઇ સાધન રહ્યું નહિ. માનસંગની ધરપકડની સાથોસાથ દેવચંદને તેમજ તેના ત્રણ ભાઇઓ, અનુક્રમે અંજાર, મુન્દ્રા તથા રાપરનો વહીવટ સંભાળતા હતા, તે બધાને એક સામટા પકડી લેવાની ગોઠવણ કરવામાં આવી હતી. અને તેનો અમલ પણ યોજના અનુસાર થયો. ચારે ભાઇઓને મારી નાંખવાનો નિશ્ચય થયો, અને તેમના શુભેચ્છકોમાંથી કોઈ તેમને બચાવવાના કાંઇ પ્રયાસ કરે તે પહેલાં જ તેમને જાનથી મારી નાખવામાં આવ્યા. દીવાનનાં નજદીકનાં સગાં લોહાણા ગૃહસ્થો પાસેથી પૈસાની મોટી રકમો પણ દંડ તરીકે પડાવી લેવામાં આવી, અને તે કાવતરાખોરોએ પોતે જ રાખી. પણ દીવાન દેવચંદનું ખૂન થવાથી ખાલી પડેલું રાજ્યતંત્રનું સર્વોચ્ચ સ્થાન સંભાળવાની જમાલમાં બિલકુલ શક્તિ ન હોતી. તેથી તુરત જ ભુજના કારભારનો વહીવટ કરનાર મરીચ નામના એક હબસીએ બધી સત્તા હસ્તગત કરી લીધી.

સગીર અવસ્થામાં જ આ હતભાગી મહારાઓનું ભાવિ તેના નોકરોના હાથમાં આવી પડયું. તેઓ માત્ર દેખાવમાં જ તેના નોકરો રહ્યા હતા. મહારાઓના ચારિત્ર–ઘડતરમાં અત્યાર સુધી તો તેમનાં માતુશ્રીનો સારો ફાળો હતો. પરંતુ હવે તો તેમની તબિયત પણ લથડવા લાગી હતી. મહારાઓની, તેમનાં માતુશ્રી પ્રત્યે અનન્ય લાગણી હતી. માતુશ્રીની જિંદગી બચાવવા તેમણે શક્ય તેટલા સઘળા પ્રયત્નો કરવામાં કશી ખામી રાખી ન હતી.

રાજ્ય–વૈદ્યની સારવારથી કાંઇ ફાયદો થયો નહિ, ત્યારે તેને પણ છોડી દઇ, મુંબઇથી એક અંગ્રેજ ડૉકટરને ખાસ બોલાવવામાં આવ્યા હતા. સંભવ છે કે કચ્છની ભૂમિ ઉપર

પગ મૂકનાર આ પહેલા જ અંગ્રેજ ગૃહસ્થ હતા. પરંતુ અંગ્રેજી દવાથી પણ મહારાણીને સારું ન થયું, અને આખરે તેઓ મરણ પામ્યાં. દેવચંદ શેઠના ખૂન બાદ તુરત જ મહારાણીનું પણ મૃત્યુ થતાં મહારાઓશ્રી ઉપર સારી છાપ પાડે એવો કોઇ શુભચિંતક રહ્યો નહિ. મહારાઓની આસપાસ હવે હલકી કોટીના એવા લોકો વીંટળાયા, જેમની એક જ નેમ હતી, કે રાજ્ય વહીવટમાં મહારાઓને રસ લેતા અટકાવવા માટે તેમને દરેક પ્રકારનાં વ્યસનો અને વ્યભિચારમાં ગરકાવ કરી દેવા. મહારાઓશ્રીએ પાછળથી મગજની સ્થિરતા ગુમાવી, અને તેથી તેમના વગોવાયેલા રાજ્ય કાળમાં ઘણી અનિષ્ટ ઘટનાઓ બનવા પામી તે બધાં માટે આ કુસંગત જવાબદાર છે.

સીદી મરીચની સત્તા ભુજમાં સર્વોપરી હતી. પરંતુ બધા તાલુકાઓમાં પણ સુવ્યવસ્થિત તંત્ર ચલાવી, સમગ્ર કચ્છના રાજ્યને ટકાવી રાખવાપૂરતો વહીવટી અનુભવ અને શક્તિ તે ધરાવતો ન હતો. પાટનગરમાંથી આવતાં મહારાઓનાં ફરમાનોની, તાલુકામાંના તેમના પ્રતિનિધિઓ અવગણના કરવા લાગ્યા, અને તેઓ સ્વતંત્ર જાગીરદારો તરીકે પોતાને સ્થાપતા થઈ ગયા. આમ થતાં ભાયાતો નાના મહારાઓ બની ગયા. અને પોતાને જ સર્વોપરી ગણવા લાગ્યા. રાજ્યમાં સર્વત્ર અંધાધૂંધી અને ગેરવ્યવસ્થા ફેલાવા લાગી. માંડવી, મુન્દ્રા અને અંજાર જેવાં, ગઢથી સુરક્ષિત બનેલાં શહેરોમાં ધનાઢ્ય વ્યાપારીઓનું ઠીકઠીક વર્ચસ્વ રહેવા પામ્યું હતું. અને તેવાં શહેરોમાં જ વ્યવસ્થા જેવું-કાંઇ દેખાતું હતું. ચાંચિયાઓની ટોળીઓ કચ્છના દરિયાકાંઠાના ભાગ ઉપર ફરીથી જમાવટ કરતી થઇ ગઇ. આ બનાવની કચ્છની રાજકીય સ્વતંત્રતા ઉપર આગળ જતાં ઘણી ખરાબ અસર થઇ. કારણ કે મુંબઇમાં રહેતા બ્રિટિશ સત્તાધીશોનું ધ્યાન ચાંચિયાના ઉપદ્રવને લીધે કચ્છ રાજ્ય તરફ ખેંચાયું, અને વખત જતાં રાઓશ્રી ખેંગારજીએ સ્થાપેલ કચ્છ–રાજ્ય ઉપર બ્રિટિશ વર્ચસ્વ આવ્યું તેની શરુઆત અહીંથી થઇ.

તાલુકાઓ ઉપર પાટનગરની કાંઇક પણ સત્તા પુનઃ સ્થાપિત કરવા માટે, મરીચે વાઘા પારેખ નામના એક બાહોશ વાણિયા ગૃહસ્થની મદદ મેળવી, કારણ કે કેન્દ્રની સત્તા મજબૂત હોય તો જ રાજ્યની ઘણીખરી મહેસૂલની વસૂલાત થઇ શકે તેમ હતું. પારેખ દીવાનપદ માટે યોગ્ય માણસ ન હતો. જો કે તેનામાં શારીરિક શક્તિ ઘણી જ હતી. પણ તેનામાં કુનેહ નહોતી. તેમ તે બહુ ઘમંડી હતો. સત્તા ઉપર આવતાંની સાથે જ પારેખે બે જાડેજા ભાયાત ખડા અને જીઆ નામના, જેઓ દેવચંદ તથા લોહાણા પક્ષના ટેકેદાર હતા, તેમના મુખ્ય ગામ પત્રી ઉપર હુમલો કર્યો. ખડા અને જીઆ સીદી–તંત્ર પ્રત્યે તિરસ્કાર બતાવતા હતા. છતાં પહેલો જ ઘા જાડેજા ભાયાત ઉપર કરવામાં ઘણું ગેરડહાપણ થયું હતું. વધારામાં ખડાના ગઢ ઉપર ઓચિંતો છાપો મારવામાં આવ્યો, અને પૂરતાં સાધન વગર ગઢનો બચાવ કરતાં-કરતાં ખડો માર્યો ગયો. જાડેજાઓ પોતાના ભાયાતના ખૂન બદલ વેર લેવા એકત્ર થયા. સીદી મરીચ ખૂબ ગભરાયો. અને પોતાનો મુખ્ય મદદનીશ વાઘો પારેખ, કે જેણે પ્રમાણથી વિશેષ ઉત્સાહ બતાવ્યો હતો, તેને પૂરો કરવાના ઇરાદાથી તલવાર વડે તેના પર હુમલો કર્યો. વાઘો પારેખ જો

કે ઘાયલ તો થયો, પણ વણિકની સ્વભાવજન્ય હોશિયારી વાપરી ભાગી છૂટ્યો; અને તુરત જ તેણે કચવાયેલા ભાયાતો તથા મહારાઓના અંગત હજૂરીઓને ખૂબીથી મનાવી લીધા અને મરીચ તથા ઘણા ખરા સીદીઓને કચ્છમાંથી દેશનિકાલ કરાવ્યા. વાઘો પારેખ પોતાના કમભાગ્યે આ કાવતરૂં પોતાની હયાતીમાં પૂરૂં કરાવી શક્યો નહિ. મહારાઓને સીદીઓ તરફ ઘણો જ પક્ષપાત હતો. પરંતુ તેમના પર ઘણું જ દબાણ થયું, ત્યારે સીદીઓને બરતરફ કરવાની તેમણે સંમતિ આપી હતી. છેવટે તેમની ખાસ મહેરબાનીનો અંગત નોકર જેનું નામ મસૂદ હતું, તેને પોતાની પાસે રાખવાનો તેમણે ખૂબ આગ્રહ કર્યો. બરાબર તક શોધી, થોડા સમય બાદ વાઘા પારેખનું ખૂન કરાવનાર આ જ સીદી મસૂદ હતો.

આ વખત દરમિયાન સિંધમાં જે ઝડપી બનાવો બનતા હતા, તેમાં કચ્છ ફરીથી સંડોવાયું. ઇ. સ. ૧૭૮૧ માં સિંધ ઊપર ચડી ગયેલી ખંડણી વસૂલ કરવા અફ્ઘાન લશ્કર સિંધ ઉપર ચડી આવ્યું. કચ્છમાં નિષ્ફળ નીવડેલા મીર બીજરે અહીં હુમલાખોરોને હઠાવવામાં એક કુશળ સેનાપતિ તરીકે સારી છાપ પાડી. સિંધી અમીર અબ્દુલ નબીખાનને ભય લાગ્યો, કે મીર બીજરની સત્તા ઘણી વધી જશે, એટલે બીજરનું તેણે ખૂન કરાવ્યું. પણ આનું પરિણામ એ આવ્યું, કે બીજરના દીકરા અબ્દુલખાન તાલપૂરે રાજ્યની લગામ ઝડપી લીધી.

કચ્છને વારંવાર પરેશાન કરનાર કલોરા વંશનો આ છેલ્લો સિંધી રાજા ખેલાત તરફ નાસી ગયો, અને પોતાના રાજ્ય ઉપર લેણી રહેતી બધી ખંડણીની રકમ ભરપાઇ કરી આપવાનું વચન આપી, અફ્ઘાનિસ્તાનના રાજા પાસેથી લશ્કરી મદદ મેળવી. જેવો તે પુનઃ સત્તારૂઢ થયો, કે તેણે પહેલું કામ અબ્દુલખાન તાલપૂરને મારી નાખવાનું કર્યું. પણ તાલપૂરના બીજા જાગીરદાર મીર ફતેહઅલીએ અબ્દુલ નબીખાન સામે બળવો કર્યો, અને તેને સિંધમાંથી નાસી છૂટવાની ફરજ પાડી. તે સિંધમાં ફરી પાછો આવવા પામ્યો જ નહિ. રાજસ્થાનમાં જોધપુરમાં તેણે આશ્રય લીધો.

જોધપુરના મહારાજાએ તેને ગાદી પાછી અપાવવામાં મદદ કરવાનું વચન આપ્યું. જોધપુર નરેશને આશા હતી, કે આ ચડાઈમાં કચ્છ પણ સાથ આપશે, એટલે એક બળવાન સૈન્ય સહિત તે રાધણપુર રસ્તે કચ્છમાં પ્રવેશ્યો. જોધપુરના લશ્કરનો કચ્છમાં યોગ્ય આદરસત્કાર કરવામાં આવ્યો પરંતુ કાંઇ ગણનાપાત્ર સહાય આપી શકે, તેવી તે વખતે કચ્છની હાલત નહોતી. આ બાબત જોધપુરના રાજા અને કચ્છ મહારાઓ વચ્ચે વાટાઘાટો ચાલતી હતી, તે દરમિયાન તક ઝડપી, મીર ફતેહઅલી તાલપૂરે પહેલો ઘા કર્યો. તેણે ઝડપથી રણ ઓળંગી, જોધપુરના લશ્કરની વાહન-વ્યવહારની વ્યવસ્થા તોડી નાંખી, અને કચ્છની હદમાં ચોબારી સુધી આવી પહોંચ્યો. એકાદ ઝપાઝપી થઇ, પણ તેનું ચોક્કસ પરિણામ આવ્યું નહિ. છતાં જોધપુરના લશ્કરનું નૈતિક બળ તૂટ્યું. અને તેના લશ્કરી માણસો આમ-વિસ્તારોમાં છેક ભુજ અને અંજાર સુધીના પ્રદેશમાં વેર-વિખેર થઇ ગયા.

દુશ્મનની આ પરાજિત પરિસ્થિતિનો લાભ, મીર ફતેહઅલી લઈ શક્યો નહિ. કારણ કે કલોરા વંશના રાજાને પાછો ગાદીનશીન કરવા માટે એક ભારે અફઘાન લશ્કર સિંધ પર ચડી આવ્યું હતું. એટલે મીર ફતેહઅલીને તુરત જ પાછું જવું પડયું. આખરે ગમે તેમ કરી અફઘાનિસ્તાન સાથે તેણે સંધિ કરી. અને ઇ. સ. ૧૭૮૩ માં અફઘાન રાજા શાહ ઝમાને શાહી ફરમાન કાઢી, ફતેહઅલીને સિંધના "રાયસ" તરીકે સ્વીકાર્યો. સિંધના તાલપૂર વંશનો તે સ્થાપક હતો. તેણે પોતના જીવન દરમિયાન ભયંકર ચડતી પડતી અનુભવી હતી.

ઇ. સ. ૧૭૮૭ માં તથા ૧૭૮૯ માં એમ બે વખત તેણે પોતાનું રાજ્ય પાછું મેળવ્યું ત્યાં સુધી કુટુંબ સહિત તેને આશ્રય મેળવવા માટે કચ્છમાં આવવું પડયું હતું. આ પ્રસંગે તે ભુજમાં કે અન્ય મોટા શહેરમાં ન રહેતાં ધીણોધરમાં કનફટા સાધુઓની જાગીરમાં તેમનો અતિથિ બન્યો હતો. એ બતાવે છે કે કચ્છમાં તે સમયે કેટલી ગેર-વ્યવસ્થા વિસ્તરતી જતી હતી. આટલી બધી પ્રતિકૂળતાઓ છતાં કચ્છ–સિંધ વચ્ચેના સંબંધ, વધારે અને વધારે ગાઢ તેમજ મીઠા બનતા જતા હતા.

ઇ. સ. ૧૭૮૪ માં મહારાઓશ્રી રાયધણું ૨૦ વર્ષના હતા, ત્યારે અસ્થિર મગજનાં ચિહ્નો તેમનામાં જોવામાં આવ્યાં. તે અસાધારણ શારીરિક બળ ધરાવતા હતા. એટલે તેમને લોકો પહેલવાન કહેતા, અને ઘણી વખત તો તેમની નજીક જવું તે પણ ભય ભરેલું કામ થતું. શરુઆતમાં જ તે એક મુસલમાન ફકીર, નામે મહમ્મદ સૈયદ (મહમ્મદ પન્ના) ની અસર નીચે આવી, મુસલમાન ધર્મ તરફ વળતા થયા હતા. આમ બનવામાં ખાસ કાંઇ નવીન ન હતું. કારણ કે જાડેજા વંશના કચ્છના રાજવીઓ જેટલું હિન્દુ ધર્મોના સંત પુરુષોનું માન રાખતા હતા, તેટલું જ મુસલમાન સંપ્રદાયના ઓલિયાં ફકીર તરફ પણ માન ધરાવતા હતા. પણ મહમ્મદ પન્નાએ મહારાઓ ઉપર જે પૂરેપૂરો કાબુ મેળવ્યો હતો, તે ઉપરથી એમ બોલાતું હતું, કે મહારાઓશ્રી ઉપર મમ્મદ પન્નાએ કાંઇક મેલી વિદ્યા અજમાવી છે. અને મહારાઓશ્રીનું મગજ પણ એટલું બગડી ગયું જોવામાં આવતું, કે આ જાતની અફવાઓ પ્રજાજનો સ્વીકારતા થયા હતા. તે ઉઘાડી તલવારે ભુજ શહેરની શેરીઓમાં પોતાના પઠાણ હજૂરીઆઓની ટોળી સાથે નીકળી પડતા, અને રસ્તામાં જે મળે તેને, ગમે તે નાત, જાત કે મોભાનો હોય તોપણ મારી નાંખવાની બીક બતાવી, ઇસ્લામ ધર્મ સ્વીકારવા ફરજ પાડતા. સારી સંખ્યામાં સારા સારા શહેરીઓ રસ્તામાં સહજ ભેટો થવાને કારણે મરણના ભોગ બન્યા હતા. અથવા તો સામનો કરવામાં ઘાયલ થયા હતા. વધારામાં એક સાધારણ બહાના હેઠળ ઓધવજી નામના રાજગોર બ્રાહ્મણ તરફ, તેમણે ખફાદષ્ટિ કરી, અને તેને જેલમાં નાખ્યો. આ બનાવ વિષે કાંઇ હકીકત સાચવવામાં આવી નથી.

જ્યારે ઓધવજીના રાજગોર જ્ઞાતિના પ્રતિષ્ઠિત બંધુઓ, મહારાઓશ્રીને અરજ કરવા એકત્રિત થઇને મહેલ પાસે આવ્યા ત્યારે મહારાઓશ્રી રાયધણજી ઉઘાડી તલવારે તેમના પર તૂટી પડ્યા. તેમણે ઘણા ખરાને ગંભીર રીતે ઘાયલ કર્યા, અને તેમની આલમિલ-

કેત લૂટી લેવાનો હુકમ કર્યો. આ બનાવ પછી એવું જણાય છે, કે વાણિયા અને બ્રાહ્મણો તરફ તેમની નજર બગડી, અને તેમને પકડી પકડીને બળજબરીથી મારફૂટ કરવાનું તેમણે શરુ કર્યું. આ બન્ને જ્ઞાતિઓનું જેમ હાલ છે, તેમ તે વખતે પણ માંડવીમાં પ્રબળ વધારે હતું. એટલે મહારાઓશ્રી તેમને હંમેશને માટે ટૂકા કરવા માંડવી ગયા. ત્યાં તેમણે મોટી સંખ્યામાં જીવહિંસા કરવાનું કાર્ય શરુ કર્યું. અને ત્યાર બાદ રામેશ્વરના મંદિરની મૂર્તિઓનું ખંડન કરવા પોતાની ઇચ્છા જાહેર કરી. તેમણે વાઘેશ્વરીની મૂર્તિ તરફ અસભ્ય વર્તન ચલાવ્યું.

આ મંદિર મહારાઓશ્રી ભારમલજી પહેલા (ઈ. સ. ૧૫૮૫ થી ૧૬૩૨) નાં કુંવરી કમાં બાઇએ બંધાવ્યું હતું. અને તેમાં વાઘેશ્વરીની મૂર્તિની સ્થાપના કરેલ હતી. મૂર્તિનું જે ખંડન કર્યું છે, તે હજી સુધી જોવામાં આવે છે. પણ માંડવીના શહેરીઓની તાકાત વિષે તેમણે પૂરતું માપ કાઢયું ન હતું. મોટી સંખ્યામાં માંડવીવાસીઓ એકઠા થયા અને મહારાઓશ્રી તથા તેમના પઠાણ લશ્કરીઓ ઉપર પથરા, ઈંટ, લાકડીઓ અને જે એવાં સાધનો મળ્યાં તે સઘળાંથી એવા તો જોશથી હુમલો કર્યો, કે મહારાઓશ્રી રાયધણજી જીવને જોખમે ઘોડેસવાર થઈ નાસી છૂટ્યા. આ ઝપાઝપીમાં તેમના બે પઠાણો માર્યા ગયા, અને ઘણા માણસો જખમી બની ગયા.

ભુજ પાછા આવીને મહારાઓશ્રીએ પહેલાંની માફક વર્તવું શરુ કર્યું. જુદી જુદી શેરીઓમાં તેઓ થોડાક પઠાણો સાથે નીકળી પડતા, અને જે પસાર થાય તેને બળજબરીથી મુસલમાનધર્મ અંગીકાર કરાવતા. જૂના મહેલની અગાસી ઉપરથી પોતાને જાણે મજાક થતી હોય તે રીતે રસ્તા ઉપરથી જે કોઇ પસાર થતો હોય, તેના પર બંદૂકની ગોળીઓ છોડતા. સઘળા ભાયાતોને ખાતરી થઇ ગઇ કે મહારાઓશ્રી, આવી રીતે વર્તવાથી આખા રાજ્યને બટ્ટો લગાડી બદનામ કરે છે. તેથી તેમને પકડીને નજર નીચે રાખવા નક્કી કર્યું. વાઘો પારેખ જે અતિશય સત્તા ધરાવતો હતો તેને પણ એમ લાગ્યું, કે રાજાને હવે કેદ કરવા જોઇએ. તેનો ભાઈ કોરો અંજારમાં કારભાર કરતો હતો, તેને ત્યાંથી ભુજ બોલાવ્યો, અને તે અંજારથી ૪૦૦ માણસની લશ્કરી ટુકડી લઇને એકાએક મહારાવશ્રીના મહેલના ચોગાનમાં દાખલ થયો.

મહારાઓશ્રી રાયધણજી પાસે ડોસલ વેણ નામનો એક જ જમાદાર હાજર હતો. બહુ જ સમયસૂચકતાથી અને ડોસલ વેણની મદદથી મહેલની ઉપલી અગાસીમાં તેઓ ચડી ગયા. ઉપર જઇને દાદરો તોડી નાંખ્યો, કે જેથી તેમને તુરત કોઇ પકડી ન પાડે. તેમના પોતાના અંગરક્ષકો જે ત્યાં સીદી મસુદની સરદારી હેઠળ હતા, તેમને બૂમો પાડીને બોલાવવાનો પ્રયત્ન કર્યો. થોડા સમયમાં વાઘો પારેખ અને તેનો ભાઇ કોરો પોતાના લશ્કર સહિત અંદર ધૂસ્યા. મહેલના નીચલા ભાગનો કબજો લીધો, અને ઉપર પહોંચવાને પોતાથી બનતું કરી રહ્યા હતા, પણ તેઓ ઉપર પહોંચે તે પહેલાં તો સીદી મસૂદ અને તેના પઠાણ લશ્કરીઓ આવી પહોંચ્યા. મસૂદે પોતાનું જૂનું વેર વાળ્યું. વાઘો પારેખ, કોરો પારેખ અને તેના સઘળા સાથીદારો છેવટ સુધી લડતા લડતા કપાઇ મૂઆ.

આ બનાવને પરિણામે કચ્છમાં થોડો સમય કરુણાજનક અંધાધૂંધી પ્રવર્તી રહી. રાજ્ય-વ્યવસ્થા જેવું કંઇ પણ ન રહ્યું. પાટનગર તરફથી જે નહિજેવા હુકમો થતા, તે પણ તાલુકાઓમાં ગણકારવામાં આવતા નહિ. રામજી ખવાસે સ્વતંત્ર બની માંડવી દબાવ્યું. મેઘજી શેઠની સરદારી હેઠળ અંજારે બળવો કર્યો. મુન્દ્રા, લખપત અને અન્ય મોટાં શહેરો પણ સ્વતંત્ર બની બેઠાં. ઠેકાણે ઠેકાણે ગેરવ્યવસ્થાને કારણે બંડો થવાં શરૂ થયાં. ધાડપાડૂઓએ લૂટફાટો શરૂ કરી. અને જમીનનું ખેડાણ-વાવેતર થતું અટકી ગયું. મિયાણા જાતિની લૂંટફાટ કરનારી ટોળીઓ બલિયારીમાં સંતાઇને સમગ્ર કચ્છમાં લૂટો ચલાવતી થઇ ગઇ. ગામડાંઓના સાધારણ પ્રતિષ્ઠિત લોકો અને વધારે પૈસાદાર ખેડૂતો રક્ષણ મેળવવા શહેરમાં આવીને રહેતા થયા. માત્ર મોટા ગરાસદારો જે મજબૂત ગઢોવાળાં ગામોમાં સુરક્ષિત રહેતા હતા, તેઓએ પોતાના હથિયારબંધ પેટા ગરાસદાર જૂથોને કારણે અને ભાડૂતી લશ્કરોને કારણે પોતાની જાગીરો જેમ તેમ ટકાવી રાખી હતી.

મહારાઓશ્રી પાસે જરા પણ પૈસો ન રહ્યો. ખજાનો તદ્દન ખાલી થઇ ગયો. કારણ તાલુકાઓમાંથી ભુજ કેન્દ્ર સ્થળે કંઇ પણ આવક આવતી ન હતી. કંઇ પણ રસ્તો જોવામાં ન આવતાં હવે છેલ્લા દાવ સ્વરૂપે જેઓ તેમની ઘેલછા અને ઉન્માદના કાળમાં પણ તેમને વફાદાર રહ્યા હતા, તેમના તરફ તેમણે નજર કરી. તેમના મુસલમાન ધર્મગુરૂ મહમ્મદ પન્ના અને વિશ્વાસુ જમાદાર સીદી મસૂદ બન્નેને તેમણે દેશનિકાલ કર્યા, કે જેથી તે બન્નેની મિલકત જપ્ત કરી શકાય. આવી રીતે પોતાનું ભલું ઇચ્છનાર મિત્રોથી સંબંધ બગાડવાને લીધે મહારાઓશ્રી રાયધણજી એકલા પડી ગયા. છતાં હિન્દુ લોકોનાં મંદિરો અને મૂર્તિઓને ભાંગફોડ કરવાની તેમની ઘેલછાભરી ઘાતકી પ્રવૃત્તિ તો વધતી અને વધતી જ હતી. આ કારણથી ભુજ શહેરના લોકો બહુ જ કચવાતા હતા.

રાજમહેલની રાણીઓ, સગાંવહાલાં અને તેમના અંગરક્ષક દળના અમલદારોએ તેમને કાબુમાં લેવા ઘણા પ્રયત્નો કર્યા, પણ કામયાબ ન નીવડવાથી તેમણે બહારથી મદદ લેવા નિશ્ચય કર્યો. મેઘજી શેઠ જે અંજારમાં કુલમુખત્યાર હતા, તેને તેમણે કહેવડાવ્યું, કે જો તમે અંજારથી લશ્કર સાથે ભુજ પર ચડી આવશો, તો ભુજના દરવાજા તમારા માટે ખુલ્લા રાખવામાં આવશે. મહારાઓશ્રી રાયધણજીએ જાહેર કર્યું હતું. કે અમુક દિવસે ભુજના તમામ હિંદુ મંદિરો અને એકે એક મૂર્તિ તોડી પાડવામાં આવશે. અને આ તરફ બરાબર તે જ દિવસે મસલત પ્રમાણે અંજારથી ભુજ પર હલ્લો કરવાનું ગોઠવાયું. જ્યારે મેઘજી શેઠ પોતાનાં લશ્કર સહિત દેખાયા ત્યારે તેમને આવકારવામાં આવ્યા, અને ભુજ શહેરે રાજીખુશીથી તેની સત્તા સ્વીકારી લીધી. મહારાઓશ્રી અને તેના પઠાણ રક્ષકો મહેલમાં ભરાઇ ગયાં, ત્યાં તેમના પર જોશભેર હુમલો શરુ કરવામાં આવ્યો. રાયધણજી વારંવાર પોતાનાં જીવને જોખમમાં મૂકીને પણ અતિ બહાદુરી ભરેલી રીતે સામનો કરતા રહ્યા. પણ ત્રણ દિવસની લડાઇ બાદ તેમના પઠાણ રક્ષકો શરણે આવ્યા. અને મહારાઓશ્રીને કેદ કરવામાં આવ્યા.

દેખીતી રીતે જ મહારાઓશ્રીના હાથમાં રાજ્યકારભાર રહેવા દેવો એ હવે સહી-સલામત ન હતું. એટલે તેમના નાના સાવકા ભાઇ પૃથ્વીરાજજીને તેમની ગાદી માટે પસંદ કરવામાં આવ્યા. પૃથ્વીરાજજી સગીર વયના હોતાં તેમની વતી રાજ્યવહીવટ ચલાવવા એક કાઉન્સીલ ઓફ રીજન્સી નીમવામાં આવી. તેમાં મેઘજી શેઠ અને ડોસલ વેણ મુખ્ય સભ્યો તરીકે રહ્યા. આ પ્રકારની વ્યવસ્થા કચ્છમાં અગાઉ કોઇ સમયે થઇ ન હતી. ગાદીપતિ રાજાની સત્તા એકાએક તૂટી પડતાં તેની જવાબદારી તાત્કાલિક અદા કરી શકે તેવી બીજી કોઇ સત્તાનો કચ્છમાં અભાવ હોતાં, ઉપર્યુક્ત ગોઠવણ કરવી અનિવાર્ય બની હતી. કચ્છના ગાદીનશીન મહારાઓને પદભ્રષ્ટ કરી, તેમના સ્થાને બીજા શાસકની નિયુક્તિ કરવાની, કે રાજાની વતી રાજ્યકારભાર ચલાવવા માટે કોઈ કાઉન્સીલ સ્થાપવાની ભાયાતોને કાંઇ પણ કાયદેસર સત્તા નહોતી.

આ સંજોગોમાં રીજન્સી કાઉન્સીલની રચના તેના નિયામકોના મત પ્રમાણે ગમે તેટલી વ્યવહારૂ હોય, છતાં જાડેજા ભાયાતોના વંશમાં આ પ્રથાને સમર્થન આપે તેવો કોઇ દાખલો નહોતો, તેમ કચ્છની ગાદીની પરંપરામાં પણ ભૂતકાળમાં આવી ગોઠવણ થઇ નહોતી. તેમની નજરમાં તો કાઉન્સીલ ઓફ રીજન્સીની સ્થાપના એટલે કેવળ રાજ્ય સત્તાને ઝૂંટવી લેવાનું જ કૃત્ય હતું. કાયદાની નજરમાં તો મહારાઓ રાયધણ જ હજુ કચ્છના રાજા હતા.

યુવરાજ કુમારશ્રી પૃથ્વીરાજજીને સામાન્ય રીતે, ભાઈજી બાવાના નામથી લોકો ઓળખતા. તેમને રાજ્યતંત્ર–સંચાલન માટે કાંઇ પણ સત્તા આપવામાં આવી નહોતી. રાજાની બધી સત્તા રીજન્સી કાઉન્સીલમાં કેન્દ્રિત થઈ હતી. જેને "બાર ભાઈ"નું નામ આપવામાં આવ્યું હતું. તેમાં કોઇ જાડેજા સભ્ય વર્ચસ્વ ધરાવતો નહોતો. મધ્યસ્થ સત્તા પુનઃ સ્થાપિત થઇ છે, એમ બતાવવા બાર ભાઇએ દેખાવ કર્યો. માંડવીનો વહીવટ પોતાના હાથમાં ચાલુ રાખવા બદલ રામજી ખવાસ પાસેથી મોટી રકમ વસૂલ કરી. અને બાર ભાઇની સત્તાને કચ્છની સર્વોચ્ચ સત્તા તરીકે માન્ય રાખવા તેને ફરજ પાડી. પરંતુ આ નવા શાસકો, કે જેઓનું સ્થાન કાયદાની નજરમાં રાજ્યસત્તા ઝૂંટવી લેનાર તરીકેનું જ હતું, તેઓ પણ તુરત જ અરસપરસ ઝઘડ્યા. કુમારશ્રી પૃથ્વીરાજજીનાં માતુશ્રી અમાંબાઇનો પક્ષ લઇ, મેઘજી શેઠે રોહા–ઠાકોર વેરસલજી સામે લશ્કર મોકલ્યું. આ વેરસલજીની પત્ની અમાંબાઈની સગી થતી હતી. તેના તરફ તે બહુ ખરાબ વર્તન ચલાવી રહ્યો હતો. કાંઈ પણ લડાઇ કર્યા વગર જ ઠાકોર વેરસલજીએ કબૂલાત આપી, કે હું મારી પત્ની પ્રત્યે તેના મોભાને છાજે તેવા આદરથી વર્તીશ, તથા તેને યોગ્ય પટ્ટો પણ આપીશ. પણ ભાયાતોની દુશ્મનાવટ વહોરવી પડે, એવું કાંઇ પગલું ભરવા બાર ભાઇ બિલકુલ તૈયાર નહોતા. એટલે મેઘજી શેઠને તેના સહકાર્યકરોએ આ કૃત્ય માટે સખત ઠપકો આપ્યો.

આ ટીકાથી મેઘજી શેઠને ખૂબ માઠું લાગ્યું. અને એક–બીજા વચ્ચે સમાધાન થઇ ગયું છે એવો ઢોંગ કરી, તેણે બધાને પોતાને ત્યાં ભોજન સમારંભમાં આમંત્રી, ઝેર

દઈ, મારી નાખવાનો નિશ્ચય કર્યો. પરંતુ આ કાવતરૂં તદ્દન નિષ્ફળ ગયું, અને શેઠ અંજાર નાસી જઈને ફરીથી પોતાનો સ્વતંત્ર કારભાર ત્યાં ચલાવ્યો. બાર ભાઈના સભ્યોમાં તે સૌથી વિશેષ શક્તિશાળી પુરુષ હતો, અને ભાઈજી બાવાનાં માતુશ્રીનો પણ તેને પૂરતો ટેકો હતો. તેના ગયા પછી 'બાર ભાઈ'ની કાઉન્સીલ નિર્બળ બની ગઈ. માંડવી-વાળા રામજી ખવાસ સાથે તે ભળી ગયો, અને બન્ને મળીને 'બાર ભાઈ' સામા થવાની ગોઠવણ કરી.

ડોસલ વેણુ તથા 'બાર ભાઈ'ના બીજાં સભ્યોએ પોતાની સત્તા ફરીથી જમાવવા માટેના પહેલા પ્રયાસ તરીકે માંડવીને તાબે કરવા નિર્ણય લીધો. મહારાણી અમાંબાઈએ અહીં શું બની રહ્યું છે, તેનાથી મેઘજી શેઠ અને રામજી ખવાસને વાકેફ રાખ્યા. અને ડોસલ વેણુની સરદારી નીચે માંડવીને તાબે કરવા જે લશ્કર જતું હતું, તેમાં યુક્તિ કરી પોતે પણ સામેલ થઇ ગયાં. પૂર્વયોજિત ગોઠવણ પ્રમાણે રામજી ખવાસે માંડવીનો કબજો મહારાઓની વતી મહારાણીને સુપરત કરવા સંમતિ આપી. ડોસલ વેણુને આ કાવતરાની ગંધ આવી હોય તોપણ આ દરખાસ્તમાં કોઇ પણ એવું અયોગ્ય તત્ત્વ ન હતું, કે જેનો તે વિરોધ કરી શકે. પરંતુ મહારાણી અમાંબાઇ જેવાં માંડવીમાં દાખલ થયાં, કે તે જ ક્ષણે તેણે માંડવીના ગઢના દરવાજા બંધ કરાવી દીધા, અને ભાઈજી બાવાના નામથી ઢંઢેરો પીટાવી, ડોસલ વેણુ અને બાર ભાઈઓને સત્તાવિહીન જાહેર કર્યા. સંજોગોના આ અચાનક પલટાથી બાર ભાઈઓને શું કરવું તે સૂઝયું નહિ, અને મેઘજી શેઠે અંજારથી મહારાણી અને રામજી ખવાસને મદદ કરવા માટે રવાના કરેલું લશ્કર, માંડવી આવી પહોંચે તે પહેલાં જ તેઓ ત્યાંથી નાસી છૂટ્યા. આથી માંડવીના થાણદાર તરીકે રામજી ખવાસનું સ્થાન પુનઃ સ્થાપિત થયું.

મહારાણી માંડવીમાં જ રહેવા લાગ્યાં અને ડોસલ વેણુ તથા બાર ભાઈના બાકીના સભ્યો, ભુજ પાછા આવ્યા. 'બાર ભાઈ' કાઉન્સીલના સભ્યો વચ્ચે ફરી પાછી તકરારો શરુ થઈ. પરિસ્થિતિ ખૂબ બગડેલી હતી, તેમાં વળી ભટ્ટી હમીર અને તુર્ક વાયદિના નામના 'બાર ભાઈ'ના બે સભ્યોએ પોતાનો જુદો જ પક્ષ બનાવી પરિસ્થિતિને વધારે ખરાબ કરી, અને યુક્તિ કરી મહારાઓશ્રીને કેદમાંથી છૂટા કરાવ્યા. ડોસલ વેણુ તથા 'બાર ભાઈ'ના બીજા સભ્યો તુરત જ જુદે જુદે સ્થળે નાસી ગયા. ડોસલ વેણે મુન્દ્રા દબાવી ત્યાં પોતાની સ્વતંત્ર સત્તા સ્થાપી. મહારાઓશ્રીને મુક્ત કરાવનાર પક્ષે, મેઘજી શેઠ તથા તેમના પક્ષની મદદ માંગી. આ બન્ને પક્ષોએ મળી થોડો વખત ભુજમાં સત્તા ચલાવી. ઇ. સ. ૧૭૮૬ નો આ સમય હતો.

મહારાઓશ્રી રાયધણજી તેમના મગજની સ્થિતિ અસ્થિર હોવા છતાં કોઇના બેસાડ્યા બેસે, અને ઉઠાડ્યા ઉઠે તેવા ન હતા, અર્થાત્ પરવશ ન હતા. યોર્ક અને લેન્કેસ્ટર પક્ષકારો ઘણાં વર્ષો અગાઉ જેમ "વોર્સ ઓફ રોઝીસ"ના વખતમાં ઈંગ્લાંડનાં નબળા મનના રાજા હેન્રી ૬ ઠ્ઠાનો ઉપયોગ કરવા માગતા હતા, તેવી જ રીતે કચ્છમાં રાજવીઓની ઊથલ-પાથલ કરવામાં જેઓ એક્કા હતા, તેવા મુત્સદ્દી સત્તાધીશો મહા-

રાઓશ્રી રાયધણજીનો ઉપયોગ કરી, પોતાનું ધાર્યું કરવા પ્રયત્નો કર્યા કરતા હતા. પણ તેમાં તેઓ જરા પણ ફાવ્યા નહિ. મહારાઓશ્રી રાયધણજી જે વખતે તેમનાં મગજની સમતુલા ખોઈ બેઠા ન હોય, તેવા થોડા થોડા વખત દરમિયાન બહુ જ સમયસૂચક અને ચાલાક પણ રહેતા. થોડા વખતમાં તેમને વહેમ ગયો, કે મેઘજી શેઠ પોતાને પદભ્રષ્ટ કરી સર્વોપરી સત્તા મેળવવા માગે છે, એટલે તેમણે જમાદાર ફતેહમહમ્મદ નામના એક બાહોશ પુરુષને પસંદ કરી, તેને પોતાનો કૃપાપાત્ર બનાવ્યો. એ વખતે હજુ ફતેહ-મહમ્મદ ઝળકી નીકળ્યો ન હતો.

જમાદાર ફતેહમહમ્મદની પસંદગી કરીને તો તેમણે સૌથી વધારે દક્ષતા બતાવી હતી. આ પ્રતિભાશાળી જમાદાર ફતેહમહમ્મદ ‍જેની કારકિર્દી કચ્છના ઇતિહાસમાં પૂરેપૂરી વર્ણવેલી જોવામાં આવે છે, તે ઘણાં વર્ષો પહેલાં સિંધમાંથી ઊતરી આવેલ સમા વંશના નોતિયાર કુટુંબનો એક યુવાન હતો. અસલમાં તો તેનું કુટુંબ સારી જમીન-જાગીર વગેરે ધરાવતું હતું. લશ્કરી ખમીર એ તેનો કૌટુમ્બિક વારસો હતો. પણ ફતેહ-મહમ્મદ હવે જાગીરદાર ન હતો. તે તદ્દન નિરક્ષર હતો.

જ્યારે મહારાઓશ્રીની નજર તેના પર પડી, ત્યારે તે ૨૦ પાયદળનો જમાદાર હતો. તેની શારીરિક શક્તિ જેટલી અદ્ભુત હતી, તેટલો જ અદમ્ય તેનો ઉત્સાહ હતો. થોડા જ વખતમાં મહારાઓશ્રીના કૃપાપાત્ર થવાને કારણે તેણે મેઘજી શેઠના તમામ લશ્કરને મેઘજી શેઠની વફાદારીમાંથી ખસેડી, મહારાઓશ્રી તરફ વાળી લીધું. આવી રીતે મહારાઓશ્રીના હાથમાં ફરીથી એક વખત ઘણીખરી સત્તા આવતી થઈ. જો તેમણે ફરી ઘેલછાને કારણે મન પરનો કાબુ ગુમાવ્યો ન હોત, તો તેઓ કચ્છની પૂરેપૂરી સત્તા પાછી મેળવી શક્યા હોત. પણ એક દિવસે જમાદાર ફતેહમહમ્મદ તેના હંમેશના રિવાજ પ્રમાણે હુકમ લેવા સલામે હાજર થયો ત્યારે મહારાઓશ્રી ખંજર લઈ, તેના પર તૂટી પડ્યા અને જો જમાદાર કુનેહથી સરકી શકે એવી તાકાતવાળો ન હોત, તો તે જ વખતે તે મૃત્યુનો ભોગ બનત. ફતેહમહમ્મદ પોતાનો જાન બચાવી નાસી છૂટ્યો. પણ મહા-રાઓશ્રી રાયધણજી, તેઓ ગાંડાઈ કરતા હોય કે ડાહ્યા હોય, પણ તેઓ જે જે કાર્યો કરતા તે બહુ જ આગ્રહપૂર્વક કરતા. એટલે તેઓએ જતું ન કર્યું, અને જમાદારનો પીછો પકડ્યો.

જમાદાર પોતાના કેટલાક અંગત પાયદળ લશ્કરી માણસો સાથે શહેરના ગઢમાંના એક સુરક્ષિત કોઠામાં ભરાઈ ગયો. બે દિવસ સુધી મહારાઓની સરદારી નીચે ગઢને ઘેરો ઘાલવામાં આવ્યો, તે સામે તેણે બહાદુરીથી ટક્કર ઝીલી બચાવ કર્યો.

આ ઘડી સુધી જમાદાર ફતેહમહમ્મદ મહારાઓશ્રીને તદ્દન વફાદાર રહ્યો હોય એમ જણાય છે. તેણે મહારાઓશ્રીની સત્તા છીનવી લેવાનો કદી પણ વિચાર કર્યો હોય એમ જણાતું નથી. પણ પોતાના માલિક તરીકે કોઈ પણ રીતે મહારાઓશ્રીથી મેળ થઈ શકે તેમ નહોતાં, અને મેઘજી શેઠ દુશ્મન હોતાં, જમાદારને ડોસલ વેણના પક્ષમાં ભળી જવાની ફરજ પડી. ફતેહમહમ્મદે મુન્દ્રા સંદેશો મોકલ્યો, અને ડોસલ વેણને ભુજ

ઉપર લશ્કર સહિત ચઢી આવવા સૂચના કરી. ડોસલવેણુ આવી ચડયો, અને શહેરનો કબજો મેળવ્યો. 'બારભાઈ'ના જે સભ્યો હજી પોતાના પક્ષમાં હતા, તે સઘળાને ફરી બોલાવ્યા. જમાદાર ફતેહમહમ્મદ તરફ ઉપકારની લાગણી બતાવવા તેને 'બાર ભાઈ' મંડળીનો એક સભ્ય બનાવ્યો. ૨૦૦ ઘોડેસવારના લશ્કરના સર્વોપરી સરદારપદે સ્થાપ્યો, અને મહારાઓશ્રીને ફરીથી કેદ કર્યા.

પણ ડોસલવેણુમાં સરદાર થવાની યોગ્યતા ફતેહમમ્મદે જોઈ નહિ. મહારાઓશ્રી રાયધણજી તરફના વર્તનમાં તે વિવેકહીન દેખાતો એટલું જ નહિ, પણ ભાઈજી બાવાને પણ તે તિરસ્કારતો અને રાજ્યતંત્રના શાસક તરીકે સ્વીકારતો નહિ. આ પ્રકારની ઉદ્ધતાઈ, એ ડોસલવેણુની નરી મૂર્ખાઈ જ હતી. મહારાઓશ્રીની સત્તા નબળી પડે અને પોતાની સત્તા અને કીર્તિ, વધે તો તેમ કરવા ભાયાતો બહુ ઇંતેજાર હતા. પણ રાજ્યની સત્તા ડોસલવેણુ જેવા લેભાગુના હાથમાં જવા દેવા તેઓ બિલકુલ તૈયાર નહોતા. વિચક્ષણ જમાદાર ફતેહમહમ્મદ શું થઈ રહ્યું છે તે તુરત સમજી ગયો, અને ભુજમાં રહેતા લશ્કરી અમલદારોને પોતાના પક્ષમાં લેવા માટે તેમની સાથે મિત્રાચારી બાંધવા લાગ્યો. આ પ્રમાણે ભુજમાં પોતા માટે સારી જેવી લાગવગ જમાવી, તે અબડાસા ગયો. ત્યાં ભાયાતોનું ઘણું જ પ્રબળ હતું. ત્યાં પણ તેણે જાડેજા જાગીરદારોને પોતાના મિત્ર બનાવ્યા. જાગીરદારો ડોસલવેણુને તો ધિક્કારતા જ હતા. અને જ્યારે ફતેહમહમ્મદે તેમને ખાતરી કરાવી, કે જાડેજા વંશનું રાજ્ય કચ્છમાં ફરીથી વ્યવસ્થિત બને એ ભાયાતોના પણ હિતમાં છે, ત્યારે તો તેને ચારેકોરથી પુષ્કળ ટેકો મળ્યો.

ડોસલવેણુ થોડા સમય માટે ભુજથી બહાર ગયો હતો તે તકનો લાભ લઈ, જમાદારે ભુજ જઈ ભાઈજી બાવાને યોગ્ય માન–મરતબા સહિત કચ્છના શાસક તરીકે જાહેર કર્યા, અને રાજ્ય–સત્તા પોતાના જ હાથમાં લઈ લીધી. આ કાર્યમાં જમાદારે ખૂબ કુનેહ વાપરી. ભાઈજી બાવા પ્રત્યે તે બહુ જ આદરથી વર્તતો, અને કાંઈ પણ પગલું ભરતાં પહેલાં તેમની સૂચના લેવા તે કદી ચૂકતો નહિ. જાડેજા ભાયાતોને રાજ્ય તરફથી મળતી રકમોમાં તેણે વધારો કર્યો, અને તેમના પ્રત્યે સંપૂર્ણ વિવેકભર્યું વર્તન રાખી, ભાયાતોમાંથી કોઈને પણ તેની અદેખાઈ ઉપજે તેવું ન થવા દીધું. વળી સૈનિકો પ્રત્યે પણ તેનો વર્તાવ પ્રોત્સાહક અને એક આદર્શ સરદારને છાજે તેવો હતો, તેની સાથે સૈન્યની શિસ્ત, શસ્ત્રસજાવટ તેમજ લશ્કરી જુસ્સો વધારવામાં ખૂબ રસ લઈને અને લશ્કરમાં વધારો કરીને, તે પોતે પણ એક સૈનિક છે, એ બતાવી આપ્યું. ડોસલવેણુને ત્યાર બાદ મુન્દ્રામાં જ રહેવા દીધો. પણ 'બાર ભાઈ'ના બાકીના સભ્યોને દેશનિકાલ કર્યા, અથવા તો કેદમાં પૂરી દીધા.

ઇ. સ. ૧૭૮૬ માં જમાદારે સંપૂર્ણ રાજ્યતંત્ર પોતાના હાથમાં લઈ લીધું. મહારાઓશ્રી રાયધણજીના ગાદીનશીન થયા પછી સમગ્ર કચ્છને, જે કુશળ માર્ગદર્શકની ખોટ પડી હતી, તે અધૂરાશ સર્વાંશે પૂરી શકે તેવાં તમામ તત્ત્વો જમાદારમાં હતાં. તેનામાં રહેલી તમામ અસાધારણ શક્તિઓની કસોટી થાય તેવી કચ્છની પરિસ્થિતિ તે વખતે

હતી. રાજ્યની આંતરિક વ્યવસ્થા ધીમે ધીમે તદ્દન તૂટી ગઇ હતી. પણ બહારથી આવતા લુટારાઓ અને ધાડપાડૂઓનો ત્રાસ જ્યારે વધ્યો, ત્યારે તો પ્રજાની લાચારી ખૂબ વધી ગઇ. ગુજરાત, થરપારકર અને સિંધથી આવી લુટારાઓ ગામડાંઓ લૂટતા, તેને કોઇ રોકી શકતું નહિ. ખાસ કરી વાગડમાં તો લુટારાઓએ ભયંકર નુકસાન કર્યું હતું.

તાલુકાના લોકોને સંપૂર્ણ સહીસલામતી આપવી, એ પ્રથમ કર્તવ્ય છે, એમ જમાદારે નક્કી કર્યું. તેણે વાગડમાં જ પડાવ નાખ્યો, અને બળવાન લશ્કર સહિત લુટારાઓ સામે લડવા લાગ્યો. પરિણામે થોડા જ સમયમાં સુવ્યવસ્થા ફરીથી સ્થપાઈ. જે જે જાગીરદારોએ લૂંટફાટ કરનારાં તત્ત્વોને ખાનગી રીતે આશ્રય આપીને વ્યાપક ગેરવ્યવસ્થાનો લાભ લીધો હતો, તેમની સાથે કડક હાથે કામ લેવામાં આવ્યું. તેમાંના એક સણવાના ઠાકોર હાજાજી ઉપર મોટું લશ્કર મોકલી, તેનો ગઢ તોડી, ગામ પણ લૂંટી લીધું, અને તેના કેટલાક આશ્રિતોનો નાશ કરવામાં આવ્યો અને બાકીનાઓને દેશપાર હાંકી કાઢવામાં આવ્યા. ઘણાં વરસો બાદ કેન્દ્ર સત્તાની લેણી થતી ખંડણીઓની વસૂલાત પણ કરવામાં આવી, લુટારાઓનાં એકેએક ગુપ્ત સ્થળ શોધી તેનો નાશ કરવામાં આવ્યો. વાગડમાં ભુજની સર્વોપરી સત્તાનો ફરીથી સ્વીકાર થયો. વાગડ તાબે થયા પછી કચ્છના બીજા તાલુકાઓમાં પણ તેમ જ કરવામાં આવ્યું. આખા કચ્છમાંથી ફક્ત બે શહેરોએ જ વિરોધ કર્યો. ડોસલવેણે મુન્દ્રાથી પ્રતિકાર કર્યો, કે તુરત જ તેને હરાવી મુન્દ્રાનો કબજો લઇ લેવામાં આવ્યો. અને ડોસલવેણુને થોડું સાલિયાણું બાંધી આપી, અબડાસામાં બિટ્ટા ગામે મોકલી દીધો.

મુન્દ્રાનો વહીવટ હંસરાજ નામના વણિકને સોંપવામાં આવ્યો. ડોસલવેણુ નીચે ફતેહમહમ્મદની સાથે હંસરાજ જ્યારે કામ કરતો હતો ત્યારે ફતેહમહમ્મદે તેને બચાવ્યો હતો. પણ માંડવીને તાબે કરવામાં મુશ્કેલી જણાઇ. આ શહેર ઘણું જ સમૃદ્ધ હતું. અને માંડવીના થાણદારે બહુ વગદાર સ્થાન ધરાવતા મિત્રોને પોતાના પક્ષમાં લઇ લીધા હતા. ચતુર જમાદારે આથી માંડવીની બાબતમાં ઉતાવળ ન કરતાં યોગ્ય તકની રાહ જોવાનું નક્કી કર્યું.

તે સમય દરમિયાન તેને બે અગત્યની બાબતો તરફ ખાસ તકેદારી રાખવી પડી. તે બન્ને કાર્યો પૂરાં કરવામાં રોકાઇ રહેવા છતાં કચ્છ રાજ્ય તંત્રને પુનઃ વ્યવસ્થિત કરવામાં અને બાહોશ તેમજ વફાદાર કર્મચારીઓ નીમી ન્યાયપૂર્વક રાજ્યતંત્ર ચલાવી, મહારાઓશ્રીની સત્તા સર્વત્ર સ્વીકારાય તેવી સુવ્યવસ્થા કરવામાં તેને ખાસ કંઇ નડતર પણ ન થઇ. તેણે વાગડમાં આખો યે ભચાઉ તાલુકો જીતી મહારાઓશ્રીની હકૂમતમાં ઉમેરી દીધો. અને સારી રીતે ત્યાં કારભાર ચલાવી કચ્છ રાજ્યના અન્ય સઘળા તાલુકામાં સૌથી વધારે સમૃદ્ધ અને સૌથી વધારે વસતીવાળો તાલુકો તેને બનાવી દીધો. ઉપર નિર્દેશ કરેલ બે અગત્યની બાબતો પૈકી પહેલી તો હતી નવાનગર રાજ્યમાં આવેલ બાલંભાની. આ બાલંભા એક વખત કચ્છનું થાણું હતું. અને તે મહારાઓશ્રી ગોડજી બીજાના સમય દરમિયાન જામનગરના જામે પચાવી પાડયું હતું. તે પર કચ્છની સત્તા પુનઃ સ્થાપિત

કરવાની જરૂર હતી. પરંતુ આ થાણું હસ્તગત કરવા કોઇ જોરદાર ગંભીર પ્રયત્ન કરવાને બદલે તેણે જામનગરના જામને તે માટે દરસાલ રીતસરની ખંડણી ભરવા માટે સખત દબાણ કર્યે રાખ્યું. અને તે ખંડણી વસૂલ કરવા લશ્કરી બળનો ઉપયોગ પણ દર વરસે ચાલુ રાખ્યો.

બાલંભાને દબાવી રાખનાર જામનગરનો જામ જમાદાર ફતેહમહમ્મદના લશ્કરનો સામનો પણ ન કરતો અને નિર્ભય બનીને તેને ખંડણી પણ ન ભરતો. એમ પણ મનાય છે કે જમાદાર ફતેહમહમ્મદને બાલંભાના પ્રશ્નનો નિવેડો લાવવા ખાસ આગ્રહ ન હતો, પણ પોતાના લશ્કરને સજ્જ રાખવા તેને કંઇક લડાયક પ્રવૃત્તિમાં રોકી રાખવાનું તેને વધારે પસંદ હતું. તેને લઇને કચ્છનો બાલંભા પરનો ખંડણીનો હક્ક આવી રીતે કાયમ રહે એટલાથી જ તેને પૂરતો સંતોષ હતો.

બીજો અગત્યનો પ્રશ્ન, જે તેને ખાસ જરૂરનો લાગતો હતો, તે લખપતને સમૃદ્ધ બંદર બનાવવાનો, અને ત્યાં મજબૂત કિલ્લેબંધી કરી તેને સુરક્ષિત કરવાનો હતો. આમ કરવાથી બે અર્થો એકી સાથે પાર પડે તેમ હતું. આવી મજબૂત કિલ્લેબંધી લખપત શહેરની હોય તો ભવિષ્યમાં સિંધ તરફથી આવતી દુશ્મનાવટવાળી ચડાઇઓનો અસરકારક રીતે સામનો કરી શકાય, અને બંદર સુવ્યવસ્થિત રહે, તો વ્યાપાર-રોજગાર પણ વધારી શકાય. સિંધના અમીરો આ વખતે જુદાજુદા પક્ષોમાં વહેંચાઇને, એકબીજાથી સ્વતંત્ર બની ગયા હતા. અને ઘણે ભાગે તો તેઓ માંહોમાંહે લડયા જ કરતા હતા. તેથી કચ્છ ઉપર તેમાંનો કોઇ નજર કરે એવો પણ સંભવ હતો. લખપતને જો ધીકતું બંદર કરી શકાય, તો સિંધુ નદીની પૂર્વ તરફ વહેતી શાખાઓના વિસ્તાર સાથે કુદરતી રીતે સારો વેપાર સ્થાપિત કરી શકાય, અને કચ્છને આબાદ પણ કરી શકાય તેમ હતું. ફતેહમહમ્મદ જે કામમાં હાથ નાખતો તે જરૂર પાર પાડતો. તે અનુસાર લખપતના બંદરની ખીલવણીનું કાર્ય પણ કુશળતાપૂર્વક તેણે પાર પાડ્યું. પણ જમાદાર પોતે અને કચ્છ રાજ્ય પણ આ મહાન કાર્યનાં મિષ્ટ ફળો થોડા વખત સુધી તો ચાખી શકયા નહિ.

હવે માંડવીના પ્રશ્નનો વારો આવ્યો. જમાદાર ફતેહમહમ્મદને સમજાઇ ગયું, કે આવા ધીકતા બંદરને સાધારણ રીતે જેમ કરવામાં આવે છે તેમ ઘેરો ઘાલી, હલ્લો કરી, કબજે કરવાનું અશક્ય જ હતું. જન્મદત્ત રાજકાર્યભાર કુશળ મુત્સદ્દીગીરીની દૃષ્ટિથી, તેણે એક યુક્તિ કરી. અને તેમાં તે ફતેહમંદ થયો. તેણે હંસરાજ શેઠને ખાનગી રીતે સૂચના કરી, કે મુન્દ્રાના બંદરમાં વહાણોનો એક કાફલો શસ્ત્રસજ્જ તૈયાર રાખવો, અને પૂર્વ આફ્રિકા અને રાતા સમુદ્ર તરફથી માંડવીના વ્યાપારીઓનાં જે વહાણો જર-ઝવેરાત અને કીમતી માલ ભરીને હરસાલ આવે છે, તે માંડવી બંદર તરફ આવે ત્યારે તેને અટકાયતમાં લઇ લેવાં. અને એ રીતે વહાણોને પકડી પાડી, મુન્દ્રા બંદરે લઇ જવામાં આવતાં. આમ થવાથી માંડવી બંદરનો તમામ દરિયાઇ વ્યાપાર સ્થગિત થઇ ગયો. માંડવીના વ્યાપારીઓએ આવી રીતે પાયમાલી વહોરી લઇ, પોતાનો વ્યાપાર જતો કરી, કચ્છના મહારાઓની સત્તાનો સામનો કરવામાં પોતાની શ્રીમંતાઇનું બળ વેડફી નાંખ-

વાનું કોઈ પણ રીતે પસંદ ન જ કર્યું. તેઓએ જમાદાર ફતેહમહમ્મદ સાથે વાટાઘાટ શરૂ કરી, સમાધાન કરવાનું નક્કી કર્યું. એકદમ તત્પરતાથી જમાદારે કબજે કરેલાં માલ સહિતનાં સઘળાં વહાણો એમને એમ કંઈ પણ શરતો કર્યા વગર પાછાં સોંપી દીધાં, અને તેને પરિણામે માંડવીના વ્યાપારીઓએ માંડવી શહેરનો કબજો ફતેહમહમ્મદના કર્મચારી સત્તાધીશોને સુપરત કર્યો. હંસરાજ શેઠે જે કુનેહથી આ કાર્ય પાર પાડયું હતું, તેના બદલામાં તેને માંડવી શહેરનો કબજો સોંપી કારભારીપદે સ્થાપ્યો.

પાટનગરની સત્તા નીચે માંડવી બંદર ફરીથી આવી જતાં, સમગ્ર કચ્છમાં પણ મહારાઓશ્રીની સર્વોપરી સત્તા ફરી સ્થાપિત થઈ, અને રાજ્યમાં સર્વત્ર શાન્તિ પ્રવર્તતી થઈ. જમાદાર ફતેહમહમ્મદે એવી કુશળતાથી રાજ્ય વહીવટ શરૂ કર્યો, કે દેશ પુનઃ સમૃદ્ધ બનવા લાગ્યો. કચ્છની સમૃદ્ધિ અને જાહોજલાલીના દિવસો શીઘ્ર પાછા આવશે, એમ હવે સ્પષ્ટ દેખાતું હતું. પરંતુ ગમે તેટલો શક્તિશાળી હોવા છતાં રાજ્યતંત્રમાં જમાદારની સત્તા ભાઈજી બાવાના દીવાન હોવાના કારણે જ હતી. ભાઈજી બાવા હવે ઉંમરલાયક થતા આવતા હતા, અને ફતેહમહમ્મદ તેમના તરફ પૂર્ણ વફાદારી અને અદબથી વર્તતો હતો. આમ છતાં જમાદારની લાગવગ તથા વર્ચસ્વ માટે તેને ઈર્ષા પેદા થતી ગઈ. આ દિશામાં મહારાઓશ્રી અને દીવાન વચ્ચે ગેરસમજૂતીથી ઘર્ષણ પેદા કરી, લાભ ઉઠાવનારા પણ ઘણા તકસાધુઓ ભુજમાં મોજૂદ હતા.

આ ખટપટીઓનો સરદાર મોડજી નામે એક જમાદાર હતો. ઇ. સ. ૧૯૦૧ માં ભુજના હમીરસર સરોવરમાં કોઈ આનંદોત્સવ ચાલી રહ્યો હતો, જેમાં ભાઈજી બાવાએ અતિશય મદ્યપાન કરી, જમાદર સાથે ઊધારો કજીઓ લીધો. જમાદાર ઉપર તેણે રાજ્યદ્રોહનો ગંભીર આરોપ મૂકી, ભયંકર ક્રોધાવેશમાં આવી તેના ઉપર હુમલો કર્યો. આ વાતને દેખીતી રીતે તો દાબી દેવામાં આવી, પણ ભાઈજી બાવાએ તુરત જ પોતાના ખાનગી ઉપયોગ માટે માંડવીની પેદાશ પોતાને સુપરત થવા માગણી કરી. આ માગણીનો અસ્વીકાર જ થયો. પણ ભાઈજી બાવાએ અને તેના પક્ષકારોએ હંસરાજને સમજાવી લીધો. ફતેહમહમ્મદ એક દિવસ લખપત તરફ ગયો હતો, તેનો લાભ ઉઠાવી, ભાઈજી બાવાએ ભચાઉના રક્ષણ માટે રખાયેલી લશ્કરી ટુકડીને બોલાવી, પોતાના અંગરક્ષક દળ તરીકે સાથે રાખી, તે માંડવી પર ચડી ગયા. અને હંસરાજે તેમને માંડવીમાં દાખલ પણ થવા દીધા. જમાદાર મોડજીએ ભચાઉની ટુકડીના સરદાર મહમ્મદ મિયાંને લશ્કર મોકલવા બાબત અગાઉથી સમજાવી લીધો હતો. આવી રીતે હંસરાજે માંડવી ઉપર ભાઈજી બાવાની હકૂમત જાહેર કરી, અને માંડવીમાં રહેતા લશ્કરને હાંકી કાઢયું. કારણ કે તે જમાદાર ફતેહમહમ્મદને જ વફાદાર રહ્યું હતું.

આ વખતે થોડુંક લશ્કર મેળવવા માટે મોરબીના ઠાકોર સાથે ભાઈજી બાવાએ વાટાઘાટો પણ શરૂ કરી દીધી. જમાદાર લખપતથી શીઘ્ર પાછો વળી આવ્યો, અને આશકરણ શેઠની સરદારી નીચે કચ્છ પર તોળાઈ રહેલ સૂચિત હુમલાનો પ્રતિકાર કરવાની તેણે તૈયારી કરી. મોરબીથી આવતું લશ્કર, ભાઈજી બાવાને માંડવીમાં મળે તે પહેલાં જ

તેને જમાદારે જબ્બર શિકસ્ત આપી. હંસરાજે મોરબીના લશ્કરને લેવા પોતાની એક ટુકડી મોકલી હતી, તેનો પણ સંપૂર્ણ નાશ કરી નાખવામાં આવ્યો. આ ઝળકતી ફતેહ છતાં પણ સંજોગો જમાદારથી વધારે અને વધારે પ્રતિકૂળ બનતા ગયા. કારણ કે હવે તે જે કાંઇ કરી રહ્યો હતો તે ભાઈજી બાવાના દીવાન તરીકે કરે છે, એમ કહી શકાય તેમ ન હોતું. લખપતમાં રહેતા તેના પોતાના જ લશ્કરી અમલદારને હંસરાજ શેઠે ફોડયો. પરિસ્થિતિની ડહાપણ ભરી તુલના કરી, જમાદારે આશકરણ શેઠને જ્યારે ફતેહ મળતી જતી હતી તે વખતે બોલાવી લીધો, અને ભુજના રક્ષણ માટે પોતાના પક્ષને સંગઠિત કરવા મંડ્યો.

ઈતિહાસમાં જેમ બનતું આવ્યું છે તેમ આ કટોકટી સમયે પણ જે જે લોકોને જમાદાર સાથે અણબનાવ હતો અને જેમને જમાદારના રાજવહીવટની કડક નીતિ પસંદ ન હતી, તેવાં સંખ્યાબંધ લોકો ભાઇજી બાવાના પક્ષમાં જોડાવા લાગ્યા. કુમારશ્રીના પક્ષમાં એટલા બધા માણસો ભળ્યા, કે તેઓ ભુજની બહાર એક પ્રચંડ લશ્કર પણ ઊભું કરી શકયા. ચતુર જમાદારે જોઇ લીધું, કે ભાઈજી બાવા સામે થવું તદ્દન નિરર્થક છે. એટલે તેણે સંધિ કરી, અંજાર અને ભચાઉના બદલામાં ભુજ શહેરનો કબજો સોંપી દીધો. પણ ભુજ છોડવા પહેલાં તેણે મહારાઓશ્રી રાયધણજીને કેદમુક્ત કર્યા. હવે તેમને સંભાળવાનું કામ ભાઈજી બાવા તથા હંસરાજને માટે બહુ વિકટ થઇ પડયું. ઇ. સ. ૧૮૦૧ ની સાલ પૂરી થઇ તે પહેલાં જ ભાઇજી બાવાનું અચાનક મૃત્યુ થતાં કચ્છની ડામાડોળ રાજકીય સ્થિતિ સવિશેષ વણસી. મહારાઓશ્રી રાયધણજીએ પોતાના ભાઇ પ્રત્યેના આદરને કારણે ઘણાં વર્ષો સુધી, કાંઇ ખાસ વાંધો લીધા વગર પોતા ઉપર મુકાયેલા અંકુશો સહન કર્યા હતા. પણ ભાઈજી બાવાના મૃત્યુ બાદ, પોતે જ રાજ્ય વહીવટ પુનઃ હસ્તગત કરવા આગ્રહ બતાવ્યો.

મહારાઓશ્રી પૂર્વવત્ ફરીથી ઝનૂની બન્યા અને દીવાન હંસરાજને મરણતોલ ઇજા પહોંચાડી. સહીસલામતી માટે હંસરાજ માંડવી નાસી ગયો. પણ મહારાઓશ્રી પાસે ન હતા પૈસા, કે ન હતી રાજ્યકારભાર ચલાવવાની શક્તિ. આ સંજોગોમાં હંસરાજને તુરત જ પાછો ભુજ બોલાવી લેવાની તેમને ફરજ પડી. હંસરાજે પાછા આવી વહીવટ સંભાળી લીધો. પણ યુક્તિથી મહારાઓશ્રીને પુનઃ અટકાયતમાં મૂકી દીધા. હંસરાજ જેવા વિચક્ષણ મુત્સદ્દીને સમગ્ર પરિસ્થિતિ જોતાં કચ્છના ભાવિ વિષે ઘેરી નિરાશા સિવાય બીજું કાંઇ દેખાયું નહિ. ઈસ્ટ ઇન્ડિયા કંપની તે સમયે ગુજરાત તથા કાઠિયાવાડના પ્રદેશોમાં પોતાનું વર્ચસ્વ ધીમેધીમે જમાવતી જતી હતી. તે જોઇ, આ કંપની સાથે કાંઇ કરાર કરવા માટે હંસરાજ ગંભીરપણે વિચાર કરવા લાગ્યો.

શરુઆતમાં મુંબઈ રાજ્ય પાસે તેણે એવા મતલબે દરખાસ્ત મૂકી, કે જો તેઓ ફતેહમહમ્મદ અને પોતા વચ્ચેના ઝઘડામાં વચ્ચે પડી, માનભર્યું સમાધાન કરાવી આપે, તથા મહારાઓશ્રીને તેમના મોભા પ્રમાણે વર્ષાસન બાંધી આપે, તો કચ્છનો પ્રદેશ કંપનીને સોંપી દેવા તે તૈયાર છે. પરંતુ આ પ્રયત્નોનું કોઇ ફળ આવ્યું નહિ. એમ

જણાય છે કે બ્રિટિશ લોકોને કચ્છના મામલામાં પડવાથી કાંઇ લાભ દેખાયો નહિ. તદુપરાંત મરાઠા લોકો પણ તે સમયે પોતાની સર્વોપરી સત્તા જમાવવા તેમની સામે તનતોડ પ્રયત્નો કરી રહ્યા હતા. તે જ વખતે કચ્છ જેવા પ્રદેશની જવાબદારી માથે લેવાનું બ્રિટિશરોને હિતાવહ લાગ્યું નહિ હોય, એમ સ્પષ્ટ સમજાય છે.

આ પ્રકારનું આમંત્રણ કંપનીને એ વખત મોકલવામાં આવ્યું. ઇ. સ. ૧૮૦૪ માં જમાદાર ફતેહમહમ્મદ અને હંસરાજે સંયુક્ત રીતે તે પેશ કર્યું. મુંબઇ સરકારે આ દરખાસ્ત ઉપર કાળજીપૂર્વક વિચારણા કર્યા બાદ તેનો અસ્વીકાર કર્યો. કારણ કે કચ્છના રાજ્યકારણમાં પડવાથી તેમને પોતાના માટે કાંઇ પણ ફાયદો જોવામાં આવ્યો નહિ. હવે જમાદાર ફતેહમહમ્મદ શાન્તિપૂર્વક અંજારમાં રહેવા લાગ્યો, અને જેમ તેણે લખપત બંદર બાંધ્યું હતું, તેમ તુણાના બંદરને બાંધવામાં પણ પોતાની બુદ્ધિ અને શક્તિ વાપર્યાં. પરંતુ આ બધું કામ કરવા માટે પુષ્કળ પૈસાની જરૂર હતી.

રાજ્યની મહેસૂલી આવક ઉપર હવે તેનો કોઇ પણ પ્રકારનો કાબુ નહોતાં, પોતાના પક્ષના જ માણસો પાસેથી, તે વારંવાર જરૂરી નાણાં જબરાઇથી કઢાવવા લાગ્યો. આ ધનિકોમાં આશકરણ શેઠ મુખ્ય હતો. તેને આ પ્રકારની વસૂલાતથી ગુસ્સો આવ્યો, અને અંજાર પર હલ્લો લઇ આવવા હંસરાજને કહેણ મોકલી, પોતે પણ તેના લશ્કરમાં જોડાઇ ગયો. પરંતુ ફતેહમહમ્મદના બળવાન લશ્કર સામે હંસરાજના લશ્કરનું કાંઇ ચાલ્યું નહિ, અને તેને ભુજ પાછા જવા ફરજ પડી. માંડવીનો કારભાર ચાલતો રાખવા હંસરાજને વારંવાર ત્યાં જવાની ફરજ પડતી. એક વખત તે જ્યારે માંડવી ગયો હતો, ત્યારે આશકરણ શેઠે તક ઝડપી તેના સામે બળવો પોકાર્યો. અને મહારાઓશ્રીને કેદમુક્ત કરી પોતે દીવાન બની બેઠો. આશકરણ શેઠ મોટી રકમની માગણી પૂરી ન કરે, ત્યાં સુધી તેના એક પુત્રને બાન તરીકે અંજાર રાખવામાં આવ્યો હતો. આ છોકરાને મુક્તિ અપાવવાના હેતુથી તેણે અંજારનો કબજો ઝૂંટવી લેવા ભગીરથ પ્રયત્નો કર્યા. પરંતુ આ વખતે પણ અંજાર તાબે કરી શકાયું નહિ. આશકરણ શેઠને જીલ્લાઓમાંથી એક પાઇ પણ મળતી નહિ, તેથી તેને નાણાની તંગી એકદમ સાલવા માંડી. અને શું કરવું તેની સૂઝ રહી નહિ. તેણે ભુજના સંખ્યાબંધ ધનાઢ્ય શહેરીઓની મિલકત જપ્ત કરવાની શરુઆત કરી. પરિણામે લોકોએ બંડ કર્યું, અને આશકરણ શેઠને મારી નાખવાની મહારાઓશ્રીની પરવાનગી તુરત જ મળી ગઇ. આ કમભાગી દીવાન જાન બચાવવા મહમ્મદશાહની મસ્જીદમાં સંતાઇ ગયો. અને પછી સિંધ તરફ નાસી છૂટ્યો. ઇ. સ. ૧૮૦૪ ની આ સાલ હતી.

થોડા વખત સુધી તો જમાદાર ફતેહમહમ્મદને ભુજ શહેરનો કબજો મેળવવા માટે સામનો કરે એવો કોઇ સબળ પક્ષ જોવામાં આવતો ન હતો. જમાદાર ભુજ તરફ આગળ વધ્યો, અને શહેરને તાબે કર્યું. પણ મહારાઓશ્રી રાયધણજીને તેના તરફ ઘણો અણગમો થઇ ગયો હતો. એટલે તેને હાંકી કાઢવાનો તેમણે નિર્ણય કર્યો. મહારાઓએ

જાતે તેનો સામનો કરવા હુમલાની સરદારી લીધી, અને આકસ્મિક રીતે તેમના પગને ગોળી વાગી. પરંતુ ત્યાર પછી જમાદારની સત્તા તુરત જ ફરીને ભુજ પર સ્થાપિત થઈ ગઈ.

મહારાઓને ઘાયલ કરવાનો તેનો ઇરાદો તો ન હતો, છતાં સાધારણ પ્રજાજનની દૃષ્ટિમાં પણ એથી જમાદાર ફતેહમહમ્મદની પ્રતિષ્ઠાને ધક્કો લાગ્યો. અને એક વખત તેના તરફ જે પ્યાર અને માનની લાગણી જોવામાં આવતાં હતાં, તે ફરી પેદા ન થઈ શકયાં. ભાઈજી બાવાની સગીર અવસ્થાના સમયમાં જે જનહિતકારી અને માનવતાભરી ભાવના જમાદારના રાજ્ય–વહીવટમાં દૃષ્ટિગોચર થતી હતી, તેથી તદ્દન ઉલટી અને દુઃખદ પરિસ્થિતિ તેના બીજી વારના રાજ્ય–વહીવટ દરમિયાન કચ્છના ઇતિહાસકારોએ વર્ણવેલ છે. આ કડક રાજ્ય–અમલનો સમય હતો, ઇ. સ. ૧૮૦૪ થી ૧૮૧૩ સુધીનો એટલે જમાદારના મૃત્યુની સાલ સુધીનો. જમાદારના રાજ્ય–વહીવટની આ વિરોધી નીતિ માટે ઘણા ખુલાસા દર્શાવવામાં આવે છે. એક મહત્વનો ખુલાસો એ છે, કે જમાદાર પર આવી પડતી કુદરતી આફતો અને તેની સાથે થયેલી કૃતઘ્નતાને કારણે તેનું મન ખાટું પડી ગયું હતું. સ્વભાવ ચીડિયો બની ગયો હતો. અત્યાર લગીના રાજ્ય–અમલના અનુભવને કારણે તેને ખાતરી થઇ ગઇ હતી, કે ત્રાસ અને ભય વગર કચ્છમાં કોઇ સંગીન સુવ્યવસ્થિત રાજ્યતંત્ર સ્થાપી શકાય તેમ નથી. એ એક કારણ સાધારણ રીતે માની શકાય તેમ છે. તેને જણાઈ ગયું હતું, કે જે જે માલિકોની તેણે પૂર્ણ વફાદારીપૂર્વક જાનને જોખમે નોકરી કરી હતી, તે તો નિષ્ફળ નીવડી હતી. તેણે પોતાના પેટાનોકરો તરફ અતિશય પ્રેમ દર્શાવ્યો હતો; પણ અણીને સમયે તેઓમાંના ઘણા ખરા તેને છોડી નાસી છૂટ્યાં હતા. માટે જ્યારે તેને બીજી વખત રાજ્ય કારભાર કરવા તક સાંપડી, ત્યારે તેણે હુકમનો અનાદર કોઇ ન કરી શકે તેવી કડક નીતિ અપનાવી. પણ તેના કમનસીબે એટલી તો ગેરવ્યવસ્થા વ્યાપી રહેલ હતી, કે કોઇને પકડી કેદ કરવાનું મુશ્કેલ બન્યું હતું.

દરેક તાલુકામાં કેન્દ્રસ્થ સત્તાનું ફરમાન કોઇ જરાપણ સ્વીકારતું નહતું. એટલું જ નહિ, પણ તેનો સામનો જ કરવામાં આવતો હતો. જન્મથી જ જમાદાર ફતેહમહમ્મદ એક સિદ્ધહસ્ત સૈનિક હતો, તેથી નાની કે મોટી દરેક મુશ્કેલીનો સામનો કરવામાં તેણે કડક અને સૈનિકને છાજે તેવી અફર નીતિ અપનાવી હતી. તેને જણાઈ ગયું હતું, કે સ્થાનિકે ઊભું કરેલું લશ્કર આફતને સમયે વફાદાર રહે, અને તેના પર ભરોસો રાખી શકાય એવું બની શકે તેમ નથી. તેથી તેણે સિંધ, રાજપૂતાના અને કાઠિયાવાડથી પગારદાર લશ્કર મંગાવવાનું શરૂ કર્યું. આ લશ્કરના માણસોને કોઇ સાથે કંઇ સંબંધ ન હોય, અને કચ્છમાં જમાદાર સિવાય કોઇ સાથે ઓળખાણ પણ ન હોય, તેથી તેણે કચ્છમાં એકહથ્થુ સત્તા સ્થાપવાનું નક્કી કર્યું. પણ લાંબા ઘેરા ઘાલવાને કારણે લશ્કરને કેટલીક વાર નિરાશા અને નુકસાની વેઠવાનો પ્રસંગ આવે, તેવી સ્થિતિ ઉત્પન્ન થાય તે તેને પસંદ ન હતું. લશ્કરનું બળ જેમનું તેમ કાયમ રહે, એ દૃષ્ટિએ ત્વરિત ઝપાઝપીઓમાં જ તે તેનો ઉપયોગ કરતો. માંડવી અને લખપત, જેના તરફ જમાદાર ફતેહમહમ્મદ વારંવાર ધસી રહ્યો હતો, તે જીતી લેવાના તેના પ્રયત્નો કદી મંદ પડ્યા ન હતા, તેનું કારણ આ હતું.

ઇ. સ. ૧૮૦૯ ની સાલમાં હંસરાજ શેઠ મૃત્યુ પામ્યો ત્યાં સુધી આ બન્ને બંદરી શહેરો તેના જ તાબામાં સ્વતંત્ર બની રહ્યાં. કચ્છમાં જે જે લોકો જમાદાર ફતેહમહમ્મદથી વિરુદ્ધ હતા, તે સઘળાને હંસરાજ પોતાના પક્ષમાં ભેળવી દેતો.

કચ્છના ઇતિહાસમાં ઇ. સ. ૧૮૦૯ ની સાલ જાડેજા વંશના મહારાઓ અને ઇસ્ટ ઇન્ડિયા કંપની વચ્ચે પહેલ વહેલા રીતસરના સંબંધ માટે જાણીતી છે. બ્રિટિશ લોકોની સત્તા ઇ. સ. ૧૮૦૯ સુધીમાં ગુજરાતમાં પૂરેપૂરી સ્થપાઇ ગઇ હતી. જે ગાયકવાડની સત્તા લગભગ સઘળાં કાઠિયાવાડનાં રાજ્યોમાંથી ખંડણી ઉઘરાવતી હતી, તે પોતે બ્રિટિશના પેટામાં આવતી થઇ હતી. કરનલ વોકર, જે વડોદરામાં બ્રિટિશ રેસીડેન્ટ તરીકે કામ કરતો હતો, તેણે કાઠિયાવાડના રાજવીઓ પાસેથી ગાયકવાડ જે ખંડણી વસૂલ કરતા હતા, તેને ચોક્કસ સ્વરૂપ આપ્યું. અને મરાઠા લશ્કરો જે બળજબરી અને જોરજુલમ વાપરી, વાર્ષિક ખંડણી વસૂલ કરતા, તે રીતનો તેને ઉપયોગ જરાપણ કરવો ન પડ્યો. બ્રિટિશ સત્તાધિકારીઓએ કચ્છ તરફ ખાસ તરકીબો ગોઠવી, દસ્તઅંદાજી કરવાની ચાલબાજી કરી હોય એવું દેખાતું નથી. તેમણે ઓછામાં ઓછા ત્રણ વખત તો ભાયાતોના પક્ષે થતા કજિયા પતાવવાના અને કચ્છનો કબજો લઇ લેવાના પ્રસંગોનો લાભ લેવા માટે નાખુશી બતાવી હતી. પણ ઇ. સ. ૧૮૦૪ થી ઇ. સ. ૧૮૦૯ સુધીમાં એવા પ્રસંગો બની ગયા, કે જેથી કંપનીની નજરમાં કચ્છની અગત્ય વધતી ગઇ. પહેલો પ્રસંગ એ હતો, કે સિંધના તાલપૂર અમીરો બ્રિટિશ સત્તા સામે સતત દુશ્મનાવટ બતાવતા રહ્યા હતા, અને વખતોવખત ધમકી આપતા હતા, કે ગુજરાતમાં બ્રિટિશ લોકોની સત્તાનો સામનો કરવા તેઓ કચ્છ મારફત લશ્કરો લાવી, લડાઇ ચાલુ રાખશે.

કચ્છ અને સિંધ વચ્ચેનો સંબંધ સારી મૈત્રીવાળો હતો. અને કચ્છમાં જમાદાર ફતેહમહમ્મદ અને દીવાન હંસરાજ શેઠ વચ્ચે ચડસાચડસીને કારણે કોઇ એક મક્કમ સત્તા ન હોવાથી, સઘળી નાની નાની જાગીરો પણ સ્વતંત્ર રીતે પોતાની સત્તાથીજ કામ કરતી થઇ ગઇ હતી. હવે સિંધના અમીરો જો કંઇ યુક્તિ અજમાવે તો કચ્છમાં તેઓ પોતાનું ધાર્યું કરી શકે તેમ હતું. એટલે પશ્ચિમ હિન્દમાં જામતી જતી બ્રિટિશ સત્તાને કચ્છની બાજુનો ભય તો લાગવા મંડ્યો હતો. ઉપર મુજબની ભયજનક સ્થિતિ ઊભી થાય કે ન થાય, પણ કમ્પની સરકાર એ ભૂલી શકે તેમ ન હતું, કે જમાદાર ફતેહમહમ્મદે એક વખત ટીપુ સુલતાન સાથે અને બ્રિટિશ લોકોથી જે દુશ્મનાવટ રાખતા હતા, તેવા રાજવીઓ સાથે મૈત્રી વ્યવહાર ચાલુ રાખ્યો હતો. (અંજારમાં જે તોપો તેમના સામે વપરાઇ હતી, તે શ્રીરંગાપટ્ટમથી આવેલ હતી.) પણ બીજો પ્રસંગ એવો બન્યો, કે તેમાં કંઇ શંકાને સ્થાન જ નહોતું. તે એ કે જે જે રાજ્યો બ્રિટિશ સત્તાના રક્ષણ હેઠળ હતાં, તેમને કચ્છમાંથી જમીન અને દરિયા બન્ને રસ્તેથી કનડગત થતી રહેતી હતી. ઓગણીસમી સદીના પહેલા દશ વર્ષ દરમિયાન વાગડ તાલુકામાંથી રણને રસ્તે કચ્છમાંથી કાઠિયાવાડમાં આવતા ધાડપાડૂઓ સતત લૂંટફાટ કરતા હતા. વધારામાં કચ્છ–રાજ્ય

તરફથી નવાનગર પર જે વસૂલાત લેવામાં આવતી, તેનો કચ્છ તરફના લશ્કરને બળે અમલ થતો જોવામાં આવતો હતો. ...

કંપનીની નજરમાં, ધાડપાડુઓ તરફથી થતી લૂંટો તેમજ નવાનગર પરની ચડાઈ, એ બન્ને માટે કચ્છને કંઇ પણ અધિકાર ન હતો. જમીનમાર્ગે થતાં આ આક્રમણો જેટલી જ વાંધા ભરેલી, કચ્છનાં બંદરોએથી અને ખાસ કરીને માંડવી બંદરેથી ચાંચિયા લોકો તરફથી થતી કનડગત હતી. આથી વહાણવટાને ત્રાસ થતો હતો. વેપાર-રોજગાર અટકી જતો, અને કંપનીના મિત્રો તથા પ્રજાજનોને આથી અગવડ અને નુકસાન વેઠવાં પડતાં.

કાઠિયાવાડનાં બંદરોમાંના ચાંચિયાઓ પણ આવી જ ત્રાસયુક્ત રંજાડ કરતા હતા. પરંતુ તેમને તો દાબી દઇ શકાતા હતા. કચ્છ કંપનીની હકૂમતમાં નહોતાં ત્યાંથી આવતા ચાંચિયાઓ સામે તેઓ કાંઇ કરી શકતા નહિ. વધારામાં, માંડવી બંદરે કચ્છના અખાતમાં પ્રવેશ કરતાં બધાં વહાણો ઉપર, ત્યાંના સત્તાવાળા તરફથી ભારે કર નાખવામાં આવતો, તેમાં બ્રિટિશ વહાણોનો પણ સમાવેશ થતો હતો.

ઉપર ઉલ્લેખ કરેલાં બધાં કારણોને લીધે કચ્છના પ્રદેશની અગત્ય ઈસ્ટ ઇન્ડિયા કંપનીને હવે જણાવા લાગી હતી. પરંતુ તે ઉપરાંત બીજી પણ એક ઘટના બનતી હતી, જે તરફ બ્રિટિશ લોકોનું લક્ષ ખેંચાયું હતું. બ્રિટનનાં પૂર્વ તરફનાં સંસ્થાનો છીનવી લેવા નેપોલિયન મથી રહ્યો હતો, અને તેથી ઈંગ્લાંડને ફ્રાન્સ સાથે વિગ્રહો ચાલી રહ્યા હતા. જે દેશી રાજાઓએ ઈસ્ટ ઇન્ડિયા કંપનીનું વર્ચસ્વ સ્વીકાર્યું નહોતું, તેવા રાજાઓને સંગઠિત કરી, બ્રિટિશ સામેનો એક મજબૂત વિરોધપક્ષ ઊભો કરવા ફ્રાન્સના રાજદ્વારી દૂતો હમણાં હમણાં ઠીક પ્રયત્નો કરી રહ્યા હતા. હિન્દુસ્તાનમાં જ્યાં જ્યાં બ્રિટિશ લાગવગ પ્રવેશ કરે, ત્યાં ત્યાં ફ્રેન્ચ અને અમેરિકન પ્રજાને પ્રવેશવા દેવી જ નહિ, એવી ચોક્કસ નીતિ બ્રિટિશ લોકોએ અખત્યાર કરી હતી. આ નીતિ અનુસાર સિંધમાં બીજા પરદેશીઓને કાયમ વસવાટ કરવા દેવા નહિ, એવો કરાર થયો. જો કે ત્યાંના અમીરો બ્રિટિશો પ્રત્યે શંકાશીલ જ રહેતા, અને દુશ્મનાવટ પણ રાખતા. કચ્છ સાથે આવા પ્રકારની કાંઇ ગોઠવણ કરવાનું વિચારણા હેઠળ હતું, એટલે કચ્છ તરફથી આવતાં ધાડાંઓને અટકાવવાની તાત્કાલિક ગોઠવણ કરવાની પણ જરૂરિયાત ઊભી થઇ.

કચ્છના ભૌગોલિક અલગપણાને લીધે અત્યાર સુધી બ્રિટિશરોની નજરથી તે બહાર રહ્યું હતું, પણ જ્યારે કાઠિયાવાડમાં બ્રિટિશ સંબંધો સ્થપાયા ત્યારે તો તેઓ લગભગ કચ્છને પાદરે આવી પહોંચ્યા એમ કહેવાય. અવારનવાર બ્રિટિશ રાજદૂતો કચ્છ તરફ મોકલાતા થયા. કેપ્ટન સેટન નામના એવા એક રાજદૂતે ઈસ્ટ ઇન્ડિયા કંપનીને ઈ. સ. ૧૮૦૪ માં તે સમયે જાડેજા રાજપૂતોમાં પ્રચલિત એવી દીકરીઓ "દૂધપીતી" કરવાની અમાનુષી રૂઢિ બાબત સવિસ્તર અહેવાલ મોકલ્યો.

ઓગણીશમી સદીના આ આરંભકાળમાં, ગુલામોની પ્રથાની નાબૂદી, તથા એવાં

બીજાં જન કલ્યાણનાં કાર્યો તરફ બ્રિટિશ પ્રજાનું લક્ષ વધારે અને વધારે ખેંચાતું હતું. તે વખતે કચ્છમાં ચાલતી બાળહત્યાની આ વ્યાપક પ્રથા સામે કંપનીના નોકરોમાં પણ ભયંકર ઘૃણા અને તિરસ્કારની લાગણી પેદા થાય એ સ્વાભાવિક હતું. આ પ્રથા નાબૂદ કરવા માટે કર્નલ વોકરે કાઠિયાવાડના રાજાઓની પ્રથમ સંમતિ મેળવી, ઇ. સ. ૧૮૦૭ માં જમાદાર ફતેહમહમ્મદને કચ્છમાંથી આ ઘાતકી રિવાજ બંધ કરવા સંદેશો પાઠવ્યો. જમાદારને સંખ્યાબંધ રાજકીય મુશ્કેલીઓ તે સમયે મૂંઝવી રહી હતી. વળી વિના કારણે જાડેજા ભાયાતોની દુશ્મનાવટ તે વધારવા પણ માગતો ન હતો. એટલે તેણે આ બાબતમાં દરમિયાનગીરી કરવા ના પાડી, અને કહ્યું, કે દીકરીઓને દૂધપીતી કરવાની પ્રથા ઘણા લાંબા કાળથી ચાલી આવે છે, અને તેને ધર્મનો ટેકો પણ છે. સર્વત્ર ફેલાતી જીવદયાની પ્રવૃત્તિઓનો લાભ કચ્છમાં પણ વિસ્તારવો જોઇએ, એવું મંતવ્ય ધરાવનારાઓને, જમાદારના આ અસ્વીકારે કચ્છમાં દરમિયાનગીરી કરવા માટે જરૂર પડે તો એક વધુ સબળ કારણ પૂરૂં પાડયું. પરંતુ જાડેજા મહારાઓ સાથેના કરારોમાં આ બાળહત્યાની પ્રથા નાબૂદ કરવાની શરતનો સમાવેશ કરવામાં બ્રિટિશરોને થોડો સમય વ્યતીત થઇ ગયો. આ વખત દરમિયાન ઇ. સ. ૧૮૦૯ માં બ્રિટિશરોને એમ સ્પષ્ટ જણાયું કે કચ્છના રણ મારફત, કાઠિયાવાડમાં આવતા લુટારાઓ, પછી ભલે તે દરબારના લશ્કરના માણસો હોય, કે ધાડપાડૂઓ હોય, તેમને અટકાવવાની, ચાંચિયાગીરી નાબૂદ કરવાની તથા પરદેશીઓની લાગવગ અટકાવવાની તાત્કાલિક જરૂર છે.

સમગ્ર કચ્છ માટે સ્વીકૃત થાય તેવો કરાર કરી શકે, તેવી એકહથ્થુ સત્તાની કચ્છમાં તે સમયે હસ્તી નહોતાં કર્નલ વોકરને જમાદાર ફતેહમહમ્મદ તથા દીવાન હંસરાજ સાથે જુદી જુદી વાટાઘાટો કરવી પડી. બંનેનું એમ જ કહેવું હતું, કે અમે મહારાઓશ્રી રાયધણજીની વતી રાજ્ય–કારભાર ચલાવી રહ્યા છીએ. આ સંજોગોમાં કર્નલ વોકરના પ્રતિનિધિ તરીકે કેપ્ટન ગ્રીનવુડે ઇ. સ. ૧૮૦૯ ના ઓકટોબરની ૨૬ તથા ૨૮ મી તારીખે જમાદાર ફતેહમહમ્મદ તથા દીવાન હંસરાજ સાથે જુદા જુદા કરાર કર્યા. જેમાં તેમણે બન્નેએ નીચેની શરતોનું પાલન કરવાની બાંહેધરી આપી.

‘દરબારના લશ્કરને રણ ઓળંગી, કાઠિયાવાડમાં આવવા દેવું નહિ. નવાનગર કે બીજા કોઇ રાજ્ય સાથે તકરાર ઊભી થાય, તો લવાદને તેનો નિર્ણય સોંપવો. ચાંચિયાગીરીને દબાવી દેવી, અને તેવા ગુનાઓ જેમની સામે સાબિત કર્યા હોય તેમને કચ્છની હદમાંથી દેશનિકાલ કરવા, તથા કોઇ યુરોપિયન કે અમેરિકન સત્તાધીશને કચ્છમાં વસાહત કરવા દેવી નહિ.’ જમાદાર કરતાં હંસરાજને બ્રિટિશો તરફ વધારે સદ્ભાવ હતો. તેનું સ્થાન સુરક્ષિત નહોતું, એ પણ તેનું કારણ હોઇ શકે.

ઇ. સ. ૧૮૦૯ ના નવેમ્બરની ૧૨ મી તારીખે, હંસરાજે કંપનીના એક આડતિયાને માંડવીમાં ૪૦ માણસોની ટુકડી રાખવા અને તેના પોતાના ખરચે માંડવીમાં થાણું રાખવા વિનંતિ કરી. આ ઉપરાંત, માંડવી અને તેની નીચેના વિસ્તારને કંપનીના રક્ષણ નીચે મૂક્યાં તથા તે ઉપર જો હુમલો થાય તો તેના સામના માટે કંપનીના લશ્કરની

બે ટુકડીઓ, આ કામ માટે અલગ રહે, તેવી પણ તેણે ગોઠવણ કરી. સિવાય કંપનીને મંજૂર હોય તેવા પ્રકારની ફતેહમહમ્મદ સાથે પણ સમજૂતી કરવાની તેણે કબૂલાત આપી. પરંતુ આ દરખાસ્તો કંપનીએ સ્વીકારી કે થોડા સમય બાદ, હંસરાજ મરણ પામ્યો. તેના ભાઈ ટોકરજી કે તેના પુત્ર શિવરાજે આ કરારને અમલમાં મૂક્યા નહિ.

ઈ. સ. ૧૮૦૯ માં થયેલ કરારો પૈકી એકેનો અમલ થઈ શક્યો નહિ. આ કરારો દ્વારા બ્રિટિશ સરકારને કેટલીક બાંહેધારીઓ આપવામાં આવી હતી. અને એ જ તેનો મુખ્ય મુદ્દો હતો. આ કરારોને લીધે જ કચ્છ બ્રિટિશ સત્તા સાથે સીધા સંપર્કમાં આવ્યું. આ કરારોમાં રહેલી બાંહેધારીઓનું પાલન ન થતાં કચ્છની આંતરિક બાબતોમાં બ્રિટિશરોને દખલગીરી કરવા માટેનો રસ્તો ખુલ્લો થયો. હંસરાજ શેઠના અનુગામીઓએ ચાંચિયા લોકોને દબાવવાને કંઈ પણ પગલાં ન લીધાં. આ કચ્છના ચાંચિયાઓને માંડવી અંદરના આગળ પડતા વેપારીઓનું રક્ષણ હતું. કારણ કે ચોરી અને દરિયાઈ લૂંટના માલમાંથી તેમને ભાગ મળતો હતો, એમ બ્રિટિશ સત્તાવાળાઓને શંકા હતી. ચાંચિયા જવલ્લે જ પકડાતા, અને પકડાતા ત્યારે પણ લગભગ દરેક પ્રસંગે તેઓ કાંઈ ને કાંઈ આકસ્મિક કારણને લીધે હવાલતમાંથી છટકી જતા.

જમાદાર ફતેહમહમ્મદ પણ કંપની સાથેના આ કરારો હોવા છતાં પોતાની રીતે કરારો તરફ લક્ષ રાખ્યા વગર વર્ત્યે જતો હતો. તેણે રાધનપુર પાસેનું એક સમૃદ્ધ ગામ લૂટી લીધું. અને મોટું લશ્કર લઈ, નવાનગર પર ચડાઈ કરી. ખંડણી જેવા પ્રશ્નોની છણાવટ પણ હથિયારના બળે કરવાનો તેનો નિર્ણય હતો. પણ તેને ખબર થઈ, કે કેરનલ વોકર નામનો એક કંપનીનો અમલદાર બ્રિટિશ લશ્કરની સરદારી લઈ, કચ્છ પર ધસી આવે છે, ત્યારે જ નવાનગરથી તે પાછો ફર્યો.

ઉપર મુજબની મિત્રતા ભરેલી ચેતવણી, સુંદરજી શેઠ નામના એક કચ્છી ગૃહસ્થે આપી હતી. સુંદરજી શેઠની કારકિર્દી અતિ જ્વલંત હતી. કાઠિયાવાડ ખાતેના બ્રિટિશ કંપનીના એજન્ટ તરીકેનો માનકારી અને આર્થિક દૃષ્ટિએ ઘણો લાભદાયી હોદ્દો તે ધરાવતો હતો. ઘણા નબળા સંજોગોમાં તેણે જીવનની શરુઆત કરી હતી. પણ થોડા વખતમાં ઘોડાઓના વ્યાપારમાં બહુ સારી નિપુણતા પ્રાપ્ત કરી, તે શાહ સોદાગર બન્યો હતો. આ વ્યાપાર તે માંડવીબંદરેથી કરતો હતો. એવું બન્યું કે બે બ્રિટિશ વ્યાપારીઓ શસ્ત્ર સરંજામ વેચવા કચ્છમાં મહારાઓશ્રી પાસે આવ્યા, પણ તે વખતે જે અંધાધૂંધી ચાલતી હતી, તેમાં તેઓ કેટલાક લાગવગવાળા હજૂરી વર્ગના અમલદારોની દુશ્મનાવટના ભોગ બન્યા. અને ગુપ્ત જાસૂસોના આરોપ હેઠળ પકડાઈ કેદી બન્યા. સુંદરજી શેઠ મુંબઈમાં વ્યાપાર કરતી બ્રિટિશ પેઢીઓ સાથે સંપર્કમાં આવ્યો હતો. તેને ખાતરી થઈ, કે આ બન્ને બ્રિટિશ વ્યાપારીઓ નિર્દોષ છે. તેથી શેઠે તેમને કેદમાંથી છોડાવ્યા, અને સહીસલામત મુંબઈ પહોંચાડવાની ગોઠવણ કરી આપી.

આ બન્ને બ્રિટિશ સજ્જનોએ પોતા પર થયેલ ઉપકારના બદલામાં સુંદરજી શેઠ ફરી મુંબઈ ગયા ત્યારે તેમને બ્રિટિશ લશ્કરી વડાઓ સાથે ઓળખાણ કરાવી આપી. અને

કચ્છ–કાઠિયાવાડમાંથી જે સારા ઘોડાઓ, બ્રિટિશ લશ્કર માટે ખરીદવામાં આવતા તે સુંદરજી શેઠ મારફત ખરીદવાનું નક્કી થયું. આ કામ માટે તેને ઘણી સારી રકમ આપવામાં આવતી. તે વખતના ઘોડાઓ પૂરા પાડનાર ઇજારદારોમાં શેઠ મોખરે આવ્યા. અને કંપની સરકારના અમલદારો સાથેના વ્યવહારમાં તેણે એટલી તો હોશિયારી બતાવી, અને એટલું પ્રમાણિકપણું દાખવ્યું, કે ગાયકવાડના કાઠિયાવાડના રાજ્યોમાં જે હિતસંબંધો હતા, તેની પતાવટ કરવામાં કંપનીએ સુંદરજીને મદદ માટે રોક્યા હતા. પણ તે પોતાની જન્મભૂમિ કચ્છને કદી ભૂલ્યા ન હતા. કોટેશ્વર, આશારમાતા, ધીણોધર, રાવળપીર તથા બીજાં અનેક પવિત્ર મંદિરોના બાંધકામમાં તેણે ઉદાર હાથે મદદ કરી હતી. આ મંદિરો આજે પણ તેમની યાદ તાજી કરાવી રહ્યા છે.

સુંદરજી શેઠની સૂચના મળ્યા પછી, જમાદાર ફતેહમહમ્મદે રણની પેલી પાર, કંપનીના વર્ચસ્વ નીચેના વિસ્તારો ઉપર કોઇ આક્રમણ કર્યું નહિ. પરંતુ વાગડના ધાડપાડૂઓને લૂટફાટ કરતાં તે રોકી શકયો નહિ. અથવા તો તેની ઇચ્છા નહોતી. તેણે આ કાર્ય માટે કેટલાક દરબારી થાણાં સ્થાપ્યાં. પણ લુટારાની ટોળીઓ ઉપર તેથી કાંઇ ધારેલી અસર થવા પામી નહિ. કારણ કે તેઓ થાણાંઓ વચ્ચેથી સરકી જઇ, કાઠિયાવાડમાં લૂટ ચલાવવા ટેવાયલા હતા. કંપનીએ જ્યારે આ બાબત સખત વાંધો લીધો, ત્યારે જમાદારે સૂચન કર્યું, કે લુટારાઓની પ્રવૃત્તિઓને રોકવા માટે સૌથી શ્રેષ્ઠ માર્ગ એ છે, કે રણની સામે પાર પણ ચોકીઓ સ્થાપવી જોઇએ. આ પ્રમાણેની ભલામણ કર્યા પછી તુરત જ તેણે સાંતલપુર પાસે દરબારી થાણું પણ રાખી દીધું. આમ થવાથી ૧૮૦૯ માં થયેલ કરારનો ભંગ થાય છે, એમ જ્યારે કંપની તરફથી જમાદારને કહેવામાં આવ્યું, તથા સાંતલપુરમાંથી થાણું ઉઠાવી લેવા સૂચના આપવામાં આવી, ત્યારે જમાદારે સ્પષ્ટ જણાવ્યું કે લુટારાઓની પ્રવૃત્તિ માટે હું હવે જવાબદાર રહીશ નહિ. કેટલાક નામચીન ધાડપાડૂઓના સંબંધમાં એમ પણ કહેવાય છે, કે તેઓ જમાદારના માગવા મુજબ પૈસા આપતા અને જમાદાર તેમને રક્ષણ આપતો.

આવાં ધાડાં કચ્છ તરફથી જમીન તેમજ દરિયાઇ માર્ગે કાઠિયાવાડમાં ત્રાસજનક થતાં ગયા, એટલે કંપનીની ધીરજ ખૂટવા આવી. ઇ. સ. ૧૮૧૨ ના અંતમાં લેફ્ટેનન્ટ મેકમર્ડો નામના એક અંગ્રેજ રાજદૂતને માંડવી મોકલવામાં આવ્યો. તેણે જમાદાર ફતેહમહમ્મદ તથા શિવરાજને સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું કે, જો દરિયામાં પ્રવર્તતો કચ્છી ચાંચિયાઓનો ઉપદ્રવ તથા રણ રસ્તે કાઠિયાવાડ ઉપર આવતા લુટારાઓના ધાડાંઓ સત્વર નાબૂદ થશે નહિ, તો કચ્છ સામે આકરાં પગલાં લેવામાં આવશે. આ મેકમર્ડો સાથે એક બળવાન કાફલો મોકલવામાં આવ્યો હતો. સિંધની બાજુએ આવેલાં બધાં કચ્છનાં બંદરોનું બારીક નિરીક્ષણ કરવાની તથા સિંધમાં કરાચી તેમજ સિહરામાં શું બની રહ્યું છે, તેની કાળજી પૂર્વક તપાસ કરવાની તેને કંપની તરફથી સૂચના મળી હતી. મેકમર્ડોના તાબામાં એ વખતે બળવાન નૌકાદળ હોતાં તે બહુ સારો પ્રભાવ પાડી શકયો.

લેફ્ટેનન્ટ મેકમર્ડો એક અસાધારણ પ્રતિભાશાળી પુરુષ હતો. કચ્છ વિષેના તેના

બારીક અભ્યાસને લીધે તે પ્રકાશમાં આવવા લાગ્યો. તેની અગત્ય વધતી ગઈ. થોડા સમય બાદ તેને કેપ્ટનની ઊંચી પદવી પર ચડાવવામાં આવ્યો. કચ્છી ભાષા ઉપર તે સંપૂર્ણ પ્રભુત્વ ધરાવતો હતો. બહુ પ્રચલિત લોકમાન્યતા પ્રમાણે તેને કંપનીના દૂત તરીકે રીતસર મોકલવામાં આવ્યો તે પહેલાં તે સાધુવેષે કચ્છમાં રહી ગયો હતો. અને એ રીતે તે અંજારમાં પ્રવેશી શક્યો હતો. ત્યાં થોડો સમય ગાળી જુદા જુદા રાજકીય પક્ષોનું કેટલું બળ છે, તેનું માપ તે કાઢી શક્યો. આ પ્રકારની માહિતી કંપનીને ખૂબ જ ઉપયોગી નીવડી હશે. લોકમાન્યતા પ્રમાણે તો મેકમર્ડો કચ્છના પ્રજાજીવન સાથે એટલો તો ઓતપ્રોત થઈ ગયો, કે તે ભૂરિયા બાવા તરીકે ઓળખાવા લાગ્યો. કોઈ કોઈ સ્થળે તો તે મહાન સંત છે એમ પણ મનાતું. આ વાતોમાં ગમે તેટલું તથ્ય હોય, પણ એટલું તો નિઃશંક છે, કે મેકમર્ડોએ કચ્છની પરિસ્થિતિને વિષે સારી માહિતી સંપાદન કરી હતી. અને કચ્છી પ્રજા તરફ તેને ખૂબ સદ્‌ભાવ હતો. આ પ્રમાણે કચ્છની હકીકતથી સંપૂર્ણ વાકેફગાર બની, તેણે લગભગ બાર મહિના સુધી સતત પ્રયત્નો કર્યા, અને એવા પ્રકારની કાંઈ સમજૂતી કરાવવા ધાર્યું, કે જેથી કંપનીને પણ સંતોષ થાય, અને કચ્છની સ્વતંત્રતાને પણ આંચ ન આવે. પણ સંજોગો પ્રતિકૂળ હતા. શિવરાજ સાથેની વાટાઘાટોમાં તેને બાંહેધરીઓ તો મળતી હતી, પણ તેનો એકેનો અમલ થતો નહિ. જમાદાર ફતેહમહમ્મદે તો બ્રિટિશ સત્તાની એટલે દરજ્જે અવગણના બતાવી, કે કેપ્ટન ફેલન નામના એક બ્રિટિશ અમલદારનું ખૂન કરી, નવાનગરથી કચ્છ તરફ નાસી આવેલ સિંધી ગુન્હેગારને તેણે ભુજમાં આશ્રય આપ્યો.

ઇ. સ. ૧૮૧૩ ના ઓગસ્ટની ૧૩ તારીખ સુધીમાં તો કંપનીની બધી ધીરજ ખૂટી ગઈ. કંપની સરકારે જમાદાર ફતેહમહમ્મદને આખરી તાકીદ આપીને જણાવ્યું, કે રણ મારફત થતી ધાડો તાત્કાલિક અટકાવવામાં આવશે નહિ, તો ઇ. સ. ૧૮૦૯ માં થયેલ કરારનું પાલન કરાવવા સખત પગલાં લેવામાં આવશે.

જમાદાર ફતેહમહમ્મદ આ પત્રનો જવાબ વાળી શકે તે પહેલાં જ ઇ. સ. ૧૮૧૩ ના ઓકટોબરની તારીખ પાંચમીના રોજે તે પ્લેગની ગાંઠ નીકળવાને કારણે જિન્નતનશીન થયો. આ ભયાનક ઉપદ્રવ ઇ. સ. ૧૮૧૨ માં પ્રથમ વાર જ કચ્છમાં દેખાયો હતો, અને ઘણા મહિનાઓ સુધી ચાલુ રહી, શહેરોમાં ઘણી જિંદગીઓનો તેણે ભોગ લીધો હતો. સંજોગો પણ તેનો ફેલાવો કરે તેવા પ્રકારના હતા. કારણ કે ભુજ અને માંડવી વચ્ચે માંહોમાંહે લડાઈ ચાલુ રહેવાને કારણે, અને સ્થાનિક પક્ષો વચ્ચે સત્તા ખૂંચવી, પચાવી પાડવાના ઝગડાઓને કારણે, ગામડાંઓમાં અંધાધૂંધી પ્રવર્તતી હતી તેને લઈને લોકો શહેરોમાં રક્ષણ અર્થે આવીને વસતા થયા હતા. ત્યાં વસવાથી, ઠેરઠેર ઉભરાતા લુટારાઓથી, છેવટ દૂર તો રહી શકાય, એમ તેઓ માનતા હતા. ચોક્કસ સંખ્યાની નોંધ મળી શકે તેમ નથી, પણ તે વખતના અડસટ્ટા મુજબ લગભગ અર્ધી પ્રજા આ પ્લેગના દરદનો ભોગ બની હતી. આ દરદ કચ્છમાંથી ગુજરાત, કાઠિયાવાડ તરફ આગળ ફેલાયું, અને ત્યાં પણ લગભગ તેટલો જ કેર વરસાવ્યો.



જમાદાર ફતેહમહમ્મદનો મકબરો–ભુજ

ક્રમભાગ્યે સમગ્ર કચ્છ પર ઊતરેલા આ કોપે પણ કચ્છની વ્યાપક ગેરવ્યવસ્થામાં કંઇ સુધારો અને શાંતિ પેદા ન કર્યાં. જમાદાર ફતેહમહમ્મદે જે સત્તા કડકાઇથી સ્થાપી હતી, તે તેના બન્ને મોટી વયના પુત્રો હુસેન મિયાં અને ઇબ્રાહીમ મિયાંને શાન્તિપૂર્વક પ્રાપ્ત થઇ. જમાદાર ફતેહમહમ્મદે તેના પાછલા વખતમાં રાજ્યકારભારમાં કુશળ એવા એક શકિતસંપન્ન, બ્રાહ્મણ જ્ઞાતિના ગૃહસ્થ, મહેતા જગજીવન ઉપર સારા પ્રમાણમાં ભરોસો મૂકી, રાજ્યવ્યવસ્થા ગોઠવી હતી, અને પોતાના મરણ સમયે પોતાના બન્ને વારસદારોને જગજીવન મહેતા પર વિશ્વાસ રાખવા ભલામણ કરી હતી.

જગજીવન મહેતા પરના જમાદારના વિશ્વાસને કારણે કેટલાંક રાજ્યદ્વારી વર્તુલોમાં તેના તરફ ઇર્ષાનું વાતાવરણ પેદા થયું હતું. જમાદારની પત્ની જે મુન્દ્રાવાળા મહમદ મિયાંની સગી થતી હતી તેને આ બ્રાહ્મણ મુત્સદ્દી તરફ તિરસ્કાર હતો. ઇબ્રાહીમ મિયાં નાનો ભાઇ હતો, પણ તે હુસેન મિયાં કરતાં વધારે હોશિયાર અને વધારે અભિલાષાઓ સેવનાર હતો. જગજીવન મહેતા હદ ઉપરાંત સત્તા ભોગવે છે, એવું મંતવ્ય ધરાવનાર વ્યક્તિઓની સાથે તે સંમત થતો. જમાદાર મૃત્યુ પામ્યા કે તુરત જ તેના વિશ્વાસુ સલાહકારનું ખૂન કરવા એક કાવતરૂં રચાયું, પણ તે ફળીભૂત ન થયું. કારણ કે અંગરક્ષક દળના આરબ સિપાહીઓ જગજીવન મહેતાને પસંદ કરતા હતા, તેથી તેનો બચાવ કરવા તેઓએ નિર્ણય કર્યો હતો.

આ સમયે કચ્છમાં પહેલી અને છેલ્લી વાર હિન્દુ અને મુસલમાન પક્ષો સત્તા છીનવી લેવા સામસામે આવી ગયા હતા. ઘણી સદીઓ સુધી કચ્છમાં ધાર્મિક પક્ષો વચ્ચે કદી ઝગડા થવા પામ્યા ન હતા. ઉભય ધર્માવલંબીઓ સલાહ–સંપથી રહેતા હતા. જાડેજા વંશના લોકોમાં હિન્દુ અને મુસલમાન મહાપુરુષોને સમાનભાવથી પૂજવામાં આવતા હતા. હિન્દુ અને મુસલમાન ધર્મના નિયમાનુસાર ધાર્મિક ક્રિયાઓ અને ઉત્સવો કરવામાં આવતાં હતાં. બન્ને ધર્મો તરફ સમભાવ રાખવામાં આવતો હતો. પણ આ વખતે મહારાઓશ્રી રાયધણજીના ઘેલછા ભરેલા મગજે, મુસલમાન ધર્મના ઓલિયાઓની ઉગ્ર તપવાળી ક્રિયાઓ તરફ વધારે પડતું વલણ અખત્યાર કર્યું હતું. તેઓ હવે શેરીઓમાં ફરતા રહી, પસાર થતા હિન્દુઓને તલવારને બળે ઇસ્લામ ધર્મ સ્વીકારવા આગ્રહ નહોતા કરતા, પણ તેને બદલે કલાકોના કલાકો સુધી, ફકીરના લિબાસમાં બેસી, કુરાનની આયતોનો પાઠ કરતા હતા, અને તસબી ફેરવતા હતા. પોતાના મહેલમાં એક મસ્જિદ બંધાવી હતી, અને તેમાં કબર પણ ખોદાવી તૈયાર કરી હતી. અને ચોક્કસ રીતે વસિયત કરી હતી, કે પોતે જ્યારે મૃત્યુ પામે ત્યારે તેના દેહને ઇસ્લામની ધાર્મિક ક્રિયાઓ પ્રમાણે ઉપરોક્ત કબરમાં દફન કરવામાં આવે. આ એક મોટી નવીનતા હતી, અને દરેકને તેથી આશ્ચર્ય થતું હતું. જાડેજા વંશના રાજવીઓને રાજપૂત રિવાજ પ્રમાણે હંમેશ અગ્નિસંસ્કાર કરવામાં આવતો. આ કમનસીબ મહારાઓ જેની માનસિક અસ્થિરતાને કારણે દુઃખનાં ઘણાંઘણાં વાદળો કચ્છ પર તૂટી પડયાં હતા, તે તેના મહાન દીવાન

જમાદાર ફતેહમહમ્મદના અવસાન બાદ એક જ મહિનાની અંદર ઈ. સ. ૧૮૧૩ ના ઑકટોબરની ૩૦ મી તારીખે સ્વર્ગવાસી થયા.

મહારાઓશ્રીની સૂચના અનુસાર, ઇબ્રાહીમ મિયાંએ મહારાઓના મૃત દેહને દફન કરવાની તયારી કરી, પરંતુ રાજ્યમહેલમાં ઉપસ્થિત રહેલા રાજપૂત ભાયાતોએ જગજીવન મહેતાના નેતૃત્વ નીચે મૃત દેહનો બળજબરીથી કબજો લઈ લીધો, અને પરંપરાગત ચાલતી વિધિ અનુસાર તેનો અગ્નિસંસ્કાર કર્યો. આથી જમાદાર ફતેહમહમ્મદનો પક્ષના મુસલમાનો તથા રાજપૂતો વચ્ચે વૈમનસ્ય સ્પષ્ટ રીતે વધતું ગયું, અને મહારાઓ શ્રી રાયધણજી બીજા પછી રાજ્યગાદી પર કોણ આવે, એ પ્રશ્ન પરત્વે પક્ષાપક્ષીએ વધારે ઉગ્ર સ્વરૂપ પકડયું.

મહારાઓશ્રી રાયધણજીએ પોતાના વારસ તરીકે કોઇની ખાસ નિયુક્તિ કરી નહોતી. સાધારણ રીતે ગાદી માટે તેમના કુંવર માનસિંહજી અથવા સ્વ. ભાઈજી બાવાના કુંવર લધુભાની શક્યતા જોવામાં આવતી હતી. મહારાઓશ્રી રાયધણજીના જીવનકાળમાં જ લધુભાને ગાદી વારસ તરીકે કેટલાક લોકોએ સ્વીકાર્યો હોય એમ જણાય છે. લધુભા જે હાલે ૧૨ વરસના હતા તે પોતાનાં પિત્રાઈ માનસિંહજી, જેની ઉંમર ૧૮ હતી, તેની સાથે ઊછર્યા હતા. પણ શ્રી રેઈકસે નિવેદન (જુઓ બોમ્બે ગવર્નમેન્ટ સિલેકશન્સ XV. ૨૦) કર્યું છે, કે ઈ. સં. ૧૮૦૯ માં કર્નલ વોકરે કરેલ કરાર, મહારાઓશ્રી રાયધણજી તથા તેના વારસદાર તરીકે લધુભા સાથે સંયુક્ત રીતે થયા હતા. આ નિવેદન શ્રી અચિન્સનનું મૂળ પ્રકાશન (Treatees VI, 1085) જોતાં આધારહીન દેખાય છે. રાજ્યગાદી કોને આપવી, એ પ્રશ્નનો નિર્ણય ખરેખર લેવાયો જ નહોતો. તેથી પોતપોતાના પક્ષના ઉમેદવારને ટેકો આપવા બન્ને પક્ષો સામસામા ગોઠવાઇ ગયા. આ બન્ને કુંવરો વચ્ચે બહુ સારી મિત્રાચારી ચાલુ રહી હતી. અને તેમના કહેવાતા શુભચિંતકો શું કહી રહ્યા હતા, તેથી તેઓ બન્ને અજ્ઞાત હતા. માનસિંહને કુમારી કેસરબાઇ નામે એક શક્તિશાલી અને સૌન્દર્યવતી બહેન હતી. ઇબ્રાહીમ મિયાં એમના પક્ષમાં હતો.

ઇબ્રાહીમ મિયાંના હાથમાં જેવી રાજ્ય–સત્તા આવી, કે માનસિંહ અને તેની બહેન પ્રત્યેના તેના સદ્‌ભાવને લીધે ગાદી માટે માનસિંહના હક્કને ટેકો આપવાનું તેનું વલણ થયું. અને તેથી ફતેહમહમ્મદના પક્ષના બધા માણસો, સુન્દ્રાના મહમદ મિયાં, ડોસલ વેણ તથા અન્ય અગ્રણીઓએ પણ આજ વલણને ટેકો આપ્યો. ઈ. સ. ૧૮૧૪ ના જાન્યુઆરીની ૧૩ મી તારીખે, મહારાઓશ્રી ભારમલજી બીજાના નામથી માનસિંહજીને ગાદી પર બેસાડવામાં આવ્યા. જગજીવન મહેતા અને ભાયાતો વગેરે લધુભાના ટેકેદારો હતા. નાનો ભાઇ ઇબ્રાહીમ મિયાં શક્તિશાળી હતો. પણ તેની નામના પોતાથી વધી જાય એ હુસેન મિયાંને ગમતું નહોતું. એટલે તે જગજીવન મહેતા સાથે મળતો છે, એમ બતાવવા લાગ્યો. પણ પોતાના ભાઇ સાથેના સંબંધ પૂર્વવત્ સારા જ રાખ્યા. ખાસ કરીને સુન્દ્રાનો મહમદ મિયાં પોતે ધારે તેને રાજા બનાવી શકે છે એવો ગર્વ લેવા લાગ્યો. એ હુસેન મિયાં માટે અસહ્ય થયું. એક તરફ આ પ્રમાણેની હીલચાલ ચાલી રહી હતી,

ત્યારે બીજી તરફ જમાદાર ફતેહમહમ્મદ ઉપર પાઠવેલ આખરી યાદીના પ્રત્યુત્તરની ઈસ્ટ ઇન્ડિયા કંપની આતુરતાપૂર્વક રાહ જોઇ રહી હતી. અને કેપ્ટન મેકમર્ડો તેનો જવાબ જાતે લેવા માટે મોરબીમાં જ હતો. મહારાઓશ્રી રાયધણજી તથા જમાદારનાં મૃત્યુને લીધે પરિસ્થિતિમાં ધરમૂળનો ફેરફાર થઇ ગયો. એટલે મરહૂમ જમાદારના જ્યેષ્ઠ પુત્ર તરીકે હુસેન મિયાં ઉપર કંપનીએ વિવેકપૂર્ણ ભાષામાં પત્ર લખી, પોતાના આડતિયાને ભુજમાં મુલાકાત આપવાની વિનંતિ કરી. આ પત્રનો જવાબ સુયોગ્ય રીતે વાળવામાં આવ્યો. એટલે રાઘોબા આપા નામના એક શક્તિશાળી મરાઠા અમલદારને કંપનીએ ભુજ મોકલ્યો. ભુજમાં તેનું યોગ્ય સન્માન કરવામાં આવ્યું. તેણે હુસેન મિયાં તથા જગજીવન મહેતાની યોગ્યતા બાબત સારી ભલામણ કંપનીને મોકલી આપી. અને તેની દરખાસ્ત પ્રમાણે મેકમર્ડો ભુજ આવ્યો. સુન્દ્રાના મહમદ મિયાંને આ જે કંઇ બની રહ્યું હતું તે બિલકુલ પસંદ નહોતું. અને કેપ્ટન મેકમર્ડોને ભુજ આવતો અટકાવવાના પ્રયાસમાં નિષ્ફળ જવાથી, તે ગુસ્સામાં સુન્દ્રા પાછો જતો રહ્યો. ઇસ્ટ ઇન્ડિયા કંપનીને કચ્છ સામે જે જે બાબતોસર ફરિયાદનાં કારણો હતાં, તે બધાં કેપ્ટન મેકમર્ડોએ હુસેન મિયાં સાથે ચર્ચ્યાં. પ્રથમ સાંતલપુરમાં ગેરકાયદેસર ઊભું કરેલ થાણું, નામચીન ચાંચિયાઓને કચ્છ તરફથી મળતું રક્ષણ, સિંધી ખૂનીને ભુજમાં અપાયેલ આશ્રય, વાગડ મારફત કાઠિયાવાડના પ્રદેશો ઉપર ઊતરતાં ધાડાં આ બધા મુદ્દા પરત્વે કેપ્ટન મેકમર્ડોને સંતોષકારક જવાબ મળ્યા, પરંતુ કેપ્ટન મેકમર્ડોએ કચ્છ છોડયું તે પહેલાં જ, સુન્દ્રાના ગઢની અંદર સુરક્ષિત બેઠેલા મહમદ મિયાંને હુસેન મિયાંના હુકમની અવગણના કરતો જોયો. અને કેપ્ટન મેકમર્ડોને પૂર્ણ ખાતરી થઇ, કે કચ્છના રાજ્યમાં શાન્તિ જાળવી શકે તથા તેને સુરક્ષિત રાખે તેવો કોઈ પણ શખ્સ કચ્છમાં સત્તાસ્થાને નથી.

થોડા વખતની અંદર મેકમર્ડોએ જે જે સંજોગો ઊભા થવાનો ખ્યાલ કર્યો હતો તે કમનસીબે સાચું ઠર્યું. ઇબ્રાહીમ મિયાંએ પોતાના ભાઇની સત્તા સામે થઇ, સુન્દ્રાવાળા મહમદ મિયાં સાથે ગાઢ એકતા સાધી; અંજાર પર હલ્લો કર્યો. અને ડોસલ વેણુને શિવરાજ શાહ સામે માંડવી રવાના કર્યો. આંતરવિગ્રહ ચાલુ થયો. વાગડના ધાડપાડુઓએ આ તકનો લાભ લઇ, પોતાની રણપારની લૂટફાટની પ્રવૃત્તિ બેવડા વેગથી ઉપાડી, અને કાઠિયાવાડનાં લગભગ ૬૦ ગામોને ભાંગ્યાં, અને લૂટયાં. ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ હવે ખરેખર પોતાનો પિત્તો ખોયો, અને સ્વરૂપમાં આવી જઇ જમાદાર હુસેન મિયાંને જણાવ્યું, કે "ધાડપાડૂઓનો પીછો પકડી, અમે કચ્છ ઉપર ચડી આવશું. કચ્છ દરબાર પાસેથી આ લડાઇ માટેના તમામ શસ્ત્ર–સરંજામનું ખર્ચ વસુલ કરશુ, અને નવાનગર ઉપર કચ્છની ચડેલી ખંડણી વસૂલ કરી, કાઠિયાવાડમાં કચ્છના લુટારાના ત્રાસને લઇને થયેલ નુકસાન તે રકમમાંથી ભરપાઈ કરી આપશુ."

કંપની ગુસ્સે થાય તેવાં ગમે તે કારણો કચ્છ તરફથી તેમને અપાયાં હોય, પણ કારણો ગંભીર હતાં, અને આપણે જોયું તેમ ઉપર મુજબનો સંદેશો એટલે કચ્છના ગૌરવનું હડહડતું અપમાન, એમ સર્વત્ર અસર થઇ. બ્રિટિશ લોકોની મૈત્રીની જે લોકો

તરફેણુ કરતા હતા, તેઓ લોકોની નજરે હલકા બન્યા. કંપનીએ જે સંદેશા મોકલ્યા, તે પ્રમાણે તે જ વખતે એ તેનો અમલ કર્યો હોત, તો તેની અસર હજુ સારી થવા પામી હોત. પણ મેકમર્ડોની સલાહથી તદ્દન વિરૂદ્ધ બનવા પામ્યું. માગણી પ્રમાણે અમલ કરાવવા બ્રિટિશ લશ્કર આવવું જોઈએ તે ન દેખાયું. કચ્છી સત્તાધીશોએ ધાર્યું, કે કંપની ધાકધમકી જ કર્યા કરે છે. હુસેન મિયાંએ આ વખતે ઇબ્રાહીમ મિયાંનો પક્ષ લીધો. જગજીવન મહેતો કંપની સાથે સારો સંબંધ રાખવાની તરફેણમાં હતો, એ તો સૌ જાણતા હતા. પરંતુ મહારાઓશ્રી રાયધણજીની અંતિમ ક્રિયા વખતે થયેલ વ્યવસ્થામાં તેણે સારો ભાગ લીધો હતો, તેને લઈને આરબ અંગરક્ષક દળનો તેના પ્રત્યેનો સદ્‌ભાવ ચાલ્યો ગયો હતો. એટલે ઇબ્રાહીમ મિયાંના હુકમથી તેને પકડીને ઠાર કરવામાં આવ્યો. આ અમાનુષી કૃત્યને લઈને, ભુજ અને તાલુકાઓમાં ઇતરાજી પેદા થઇ. લોકોમાં દેખાતા વ્યાપક અસંતોષને જોઇ, શિવરાજ ભુજના રાજકારણમાં પડવા ફરીથી પ્રેરાયો.

યુવાન મહારાઓશ્રીની આસપાસ જે કાવતરાબાજ જૂથ વર્ચસ્વ જમાવી રહ્યું હતું, તેના પંજામાંથી મુક્ત થવા તે બહુ જ આતુર હતા. એટલે શિવરાજને તેમણે માંડવીથી ભુજ બોલાવ્યો.

શિવરાજે એક લશ્કર એકઠું કર્યું અને ભુજ તરફ ચડાઇ કરી. પણ તે ભુજ આવી પહોંચે તે પહેલાં, એક મારવાડી લશ્કરી સિપાઇએ પોતાના અંગત વેરને કારણે ઇબ્રાહીમ મિયાંને કતલ કરી નાખ્યો હતો. તેના બદલામાં વેરરૂપે હુસેન મિયાંએ સઘળી મારવાડી લશ્કરની ટુકડીને મારી નાંખી કે નસાડી મૂકી. અને ભાડૂતી આરબ લશ્કર પર જ સઘળો ભરોસો રાખ્યો, અને પરિણામે શિવરાજના લશ્કરનો સામનો કરવા જેવી તેની સ્થિતિ ન રહી. વધારામાં શિવરાજના લશ્કરમાં આશકરણ શેઠ ભળી ગયા હતા. અને કેટલાક ભાયાતો પણ તેમાં સામેલ થયા હતા, તેથી પોતાના આરબ લશ્કર સહિત તેને ભુજ છોડી જવાનું વચન આપવું પડયું, અને તેના બદલામાં અંજાર, ભચાઉ, કંથકોટ અને અન્ય જાગીરો તેને દેવામાં આવી. મહારાઓશ્રી ભારમલજીએ શિવરાજ અને આશકરણ શેઠને પોતાના પ્રધાનો તરીકે નીમ્યા, અને રાજ્ય વહીવટ સંભાળી લીધો. આ સઘળું ઇ. સ. ૧૮૧૫ ના જાન્યુઆરી માસમાં બનવા પામ્યું.

મહારાઓશ્રી ભારમલજી કંપનીની શરતો પ્રમાણે વર્તવા નહોતા ઇચ્છતા, અને કંપનીને સામે પણ થવા નહોતા માગતા. રાઘોબા આપાની જગ્યાએ સુંદરજી શેઠને ભુજના કંપનીના એજન્ટ તરીકે નીમવા કંપની સરકારને તેણે દરખાસ્ત કરી. તેઓએ જ્યારે આ દરખાસ્ત માન્ય ન રાખી, ત્યારે રાઘોબા આપાને ભુજમાંથી નસાડી મૂકયા. પણ મહારાઓશ્રીમાં અનુભવની ખામી હતી, અને આ પરિસ્થિતિ હવે લાંબો વખત એમને એમ રહે તે શકય નહોતું.

શિવરાજ અને આશકરણ માંહોમાંહે ઝગડયા. મુન્દ્રામાં જમાવટ કરી બેઠેલા મહમદ મિયાંએ પાટનગરની સત્તાની ચોકખી અવગણના કરવા માંડી. હુસેન મિયાંને તો કંથ-

કોટમાંથી હાંકી કાઢવામાં આવ્યો. કચ્છના કમભાગ્યે આ દુર્ઘટનાઓ જાણે પૂરતી ન હોય તેમ, મહારાઓશ્રી ભારમલજીએ કેટલાક બળવાન જાડેજા ભાયાતો સાથેના સંબંધો બગાડ્યા, એ એમનું ગંભીર ગેરડહાપણ હતું. જો તેમના પુરોગામી રાજાઓ જેટલા તે બળવાન હોત, તો તેમણે જે આસંબીઆ ઉપર હુમલો કરી તેનો નાશ કર્યો, તથા તેના જાગીરદાર પાસેથી જે ભારે દંડ વસૂલ કર્યો, તે કૃત્ય કદાચ વ્યાજબી કહી શકાત. પરંતુ તે એ નક્કર હકીકત ભૂલી ગયા કે મહારાઓશ્રી રાયધણજીના વખતમાં કચ્છ દરબારની આબરૂ તદ્દન ચાલી ગઈ હતી, અને જાડેજા ભાયાતોમાં દરબાર પ્રત્યે પૂર્વવત્ આદર રહ્યો ન હતો.

આ સિવાય જાગીરદારોની હકૂમતને ક્રમશઃ ઘસાવી, કેન્દ્રરાજ્યનો સત્તાવિસ્તાર વધારવાની જમાદાર ફતેહમહમ્મદે અખત્યાર કરેલી નીતિથી પણ ભાયાતોમાં ભય અને અવિશ્વાસની ભાવના ઉદ્દભવી હતી. એટલે તેઓએ મહારાઓની સત્તા ઉપર અંકુશ મૂકાવવા નિશ્ચય કર્યો. બ્રિટિશ સત્તાએ ત્યારબાદ તુરત જ કચ્છના રાજ્યકારણમાં દરમિયાનગીરી કરી, ત્યારે ભાયાતોને આ યોજના અમલમાં મૂકવાની પણ સારી તક સાંપડી.

પોતે કરેલી માગણીઓનો સ્વીકાર નહિ થાય, તો લશ્કરી બળ વાપરવામાં આવશે, એવી ધમકીઓ ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ વારંવાર આપી, છતાં તેનો હજુ સુધી કશો અમલ થયો નહોતો. આથી મહારાઓ તથા તેના રાજદ્વારી પુરુષો ખાતરીપૂર્વક માનતા થયા હતા, કે કંપની બહુ ગંભીર પગલું લેશે નહિ.

પરિસ્થિતિની આ પ્રમાણે તુલના કરી, કંપની અને ગાયકવાડ સરકારનું એક સંયુક્ત લશ્કર, નવાનગરના જામસાહેબના હુકમનો અનાદર કરવા માટે જોડીઆ ઉપર ચડી આવ્યું, ત્યારે શિવરાજે કાંઈ પણ આનાકાની વગર તે બંડખોર ગામને શસ્ત્ર સરંજામની મદદ કરી. કંપનીને કચ્છ–રાજ્ય સામે સંખ્યાબંધ ફરિયાદો હતી. તેમાં શિવરાજના આ કૃત્યનો ઉમેરો થવાથી તેને હવે તે અસહ્ય લાગ્યું. ઇ. સ. ૧૮૧૫ ના ઓગસ્ટમાં વાગડમાંથી ધાડપાડૂઓની એક મોટી ટોળીએ રણ ઓળંગી, કેપ્ટન મેકમર્ડોની ઘાટીલા મુકામે પડેલી છાવણી ઉપર જ હલ્લો કર્યો હતો, તે બીનાને હજુ ઘણો સમય થયો ન હતો. કંપનીના લશ્કરે જે વિદ્યુતવેગે જોડીઆને તાબે કર્યું, તેથી મહારાઓ તો આભા જ બની ગયા. મેકમર્ડોએ ધાર્યું, કે મહારાઓ એટલું ડહાપણ જરૂર ધરાવતા હશે, કે હવે કંપનીની માગણી સ્વીકારવા તે કાંઈક સક્રિય પગલાં લેશે. આ ગણતરીથી મેકમર્ડો વાગડ તરફ આગળ વધ્યો અને ઘાટીલાની છાવણી ઉપર હુમલો કરનાર લુટારૂઓને દંડ દેવા ખૂબ પ્રયત્ન કર્યો. પરંતુ આટઆટલા વિલંબ પછી પણ કચ્છ ઉપર હુમલો કરી શકાય તેટલા જ અંતરમાં કંપનીનું લશ્કર હવે આવી પહોંચ્યું હતું. એ પરિસ્થિતિમાં કંપની સરકારે નિશ્ચય કર્યો, કે કચ્છ સાથેના પ્રશ્નોનું નિરાકરણ હવે લશ્કરી તાકાતથી જ કરવું વ્યવહારૂ છે. જે દળે જોડીઆ કબજે કર્યું હતું, તેને કચ્છ ઉપર ચડી જવાની તૈયારીમાં રહેવા ફરમાનો અપાયાં. ઇ. સ. ૧૮૧૫ ના નવેમ્બરના મધ્યમાં મહારાઓશ્રીને એક પત્ર સુપરત કરવામાં આવ્યો હતો, જેમાં સ્પષ્ટ જણાવવામાં આવ્યું હતું, કે જો નીચે દર્શાવેલી શરતો

સ્વીકારવામાં આવશે નહિ, તો બ્રિટિશ લશ્કર કચ્છની હદમાં આગળ વધશે. એ શરતો આ પ્રમાણે હતીઃ—

વાગડના ધાડપાડૂઓએ બ્રિટિશ તથા તેમના મિત્ર-રાજ્યોને જે નુકસાન કર્યું છે, તેનું યોગ્ય વળતર આપવા કચ્છ-દરબાર તરફથી કબૂલાત આપવામાં આવે; કંપની તથા ગાયકવાડ સરકારને જે લશ્કરી ખર્ચ થયું છે, તે કચ્છે ભરપાઇ કરવું; ભવિષ્યમાં ચાંચિયાઓ અને ધાડપાડૂઓને અટકાવવામાં આવશે, એવી સ્પષ્ટ બાંહેધરી કચ્છે આપવી; તથા કેપ્ટન મેકમર્ડોને મળવા કચ્છે પોતાનો પ્રતિનિધિ મોકલવા ના પાડી હતી તે માટે તથા કંપનીના એજન્ટને ભુજમાંથી હાંકી કાઢી, કચ્છ દરબારે જે અવિવેકી વર્તન ચલાવ્યું હતું, તે બદલ યોગ્ય દિલગીરી વ્યક્ત કરવી.

આ શરતોનો મહારાઓએ કાંઇ ચોક્કસ પ્રત્યુત્તર ન વાળતાં ફક્ત એટલો જ સંદેશો મોકલ્યો, કે "હું બ્રિટિશ લોકો પ્રત્યે સારી લાગણી ધરાવું છું." આ ઉપરથી ઇ. સ. ૧૮૧૫ ના ડિસેમ્બરની ૧૪ મી તારીખે કર્નલ ઇસ્ટની સરદારી નીચે ૪૦૦૦ સૈનિકોનું એક ઉચ્ચ કક્ષાનું દળ, ગાયકવાડના થોડા લશ્કર સહિત રણ ઓળંગી, અંજારથી આશરે ૫૦ માઇલ પૂર્વે આવેલ વેણુસર પાસે પહોંચી આવ્યું. રાજકીય બાબતોનું સંચાલન કેપ્ટન મેકમર્ડોને સોંપવામાં આવ્યું હતું. જે જે ભાયાતો, મહારાઓશ્રી વિરૂદ્ધ હોવાનું તે જાણતો હતો, તે બધાને તેમજ માંડવી અને મુન્દ્રાના થાણદારોને તેણે ખાસ કાસદો મોકલી, સ્પષ્ટ રીતે જણાવ્યું, કે "કચ્છની આંતરિક બાબતોમાં દખલગીરી કરવાની બ્રિટિશોની કંઇ પણ યોજના નથી, પણ બ્રિટિશો તથા બ્રિટિશ રૈયતને મહારાઓશ્રીના પ્રજાજનો તરફથી જે ભારે નુકસાન કરવામાં આવ્યું છે, તેનો પૂરો બદલો લેવા કંપની ઘણી આતુર છે." તત્કાલિન મુંબઇ સરકારની માન્યતા એવી હતી, કે કચ્છમાં તે સમયે જે આંતરિક ઝગડાઓ ચાલતા હતા તેનું કારણ, મહારાઓશ્રી ભારમલજીએ ગાદીના સાચા વારસ લધુભાનો હક્ક છીનવી લીધો હતો તે હતું. પરંતુ કેપ્પટન મેકમર્ડોને તુરત જણાયું, કે તે માન્યતા ભૂલભરેલી હતી. ભારમલજી સામે કાંઇ વિરોધ નહોતો, તેમ લધુભા માટે પણ ખાસ સારી લાગણી નહોતી. ભુજ સુધી ચડી જઇ, મહારાઓ સાથે વ્યવસ્થિત સંધિ કરવાની કેપ્ટન મેકમર્ડોની યોજના હતી. તે પોતાના લશ્કર સહિત લીમાસર સુધી પહોંચ્યો. લશ્કરને ત્યાંથી કૂચ કરતાં અંજાર માટે એક દિવસ તથા ભુજ માટે ત્રણ દિવસ લાગે તેમ હતું. હવે તેને માલૂમ પડ્યું કે હુસેન મિયાંના કેટલાક અંજાર મધ્યેના ભાડૂતી માણસોએ ભુજના રસ્તા ઉપર આવેલા કૂવાઓના પાણીમાં ઝેર નાખી દીધું હતું. કેવા પ્રકારનો સામનો થશે તેનો કર્નલ ઇસ્ટને આથી સ્પષ્ટ ખ્યાલ આવ્યો. એટલે કચ્છ ઉપર હુમલો કરનાર લશ્કરનો કાઠિયાવાડ સાથેનો વાહન વ્યવહારનો સંબંધ અતૂટ રહે, એવી તકેદારી રાખવાની તેને અનિવાર્યતા દેખાઇ. અંજાર અને તેના બંદર તુણામાં એક લશ્કરી ટુકડી રહેવા દેવા હુસેનમિયાં પાસે માગણી મૂકવામાં આવી, જેનો તેણે અસ્વીકાર કર્યો, એટલે ડિસેમ્બર ૨૫ ની સવારે, થોડા જ કલાકમાં બ્રિટિશ તોપો વડે અંજારના ગઢમાં ગાબડાં પાડવામાં આવ્યાં, અને અંજાર શહેરને તાબે થવા

ફરજ પડી. બ્રિટિશ સત્તાધીશો કેટલું પ્રચંડ લશ્કરી બળ ધરાવે છે, તેની આંથી પ્રતીતિ થતાં તુરત જ મહારાઓશ્રીએ કેપ્ટન મેકમર્ડો તરફ સમાધાની ભરેલા પત્રો લખ્યા, તથા શિવરાજ શાહ અને મહમદ મિયાંએ પણ સમાધાનીનો રસ્તો સ્વીકારી તેવા જ પત્રો લખ્યા.

ત્યારબાદ લશ્કર ભુજ તરફ વળ્યું, અને લાખોંદ પાસે પડાવ નાખ્યો. મહારાઓશ્રીએ સંજોગ સમજી જઈ, તુરત જ કંપની સાથે મૈત્રી અને એકતાના કરારો કરવાનું કબૂલ કર્યું. આ કરારો અન્વય મહારાઓશ્રીએ, વાગડના લૂટારાઓએ ભૂતકાળમાં કરેલ નુકસાન અને ભવિષ્યમાં જે નુકસાન કરે, તે ભરપાઈ કરી આપવાનું સ્વીકાર્યું. રણ ઓળંગીને કચ્છની પ્રજા કચ્છના કિનારાપાર રહેતા લોકોને હેરાન ન કરે તેની બાંહેધરી આપી. દરિયાઈ લૂટફાટ અટકાવી, ભૂતકાળમાં કચ્છના ચાંચિયા લોકોએ કરેલ નુકસાન અને ભવિષ્યમાં પણ તેવી લૂટથી થતું નુકસાન મજરે આપવાનું કબૂલ્યું. કિનારા પર વહાણો ભાંગી જાય, ત્યારે તેનો જે માલ તણાઈ આવે, તે જપ્ત ન કરતાં તેના ધણીને સુપરત કરવા કબૂલાત આપી. પોતાના અંગરક્ષકદળમાં ૪૦૦ થી વધુ આરબ લશ્કરને ન રાખવાનું અને તે ઉપરાંત બીજા આરબ લશ્કરને ન રોકવાનું સ્વીકાર્યું. વિશેષમાં કોઈ પણ વિદેશી–યુરોપિયન કે અમેરિકન લશ્કર કે એજન્ટ કચ્છમાં ન રહે, પસાર પણ ન થાય, અંજાર કિલ્લાબંધ અને તે તાલુકાના ૨૪ ગામડાં તથા તૂણાનું બંદર કંપનીને સુપરત કરવાં, દર વર્ષે બે લાખ કોરી આપવી, કંપનીના પ્રતિનિધિને ભુજશહેરમાં આવકારવો, (આ પ્રતિનિધિએ મહારાઓ સામે ભાયાતો કે દીવાન ફરિયાદો કરે તો તે ન સાંભળવી) આ સઘળું મહારાવે કબૂલ કર્યું.

આ કરારોના બદલામાં મહારાઓશ્રીના નોકરોએ દગોફટકો કરી જે વિસ્તાર દબાવી પાડ્યો હોય, કે કોઈને આપી, કચ્છ દરબારની હકૂમતથી સ્વતંત્ર બનાવ્યો હોય, તે કંપનીએ મહારાઓશ્રીને પાછો સોંપાવવો. વાગડને તાબે કરી મહારાઓશ્રીની સત્તા પુનઃ સ્થાપિત કરાવવી. બ્રિટિશ પ્રજાને અને પેશ્વા અને ગાયકવાડી પ્રજાને પણ રણ મારફત કચ્છ પર ચડાઈ ન કરવા દેવી અને કચ્છની હદમાં ગાય અને બળદની કતલ કરવા ન આપવી, આ સંધિ અને તેની સાથે પરિશિષ્ટરૂપે કરેલ કરારનામું, જેમાં અંજાર સુપરત કરવાના રીતસરના કરારોની હકીકત લખાયેલ છે, તેના પર ઈ. સ. ૧૮૧૬ ના જાન્યુઆરી માસમાં ભુજ મુકામે સહીસિક્કા કરવામાં આવેલ છે.

આ ખાસ નોંધ લેવા જેવું છે, કે આ સંધિના કરારોએ પશ્ચિમ હિન્દનાં અન્ય દેશી રાજ્યો સાથેના કરારોની દૃષ્ટિએ કચ્છની વિશિષ્ટતા સ્વીકારી. અને ૫૦૦ થી અધિક દેશી રાજ્યોમાંથી, પહેલા ૪૦ ની અંદર જ કચ્છને સ્થાન આપ્યું. આવાં રાજ્યોને બ્રિટિશ સત્તાધીશોએ અગત્યનાં માનીને ઈસ્ટ ઈન્ડિયા કંપની સાથે સીધો સંબંધ રાખી, સંધિ કરવા લાયક ગણ્યાં. અને બાકીનાં ૫૦૦ જેટલા રાજ્યોને તેમનું હોવાપણું સ્વીકારી, કે કંઈ હક્ક એનાયત કરી, તેમનું અસ્તિત્વ ધોરણસરનું મંજૂર રાખ્યું. જ્યારે આ સઘળી શરતોના કરારોનું કામ પરિપૂર્ણ થયું ત્યારે કંપનીનું લશ્કર પૂર્વ તરફ વાગડ બાજુ રવાના થયું, અને ફેબ્રુઆરી માસના અંત સુધી તો આ તોફાનના કેન્દ્રરૂપ તાલુકો સુવ્યવસ્થિત

બનવા પામ્યો. મહારાઓશ્રીની સત્તાનો સ્વીકાર પણ તે તાલુકો કરતો થયો, અને દરેક સાંતી દીઠ, વાર્ષિક જમાબંધી પણ મળતી થઇ. માંડવી, મુન્દ્રા, ભચાઉ, ગઢસીસા અને તેવાં અન્ય શહેરો જે દરબારની સત્તા ગણકારતાં ન હતાં તે શરણે થયાં. આથી મહારાઓશ્રી ભારમલજીનું તેમના ગત પૂર્વજો અને તેમના પિતા મહારાઓશ્રી રાયધણજી બીજાની માફક સમગ્ર કચ્છ પર કાયદાની દૃષ્ટિએ સાર્વભૌમત્વ સ્વીકારાતું થયું. માત્ર અંજાર અને તેની સત્તા હેઠળનાં ગામો, કરનલ ઇસ્ટનાં લશ્કરો કાઠિયાવાડ તરફ પાછાં હટી જવા બાદ એક નાના બ્રિટિશ લશ્કરની ટુકડી સહિત કેપ્ટન મેકમર્ડો ત્યાં રહેતો હતો તેના પેટામાં એમને એમ રહ્યાં.

કચ્છ જે રીતે બ્રિટિશ સત્તાના વર્ચસ્વમાં આવતું જતું હતું તેને સિંધના અમીરો એક પ્રકારના ભયની દૃષ્ટિથી જોતા હતા. કંપની સાથે કચ્છે તુરતમાં જે સંધિના કરારો કર્યા હતાં, તેને બદલે મહારાઓશ્રીને સિંધ સાથે ભળી જવાના કરારો કરવાની સમજાવટ કરવા, સિંધ તરફથી એક એલચી મોકલવામાં આવ્યો હતો. પણ આ કાર્યમાં તેઓને ફતેહ ન સાંપડી.

મહારાઓશ્રી ભારમલજી બ્રિટિશ સત્તા સાથેનો સંબંધ તોડવા જરાપણ ઇચ્છતા ન હતા. કારણ કે ઇ. સ. ૧૮૧૬ ના જૂન માસમાં કંપનીએ કચ્છના વાંઢિયા લોકોએ રણ ઓળંગીને જે જે નુકસાન રણપારના મુલકમાં કર્યું હતું, તેની પતાવટના બદલામાં વીશ લાખ જેટલા રૂપીયા જેવડી રકમ જે ભરપાઇ કરવાની હતી, તે સારા સંબંધને લઇને અર્ધી કરી નાંખી હતી. વધારામાં સંધિના કરારો મુજબ જે બે લાખ કોરીઓ વાર્ષિક આપવાની હતી, તે પણ જતી કરી હતી. કેપ્ટન મેકમર્ડોને ભુજમાં રેસીડન્ટ તરીકે નિયુક્ત કરવામાં આવ્યો, વધારામાં અંજારના કલેકટર તરીકે પણ તે જ કામ કરતો હતો. અને કચ્છમાં ફરીથી એક વખત સુખ અને સમૃદ્ધિનું રાજ્ય પુનઃ સ્થાપિત થાય તેવાં ચિહ્ન દેખાયાં.

પરંતુ આ બધી આશાઓ ભ્રામક નીવડી. આ સઘળી શક્યતાઓ છતાં ભાવિએ કાંઇ જુદું જ નિર્માણ કર્યું હતું. ઇ. સ. ૧૮૧૬ થી ૧૮૧૯ ના ગાળામાં કચ્છને જે જે રીતે સહન કરવું પડ્યું, તે બધા માટે દોષનો ટોપલો મહારાઓશ્રી ભારમલજી ઉપર જ ઘણાખરા અંગ્રેજ ઇતિહાસકારો ઢોળતા આવ્યા છે. એટલું ખરું કે મહારાઓશ્રીનાં કેટલાંક કૃત્યો એવાં હતાં, કે જે કરવા માટે કાંઇ વ્યાજબી કારણો નહોતાં, અને જે કૃત્યોને કોઇ પણ તટસ્થ ઇતિહાસનવેશ શરમજનક અને બેવકૂફી ભરેલાં જ ગણાવે. તેમનાં આ સઘળાં અવિચારી કાર્યો છતાં એક વાત સ્પષ્ટ દેખાઇ આવે છે, કે મહારાઓશ્રી રાયધણજીનાં સમયમાં પ્રવર્તેલી વ્યાપક ગેરવ્યવસ્થાને કારણે, કચ્છદરબારની સત્તાને જ્યાં જ્યાં ધક્કો પહોંચ્યો હતો. તે તમામ માટે યોગ્ય ઉપાય લેવા તેમણે મક્કમ નિરધાર કર્યો હતો. કારણ કે બ્રિટિશ સત્તા કચ્છના રાજકારણમાં હવે વચ્ચે પડવાને લીધે, કચ્છદરબારનું સ્થાન બળવાન બનવા પામ્યું હતું.

બ્રિટિશરોએ તૈયાર કરેલાં જુદાંજુદાં નિવેદનોમાં, મહારાઓશ્રી ઉપર આક્ષેપ મૂક-

વામાં આવ્યો છે, કે તેઓ ભાયાતોથી વિરૂદ્ધ છે. પરંતુ ખરેખર તો ભાયાતો જ તેમનાથી વિરૂદ્ધ હતા. જ્યારે જમાદાર ફતેહમહમ્મદ સત્તારૂઢ હતા ત્યારે મહારાઓના નામથી તે રાજ્ય કારભાર ચલાવતા હતા. જાડેજા ઠાકોરોને જમાદારના આ પ્રકારના વર્ચસ્વ સામે ઘણો વિરોધ હતો. કારણ કે તેથી મહારાઓશ્રી અને મોટામોટા જાગીરદારો વચ્ચેનું અંતર પણ વધતું જ જતું હતું. મહારાઓશ્રી દેશળજી તથા લખપતજીના સમયમાં જેમ બન્યું તેમ, કચ્છ માટે એક સુવ્યવસ્થિત રાજ્યતંત્રની જરૂરત જણાવા લાગી, તેમતેમ આ બન્ને વર્ગો વચ્ચેના અંતરનું વધવું અનિવાર્ય બનતું ગયું. દેશની આ પ્રકારની જરૂરત, ફક્ત મહારાઓશ્રી અને તેના પ્રધાનોથી જ પૂરી પડે, એ સ્વાભાવિક હતું. કચ્છમાં જાડેજા વંશની સ્થાપના થઇ ત્યારથી મહારાઓશ્રી અને ભાયાતો વચ્ચે અરસપરસ જે પ્રકારના સંબંધો રહ્યા હતા, તે વ્યવસ્થા તે વખતની જરૂરિયાત પૂરતી ઠીક હતી. પણ વખત જતાં વ્યાપાર વાણિજ્યની પદ્ધતિઓ આધુનિક ઢબે ઘડાતી જતી હોવાથી, અગાઉનું રાજ્યતંત્ર હાલની જરૂરિયાતોને બિલકુલ અનુરૂપ ન હતું. મહારાઓશ્રી આ જરૂરિયાત એકંદર રીતે બરાબર સમજતા હતા એમ જણાય છે.

જે સત્તાઓ ધીમેધીમે ભાયાતો પાસેથી લઇ લેવામાં આવી હતી, તે જ સત્તાઓ મહારાઓશ્રીના પિતાના વખતની અંધાધૂંધીમાં પ્રતિસ્પર્ધી પક્ષોમાં વેરાઇ ગઇ હતી. આ અધી સત્તા પુનઃ સંપાદન કરી, કેન્દ્રનું સ્થાન મજબૂત બનાવવાની દિશામાં મહારાઓશ્રી ભારમલજીએ એકધારા પ્રયાસો ચાલુ રાખ્યા હતા, એ નિઃશંક છે. બીજી તરફ ભાયાતો પણ જે અધિકારો તેમની પાસેથી લઇ લેવામાં આવ્યા હતા, તે અધિકારો ફરીથી ભોગવવા એટલા જ મક્કમ હતા. તેઓનો નિશ્ચય હતો, કે કચ્છના મહારાઓશ્રી સાથેના તેમના સંબંધો શરુઆતમાં હતા, તે જ ધોરણ પર પાછા લઇ જવા. તે સમયે મહારાઓશ્રીનું સ્થાન જુદાજુદા જાગીરદારોના સમૂહના સર્વ સ્વીકૃત એક મોવડીથી ખાસ વધારે નહોતું, અને તેમના અધિકારો મહારાઓશ્રીના અધિકારો જેટલું જ મહત્ત્વ ધરાવતા હતા.

મહારાઓશ્રી અને ભાયાતો વચ્ચે આથી જે અથડામણો પેદા થઇ, તેના આખરી પરિણામનો આધાર કયો પક્ષ બ્રિટિશનો ટેકો મેળવી શકશે તેના ઉપર હતો. તાત્કાલિક અહેવાલો પરથી એટલું સ્પષ્ટ દેખાય છે, કે ઇ. સ. ૧૮૧૯ માં કચ્છરાજ્ય સાથે કરેલ સંધિથી બ્રિટિશ સત્તાધિશોને સંપૂર્ણ સંતોષ હતો. કચ્છના રાજકારણમાં તેથી વિશેષ પ્રવેશ કરવા તેમની જરાપણ ઇચ્છા નહોતી. પણ બીજી રીતે જોતાં, કચ્છ સિંધની પડોશમાં જ હતું. સિંધના અમીરોનું વલણ બ્રિટિશરો પ્રત્યે સારૂં નહોતું. સિંધના અમીરો કાબુલના દુરાની રાજાના નામના પણ ખંડિયા હતા. એટલે આ બધાં કારણોને લીધે આંતરરાષ્ટ્રીય દૃષ્ટિએ પણ કચ્છની અગત્ય હવે ખાસ ધ્યાન ખેંચે તેવી હતી.

મહારાઓશ્રી ભારમલજીને બ્રિટિશ સાથેના સંબંધોમાંથી છૂટા પાડવાના પ્રયાસમાં નિષ્ફળ જવાથી સિંધના અમીરોએ કાબુલના રાજાને ફરિયાદ કરી. (જ્યારે તેમના પોતાના લાભની વાત હોય ત્યારે કાબુલને તેઓ સર્વોપરી સત્તા તરીકે ગણતા.) આ ઉપરથી કાબુલે કંપનીના ગવર્નર જનરલ ઉપર ભભકભર્યા શબ્દોમાં ધમકી ભર્યો પત્ર મોકલ્યો.

કલકત્તાથી તેનો બહુ કુનેહપૂર્વક પ્રત્યુત્તર વાળવામાં આવ્યો. જેમાં જણાવવામાં આવ્યું, કે "કચ્છનું રાજ્ય કોઈપણ સમયે અફઘાનિસ્તાનનો ભાગ બન્યું નહોતું. તથા કચ્છના રાજકારણમાં બ્રિટિશ સત્તા વચમાં પડી છે, તે દરમિયાનગીરી બ્રિટિશ હિતોના રક્ષણ પૂરતી જ મર્યાદિત છે." પણ અફઘાનોએ આ ફરિયાદને તુરત જ પડતી મૂકી. કારણ કે તેમના ઉપર શીખોએ અચાનક હુમલો કર્યો હતો. આ બનાવની કચ્છના ભાવિ ઇતિહાસ ઉપર સારી અસર થઈ. કારણ કે ઇસ્ટ ઇન્ડિયા કંપનીને જણાયું, કે સિંધના અમીરોની નજરમાં અને અફઘાનિસ્તાનના રાજાઓની દૃષ્ટિમાં પણ કચ્છ એક વિશિષ્ઠ પ્રકારની અગત્ય ધરાવતો પ્રદેશ છે.

આ પરિસ્થિતિમાં કચ્છમાં શું બની રહ્યું છે, તે જોતા રહેવા બ્રિટિશો હવે ખાસ તકેદારી રાખતા થયા. કારણ કે હિંદની પશ્ચિમ સરહદ ઉપરના બનાવોના પ્રત્યાઘાતોની અસર કચ્છ પર થવાની શક્યતા દેખાતી હતી. મહારાઓશ્રી ભારમલજીએ જો કે સિંધના અમીરની દરખાસ્તોનો અસ્વીકાર કર્યો હતો, તોપણ બ્રિટિશ લોકો પ્રત્યેના તેમના વલણમાં બિલકુલ અસર થઇ ન હોતી, એમ કહી શકાય નહિ. વળી અમીરના માણસોએ મહારાઓશ્રીને એમ ઠસાવ્યું હતું, કે કચ્છ તથા સિંધના પ્રદેશને જીતી ખાલસા કરી લેવાની કંપનીની ઇચ્છા છે. એટલે કચ્છ ઉપર હુમલો થાય તો રક્ષણ કરવા માટે મહારાઓશ્રી લશ્કર પણ એકઠું કરવા લાગ્યા હતા.

મહારાઓશ્રી ભારમલજી અને કેપ્ટન મેકમર્ડો વચ્ચે ઘણી ગેરસમજૂતી પેદા થવા પામી હતી. બ્રિટિશ રેસીડેન્ટ હૃદયપૂર્વક ઇચ્છતા હતા, કે કચ્છ રાજ્ય આબાદ બને, અને મહારાઓશ્રી વિશ્વાસપાત્ર સલાહકારોને પસંદ કરે. સુવિખ્યાત સુંદરજી શેઠના ભત્રીજા રતનશી જેઠાના કારભારમાં તેણે ઘણીએ આશાઓ રાખી હતી. પણ મહારાઓશ્રી ભારમલજી સાથે કોઇ વ્યક્તિ ઘણા લાંબા સમય સુધી સુમેળ રાખી કામકાજ કરી શકે તેવું ન હતું. ઇ. સ. ૧૮૧૬ ના ઓગસ્ટ માસમાં મહારાઓશ્રીને પોતા પછી ગાદીનો વારસ–એટલે પુત્ર સાંપડ્યો, અને ગાદીના હકની તકરાર વગેરે થવાનો પ્રશ્ન રહ્યો નહિ. એટલે હવે મહારાઓશ્રીની રાજનીતિ તદ્દન સહજ અને નિષ્કંટક બનવી જોઇતી હતી. પણ તે નાલાયક અને ખુશામતખોર વ્યક્તિઓના રમકડા જેવા બની રહ્યા. રાજ્યકારભારમાં તેઓ જરા પણ ધ્યાન આપવા ન લાગ્યા, અને મદ્યપાન અને વિષયવાસનાના દુર્ગુણોના ભોગ બની રહ્યા. વધારામાં જાડેજા ભાયાતો ઉપર પોતાની સાર્વભૌમ સત્તા બેસાડવાનું કાર્ય પણ તેમણે જતું ન કર્યું. તેમણે કાં તો મોજશોખવાળું જીવન પસંદ કરવું જોઇએ, અથવા તો ચોક્કસ આદર્શ સિદ્ધ કરવાના નેમ પાછળ મંડી પડવું જોઇએ. પણ બંને પ્રકારનું જીવન એકી સાથે પસંદ કરવાથી તેમણે પોતાનો વિનાશ નોતર્યો.

જાડેજા ભાયાતો અને જાગીરદારો પર અંકુશ લાદવાના પ્રયોગમાં તેમણે સઘળા જાગીરદારોને દુશ્મન બનાવ્યા. તેમના વિલાસી જીવનને કારણે, અને કેપ્ટન મેકમર્ડો સાથેની તેમની વર્તણુકને કારણે, જેના રક્ષણથી તેમની ખરી સત્તા ટકી શકે, એવી કંપની સરકારનો સહકાર પણ તેમણે ગુમાવ્યો. તેમના પિત્રાઇ ભાઇ લધુબા, જે તેમને

કંઈ પણ નુકસાન કરી શકે તેમ ન હતું, એટલું જ નહિ પણ એમના એક બાળમિત્ર જેવા હતા, તેમને મરાવી નાખવાનું ઘાતકી કૃત્ય મૂર્ખાઈમાં આવી, તેમણે કરાવી નાંખ્યું. અને લધુભાની પત્ની તરફ ક્રૂર વર્તાવ શરૂ કર્યો. આ બાઈ કાઠિયાવાડના એક ઠાકોરની કુંવરી હતી. તેથી તે ઠાકોરે મુંબઈ રાજ્યના બ્રિટિશ સત્તાધીશ પાસે ફરિયાદ કરી, અને પોતાની કુંવરી–તે લધુભાની પત્નીના પેટે પ્રથમ અવતરેલ બાલિકાઓને જન્મતાં જ મારી નાખવાનું અને પોતાની કુંવરીનો પણ જાન હવે જોખમમાં હોવાનું તહોમતનામું રજુ કર્યું. બ્રિટિશ રેસીડેન્ટે મહારાઓશ્રીને સલાહ–સૂચનાઓ ભરેલ પત્ર લખ્યો. અને વધારામાં કદાચ અજાણતાં કેટલાક આગળ પડતા જાડેજા સરદારોને એ વિધવાને માટે મહારાઓશ્રીને સમજાવવા કહેણ મોકલાવ્યું. તેથી મહારાઓશ્રી ભારમલજી ગુસ્સે થયા. ગરાસીઆ સરદારોને બ્રિટિશ સત્તાધીશો આવી રીતે કહેણ મોકલાવે, તેથી એ બધા તો બહુ જ ખુશી થયા, અને સમજ્યા કે હવેથી મહારાઓશ્રીની બીક રાખવા કારણ નથી.

વસ્તુસ્થિતિ બહુ જ બારીક હતી. છતાં મહારાઓશ્રીએ બ્રિટિશ રેસીડેન્ટ સાથે કુનેહથી કામ લીધું હોત તો હજી પણ સઘળી મુશ્કેલીઓમાંથી તેઓ બચી શક્યા હોત. પણ મહારાઓશ્રી ભારમલજી કેપ્ટન મૅકમર્ડોને તિરસ્કારની દૃષ્ટિથી જોતા હતા. શરાબના નિશામાં તેમણે બડાઈ હાંકી હતી, કે "હું અંગ્રેજોને અંજારમાંથી હાંકી કાઢીશ!" પણ જ્યારે કેપ્ટન મેકમર્ડો, મહારાઓશ્રી પર ઝઝૂમી રહેલાં ભયનાં વાદળની તેમને મૈત્રી–ભાવે ચેતવણી આપવા માટે હિમ્મત કરીને ભુજ આવ્યો, ત્યારે તેને મુલાકાત આપવાને બદલે બહાનાં બતાવીને વખતો વખત એમ કહેવડાવતા, કે પોતે દારૂના નશામાં હોવાથી લાચાર છે, મુલાકાત આપી શકે તેમ નથી.

એ તો સ્પષ્ટ છે, કે મહારાઓશ્રી કેપ્ટન મેકમર્ડોથી પૂરા કંટાળ્યા હતા, એટલે કે બ્રિટિશ સત્તાધીશોથી સારો સંબંધ રાખવા નહોતા ઇચ્છતા. તેમનું આ વલણ કદાચ સમજી શકાય તેમ છે. તે કાચી વયના અને ઉશ્કેરાઈ જાય તેવા સ્વભાવના હતા. અને કુદરતી રીતે પોતાની ખોડખાંપણ વિષે કોઈ બોધ કરે તે પસંદ નહોતા કરતા. પણ કચ્છ રાજ્યની સત્તા હેઠળ સઘળા ભાયાતો અને ગરાસદારોને રાખવા હોય તો તે બ્રિટિશ રેસીડેન્ટની મૈત્રી અને મદદ વગર તેમનાથી કોઈ રીતે થઈ શકે નહિ, તે સત્ય ઘટના તેમને ગળે કેમ નહોતી ઊતરતી એ સમજી શકાય તેમ નથી. ભાયાતો આ હકીકત સમજતા હતા, તેથી તેઓએ આવી ભૂલ ન કરી. તેઓએ કંપની સરકારને અરજો કરવી શરૂ કરી, કે "મહારાઓશ્રી અમારા પર પોતાની સત્તા ઠોકી બેસાડે છે, તે ગેરકાયદેસર છે. માટે કંપની અમારૂં રક્ષણ કરવા વચમાં પડે એટલું જ નહિ પણ મહારાઓશ્રીને પણ પદભ્રષ્ટ કરે."

પરિસ્થિતિ આટલે દરજ્જે વણસતી જતી હતી, ત્યારે જ મહારાઓશ્રી ભારમલજીએ ગંભીર ભૂલોની પરંપરા કરવા માંડી. તેમણે મોટી સંખ્યામાં લશ્કર એકઠું કરવા માંડ્યું. પોતે બ્રિટિશથી વિરૂદ્ધ છે, એમ દરેક વર્તનથી દેખાડ્યું. અને જે પળે આટેસરનો

ઠાકોર કચ્છ દરબારના તેના ઉપરના લ્હેણાની પતાવટ માટે બ્રિટિશ રેસીડેન્ટ પાસે અંજારમાં વાટાઘાટો કરી રહ્યો હતો, ત્યારે જ મહારાઓશ્રીએ આડેસર ઉપર હુમલો કર્યો. મહારાઓશ્રીના આ પ્રકારના વર્તનને હિંદુસ્તાનની સરકારે સખ્ત રીતે વખોડી કાઢ્યું. આ જ સમયે મહારાઓશ્રીને બ્રિટિશ લાગવગ નીચેથી ખસેડી, પોતા તરફ લઇ લેવા, સિંધના અમીરો પણ ફરીથી કોશિશ કરી રહ્યા હતા. આ કારણથી પરિસ્થિતિની ગંભીરતા સવિશેષ વધી. આ સંજોગોમાં બ્રિટિશ સત્તાધીશોએ બળ વાપરીને પણ કચ્છના રાજકારણમાં પડવાનો નિશ્ચય કર્યો.

મહારાઓશ્રી સામેની લશ્કરી કાર્યવાહીમાં સહકાર આપવાનાં જે સંખ્યાબંધ કહેણો જાડેજા ભાયાતો તરફથી તેમને મળ્યાં હતાં, તેનો સંપૂર્ણ લાભ લેવાનું કંપનીએ નક્કી કર્યું. આ ભાયાતોમાં કેટલાક ઉચ્ચતમ લાગવગ ધરાવતા ઠાકોરો પણ હતા. સર વિલિયમ ગ્રાન્ટ કેરની સરદારી નીચે અંજારમાં બ્રિટિશ લશ્કર એકઠું કરવામાં આવ્યું. આ લશ્કર સાથે તુરત જ પાંચ જેટલા અગ્રણી જાડેજા જાગીરદારો, દીવાન લક્ષ્મીદાસ વલભજી, રાજગોર બ્રાહ્મણો સાથે ઓધવજી, તથા બીજા નાના મોટા સંખ્યાબંધ ગરાસદારો ભળી ગયા.

ઈ. સ. ૧૮૧૯ના માર્ચના એક દિવસે બ્રિટિશ લશ્કર પાટનગર પર ચડી ગયું. બ્રિટિશ સત્તાની મહેરબાની મેળવવાની બાજીમાં મહારાઓએ ગંભીર થાપ ખાધી. પરંતુ ભાયાતોની તેમાં તેટલે જ દરજ્જે સંપૂર્ણ જીત થઇ. તેમ છતાં જો તેઓ એક આકસ્મિક બીમારીને લીધે તદ્દન અશક્ત બની ગયા ન હોત અને રાજ્ય વહીવટ કેટલાક બેવકૂફ લોકોના હાથમાં જવા દીધો ન હોત, તો ગાદી પરથી પદભ્રષ્ટ થવાનો કદાચ વખત આવત નહિ. પણ આ મૂર્ખ કારભારીઓએ ભુજની નજદીકમાં પડાવ નાખેલા બ્રિટિશ અને કચ્છી લશ્કર સામે લડાઇ કરવાની યોજના તૈયાર કરવા માંડી. મહારાઓશ્રીને તાબે થઇ જવા કહેણ મોકલવામાં આવ્યું. પરંતુ તેમણે તેનો અસ્વીકાર કર્યો, કે તુરત જ ભુજિયાના કિલ્લા પર ચડી જઇ, કોઇ પણ જાતની ખુવારી વગર બ્રિટિશ લશ્કરે તેનો કબજો લીધો. મહારાઓશ્રી ત્યાર પછી તાબે થયા. પરંતુ તેઓ એટલા બીમાર હતા, કે કંઇ બોલી પણ શકતા નહોતા. તેમના તરફ આદરથી વર્તાવ કરવામાં આવ્યો, પણ તેમને ચોકીપહેરા નીચે રાખવામાં આવ્યા. બ્રિટિશ સરકાર તરફથી મળેલ વટહુકમ અનુસાર ત્રણ દિવસ બાદ, રેસીડેન્ટ તરફથી તેમને કચ્છના મહારાઓના સ્થાન પરથી પદભ્રષ્ટ થયેલા જાહેર કરવામાં આવ્યા.

મહારાઓશ્રીના પદભ્રષ્ટ થવાના કારણે જાડેજા ભાયાતો તથા બ્રિટિશ સત્તાધીશો વચ્ચે કેટલીક વિચિત્ર ગેરસમજણો ઊભી થવા પામી. જાડેજાઓએ અથાગ પરિશ્રમ કરી, બ્રિટિશ સત્તાની દરમિયાનગીરી મેળવી હતી, તેનું કારણ ફક્ત એ જ હતું, કે નાના મોટા જાગીરદારોના અધિકારો ક્રમશઃ ઘસાતા જતા હતા, તે સામે યોગ્ય રક્ષણ મેળવવું. સમયના વહેણ સાથે રાજ્ય-કારભારમાં કાયદા અને સુવ્યવસ્થાની જરૂર જેમજેમ પડવા લાગી, તેમતેમ મહારાઓશ્રીની સત્તાઓ અને અધિકારો વધાર્યા સિવાય છૂટકો જ ન

હોતો. પરંતુ તેમ થતાં કચ્છની મધ્યવર્તી સત્તા અને જાગીરદારો વચ્ચેનાં ઘર્ષણો પણ અનિવાર્ય બન્યાં.

અધિકારોની પ્રાપ્તિ માટેની એ ઉગ્ર ખેંચતાણમાં જાડેજાઓની અગત્યની જીત થઇ. પણ મહારાઓશ્રી ભારમલજીને રીતસર પદભ્રષ્ટ કરવામાં આવ્યા ત્યારે તો તેઓ દિગ્મૂઢ બની ગયા. તેમની સત્તાઓ જેટલી છીનવી શકાય તેટલી લઈ લેવા તેઓએ કાવાદાવા કર્યા હતા એ ખરૂં, પણ ત્યારબાદ રાજ્ય કારભાર તો મહારાઓશ્રીના નામથી જ ચાલુ રહેવો જોઇએ, એમ તેમનું દૃઢ મંતવ્ય હતું. જ્યારે બ્રિટિશ સરકારે મહારાઓશ્રી ભારમલજીને બદલે બીજા ગાદીપતિને ચૂંટી કાઢવા જણાવ્યું, ત્યારે તો ભાયાતોની મૂંઝવણ ખૂબ વધી. કચ્છમાં જાડેજા વંશના લાંબા રાજ્યકાળ દરમિયાન આ પ્રકારની પરિસ્થિતિ અગાઉ કદી પણ ઊભી થઇ જ નહોતી. સાધારણ રીતે સૌથી મોટા કુંવર ગાદીએ બેસતા અથવા તો હક્કદાર કુંવરોમાં જે સૌથી વધારે બળવાન અને સિદ્ધસંકલ્પ નીવડે, તે જબરાઇથી ગાદી પચાવી પાડતો.

આ રીતે ગાદી મેળવવામાં જેને ફતેહ મળતી, તેને જાડેજા ઉમરાવો અને ભાયાતો કચ્છના ગાદીપતિ તરીકે રીતસર સ્વીકારી માન આપતા. પણ કોઇ ગાદીપતિને તેમણે ચૂંટી કાઢ્યા હોય એમ બન્યું નહોતું. અને આ વખતે પણ ગાદીપતિને અમે જ પસંદ કરશું, એવો દાવો તેમણે પેશ કર્યો નહોતો. જાડેજા ભાયાતોની દૃષ્ટિમાં જો કે આ પ્રથા તદ્દન નિરર્થક દેખાતી હતી, પરંતુ અંગ્રેજો તેને ઘણી જ અગત્યની ગણતા હોવાથી, તેઓ વિવેકભરી રીતે તેમાં સંમત થયા. જાડેજા વંશમાં પ્રચલિત રૂઢિ પ્રમાણે મહારાઓશ્રી ભારમલજીના અવસાનને કારણે કે તેમના પદભ્રષ્ટ થવાને કારણે, ગાદી ખાલી પડે તો તે ગાદીએ બેસવા એક જ ઉમેદવાર હતા, અને તે હતા ભારમલજીના બાળ કુંવર દેશળજી. આથી જાડેજા ભાયાતોએ દેશળજીને ચૂંટ્યા. અત્રે એ કહેવું જોઇએ, કે દેશળજીને જે સત્તા મળી, તે ચૂંટણીના માર્ગે નહિ, પણ ભારમલજીના જ્યેષ્ઠ કુંવર હોવાને કારણે જ મળી હતી, અને એ જ કારણે તે ગાદીપતિ બન્યા હતા.

આ હકીકત કચ્છમાં સર્વત્ર જાણીતી હતી. પણ બ્રિટિશ લોકોનું લક્ષ તે તરફ ગયું જણાતું નથી. બંધારણીય રાજ્યસત્તા બાબતમાં પોતાના દેશના ઇતિહાસ અનુસાર, બાંધેલા ખ્યાલોને લીધે બ્રિટિશરોની ખરેખર એ જ માન્યતા હતી, કે જાડેજા ભાયાતોને પોતાના મહારાઓ ચૂંટી કાઢવાનો હક્ક છે. અને ભારમલજીના જ કુંવરને ગાદીપતિ તરીકે ચૂંટી કાઢવામાં ભાયાતોએ, તેમને પોતાને થયેલા ગંભીર નુકસાન બદલ જે ક્ષમા તથા વિરલ તટસ્થતા દાખવ્યાં હતાં, તેની બ્રિટિશ લોકો પ્રશંસા કરવા લાગ્યા. તેઓ જાણતા નહોતા, કે જેવા મહારાઓશ્રી ભારમલજી રાજ્ય કરતા બંધ થયા, કે બીજી જ પળે તેમના કુંવર, કચ્છી પ્રણાલિકા પ્રમાણે આપોઆપ મહારાઓપદે આવી ગયા હતા.



[ ૯ ]

# બ્રિટિશ દરમિયાનગીરીના કેટલાક પ્રત્યાઘાતો

"જાડેજા ભાયાતોએ દર્શાવેલ ઇચ્છાનુસાર, માનનીય કંપની સરકાર સ્વીકાર કરે છે, કે મહારાઓશ્રી ભારમલજીએ કચ્છની રાજ્યગાદી ઉપરનો પોતાનો હક્ક ગુમાવ્યો છે અને તેથી તેમને પદભ્રષ્ટ થયેલા જાહેર કરવામાં આવે છે."

ઈ. સ. ૧૮૧૯ ના ઓકટોબરમાં 'ઇસ્ટ ઇન્ડિયા કંપની' તથા મિર્ઝા મહારાઓશ્રી દેશલજી, તેમના વારસદારો તથા ઉત્તરાધિકારીઓ વચ્ચે થયેલ મિત્રાચારીના કરારની, કલમ બીજીમાં ઉપરના શબ્દો લખવામાં આવ્યા હતા. હિન્દુસ્તાનના કોઇ પણ રાજપૂત રાજ્યના, સરકારે કરેલા ક્રાન્તિકારી કરારોમાં આ કરારને એક અસાધારણ અને ઐતિહાસિક દસ્તાવેજ તરીકે ગણવો જોઇએ. 'ઇસ્ટ ઇન્ડિયા કંપની' તરફથી તેમાં કેપ્ટન મેકમર્ડોએ સહી કરી, અને જાડેજા પૃથ્વીરાજજી, વિજયરાજજી, મેરામણજી, પ્રાગજી, પ્રાગજી મોકાજી, અલિયાજી, નોંઘણજી, ભાણજી અને જેમલજીએ કચ્છદરબાર તરફથી તેમાં સહી કરી. જાગીરદારોને પોતાના રાજવીને ચૂંટી કાઢવાના "હક્ક"નો સ્પષ્ટ રીતે આ કરારમાં પ્રથમ વખત જ ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. જેમ કચ્છના મહારાઓના આંતરિક વહીવટમાં બ્રિટિશ દરમિયાનગીરી થઇ શકતી નહિ, તેવો જ હક્ક જાડેજા ભાયાતોને પોતપોતાના આંતરિક વહીવટપૂરતો બક્ષવામાં આવ્યો. જુદા જુદા દસ્તાવેજોની રૂએ, બ્રિટિશ સરકારે બધા જાડેજા ભાયાતોને તથા અગ્રગણ્ય અમીર ઉમરાવોને (જેમાં પ્રધાનોનો પણ સમાવેશ થતો હતો.) બાંહેધારી આપી, કે તેઓ મહારાઓશ્રીની કાંઇ પણ દરમિયાનગીરી વગર પોતપોતાની મિલકતનો સ્વતંત્ર રીતે ઉપભોગ કરી શકશે. જાગીરદારોની સત્તા ઉપર મહારાઓશ્રી તરફથી પગપેસારો થવાની શક્યતા અટકાવવા કંપનીએ એટલે દરજ્જે તકેદારી રાખી, કે મજકૂર કરારમાં મહારાઓશ્રીએ બ્રિટિશને જરૂર પડે ત્યારે લશ્કરી મદદ આપવાની શરત હતી તેમાં સ્પષ્ટ ઉલ્લેખ હતો, કે આ શરતના પાલન માટે મહારાઓશ્રીએ હંમેશના ચાલતા રિવાજથી વધારે લશ્કર પૂરૂં પાડવા ભાયાતો ઉપર ફરજ નાખવી નહિ.

કચ્છમાં છેલ્લી બે સદીથી રાજકીય વિકાસ જે ઢબે થઇ રહ્યો હતો તેમાં કંપનીની દખલગીરીને કારણે એક જ ઘાથી તે વિરૂદ્ધ દિશામાં વહેતો થયો. જુદા જુદા ગરાસદારો અને સરદારો પોતપોતાની જાગીરોમાં જુદી જુદી રીતે કારભાર ચલાવતા હતા, તેને

બદલે કચ્છ રાજ્યમાં મહારાઓશ્રીની કેન્દ્ર-સત્તા હેઠળ, જે જાતનું રાજ્યતંત્ર ગોઠવાતું જતું હતું, તેમાં લોકોની જરૂરિયાતોને સારી રીતે સંતોષી શકાય, તેવી પદ્ધતિ દાખલ થઈ રહી હતી. (જો કે તેમાં પણ વિકાસ-મર્યાદાઓ તો હતી) ઘણા દુર્ભાગ્યની ઘટના છે, કે કંપનીનો કચ્છ સાથેનો પ્રથમનો નિકટનો સંબંધ, જ્યારે અહીં ગેરવ્યવસ્થા ચાલી રહી હતી ત્યારે થવા પામ્યો હતો.

આવી ગેરવ્યવસ્થા જાડેજાઓએ કચ્છ પર કબજો કર્યો ત્યારથી આજ દિન સુધી આટલા પ્રમાણમાં કદી થવા પામી ન હતી. અને તેને લઈને કચ્છના કેન્દ્રમાંથી અગાઉના જે જે રાજવીઓએ તકેદારી રાખી, કાળજીપૂર્વક રાજ્યતંત્ર ગોઠવવું શરૂ કર્યું હતું. તે વિકાસ પામે તે પહેલાં જ બળહીન બની ગયું. ગરાસદારો જે અતિ વધારે પડતા હક્કો ભોગવવા માગતા હતા, તેને ખોટા ઠરાવવા માટે કંપની સરકાર પાસે કોઈ અસરકારક રજૂઆત થઈ નહોતી. ગરાસદારોના હક્કનો આધાર સામાજિક સ્થિતિ ઉપર જ હતો, અને તેવી સામાજિક સ્થિતિ અદૃશ્ય થવા માંડી હતી. કંપનીએ જ્યારે જ્યારે નવો વિસ્તાર પોતાના રક્ષણ હેઠળ લીધો, ત્યારે ત્યારે ખાસ સિદ્ધાંત એ લક્ષ્યમાં રાખ્યો હતો, કે જેના જેના જે જે હક્કો પરંપરાથી ચાલતા આવ્યા હોય, તે તે હક્કોમાં ઓછામાં ઓછો ફેરફાર કરવો. અને કમભાગ્યે કંપની પાસે મહારાઓશ્રી નહિ પણ ભાયાતો જ પોતાની રજૂઆતો કરતા રહ્યા હતા. તેથી ભાયાતોનું જ દૃષ્ટિબિન્દુ લક્ષમાં લેવાતું હતું અને તેમનું જ ધાર્યું થઈ શકતું હતું. (કચ્છના રાજકીય ક્ષેત્રની વિચારસરણીથી એ વખતે બ્રિટિશ લોકો એટલા બધા પરિચિત નહોતા.)

આ અનુસંધાનમાં કચ્છ વિષે લખનારા બ્રિટિશ લેખકો ભાયાતો અને ગરાસદારોના અતિશય ભારે પડતા હક્કો કંઈ પણ રદિયા વગર કેવી રીતે સ્વીકારતા થયા હતા તે સમજવું એ એક સમસ્યા છે. ઈ. સ. ૧૮૧૮ માં કેપ્ટન મેકમર્ડો જ્યારે અંજાર મુકામે રેસીડન્ટ તરીકે નિયુક્ત હતા ત્યારે તેમણે મુંબઈની સાહિત્ય-સભામાં કચ્છ વિષે એક નિબંધ વાંચ્યો હતો. અને તે નિબંધ સોસાયટીના તરજૂમાના ગ્રંથમાં ઈ. સ. ૧૮૨૦ માં છપાયેલ છે. તેણે કચ્છના કારભારને એક કેવળ અમીર-ઉમરાવ શાહી રાજ્યકારભાર તરીકે વર્ણવ્યો છે. અને તેમાં જુદા જુદા વિસ્તારમાં જે જે ગરાસદારો કે ભાયાતોની હકૂમત હતી તે તે વિસ્તારમાં તે તે ભાયાતો સ્વતંત્ર કારભાર કરે છે એમ લખ્યું છે.

આ સરદારો અને ભાયાતો ઉપર એક મોવડી અસ્તિત્વ ધરાવે છે, અને તેને રાઓ એવો ઈલ્કાબ આપવામાં આવેલ છે, અને જ્યારે જ્યારે તેમને બોલાવવામાં આવે છે ત્યારે ત્યારે તેઓ સઘળા પોતાના સગા-સંબંધીઓ અને રસાલા સહિત લશ્કરી મદદ આપવાને બંધાયેલ છે. વધારામાં તે કચ્છ વિષે ઉલ્લેખ કરતાં લખે છે, કે આ સઘળા ભાયાતો અને ગરાસદારો પોતાના વંશના મુખ્ય પુરુષ તરીકે (ટીલાત તરીકે) પોત-પોતાના પેટા જાગીરદારો, જે જુદા જુદા ગામ ધણીઓ છે, તેની પાસેથી લશ્કરી મદદ પોતાના હક્કની રૂએ મેળવતા રહે છે.

આ પેટા ગરાસદારો મહારાઓશ્રી સાથે તેવા સંબંધથી જોડાયલા નથી. મહારાઓશ્રી કે ગરાસદારો પોતાના કુળના સગા–સ્નેહી ઉપર કંઈ પણ સત્તા ધરાવતા નથી; તેમના ગામ–ગરાસના તેઓ વહીવટ કરતા રહે તેમાં વચમાં પડી શકતા નથી. છતાં આ નિબંધના લખનાર કેપ્ટન મેકમર્ડો જણાવે છે, કે પાંચ વરસો ઉપર મૃત્યુ પામેલ એક મુસલમાન રાજ્ય–વહીવટકર્તા (જમાદાર ફતેહમહમ્મદ)ના સમયમાં ઘણા ગરાસદારોની જમીન જપ્ત કરી લેવામાં આવી હતી.

સ્વતંત્ર જાગીરદારોના વિકાસ ઉપર અંકુશો મૂકીને તથા બળવાખોર ગરાસદારોની જમીનો ખાલસા કરીને, કચ્છ દરબારની મધ્યવર્તી સત્તા મજબૂત કરવા માટે જમાદાર ફતેહમહમ્મદે જે એકધારા પ્રયાસો કર્યા હતા, તે મહાન વ્યક્તિ માટે આ લાંબા અને માહિતીપૂર્ણ દસ્તાવેજમાં ફક્ત એટલી જ ટૂંકી નોંધ થયેલી જોવામાં આવે છે. મેકમર્ડોએ વિશેષ નોંધ લીધી છે, કે "દરેક ગરાસદારે પોતાના રક્ષણ માટે ગઢ બાંધેલા છે, શ્રમજીવી તેમ જ વ્યાપારી વર્ગ તરફ બહુ સારો વર્તાવ કરવામાં આવે છે, અને તેઓ પોતાની મરજી મુજબ સ્થળાંતર કરવાની સ્વતંત્રતા ભોગવે છે. આ વર્ગની આબાદી ઉપર જ જાગીરદારોનો નિભાવ થતો હોવાથી, તેઓ જ્યાં વસવા માગે ત્યાં તેમને આવકારવામાં આવે છે. ખેડૂત તથા વેપારીઓ એક ગામથી બીજા ગામે વસવાટ કરવામાં જે સગવડ ભોગવી રહ્યા છે, તેથી તેમને એક વિશિષ્ટ પ્રકારની અગત્ય પ્રાપ્ત થાય છે. આ સ્થાન બીજા કોઈપણ દેશી રાજ્યમાં આ વર્ગ ધરાવતો નથી." કચ્છના તત્કાલીન સામાજિક માળખામાં ખેડૂત તથા વ્યાપારી વર્ગનું જે વિશિષ્ટ સ્થાન હતું, તેનો યશ મેકમર્ડોએ પોતાની લાક્ષણિક રીતે ગરાસદારોના તે વર્ગ પ્રત્યેના સદ્‌ભાવને જ આપ્યો છે.

દરિયા–પારના મુલકો સાથે વ્યાપાર–રોજગાર કરવાની કચ્છી પ્રજાની જન્મસિદ્ધ બુદ્ધિ, કચ્છની ગાદીએ આવેલા મહારાઓએ કચ્છના વ્યાપારને ઉત્તરોત્તર વિકસાવવા આપેલાં ઉત્તેજનો, કચ્છે બહારની દુનિયા સાથે લાંબા સમયથી સ્થાપિત કરેલા વ્યાપારી સંબંધો આ તથા આ પ્રકારની બીજી નક્કર હકીકતનો બિલકુલ ઉલ્લેખ તેણે કર્યો નથી. છતાં પણ મજકૂર નિબંધના એક બીજા ફકરામાં કેપ્ટને નિર્દેશ કર્યો છે, કે "માંડવીના વેપારમાં આઠસો જેટલાં વહાણો રોકાયલાં રહેતાં, માંડવી શહેર તથા બંદરની ઉપજ વાર્ષિક અઢી લાખ રૂપીઆ જેટલી આવતી. માંડવીનો મારવાડ અને મેવાડ સાથે સારો વેપાર ચાલતો. અને ત્યાંની વસ્તી ૫૦,૦૦૦ ની હતી." તેની નોંધમાં આગળ ચાલતાં ઉલ્લેખ છે, કે લખપત અને મુન્દ્રા બંદરની વસતી અનુક્રમે ૧૫ તથા ૧૨ હજારની છે. તથા લખપતની ઉપજ ૬૦ હજાર અને મુન્દ્રાની ૩૦ હજાર જેટલી છે. આર્થિક દૃષ્ટિએ સમૃદ્ધ, એવું આ પ્રકારનું કચ્છનું સામાજિક જીવન, મેકમર્ડોએ દોરેલ તત્કાલીન કચ્છના સામાજિક જીવનનું ચિત્ર, જેમાં નાના મોટા સ્વતંત્ર ગરાસદારોનું વર્ચસ્વ હોય, તેની સાથે સુસંગત થતું નથી. આથી એમ સ્પષ્ટ થાય છે, કે મેકમર્ડોએ વિવિધ પ્રકારની ઝીણવટ ભરેલી પુષ્કળ માહિતી સંપાદિત કરી છે, છતાં પણ તેની રજૂઆત એક તરફી છે. મેકમર્ડોને કચ્છની પરિસ્થિતિનું ઠીકઠીક જ્ઞાન હોવા છતાં તેનો અહેવાલ સમગ્ર રીતે એમ

સિદ્ધ કરે છે, કે તેણે સંપાદન કરેલી વિગતો મહદ્ અંશે, નાના મોટા ગરાસદારો પાસેથી જ તેણે મેળવી હતી. આ ગરાસદારોના તેણે રાજપૂત અને મુસલમાન ગરાસીઆ, એમ બે જુદા વર્ગ પાડ્યા છે.

આપણે જોયું તેમ મહારાઓશ્રી ભારમલજીનો તેને બહુ કડવો અનુભવ થયો હતો, એ સત્ય છે. સમગ્ર જાડેજા કોમ માટે તેણે બહુ કડક ટીકા કરી છે. ખાસ કરીને બાળ-હત્યાની તેમની કુરૂઢિ, કે જે બાબત તેનો મુંબઈવાસી પ્રેક્ષક વર્ગ બહુ ઊંડો રસ ધરાવતો હતો, તે અંગે મેકમર્ડોએ એટલે સુધી આગળ વધી, અડસટ્ટો કાઢીને કહ્યું, કે "હું જ્યારે આ બોલી રહ્યો છું, તે પળે કચ્છમાં જાડેજા બાળિકાઓની સંખ્યા ૬૦ જેટલી પણ જીવતી નથી. હું સાઠ તો ચોકસાઇના ખાસ હેતુસર બોલું છું, ખરેખર તો આ સંખ્યા ૩૦ ની આસપાસ જ છે." સારા કુટુંબની રાજપૂત સ્ત્રીઓ પડદામાં જ રહેતી હોવાથી, મેકમર્ડોને પોતાની ગણતરી કરવામાં ઘણી જ મર્યાદા અનુભવવી પડી હશે. છતાં તે આ આંકડા કેવી રીતે રજુ કરી શક્યા, એ અમારા સમજવામાં આવતું નથી. પરંતુ તેણે જે અમાનુષી–ઘાતકી બનાવોનું વર્ણન કર્યું, તેથી કચ્છના રાજકારણમાં પડવાનું મુંબઈ સરકારનું જે વલણ હતું, તે અવશ્ય વધારે મજબૂત બન્યું હોય એ સંભવિત છે. પરંતુ કચ્છની તે વખતની સ્થિતિ દર્શાવવા માટે આ વૃત્તાંત કરતાં વધારે સમભાવ ધરાવનારો અને વધારે સમજદાર અહેવાલ મહાન ઇતિહાસકાર જેમ્સ ટૉડે પાંચ વરસ બાદ લખેલી નોંધોમાં પ્રાપ્ય છે. શ્રી ટૉડે માંડવી જાતે જોઈ હતી, અને આખી રાત ઘોડેસવારી કરી, તે ત્યાંથી ભુજ પહોંચ્યો હતો.

ઇ. સ. ૧૮૨૩ ના જાન્યુઆરી માસમાં એક–બે અઠવાડિયાં આ કામ માટે ગાળી, દરિયારસ્તે માંડવી થઇ તે મુંબઈ પાછો ફર્યો હતો. કચ્છ તથા રાજસ્થાનના દેશી રાજ્યો વચ્ચેના તફાવતોથી અને ખાસ કરીને જેના વિષે તે સારૂં જ્ઞાન ધરાવતો હતો, તે મેવાડના પ્રદેશથી તે બહુ પ્રભાવિત થયો હતો. તેના આખરી મત પ્રમાણે કચ્છના બેટ જેવા ભૌગોલિક અલગપણાને લીધે જ, ત્યાંનો અમીર–ઉમરાવનો વર્ગ પોતપોતાના વંશ પરંપરાગત સ્વતંત્ર અધિકારો સહિત સુરક્ષિત રહેવા પામ્યો હતો. ટૉડને કહેવામાં આવ્યું, કે "કચ્છ દરબારને કાંઇ નજરાણું આપ્યા વગર જાગીરદાર પોતાના પૂર્વજની ગાદીએ બેસે છે. અને મહારાઓશ્રી જ્યારે ગાદી નશીન થાય છે ત્યારે, તથા પોતાના લગ્ન પ્રસંગે અને પોતાને ત્યાં કુંવરના જન્મ પ્રસંગે જ નજરાણાં માગવાનો તેમને હક્ક છે. મહારાઓ જાગીરદારોની સંમતિ વગર સ્વતંત્ર રીતે કંઇ કરી શકતા નથી. એક વખત બક્ષિસમાં અપાયેલ જમીન, રાજ્ય પાછું ખાલસા કરી શકતું નથી." જે જાગીરદાર વર્ગે ઉપર્યુક્ત હક્કો, (તે વ્યાજબી હોય કે નહિ)ની હિફાજત માટે બ્રિટિશ લોકોની દરમિયાનગીરી નોતરી હતી, તેની જ પાસેથી કેપ્ટન મેકમર્ડોની માફક ટૉડને પણ આ બધી માહિતી મળી હતી. "પોતાના ખાસ પ્રદેશથી આગળ, જે રાજવીને કોઇપણ પ્રકારની દીવાની હકૂમત નથી, છતાં સમગ્ર દેશના સામાજિક તંત્રને સુસંગઠિત રાખવા માટે તે ઓછામાં ઓછી રાજકીય સત્તાનો ઉપયોગ કરે છે." એમ ટૉડ કહે છે. અને એ રીતે કચ્છના

મહારાઓના અનેરા સ્થાન વિષે શ્રી ટૉડને માન પેદા થાય તે સ્વાભાવિક છે. પરંતુ જે વસ્તુ કેપ્ટન મેકમર્ડોના જોવામાં આવી નહોતી, તે વસ્તુની નોંધ લેતાં શ્રી ટૉડ લખે છે, કે "દેશમાં એક એવા પ્રકારનું વર્ગીકરણ તે સમયે હસ્તી ધરાવતું હતું, કે જેનું વ્યવસ્થિત સંચાલન કરવામાં આવે તો અમીર–ઉમરાવોની સત્તા નબળી પડે, અને મુખ્ય સત્તા મહારાઓના હાથમાં રહેવા પામે."

આગળ ચાલતાં ટૉડ કહે છે, કે "મહારાઓની હકૂમત દેશની બીજી સમગ્ર હકૂમતથી ચઢિયાતી છે. તથા કેટલાંક શહેરો અને કસબાની ઉપજનો તેમાં સમાવેશ થાય છે." મહારાઓશ્રીને દરિયાઇ ઓલનો માલ જપ્ત કરવાનો અને કચ્છના અખાતમાં દાખલ થતાં વહાણો ઉપર તથા કચ્છની દરિયાઇ હદમાં ધોરણસર પરવાના વગર ચાલતાં વહાણો ઉપર રસ્તાવેરો (કર) નાખવાનો અધિકાર હતો, એ હકીકતની પણ શ્રી ટૉડે નોંધ લેવી જોઇતી હતી. આ અધિકારની રૂએ મહારાઓશ્રીને જે અનુકૂળતા સહજ મળતી હતી, તે વડે તે નાના નાના ગરાસદારો પાસેથી કેટલીક સેવાઓ હંમેશ મેળવી શકતા. જો શ્રી ટૉડે કચ્છની મુલાકાત એક સૈકા અગાઉ લીધી હોત, તો તેના જોવામાં આવ્યું હોત, કે જે વ્યવસ્થિત સંચાલનનો તેણે ઉપર ઉલ્લેખ કર્યો છે, તેવું જ સંચાલન કચ્છમાં હસ્તી ધરાવતું હતું. અને તેથી જાગીરદારોની સત્તા ભાંગી જઇ કચ્છ દરબારની સત્તા મજબૂત થઇ હતી. તે જ્યારે કચ્છમાં આવ્યો ત્યારે તેને એમ કહેનાર કોઇ નહોતું, કે જે ગેરવ્યવસ્થાને કારણે બ્રિટિશ પ્રજાની કચ્છના રાજકારણમાં દસ્તંદાજી થવા પામી હતી, તેવી પરિસ્થિતિ કચ્છના સદ્‌ભાગ્યે ભૂતકાળમાં કદી સર્જાઇ જ નહોતી.

શ્રીમાન રતનશી જેઠા જે તે વખતની રીજન્સી કાઉન્સીલનો વધારેમાં વધારે સમજદાર અને ડાહ્યો મેમ્બર હતો, તેની મદદથી શ્રી ટૉડે થોડા જ દિવસોના વસવાટ દરમિયાન ઘણી ઘણી કચ્છ વિષેની હકીકત એકઠી કરી હતી. જાડેજા વંશના ઉદ્‌ભવની, તેમજ જાડેજા વંશના ઇતિહાસની જે હકીકત તેણે પોતાની તીવ્ર ઐતિહાસિક કલ્પનાઓથી રજૂ કરેલ છે, તેમાંની ઘણીખરી તો હવે જુદી જ રીતની જણાય છે. પણ રાજપૂત સ્વભાવના તેના વિશાળ જ્ઞાન અને રાજપૂતો માટેના તેના સહજ પ્રેમને લીધે, તેણે તે વખતના બનાવોના અનુસંધાનમાં જે કંઇ સંપાદિત કર્યું છે, તે આ વિષય પરત્વે યથોચિત વાચન પૂરું પાડે છે. ટૉડને પણ માંડવીની સમૃદ્ધિ જોઇ, ત્યાંની આર્થિક સ્થિતિ વિષે બહુ જ સારી અસર થઈ હતી. જે માંડવી બંદરે અસોથી પણ અધિક સંખ્યામાં વેપાર-વણજના માલથી ભરેલાં વહાણો આવતાં હોય, જેની બંદરની લાગતની વાર્ષિક આવક રૂપિયા એક લાખથી પણ અધિક હોય, જેના વેપારીઓનો સંબંધ અરેબિયા અને આફ્રિકાના તમામ બંદરો સાથે ચાલુ રહેલો હોય, જે શહેરના ૫૦ મોટા શાહ વેપારીઓની પેઢીઓ અને આડતિયાઓ ગુજરાત રાજપૂતાના તથા હિન્દુસ્તાનના ઉત્તર પ્રદેશના વિસ્તારો સુધી વેપાર–વણજનાં કામકાજ કરતાં હોય, એવું માંડવી શહેર સમૃદ્ધ છે, એમ ટૉડનું વર્ણન છે.

કોઇપણ દેશી રાજ્યના ઘડતરમાં રાજકીય તત્ત્વો ઉપરાંત આર્થિક તત્ત્વો પણ કેટલેક અંશે મહત્ત્વનો ભાગ ભજવે છે, તેની શ્રી ટૉડને ઊંડી સૂઝ હતી. સમકાલીન બ્રિટિશ

ઇતિહાસકારો કરતાં, શ્રી ટોડ અહીંની આર્થિક અવદશાની વધારે સચોટ તુલના કરી શક્યા છે તેનું કારણ પણ એ જ હોઈ શકે. વિકટ આર્થિક સંજોગોને લીધે જ જાડેજાઓમાં બાળ-હત્યાની પ્રથા પ્રચલિત થવા પામી હતી, એમ ટોડ સ્વીકારે છે, તેમ છતાં પણ આ અમાનુષી પ્રથાનો તે કારણસર લેશમાત્ર પણ બચાવ થઇ શકે તેમ નથી જ. વળી બાળ-હત્યાની પ્રથા કુંવરીઓ પૂરતી જ મર્યાદિત રહી નહોતી, એમ ટોડને જણાયું હતું, તેમાં પણ તથ્ય છે. ટોડને સ્પષ્ટ દેખાયું હતું, કે સંખ્યાબંધ વારસદારો વચ્ચે જાડેજાઓની સ્થાવર મિલકતના હજુ પણ વધારે ટુકડે ટુકડા થઇ જતા અટકાવવા માટેનો કેટલેક અંશે આ એક મરણિયો પ્રયાસ પણ હતો. આ પ્રમાણે મિલકતની વહેંચણી કરવાની પ્રથાનું એ પરિણામ આવ્યું હતું, કે દરેક કુંવરને ફાળે તદ્દન નજીવો હિસ્સો જ આવતો. કેટલેક અંશે તેનું કારણ એ પણ હતું, કે જાડેજા કુંવરીઓને માટે યોગ્ય વર શોધવાની મોટી મુશ્કેલી હતી. કારણ કે જે વર્તુલોમાંથી એમને માટે યોગ્ય વર મેળવી શકાય, એ વર્તુલો ઘણાં સાંકડાં હતાં.

કચ્છના ભાવિ પર કંપની સાથેના તુરતના સ્થપાયેલા સંબંધથી કેવી જાતની અસર પેદા થવાનો સંભવ છે, તે વિષે પણ શ્રી ટોડના વિચારો એટલા જ ઊંડા અને સમજદારી ભર્યા છે. તે જણાવે છે, કે જો કચ્છની નજીકમાં એક અતિ સંસ્કારી, મહત્ત્વાકાંક્ષી અને ઉત્કર્ષાભિલાષી નવી રાજ્ય-સત્તા સ્થપાઇ નહોત, એટલે કે બ્રિટિશ જેવી સત્તાનો પગ પેસારો થયો નહોત, તો કચ્છની રાજકારભારની પદ્ધતિ એ જ રીતે ઘણા સૈકાઓ સુધી ચાલુ રહી હોત.

તેણે નોંધ લીધી છે, કે જાડેજા ભાયાતો એ પસંદ કરતા હતા, કે તેમની સ્વતંત્રતા, કચ્છ દરબાર છીનવી લે તેના કરતાં કોઇ વિદેશી સત્તાને સ્વેચ્છાથી જ તે સુપરત કરવી. પરંતુ આ બાબત ટોડનું સ્પષ્ટ મંતવ્ય હતું, કે જો જાડેજાઓ તે પ્રમાણે સબસીડીઅરી સંધિ કરવાનું પગલું ભરશે તો તેનું ભયંકર પરિણામ એ જ આવશે, કે કચ્છમાંથી જાડેજા સત્તા સમૂળગી નષ્ટ થઇ જશે. એટલે તેને પસંદ કરવાનું કાર્ય એક જાતની આફત વહોરવા જેવું ભાવિ નોતરશે.

વધારામાં તે કહે છે, કે "મારે કહેવું જોઇએ કે અમારી (બ્રિટિશ સત્તાધીશોની) ભાવના ભલે ગમે તેટલી પવિત્ર હોય, પણ જ્યાં રીજન્સી કાઉન્સીલના વડા તરીકે બ્રિટિશ રેસીડન્ટ હોય, રતનશી જેઠા ભલે ગમે તેવો લાયક ગૃહસ્થ હોય, છતાં અમારા તાલે તાલ મિલાવનાર અમારી બનાવટના જ પ્રાણી જેવો હોઇને અમારા નિર્દેશ મુજબ કારભાર કરતો હોય, અને અમારી જ ફૂટનીતિને અમલમાં મૂકનાર એક એજન્ટ જેવો હોય, ગરાસદારો અને ભાયાતો જાડેજા-સત્તાનો રાજ્યદંડ અમારે ચરણે ધરવા જેવું અક્ષમ્ય પાપકૃત્ય કરીને પછી રક્ષણ માટે અમારા તરફ જ મીટ માંડી રહ્યા હોય, ત્યાં આવા સંજોગોમાં, ભૂતકાળમાં જેની ઇતિહાસે નોંધ લીધી છે, અને ભવિષ્યમાં લેશે તેના કરતાં જો ઉલટું પરિણામ આવે, તો તેને એક ચમત્કાર જ ગણી શકાય. પછી તો એ સમય દૂર ન રહે, કે જ્યારે બીજાં રાજ્યોની માફક કચ્છમાં પણ સંખ્યાબંધ બ્રિટિશ

વડા સત્તાધીશો, ન્યાયાધીશો, કલેક્ટરો, ન્યાય-કચેરીઓ વગેરે આખા કચ્છ પ્રદેશ ઉપર પથરાઈ જશે.” આ છેલ્લું ભવિષ્ય ભાખવામાં ટોડ સાહેબે જરા વધારે પડતા નિરાશાજનક સૂર કાઢેલ છે.

સત્ય હકીકતની દૃષ્ટિએ આપણે આગળ જતાં જાણી શકશું, કે ત્યારપછી ગાદીનશીન થતા એક પછી એક, એમ દરેક રાજવીએ હિંમતભેર પ્રયાસો કરતા રહી, ભાયાતોના ઉપજાવી કાઢેલા કેટલાક હક્કો બ્રિટિશરોએ સ્વીકારવાથી કચ્છના વિકાસ પર જે પ્રતિકૂળ અસર થવા પામી હતી, તેમાંની ઘણીખરી અસર નાબૂદ કરી એટલું જ નહિ, પણ કમમાં કમ કચ્છનું ખરૂં સ્વાતંત્ર્ય ટકાવી રાખ્યું. અને તે આજ દિન સુધી એટલે સને ૧૯૪૮ ની સાલ સુધી સ્વતંત્ર રહીને, આઝાદ ભારતના સમગ્ર એકમમાં ભળી જવાનો યોગ પ્રાપ્ત થયો ત્યાં સુધી કચ્છ એક સ્વતંત્ર દેશી રાજ્ય તરીકે ટકી રહ્યું.

શ્રી જેમ્સ ટોડનું જ્યારે કચ્છમાં ટૂંકા સમય માટેનું, પણ સફળ આગમન થયું ત્યારે ઇ. સ. ૧૮૧૯ માં બનેલ બે અતિ અગત્યની ઘટનાઓની સ્મૃતિ લોકોમાં હજુ તદ્દન તાજી જ હશે. પહેલો ઐતિહાસિક બનાવ હતો, મહારાઓશ્રી ભારમલજીનું પદભ્રષ્ટ થવું અને બ્રિટિશ સત્તા સાથે થયેલ મૈત્રીની સંધિ. આ સંધિથી કચ્છ દરબાર અને જાગીરદારોના પારસ્પરિક અધિકારો બાબત અગાઉ જે વ્યવસ્થા પ્રવર્તતી હતી તેમાં ધરમૂળથી ફેરફાર થયો, એટલું જ નહિ પણ જે દેશી રાજ્યો હજુ સુધી સ્વતંત્ર રહેવા પામ્યાં હતાં તેને પણ “સબસીડીઅરી એલાયન્સ” નામની એક સર્વગ્રાહી પદ્ધતિ મારફત બ્રિટિશ વર્ચસ્વ નીચે લઈ લેવાની નીતિનો તત્કાલીન બ્રિટિશ ગવર્નર જનરલ માર્કિવસ ઓફ હ્યુગટ મક્કમ રીતે અમલ કરી રહ્યો હતો. તે પદ્ધતિના મજબૂત બંધનમાં કચ્છ પણ મજકૂર સંધિના પરિણામે સપડાયું. ઘણીખરી બાબતોમાં આ સંધિ ચાલુ ધોરણ પ્રમાણે જ હતીઃ—

કંપની દરબારને ખરચે, એક બ્રિટિશ લશ્કર પૂરૂં પાડે; મહારાઓશ્રી તથા તેમના વારસદારો અને અનુગામીઓની સત્તા અને હકૂમતમાંના પ્રદેશોને, પરદેશી આક્રમણો કે આંતરિક દુશ્મનોથી સુરક્ષિત રાખવાની કંપની બાંહેધારી આપે; ઉપરાંત મહારાઓની તેમજ જાડેજા ભાયાતોની અંગત બાબતો ઉપર કંપનીનો કોઇ પણ પ્રકારનો અધિકાર ન હોવાનો પણ તેમાં તેમણે સ્વીકાર કર્યો હતો. વિશેષમાં તેમણે એમ પણ ઉમેર્યું હતું, કે “મહારાઓ, તેમના વારસદારો અને અનુગામીઓ એમના મુલકના કુલમુખત્યાર માલિક રહેશે.” આ કથન તો દેખીતી રીતે એક વક્રોક્તિ જ છે. સંભવ છે કે તે ઈરાદાપૂર્વકની નહિ હોય. પરંતુ આ એમની શુભેચ્છા વ્યર્થ હતી. તે ફળીભૂત ન થાય તેવા દરેક પ્રયાસ કંપની પોતે જ કરી રહી હતી. દરબારશ્રી તરફથી એવી બાંહેધારી આપવામાં આવી, કે–તેમણે કંપનીની મંજૂરી વગર કોઇ પણ દેશી રાજ્ય સાથે વાટાઘાટો કરવી નહિ. કોઈ દેશી રાજ્ય ઉપર આક્રમણ કરવું નહિ. દેશી રાજ્યો સાથેના બધા ઝગડાઓ, સમાધાન માટે કંપની પાસે રજૂ કરવા. જ્યારે જ્યારે માગણી કરવામાં

આવે ત્યારે કંપનીને લશ્કરી મદદ આપવી. (પણ આને કારણે જાડેજા ભાયાતો ઉપર કાંઈ પણ વધારાનો બોજો પડવો જોઈએ નહિ.)

દેશનાં સર્વોત્તમ ગણાતાં રાજ્યો સાથે જે "સબસીડીઅરી એલાયન્સ"ની સંધિ કરવામાં આવી હતી, તેમાંની ઘણીખરી સંધિઓમાં ઉપર મુજબની શરતો સર્વમાન્ય હતી. પરંતુ કચ્છના કેટલાક વિશિષ્ટ સંજોગોને પહોંચી વળવા, મજકૂર સંધિમાં સંખ્યાબંધ વધારાની શરતો ઉમેરવામાં આવી હતી, જે શરતો બીજા દેશો સાથેની સંધિમાં જોવામાં આવતી નથી. ચાંચિયાગીરીને નાબૂદ કરવી, બહારવટીઆને આશ્રય ન આપવો, તથા કચ્છના દરિયાકિનારે ભાંગેલા વહાણોનો માલ જપ્ત કરવાનો કચ્છ દરબારનો હક્ક જતો કરવાના અનુસંધાનમાં ઈ. સ. ૧૮૧૬માં થયેલા કરારમાં જે શરતો મૂકવામાં આવી હતી, તેનો અહીં પુનઃ સ્વીકાર કરવામાં આવ્યો. વધારામાં એવી શરતો મૂકવામાં આવી, કે કચ્છ દરબારે કોઇ આરબ, સીદી કે બીજા પરદેશી ભાડૂતી સિપાહીઓ રાખવા નહિ. અને વધારાના સૈનિકો ભલે તે કચ્છના વતની હોય, તોપણ કંપનીની પરવાનગી મેળવ્યા સિવાય રાખવા નહિ. અમેરિકન, યુરોપિયન, એશિયાટિક અથવા બીજા કોઈ પણ પરદેશી હકૂમત હેઠળનાં વહાણોમાં હથિયાર કે લશ્કરી સરંજામ કચ્છમાં આયાત થવા દેવો નહિ. આ અંગેની કચ્છ દરબારની યોગ્ય જરૂરિયાતની ચીજો વ્યાજબી ભાવે કંપની પોતે પૂરી પાડશે, એવી તેમણે બાંહેધરી આપી. કચ્છનાં સર્વ બંદરે આવવાની બ્રિટિશ વહાણોને છૂટ અપાઈ, તથા કચ્છનાં વહાણોને બ્રિટિશ બંદરે જવાની છૂટ અપાઇ. જાડેજા ભાયાતો વગેરેને અપાયેલી "ગેરંટી"નો પુનરુચ્ચારણ કરતી શરત પણ તેમાં હતી. અને મહારાઓ તથા તેમના કુટુંબમાં બાળહત્યાની પ્રથાનો નિષેધ કરવાનો એક કરાર તાજેતરમાં થયો હતો, તેને જ અનુરૂપ એક શરતનો આ સંધિમાં પણ કુનેહપૂર્વક સમાવેશ કરવામાં આવ્યો હતો. આથી સમગ્ર દેશમાં બાળહત્યાની પ્રથા સદંતર બંધ કરવાનું ઠર્યું.

છેલ્લી પણ અગત્યની એક ખાસ કલમ, કાઉન્સીલ ઓફ રીજન્સીની સ્થાપના બાબતની હતી. કચ્છના ઇતિહાસમાં આવો એક જ દાખલો હતો, અને તે 'બારભાઇ'ના મંડળની સ્થાપનાનો. મહારાઓશ્રી રાયધણજી બીજાની ઘેલછાના વખતમાં આ મંડળની સ્થાપના કરવામાં આવી હતી, અને તેનો કરુણ અંજામ આવ્યો હતો. ભાયાતો આ વ્યવસ્થા યાદ કરીને જરા પણ ખુશી થતા ન હતા. અને તેવા પ્રકારનું બંધારણ સજીવન કરવા તેઓ નાખુશ હતા. રાજ્ય વહીવટમાં નિષ્ઠાપૂર્વક ભાગ લેવાનું તેમને માફક નહોતું આવ્યું. ખાસ કરી તેમની નજરમાં જે અમલદારો જન્મથી અને ઉછેરથી હલકી કક્ષાના હતા, તેમની સાથે એક જ ટેબલ ઉપર સમાન દરજ્જાથી બેસીને તેમને કામકાજ કરવું પડતું, તે તેમને પસંદ ન જ પડે. આમ હોવાને કારણે મહારાઓશ્રી રીતસર પદભ્રષ્ટ થયા ત્યારબાદ, બાળ મહારાઓશ્રી દેશળજી બીજાની કિશોર અવસ્થામાં રાજ્ય કારભારની ગોઠવણ કરવા વખતે, ભાયાતોનું વલણ કંપનીને તદ્દન નિરાશા પેદા થાય તેવું નીવડયું. કંપની સરકાર કચ્છની રાજ્ય–વ્યવસ્થામાં કૂદી પડી હતી, તેનું કારણ મોટે ભાગે એ હતું,

કે ભાયાતોએ અરજી કરી હતી, અને મહારાઓ સામે કંપનીને ટેકો આપવા તત્પરતા બતાવી હતી. કંપનીને કહેવામાં આવ્યું હતું, કે કચ્છ રાજ્યમાં ભાયાતો જ ખરી સત્તા ધરાવનાર હતા, છતાં તેમના વ્યાજબી હક્કો પર કચ્છના મહારાઓ વખતો વખત તરાપ મારતા રહ્યા હતા.

કચ્છના મહારાઓને પદભ્રષ્ટ કરવામાં આવ્યા, અને ભાયાતો તરફથી તેમના કુંવરને મહારાઓ તરીકે પસંદ કરવામાં આવ્યા, ત્યારપછી કંપનીએ વિચાર્યું, કે ભાયાતો જ રીજન્સી કાઉન્સીલ સ્થાપીને રાજ્ય વહીવટ ચલાવવા માટે યોગ્ય સંસ્થા છે. વધુમાં તેમણે વિચાર્યું, કે ભાયાતોની મદદમાં જો મહેતા લક્ષ્મીદાસ જેવા કાર્યકુશળ અને અનુભવી દીવાન હોય, રાજવહીવટના નિષ્ણાત રતનશી જેઠા અને રાજગોર ઓધવજી હરભાઈ જેવા હોય તો શું ન ચાલે? કેપ્ટન મેકમર્ડો (જો કે તેણે ભાયાતોનું વલણ બહુ જ સ્પષ્ટ રીતે જાણવું જોઈતું હતું.) અને મુંબઈ રાજ્યના બ્રિટિશ સત્તાધીશોને દિલગીરી સાથે નિરાશાનો અનુભવ થયો, તે એ કે જે જે ભાયાતો અને ગરાસદારોએ મહારાઓશ્રી ભારમલજીને પદભ્રષ્ટ કરવાના કાર્યમાં બ્રિટિશ લોકોને સાથ આપ્યો હતો, તેમણે ચોકખી રીતે જણાવ્યું, કે "રાજ્ય કારભાર ચલાવવાની જવાબદારી અમે કોઈ રીતે સંભાળવાને તૈયાર નથી." એટલું જ નહિ, પણ બે મોટામાં મોટા જાડેજા ગરાસદારો–રોહાના વિજયરાજજી અને નાગ્રેચાના પૃથ્વીરાજજીએ કેપ્ટન મેકમર્ડો જો કાઉન્સીલ ઓફ રીજન્સીનો મુખ્ય સત્તાધીશ ન બને તો કાઉન્સીલમાં ભાગ લેવાની ચોકખી ના સંભળાવી દીધી. ભાયાતોએ વધારામાં કહ્યું, કે "જો એમ નહિ બને તો અમે અમારી જાગીરોમાં જ રહીશું, અને રાજ્ય–વ્યવસ્થામાં જરા પણ ભાગ નહિ લઈએ." મુંબઈ સરકારે (કચ્છની આંતરવ્યવસ્થામાં ગૂંથાવાથી કેવી કેવી મુશ્કેલીઓમાં મૂકાવું પડશે, તે અગાઉથી જ તેઓ જોઈ શક્યા હતા, એમ જણાય છે.) બહુ જ આનાકાની બાદ ભાયાતોનું કહેવું સ્વીકાર્યું. કાઉન્સીલ ઓફ રીજન્સી સ્થાપવામાં આવી અને બ્રિટિશ રેસીડન્ટ તેના પ્રમુખ તરીકે કામ કરતા થયા.

જ્યારે આવાં બારીક પ્રશ્નોની વાટાઘાટ ભુજ અને મુંબઈના બ્રિટિશ સત્તાધીશો વચ્ચે ચાલતી હતી, ત્યારે કચ્છની ભૂમિ, સૈકાઓ પહેલાં પણ કોઈવાર ન અનુભવેલ એવા ભયંકર ધરતીકંપનો ભોગ બની. આવો જ આંચકો સને ૧૮૧૯ ની સાલમાં સત્યાનાશ સરજે એવી આફતરૂપે કચ્છ પર ઊતર્યો હતો. આ હતી ઈ. સ. ૧૮૧૯ ની બીજી અગત્યની ઘટના. ઈ. સ. ૧૮૧૯ ના જૂનની ૧૬ મી તારીખે સાંજે પહેલો આંચકો આવ્યો. આખી રાત આંચકા ચાલુ જ રહ્યા. છ અઠવાડિયાં સુધી દરરોજ એકાદ આંચકો આવી જતો. આની અસર બહુ જ ભયાનક થઈ. ખુદ મહારાઓશ્રીનો મહેલ પણ તત્કાલપૂરતો વસવાટ માટે સહીસલામત ન રહ્યો. પાટનગર ભુજમાં આશરે ૭૦૦૦ જેટલાં રહેણાકનાં ઘરો અને બીજાં મકાનો જમીનદોસ્ત થઈ ગયાં. અને જાનની ખુવારી પણ ભારે થઈ. માંડવી, અંજાર, લખપત અને કચ્છનાં બીજાં નાનાં ગામોમાં હજારો માણસો કાટમાળ નીચે જ દબાઈ મૂઆં. સમગ્ર કચ્છમાં પાટનગરના ગઢથી માંડીને દૂરદૂરના

કોઈ ધાડપાડૂઓના મજબૂત કિલ્લાઓને પણ ગંભીર નુકસાન થયું. ધીણોધરના મઠના કનફટા બાવાઓનાં કહેવા પ્રમાણે તે ડુંગરમાંથી આગની જ્વાળાઓ ભભૂકવા લાગી હતી. (પાછળના સમયના ઇતિહાસકારોએ એ નિવેદનને હસી કાઢયું છે.) રણના ઘણા ઘણા સૂકા વિસ્તારોમાં એકાએક ખારાં પાણી ભરાઇ ગયાં. જમીનનો સળંગ ભાગ અમુક વિસ્તારમાં ઊપસી આવવાથી સિન્ધુ નદીનું પાણી કચ્છમાં આવતું અટકી ગયું. અને આમ થતાં ગુલામશાહ કલોરાએ કચ્છને નુકસાન કરવા માટે જે દ્વેષયુક્ત યોજના શરૂ કરી હતી, તે હવે પૂરી થઇ, અને લખપતના પ્રદેશમાં લાંબા કાળથી ખેતી માટે જે પાણી ઉપર મહદ્ અંશે આધાર રાખવામાં આવતો હતો, તે પાણીથી તે પ્રદેશ હંમેશને માટે વંચિત બની ગયો. રણનો પશ્ચિમ તરફનો અમુક ભાગ બેસી ગયો. અને પૂરતાં પાણી ભરાઇ જતાં, સિંદરીનો પુરાણો કિલ્લો તેમાં ગરકાવ થઈ ગયો.

આ પ્રકારની સર્વભક્ષી હોનારતમાં ચારેકોર લોકો દુઃખી દુઃખી થઇ ગયા હશે, એમાં શંકા નથી. પરંતુ વિપદ્‌ગ્રસ્તોને રાહત આપવા કેવાં પગલાં લેવાયાં હતાં તે જણાયું નથી. આ સમયે કોઇ બળવાઓ કે તોફાનો થયાની પણ નોંધ મળતી નથી. બલ્કે સિંધના અમીરોએ લખપત પોતાને સોંપી દેવાની માગણી કરી હતી, તે માગણીનો કડક ભાષામાં અસ્વીકાર કરવા જેટલું મજબૂત સ્થાન કચ્છ ધરાવતું હતું, એમ રીજન્સી કાઉન્સીલને તે વખતે લાગ્યું હતું. હૈદરાબાદના સત્તાધીશોની ધારણા હતી, કે ભૂકંપે સર્જેલા ભયાનક અને વ્યાપક નુકસાનને લીધે કચ્છ એટલું નબળું બની ગયું હશે, કે તેમની માગણીનો અસ્વીકાર કરી શકશે નહિ. પરંતુ સંભવ છે કે તેમણે જે ગુપ્ત જાસૂસ ભુજમાં રાખ્યો હતો, તેણે તેમને જાણ કરી હશે કે ભુજમાં રહેતા બ્રિટિશ રેસીડેન્ટને 'ઇસ્ટ ઇન્ડિયા કંપની'નું બળ છે. માટે કચ્છને છંછેડવું ડહાપણ ભરેલું નથી. હૈદરાબાદમાં એવી વાતો પણ ચર્ચાઇ, કે કચ્છ ઉપર હુમલો કરવો જોઇએ કે જેથી બ્રિટિશોને ત્યાંથી હાંકી કાઢી શકાય, પણ આ વાતોનું કાંઇ પરિણામ આવ્યું નહિ.

કચ્છમાં વધતી જતી બ્રિટિશ લાગવગથી સિંધના તાલપૂર વંશના અમીરોને બ્રિટિશ-નીતિ વિષે બહુ અવિશ્વાસ પેદા થતો હતો. જો તેમનું ચાલ્યું હોત તો ઇ. સ. ૧૮૧૬ તથા ૧૮૧૯ની બંને સંધિઓ તેમણે થવા દીધી જ નહોત. મહારાઓ ભારમલજીના પદભ્રષ્ટ થવાના સમાચારે હૈદરાબાદમાં ખૂબ સનસનાટી પેદા કરી હતી. અને રીજન્સી સરકારનો માર્ગ જેમ બને તેમ વિકટ થાય તેમ કરવાનું અમીરોનું વલણ હતું. પારકર તે વખતે નામનો જ સિંધનો એક ભાગ હતો. ત્યાં જે સ્થિતિ ચાલી રહી હતી, તેનો લાભ લઇ અમીરોએ કચ્છને મૂંઝવણમાં મૂકવાની તક લીધી. ઇ. સ. ૧૮૧૬ની સંધિ બાદ, કંપનીના લશ્કરે વાગડ વિભાગમાં સુવ્યવસ્થા પુનઃ સ્થાપિત કરી ત્યારે જે જમીન-દારો અગાઉ આસપાસના પ્રદેશોમાં લૂટફાટનો ધંધો ચલાવી રહ્યા હતા, તેઓ બધા રણ ઓળંગી પારકરમાં ચાલ્યા ગયા. પારકર તાલુકામાં તેમજ બાજુના વીરાવાવમાં પૂંજાજી નામના એક નામચીન ડાકુની સરદારી નીચે, સંખ્યાબંધ સોઢા રાજપૂતો રહેતા હતા. આ ટોળી વધારે ખતરનાક ગણાતી. કારણ કે તેમાં કોસીઆ નામે એક ભાંગેલી મુસ્લીમ

જાતના સેંકડો માણુસો હતા. સિંધમાંથી તાલપૂર–વંશજોએ કલોરાઓ પાસેથી સત્તા ઝૂંટવી લીધી હતી, ત્યારે આ કોસીઆ લોકો કલોરાના પક્ષમાં રહ્યા હોવાથી અમીરોએ તેમને પણ સિંધમાંથી હાંકી કાઢ્યા હતા. તે સમયથી સોઢા સરદારો કે જેઓ તેમનું રક્ષણ કરતા હતા. તેમના સિવાય દરેક સામે કોસીઆઓ કંઇ ને કંઇ કરી રહ્યા હતા. ધાડપાડૂઓના આ સમૂહમાં ભળી જવાનું, વાગડથી નાસી આવેલા લૂટારાઓને બહુ ફાવ્યું. રણ મારફત વાગડ જવાના રસ્તાઓનું તેમનું અણીશુદ્ધ જ્ઞાન, તથા વાગડમાંની પરિસ્થિતિની વાકેફગારી, આ લુટારાઓની ટોળી માટે ખૂબ ખૂબ કીમતી નીવડ્યાં.

ઈ. સ. ૧૮૧૯ના મે માસમાં જ્યારે બાળ મહારાઓ દેશળને ગાદી પર બેસાડે હજુ એક માસ થયો હતો ત્યારે વાગડ ઉપર પારકરમાંથી બે વખત બહુ ભયંકર ધાડો પડી. સેંકડો ઢોરોને હાંકી જવામાં આવ્યાં, તથા રૂા. ૪૦,૦૦૦ સુધીની બીજી મિલકત લૂટી લીધી. લુટારાઓ સ્થાનિક પરિસ્થિતિથી તદ્દન જાણકાર હોવાથી, ભચાઉ જેવાં સુરક્ષિત સ્થળોને મૂકી દઈ, ખૂબ પૈસાદાર અને ઓછામાં ઓછું રક્ષણ ધરાવતાં ગામડાંઓ ઉપર જ તૂટી પડ્યા હતા. એટલે તે લૂટ વાગડમાંથી નાસી છૂટેલા ગરાસીઆઓએ જ કરી હતી, એમ ચોકખું દેખાતું હતું. આથી મહારાઓશ્રી ભારમલજીને જે પગલાં લેવા કંપની લાંબા વખતથી દબાણ કરતી હતી, તે જ પગલાં રીજન્સી કાઉન્સીલે લીધાં. વાગડના બધા ગરાસીઆને માફી બક્ષતો ઢંઢેરો કાઢ્યો. અને જો તેઓ ભવિષ્યમાં સારી ચાલચલગત બાબત ખાતરી આપે, તો તેઓને પોતાના વતનમાં પાછા આવી પોત–પોતાનો ગરાસ સંભાળી લેવાની છૂટ આપી. સંખ્યાબંધ ગરાસીઆએ આનો સ્વીકાર કર્યો. તથા ભવિષ્યમાં વેરની વસૂલાત ખૂનથી ન કરવાની, માંહોમાંહેની તકરારોનો નિકાલ કચ્છ–દરબાર પાસે કરાવવાની, ધાડપાડૂઓને દાબી દેવાના સરકારના પ્રયત્નોમાં સહકાર આપવાની, તથા ભાગેડૂ ગુન્હેગારને આશ્રય ન આપવાની તેમણે બાંહેધરી આપી. વધારામાં પોતાના ગઢોને પણ પાડી નાંખવામાં આવે તેવી સંમતિ આપી, અને ભવિષ્યમાં નવા ગઢ ન બાંધવાની પણ કબુલાત આપી. થોડા જ સમય બાદ ભૂકંપથી જ્યારે લગભગ બધા ગઢો જમીનદોસ્ત થઈ ગયા ત્યારે ગરાસદારોની ચાલચલગતની ખાતરી માટે આ કબુલાત અણધારી રીતે ખૂબ ફળદાયી નીવડી.

જ્યારે વાગડના ગરાસદારો પાછા આવ્યા ત્યારે પારકરમાંથી લૂટફાટ કરવા આવનાર જૂથોને રણના રસ્તાના વાકેફગાર ભોમિયાઓની મદદ મળવી બંધ પડી. તે છતાં રણ મારફત કચ્છમાં આવી લૂટફાટ કરવાનું તેઓએ છોડી ન દીધું. આ લુટારાઓ ચોકખી રીતે સિંધના અમીરોની પ્રજા તરીકે હતા. એટલે કંપની અને કચ્છના મહારાઓએ આ લૂટનાં કૃત્યો માટે હૈદરાબાદના અમીરોની રાજ્યસત્તાને જવાબદાર ગણી. એક પછી એક અને એકથી બીજી વધારે કડક એમ ફરિયાદો કર્યે રાખી. સિંધના અમીરો બ્રિટિશ સત્તા સાથે ખરેખર વિખવાદમાં ઊતરવા નહોતા માગતા, અને તેની સાથે થરપારકરમાં કાયદાનું પાલન થાય તે માટે અસરકારક પગલાં પણ ખરેખર ભરવા નહોતા ઇચ્છતા.

ઇ. સ. ૧૮૧૯ની સાલમાં હૈદરાબાદ તરફથી પારકર પરગણામાં બે વખત લશ્કરી ટુકડીઓના હલ્લા મોકલવામાં આવ્યા હતા. પણ તેઓએ તો માત્ર થરપારકરમાં લૂટ ચલાવી અને ત્યાંના સોઢા સત્તાધીશો પાસેથી દંડ વસુલ કર્યો. તેથી તો ખરેખર રણ ઓળંગી કચ્છમાં લૂટ ચલાવી તેમને જે દંડ વગેરેનું નુકસાન થયું હતું, તે વસૂલ કરવા કચ્છમાં લૂટ કરવાની ફરજ પડી. અને બન્યું પણ તેમ જ. વર્ષની આખરે કોસીઆ નામના લુટારાઓની ટોળીએ બન્નીમાં ધાડ પાડી, અને સંખ્યાબંધ ઢોરોને ઉપાડી ગયા. થોડાંક જાનવર પાછાં જપ્ત કરી લીધાં, પણ ધાડપાડૂઓ નાસી છૂટ્યા. કંપની અને કચ્છના મહારાઓએ ફરીથી સિંધના અમીરોને ફરિયાદ મોકલી, અને અમીરોએ પારકરના લુટારાઓને તેમનાં ગુપ્ત સ્થાને જઇને મ્હાત કરવાની સંમતિ, બ્રિટિશ તેમજ કચ્છી લશ્કરને જાણે-અજાણે આપી દીધી.

આ ઉપરથી ઇ. સ. ૧૮૨૦ ની શરુઆતમાં જ એક સારૂં જેવું બ્રિટિશ લશ્કર અને તેની મદદમાં ગુજરાતમાંનું દેશી લશ્કર પારકર ચડી જવા એકઠું થયું. સિંધના અમીરો આથી ગભરાયા. તેમને કહેવામાં આવ્યું, કે આ લશ્કર સિંધ પર ચડાઇ કરવા માટે નથી. પણ એટલામાં એક કમનસીબ દુર્ઘટના બનવાને કારણે ગભરાટ વધી ગયો. એક સિંધી અમલદારની સરદારી હેઠળ બલૂચી લોકોના એક લશ્કરમાં કેટલાક કોસીઆઓ દાખલ થઇ ગયા હતા. તેથી બ્રિટિશ થાણાના અમલદારે ધાર્યું, કે તે બલૂચી ટુકડીની છાવણીમાં કોસીઆ જ વસે છે, તેથી તેમણે તે છાવણી પર હુમલો કર્યો. આથી અતિશય ગુસ્સામાં આવી જઇને હૈદરાબાદના સત્તાધીશોએ ત્રણ લશ્કરો રવાના કર્યાં. એક પૂર્વ તરફ, બીજું મધ્યમાં અને ત્રીજું કચ્છની પશ્ચિમે. તેમાંનું એક લશ્કર લખપત પાસેના એક ગામને લૂટી નાસી છૂટયું. પણ આ હલ્લો એક જાતની રંજાડ કરવાના ઇરાદા સિવાય બીજા કોઇપણ હેતુથી કરવામાં નહોતો આવ્યો.

થોડા વખત પછી સિંધના અમીરોએ બ્રિટિશ લોકો સાથે સંધિ કરી. અને તેમાં તેમણે કોસીઆઓને અટકાવવાનું વચન આપ્યું. કમભાગ્યે આ સંધિના કરારો કાગળ પર જ રહ્યા અને એક દશકા સુધી લૂટફાટ ચાલુ જ રહી. છેવટે બ્રિટિશ સત્તાધીશોએ સિંધના અમીરોની સંમતિથી પારકરમાં કાયદાનો અમલ થાય અને ગેરવ્યવસ્થા બંધ પડે તે માટે થરપારકરમાં કાયમને માટે એક નાનું લશ્કર થાણા રૂપે રાખ્યું.

થરપારકરમાંથી આવતાં આ ધાડાં બહુ વ્યવસ્થિત ધંધા જેવાં હોવાથી તે રીજન્સી સરકારના વહીવટમાં ઘણાં અવરોધક બનતાં હતાં. જ્યાં સુધી આવી લૂટફાટની સ્થિતિ ચાલુ રહે, ત્યાં સુધી વાગડના પછાત પ્રદેશમાં કાંઇ પણ પ્રગતિ થવી અશક્ય હતી. પોતાના ખેતરોમાં ખેતી કરવા માટે લોકોને હથિયારો સાથે દરેક રીતે સજ્જ રહેવું પડતું. સમૃદ્ધ ગામડાંઓ એક પછી એક લૂંટાતાં જાય ત્યાં ગામડાંઓને આબાદ કરવા માટે ગમે તેટલાં પ્રોત્સાહન આપવામાં આવે તોપણ તે નિરર્થક નીવડે. આથી બદતર સ્થિતિ એ હતી કે પારકરના આ લૂટારાઓને કચ્છમાં જ કેટલાક લાગવગ ધરાવનારા આશ્રયદાતાઓ મળતા, જેમને તેઓ પોતાની લુટમાંથી ભાગ આપતા. એક બે સૌથી વધારે નામચીન

લુટારાઓ તો કચ્છી જ હતા. આમાંનો એક હતો તાર લૂણાઇ, જેને રોહાના જાડેજા ઠાકોર વિજયરાજજી આશ્રય આપતા હતા. અને જ્યારે આ તાર પર શક જતો ત્યારે ઠાકોર તેના જામીન પડતા. પાછળથી તાર લૂણાઈ નાસી ગયો. પણ ઇ. સ. ૧૮૨૩ ના મધ્યમાં આશરે ૩૦૦૦ લુટારાઓની એક ભયાનક ફોજ લઇ કચ્છ આવ્યો અને હબાય ગામ પર કબજો કર્યો.

આ લુટારાઓને જો કે તુરત જ ત્યાંથી હાંકી કાઢવામાં આવ્યા, પણ તેઓ રણુ રસ્તે પાછા ફર્યા, તે પહેલાં તેમણે કચ્છમાં ઘણું નુકસાન કર્યું, અને રીજન્સી સરકારને ખૂબ ખરચમાં ઉતારી દીધી. પરંતુ આથી પણ વધારે ભયંકર કાવતરૂં રચાઇ રહ્યું છે, એવાં પણ સ્પષ્ટ ચિહ્ન દેખાયાં. હૈદરાબાદ મધ્યેનાં કંપનીના એજન્ટે કેટલોક પત્રવ્યવહાર અધ-વચ્ચે રોક્યો. આ પરથી જણાયું, કે રોહાના ઠાકોર તથા બીજા બે ભાયાતો સિંધના અમીરો સાથે ગુપ્ત પત્રવ્યવહાર ચલાવતા હતા, અને પોરકરના ધાડપાડૂઓ સાથે મળી ગયા હતા.વળી કચ્છ પર ચડાઇ લઇ આવવા હૈદરાબાદ રાજ્યને ઉશ્કેરતા હતા. પણ હૈદરાબાદના સત્તાધીશોને સાચી બાતમી મળતી હશે, તેથી તેમણે નક્કી કર્યું, કે જો કચ્છ પર તેઓ ચડાઇ લઇ આવે, તો ભાયાત સમસ્ત તરફથી તેમને ટેકો મળવા સંભવ નથી. આ સિવાય તેઓ સ્પષ્ટ જાણતા હતા, કે કંપની સાથે છડેચોક દુશ્મનાવટ જાહેર કરવામાં મહા જોખમ સમાયેલું છે. આવાં કારણોને લીધે હૈદરાબાદે કાંઇ પણ પગલાં લીધાં નહિ. અને પોતાને બ્રિટિશ સત્તામાં વિશ્વાસ છે એવું બતાવવા માટે ભુજના રેસીડન્સી સર્જન ડૉ. બર્નેસને સિંધના એક અમીરની સારવાર કરવા બોલા-વવામાં આવ્યો. હૈદરાબાદમાં પોતાને થયેલા અનુભવોનું ડૉ. બર્નેસે તાદશ વર્ણન લખ્યું. અને ઇ. સ. ૧૮૩૧ માં "History of Kutch" નામના એક ઉપયોગી ગ્રંથ સાથે તે પ્રસિદ્ધ કર્યું. સિંધ સાથે થયેલા ઉપર્યુક્ત પત્રવ્યવહારનું પરિણામ માત્ર એ જ આવ્યું, કે તેમાં સંડોવાયેલા બે જાડેજા ભાયાતોએ રીજન્સી કાઉન્સીલમાંની તેમની બેઠકો ગુમાવી.

ઇ. સ. ૧૮૧૯ માં થયેલ કરારને ઉથલાવી નાખવા માટે હૈદરાબાદ સરકારને કચ્છ પર ચડી આવવાનું કહેવામાં આવ્યું હતું. તે સિવાય બીજો કોઇપણ પ્રયાસ થયેલો નોંધાયો નથી. એ પરથી સ્પષ્ટ થાય છે, કે શરુઆતનાં વર્ષો દરમિયાન કેપ્ટન મેકમર્ડોએ તથા તેના અનુગામીઓએ સંપૂર્ણ સમતાથી રાજ્ય-વહીવટ ચલાવ્યો હતો. જે બદલ તેઓ પ્રશંસાને પાત્ર છે. એટલું ખરૂં કે તે સાલમાં ભારમલજીને કેદમાંથી મુક્ત કરવા માટે કુંવરી કેસરબાએ એક પ્રયત્ન કર્યો હતો. કેસરબા ભારમલજીને દેવ સમાન ગણતી હતી. ભાયાત ચોકીદારોની હવાલતમાંથી તેણીએ ભારમલજીને બળજબરીથી લઇ લીધા. પરંતુ આ કાવતરૂં કેવળ બહેનના વાત્સલ્ય-ભાવને લીધે જ થયું છે, એમ સ્પષ્ટ દેખાતું હતું. રીજન્સી સરકારની સહીસલામતી સાથે તેને બિલકુલ સંબંધ નહોતાં, આ બનાવની કોઇએ પણ ગંભીર નોંધ લીધી નહિ. ફક્ત કુંવરી કેસરબા જે અત્યાર સુધી લગ્ન કરવાની ચોકખી ના પાડતી હતી, તેને સમજાવી, લગ્ન કરી દેવામાં આવ્યાં જેથી કચ્છના રાજકારણથી થોડો સમય તે દૂર રહેવા પામી. એકંદર રીતે નવું રાજ્યતંત્ર ધીમે ધીમે સારી રીતે સ્થિરતા

પ્રાપ્ત કરતું ગયું. રાજ્યકારભારની મુખ્ય જવાબદારી જો કે કેપ્ટન મેકમર્ડો ઉપર હતી, પરંતુ શ્રી લક્ષ્મીદાસ એક મહાન શક્તિશાળી અને વ્યવહારૂ વ્યક્તિ તરીકે સિદ્ધ થયા, અને ક્રમશઃ રાજ્યનાં મુખ્ય મુખ્ય ખાતાંઓમાં અગાઉ, જ્યાં અંધેર જોવામાં આવતું હતું, ત્યાં સુવ્યવસ્થા અને કાર્યક્ષમતા આવી ગયાં. રાજનીતિના ઘડતરના કામમાં લશ્કરી તંત્ર કરતાં વહીવટીતંત્ર વધારે યુક્ત છે, એમ જેમ જેમ અનુભવથી સિદ્ધ થતું ગયું તેમ તેમ સ્પષ્ટ થતું ગયું, કે કચ્છમાંથી ફતેહમહમ્મદ, ડોસલ વેણ, મહમદ મિયાં અને તેના જેવા જમાદારોના દિવસો હવે સદાને માટે વિદાય લઈ ગયા છે. આરબો અને સીદીઓનાં બનેલાં અંગરક્ષક દળો નિભાવવામાં અતિશય ખરચ થતું હોવાથી તેમને રૂખસદ આપવામાં આવી, અને તેનું સ્થાન ભાયાતોએ પૂરા પાડેલા જાડેજા લશ્કરી સિપાહીઓએ લીધું. તેની સાથે મહારાઓશ્રીની સેવામાં રહેતી, ઉચ્ચતમ કચ્છી સિપાહીઓની ટુકડીઓને રાજ્યના જુદાજુદા વિસ્તારમાં, પોલીસ તરીકેની તથા જાહેર સલામતી માટેની ફરજો સંભાળવા મૂકવામાં આવી.

વાગડ સિવાય દેશના અન્ય ભાગોમાં વ્યવસ્થા પુનઃ સ્થાપિત કરવામાં આ લોકોનો સંગીન ફાળો હતો. ફક્ત વાગડ માટે, અગાઉ કહેવા પ્રમાણે પારકર તરફથી ધાડો આવતી હોવાથી ખાસ બંદોબસ્ત કરવો પડ્યો હતો. "Poona Irregular Horse" ની એક ટુકડી આ પ્રદેશમાં રાખવામાં આવી. આગળ જતાં એસિસ્ટન્ટ રેસીડન્ટ (જે પાછળથી એસિસ્ટન્ટ પોલીટિકલ એજન્ટ કહેવાયા.) ને તે વિસ્તારના ચાર્જમાં મૂકવામાં આવ્યા. અને તેમની નીચે એક ખાસ પોલીસદળ પણ રાખવામાં આવ્યું. રાજ્યમાં જે વ્યાપક ગેરવ્યવસ્થા પેસી ગઇ હતી, તથા ચારે બાજુ જે અંધેર પ્રવર્તતું થઇ ગયું હતું, તેમાંથી દેશને ઊંચે લઇ આવવાના કેપ્ટન મેકમર્ડોએ ધીમે ધીમે અને સફળતા પૂર્વક પ્રયત્નો કર્યા. કમનસીબે ઇ. સ. ૧૮૧૯ માં આખરી સંધિના કરાર થયા પછી તુરત જ વાગડમાં આવેલ વરણુ પરમારની જગ્યા પાસે તે મૃત્યુ પામ્યો. આ સ્થળે બનાવેલી તેની કબરને લોકો ઘણા વખત સુધી પૂજતા, અને દૂરથી યાત્રીઓ તેના દર્શનાર્થે પણ આવતા. તેણે આદરેલું ભગીરથ કાર્ય તેના અનુગામીઓ શ્રી ચાર્લ્સ નોરિસ તથા શ્રી ગાર્ડીનરે બરાબર ઉપાડી લીધું, અને સારી રીતે ચાલુ રાખ્યું.

ભાયાતોને મળેલ સ્વતંત્ર દરજ્જો જેને બ્રિટિશ લોકોએ પોતે જ મોટું સ્વરૂપ આપી દૃઢતર કર્યો હતો, તેને લીધે દેશના પુનરુત્થાનના કાર્યમાં ઘણી રૂકાવટો આવતી હતી. મુંબઇ ગેઝેટિયરમાં (ઇ. સ. ૧૮૮૦) સ્પષ્ટ રીતે સ્વીકારવામાં આવ્યું છે, તેમ થોડા જ વખત પછી બ્રિટિશોને પોતે કરેલી ભૂલ ચોકખી દેખાઇ. ઇ. સ. ૧૮૧૯ ની સંધિનું પરિણામ એ આવ્યું, કે બ્રિટિશ દરમિયાનગીરીને લીધે જાડેજા ભાયાતોને ઘણામાં ઘણા લાભો મળવા લાગ્યા, જ્યારે આ પરિસ્થિતિને લીધે ઉત્પન્ન થતા બધા આર્થિક બોજાઓ, તે વખતે માત્ર બે કે ત્રણ વરસની ઉંમરના મહારાઓ ઉપર લાદવામાં આવ્યા હતા. ઇ. સ. ૧૮૨૧ ના જાન્યુઆરીમાં તત્કાલીન મુંબઇ ગવર્નર શ્રી માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટને કચ્છની મુલાકાત લીધી તે સમયે નોંધ લીધી છે, કે "રાઓની પોતાની હકૂમત તેની

પોતાની જ જમીનપૂરતી મર્યાદિત છે. કારણ કે દરેક જાડેજા જાગીરદાર પોતપોતાની જાગીરમાં અબાધિત અધિકારો ભોગવે છે. યુદ્ધ સમયે રાઓ જાડેજાઓને લશ્કરી નોકરી કરવા ફરમાન કરી શકે છે. પરંતુ જ્યાં સુધી લશ્કરમાં તેઓ કામ કરતા હોય ત્યાં સુધી ઠરાવેલા ધોરણે તેમને રાઓએ પગાર આપવાનો રહે છે. દેશની જાહેર સલામતીની જુમ્મેદારી તેના ઉપર રાખવામાં આવી છે. એટલે લુટારૂઓને તથા બીજા રાજ્યદ્રોહીઓને તે શિક્ષા કરે છે. જાડેજાઓની આંતરિક લડાઈઓ પણ તેણે જ અટકાવવાની હોય તેમ જણાય છે. આથી જાગીરદારોના અરસપરસના ઝગડાઓનો નિર્ણય પણ તેમણે કરવાનો રહ્યો. રાઓના આ અધિકારનો વારંવાર અમલ કરવામાં આવે છે, પણ તે સામે વાંધાઓ ઉઠાવ્યા વગર તે અધિકાર સામો પક્ષ સ્વીકારતો નથી.” બે વરસ બાદ આવેલા જેમ્સ–ટૉડે જેમ મત બાંધ્યો હતો તેમ, એલ્ફિન્સ્ટન પણ ભાયાતો જે પ્રકારનો સ્વતંત્ર દરજ્જો ધરાવતા હતા, તેથી એટલો પ્રભાવિત થઇ ગયો, કે તે જોઇ શકયો નહિ, કે ઢાલની બીજી બાજુ પણ હોઇ શકે છે. તે જાણી શકયો નહિ, કે કચ્છના રાજ્યકર્તાઓએ કચ્છમાં જે પોતાનું સર્વોપરીપણું સ્થાપ્યું હતું, તે હમણાં જ તેમણે ગુમાવી દીધું છે.

ભાયાતોને બ્રિટિશ સત્તાધીશોએ આપેલી “ગેરન્ટી” નો ચુસ્ત પણે અમલ થાય તે જોવા એલ્ફિન્સ્ટન એટલો બધો ઇન્તેજાર હતો, કે જાડેજા ભાયાતોના અધિકાર ઉપર કાંઇ તરાપ ન પડે તેની તકેદારી રાખવાની ફરજ તેણે રેસીડન્ટ ઉપર ઠરાવી. તેણે ફરમાન કર્યું, કે કદાચ કોઇ જાગીરદારના અયોગ્ય વર્તનને કારણે, તેની સામે લશ્કરી બળનો ઉપયોગ કરવો અનિવાર્ય બન્યો હોય, તેવા સંજોગોમાં પણ, રેસીડન્ટે, રીજન્સી સરકારને જાગીરદારની જમીન જપ્ત કરવા દેવી નહિ. એલ્ફિન્સ્ટને કચ્છના રાજકીય માળખા બાબત જે મત બાંધ્યો હતો, તેવો જ મત તે વખતના બધા બ્રિટિશરો ધરાવતા હતા. આ મત મૂળે કેટલી અવાસ્તવિકતા ઉપર બંધાયો હતો, તે તેણે ગંભીરપણે કરેલ નીચેના નિવેદન પરથી ખુલ્લું દેખાઇ જાય છે. “હું ધારૂં છું કે બધા રાજદ્વારી સવાલોના નિર્ણય માટે સમગ્ર ભાયાતોને પૂછવાની બિલકુલ જરૂર નથી. ખાસ અગત્યના સવાલો ઉપસ્થિત થાય ત્યારે તેમને એકત્ર કરી પોતપોતાનો મત આપવાનું તેમને કહેવું જોઇએ. મને ખાતરી છે, કે ઘણામાં ઘણા ૫૦ કે ૬૦ ભાયાતોની સલાહ લેવી બસ થશે.”

એસિસ્ટન્ટ રેસીડન્ટ ચાર્લ્સ વોલ્ટરની જુબાની પરથી જાણી શકાય છે, કે ઉપરનું શ્રી એલ્ફિન્સ્ટનનું મંતવ્ય ખરી વસ્તુસ્થિતિથી કેટલું વેગળું અને કપોલકલ્પિત હતું! શ્રી વોલ્ટર તેના ઇ. સ. ૧૮૨૭–૨૮ વાળા રિપોર્ટમાં લખે છે, કે “જાડેજા ગરાસદારો જેઓ રીજન્સીના સભ્યો છે તેમના તરફથી કદી કંઈ મદદ આપવામાં આવતી નથી. સામાન્યમાં સામાન્ય લાયકાત જેટલુ જ્ઞાન મેળવવાથી પણ રાજપૂત તરીકેનો તેમનો મોભો નીચો ઊતરી જતો હોય એમ તેમને લાગે છે. કચ્છ રાજ્યના રાજકારભારના કામમાં દરમિયાનગીરી કરવી તે તેમની અણઆવડતને લીધે તેમની શક્તિથી બહારની વાત બની ગઇ હતી. ખરી વાત એ હતી, કે એક પછી એક આવતા તમામ બ્રિટિશ રેડસીડન્ટો જાણતા હતા, કે કચ્છમાં કોઇ વ્યવસ્થિત રાજ્યસત્તા જ ન હતી. તેઓ એ પણ જાણી ગયા

હતા, કે જાડેજા ભાયાતો રાજકાજના કાર્યથી સાવ અજ્ઞાત ન હોવા છતાં તેઓ રાજતંત્ર ચલાવવાને અશક્ત હતા. જેમ જેમ આ હકીકત સ્પષ્ટ થતી ગઇ, અને રાજ્યતંત્રની જરૂરિયાતો સારી રીતે સમજાતી ગઇ, તેમ તેમ ભાયાતોની બેફામ સ્વતંત્રતા પર ધીમેધીમે અંકુશો મુકાતા ગયા. તેમના હાથમાંથી ધીમેધીમે સમાજની વ્યવસ્થા અને સારી બળવાન રાજ્યનીતિમાં આડે આવતી સત્તાઓ લઇ લેવામાં આવી. દાખલા તરીકે તેમને મોતની સજા કરવાની મનાઇ કરવામાં આવી. ઉપરાંત રીજન્સી કાઉન્સીલના સીધા હુકમનો અનાદર કરવાનું સાહસિક પગલું જો તેઓ ભરે તો તેમને શિક્ષા કરવામાં આવતી.

ઇ. સ. ૧૮૨૭–૩૪ માં કરનલ પોટીંજર (પાછળથી સર હેરી) જ્યારે કચ્છમાં બ્રિટિશ રેસીડન્ટ તરીકે કામ કરતા હતા ત્યારે આ જાતની રાજ્યનીતિનો મક્કમપણે અમલ થતો રહ્યો. મુંબઈ સરકારે પ્રથમ જે મત બાંધી લીધેલ હતો તે મત કચ્છની પરિસ્થિતિનો ખરેખરો અનુભવ થવાને કારણે ધીમેધીમે બદલતો થઇ ગયો. ઇ. સ. ૧૮૩૦ માં સર જોન માલકમ મુંબઈના ગવર્નર તરીકે કચ્છની મુલકાતે આવ્યા તે વખતના તેમના લખાણ પરથી આ હકીકત સ્પષ્ટ થાય છે. તે જણાવે છે.–" કચ્છના ગરાસદારો મહારાઓની સત્તા પર એટલા તો ધસી આવ્યા છે, કે તેમના શાસક તરીકે તેમને જે પેદાશ મળવી જોઇએ તે મળતી નથી. આપણી રાજનીતિ એવા પ્રકારની હોવી જોઇએ કે દરેક પ્રસંગનો યોગ્ય લાભ લઇને મહારાવની સત્તા વધારવી અને નીતિહીન તેમ જ નાફરમાન અને લગામમાં ન રાખી શકાય તેવા નાના ગરાસદારોની સત્તા ટૂંકી કરવી. આ ગરાસદારોની સ્થિતિ એવા પ્રકારની છે કે સુધારાની આપણી બધી યોજનાઓ સાથે કોઈ રીતે તેમનો મેળ બેસે તેમ નથી. એટલું જ નહિ, પણ તેમના અસ્તિત્વથી આ રાજ્ય સાથે બ્રિટિશરોએ કરેલા કોલ–કરારોનો જો સમૂળગો નાશ નહિ થાય તોપણ તે કરારોને તેઓ નિરર્થક બનાવે તેવો દરેક સંભવ છે."

મુંબઇના ગવર્નરે પોતાની કચ્છની આ મુલાકાત દરમિયાન લાભ લઈ જાડેજા ભાયાતોને એકઠા કર્યા, અને તેમની ગેરવર્તણુક માટે તેમને ઠપકો આપ્યો. તેમણે કહ્યું, "મને જોવામાં આવે છે કે ઘણાખરા રાજપૂત ગરાસદારો પોતે જાડેજા વંશના હોવા માટે તથા તેમના મહારાઓ તરફ પૂર્ણ વફાદાર રહેવા માટે ખોટી બડાઇઓ મારે છે. પરંતુ મહારાઓશ્રી તેમના તરફ યોગ્ય કારણસર ખફા થાય તો તે પ્રસંગે બ્રિટિશ ગેરંટીથી ભાયાતોને સંપૂર્ણ રક્ષણ મળશે જ એમ માની, મહારાઓશ્રીની હકૂમતનાં ગામો લૂંટાઈ જાય, અથવા ઊભા મોલ તારાજ થઇ જાય તોપણ કોઇ પણ જાતની મદદ આપવા ભાયાતોએ ક્યારે પણ પ્રયાસ કર્યો નથી. આથી સર્વ જાડેજા ભાયાતોને તેમના ભવિષ્યની વર્તણુક માટે જાણ કરવામાં આવે છે, કે અમારી બ્રિટિશ લોકોની તેમને આપેલ બાંહેધરીમાં એવું કંઇ પણ નથી, કે જેથી તેઓ મહારાઓશ્રી પ્રત્યેની વફાદારીમાંથી મુક્ત બને, અથવા તો મહારાઓશ્રીને મદદ આપવાની ફરજમાંથી તેઓ ફારગ બને. તેઓની ફરજ છે કે તેઓએ મહારાઓશ્રીની સાર્વભૌમ સત્તા સ્વીકારવી, અને દરેક રીતે સુવ્યવસ્થા માટે સદા મદદ કરવી."

જેને આ ચેતવણી આપવામાં આવી હતી તેમના પર શું અસર થઇ તે તો જાણી શકાયું નથી. ભાયાતો સૌ પોતપોતાની જાગીરોમાં રહેતા, અને પોતાની જાગીરનું જ કામકાજ કરતા. મહારાઓશ્રીના રાજકાજમાં કંઇ પણ ભાગ નહોતા લેતા. એટલામાં જ તેમને સંતોષ હતો. પણ તેઓ હવે માનતા હતા, કે તેઓને દરબારશ્રીની સત્તાની કંઇ પણ બીક રાખવા કારણ નથી. તેથી તેઓ મહારાઓશ્રીનો માન મરતબો જળવાય અને તેમના હક્ક તેમને ફરી મળતા થાય તે માટે ચિંતા સેવવા મંડ્યા અને સર જોન માલ્કમની મુલાકાતનો લાભ લઈ, ભૂતપૂર્વ મહારાઓશ્રી ભારમલજી જે નજર કેદ હતા, તેમને પહેરામાંથી મુક્ત કરવા તેમણે ગવર્નર સાહેબને અરજ કરી. વધારામાં તેઓએ નિવેદન કર્યું, કે "મહારાઓશ્રી દેશળજી હવે ૧૪ ચૌદ વર્ષની વયના છે, એટલે તેમને રાજ્યકારભાર કરવાની કાઉન્સીલમાં લેવા જોઇએ. અને કચ્છ તરફથી બ્રિટિશ લોકોને મળતી ખંડણીની રકમ ઓછી કરવી જોઇએ." પહેલી અરજ મંજૂર કરવામાં આવી. ભૂતપૂર્વ મહારાઓશ્રી ભારમલજી તે સમયથી પોતાના પાટવી કુંવરના મહેલમાં જ શાન્તિપૂર્વક રહેતા થયા. અને ઇ. સ. ૧૮૪૬ માં સર્ગવાસ પામ્યા ત્યાં સુધી તેમણે રાજ્યકારભારમાં જરાપણ દખલ કરી નહિ.

મહારાઓશ્રી દેશળજી જેમને બહુ જ સંભાળથી અને સારી રીતે કેળવણી આપવામાં આવી હતી, જે નાની વયથી જ બુદ્ધિની તીવ્રતા અને ચારિત્રશીલતાનાં ચિહ્નો દર્શાવતા થયા હતા અને જેમને રાજ્યકારભાર ચલાવવાની તાલીમ પણ ધીમેધીમે અપાતી થઇ હતી, તેમને કાઉન્સીલ પર લેવાની ભાયાતોની માગણી મુંબઇના ગવર્નરે સ્વીકારી. બીજી માગણી નામંજૂર કરવામાં આવી. પણ ખરેખર સંજોગો એવા ઊભા થતા હતા, કે આ ખંડણીનો પ્રશ્ન પણ વિચારવો પડ્યો, અને તેમાં પણ ઘટાડો કરવાનું અનિવાર્ય થઇ પડ્યું.

ભાયાતોને બ્રિટિશ બાંહેધરીથી જે સ્થાન આસ થઇ ગયું હતું, તેનું પરિણામ એ આવ્યું, કે કચ્છમાં જે જમીનમાં વાવેતર થતું હતું, તેમાંની લગભગ અર્ધોઅર્ધ જમીનમાંથી કચ્છ દરબારને કંઇપણ રકમ રેવીન્યુ પેદાશરૂપે આવતી ન હતી. લગભગ ૮૫૦ ગામોમાંથી માત્ર ૨૯૪ ગામો દરબારશ્રીની હકૂમતમાં હતાં. ૪૩૪ ગામો પર ભાયાતો અને ગરાસદારોની સત્તા ચાલતી હતી. અને ૧૨૩ ગામો ધર્માદા કે સખાવતી સંસ્થાઓના લાભાર્થે અપર્ણ થઇ ગયાં હતાં. દરબારશ્રી દરિયાઇ કસ્ટમ જકાત અને અન્ય બંદરી જકાત વસુલ કરતા હતા, તે ખરું, પણ કંઇપણ કરવેરો દાખલ કરવો હોય તો તે માત્ર પોતાના ગામો પર જ નાખી શકે તેમ હતું. ઇ. સ. ૧૮૧૯–૨૦ અને ૧૮૩૧–૩૨ દરમિયાન તેર વર્ષના ગાળામાં હાલ જેમ બજેટ પસાર કરવામાં આવે છે, તેવી રીતે ઉપજ–ખર્ચના આંકડા પહેલી વખત રાખવામાં આવ્યા હતા. તે પરથી જણાય છે, કે કચ્છના મહારાઓશ્રીની સરાસરી વાર્ષિક પેદાશ રૂા. ૭૦૦૦૦૦ સાત લાખ આવતી હતી. અને આ તેર વર્ષ દરમિયાન માત્ર ચાર વર્ષ બાદ કરતાં બાકીનાં વર્ષોમાં આવક કરતાં ખર્ચ વધારે થવા પામ્યું હતું. અને એકાદ બે વર્ષ તો લગભગ ૮૦ હજાર રૂપિયા જેટલી રકમ આવક કરતાં વધારે ખર્ચાઇ હતી. વધારેમાં વધારે ભારે પડતી રકમો બ્રિટિશ સરકાર

સાથે જે કરારો થયા હતા તે અન્વયે આપવાની રકમો હતી. વસ્તુસ્થિતિનું યથાર્થ અવલોકન કરતાં એમ દેખાતું હતું, કે દરબારની નાણાંકીય મુશ્કેલીઓનું કારણ બ્રિટિશોની યેનકેન પ્રકારેણ નાણાં કઢાવવાની ઉગ્ર ભૂખ નહોતી, પરંતુ દરબારની પોતાની જ આર્થિક નબળાઈ હતી.

ઇ. સ. ૧૮૧૬ માં મહારાઓશ્રી ભારમલજીએ કોરી બે લાખ વાર્ષિક ખંડણી રૂપે ભરવાનું વચન આપ્યું હતું, તે રકમ કંપનીએ માફ કરી હતી, અને રૂપિયા આઠ લાખથી પણ વધારે રકમ જે ઇ. સ. ૧૮૧૬ ના કરાર પ્રમાણે કચ્છે આપવાની રહેતી હતી, તે લડાઈના ખર્ચ પેટે સરકારને ભરવાની રકમ પણ કંપનીએ જતી કરી હતી. પણ ઇ. સ. ૧૮૧૯ ની સંધિ અન્વયે કંપનીએ કચ્છમાં ભુજિયાના કિલ્લામાં અને તેની આસપાસ એક સબસીડીઅરી લશ્કર રાખ્યું હતું, તેના ખર્ચનો બોજો કચ્છ પર લાદવામાં આવ્યો હતો. થોડા વખતમાં એ સ્પષ્ટ થઈ ગયું, કે કચ્છરાજ્ય પોતાની આર્થિક સ્થિતિની દૃષ્ટિએ આટલા મોટા ખર્ચનું ભરણું કરવાને અશક્ત જ હતું. કચ્છરાજ્ય ઘણામાં ઘણો તો રૂપિયા બે લાખ આપી શકે તેમ છે, એમ કેપ્ટન મેકમર્ડો ચોક્કસ રીતે માનતો હતો. પરંતુ આટલી રકમ પણ જ્યારે ઇ. સ. ૧૮૧૯ ની સાલથી કચ્છને ખાતે ચડાવવામાં આવી, ત્યારે તેને લઈને એક ગંજાવર રકમ કરજ તરીકે કચ્છ પર ચડી ગઈ હતી. આ રકમ પણ કચ્છ આપી શકે તેમ ન હતું. કારણ ખજાનો ખાલી હતો. અને કેપ્ટન મેકમર્ડોને પણ કંપની તરફથી રાજ્યકારભાર ચલાવવા માટે ઇ. સ. ૧૮૧૯ થી ૧૮૨૪ સુધી પાંચ વર્ષની રેવીન્યુ પેદાશનો ઇજારો આપવો પડયો હતો, એટલે તે રકમમાંથી તે ઘણી મુશ્કેલીથી રીજન્સીના અમલ દરમિયાન રાજ્યતંત્ર ચલાવી શકયો હતો.

ઇ. સ. ૧૮૨૨ માં એક બીજી આર્થિક મૂંઝવણ ઊભી થઇ. જ્યારે બ્રિટિશ રેસીડેન્ટ રીજન્સી રાજ્યતંત્રના વડા તરીકે નિયુક્ત થયો, ત્યારે માત્ર તેની જરૂરપૂરતી તાલુકાઓની મુસાફરી સિવાયના સમય દરમિયાન તેની કાર્યવાહી અને હાજરી ભુજ શહેરમાં જ રહેતી. આ પહેલાંના તેના વસવાટનું સ્થળ અંજાર, નવી રીજન્સીના વડા તરીકેનું કામકાજ કરવા માટે એટલું તો દૂર પડતું, કે તેના કામકાજમાં તકલીફ પડતી. તેને પરિણામે તેની કચેરી, રક્ષકદળ તેમ જ રોજબરોજ કામ કરવા માટે ખાતાના કારકૂનો ભુજમાં લાવવામાં આવ્યા. અંજાર શહેર અને તાલુકાનાં કેટલાંક ગામો જે ઇ. સ. ૧૮૧૬ની સંધિના કરાર પ્રમાણે બ્રિટિશ લોકોને સુપરત કરવામાં આવ્યાં હતાં તેનો કબજો ચાલુ રાખવા માટે હવે કંઇ સબળ કારણ રહ્યું નહતું. કચ્છના મહારાઓ સ્વાભાવિક રીતે જ આ શહેર અને તાલુકાનાં ગામો પાછાં મેળવવા આતુર હોય, તેથી ઇ. સ. ૧૮૨૨ ની સાલમાં ફરી સંધિ કરવામાં આવી. તે અન્વયે કંપનીએ અંજાર અને અન્ય પેટા ગામો મહારાઓને પાછાં સોંપ્યાં અને વાર્ષિક ૮૮,૦૦૦ રૂપીયા તેના બદલામાં લેવાનું સ્વીકાર્યું. દરબારશ્રીની ઇચ્છા તો ભુજિયાનો કિલ્લો અને તેની આસપાસનો અને અંદરનો વિસ્તાર જ્યાં મોટી Subsidiary ફોજ રહેતી હતી તે પણ પાછાં મેળવવાની હતી.

આ સંધિથી, કંપનીએ ભુજિયાની ઉત્તરે આ લશ્કર ખસેડી રાખી શકાય એવો

વિસ્તાર તેને આપવામાં આવે, તો લશ્કરને ત્યાં લઈ જવા સંમતિ આપી પણ આ ગોઠવણ થઈ શકી નહિ, અને બ્રિટિશ લશ્કર ભુજિયાના કિલ્લામાં જ કબજો કરી રહ્યું. એક સૈકા બાદ આ લશ્કર તદ્દન ખસેડી લેવામાં આવ્યું ત્યાં સુધી ભુજિયાનો કિલ્લો બ્રિટિશ સત્તાના કબજામાં રહ્યો હતો. આ લશ્કર સાધારણ રીતે એક બ્રિગેડ, એટલે ૨૭૦૦ લશ્કરી સિપાઈઓની સંખ્યાનું હતું. પણ વખતોવખત તેની સંખ્યામાં વધારો કરવામાં આવતો. ખાસ કરી સિંધ બાજુથી લશ્કર ચડી આવવાની બીક ઊભી થતી ત્યારે, અને ખરેખર ઇ. સ. ૧૮૨૪–૨૫ માં જ્યારે એવો પ્રસંગ ઊભો થયો ત્યારે ૬૦૦૦ ની મોટી સંખ્યામાં શસ્ત્રસજ્જ લશ્કર એકત્ર કરવાનું અનિવાર્ય બન્યું હતું. કચ્છના મહારાઓશ્રી પર આ લશ્કરના ખર્ચનો વધારાનો બોજો નાખવાનું વ્યાજબી નહોતાં કંપની સરકારને જણાયું, કે આ Subsidiary લશ્કરમાં ગમે તેટલો વધારો કરવામાં આવે તોપણ દરબારશ્રીએ તો માત્ર રૂા. ૨૦૦,૦૦૦ બે લાખ જ આપવા, પણ ભવિષ્યમાં આ Subsidiary લશ્કર જો ઘટી જાય તો કચ્છ દરબારે કેટલું ખર્ચ આપવું અને આ લશ્કર તદ્દન ખેંચી લેવામાં આવે ત્યારે શું આપવું, તે બાબત તે સંધિમાં કંઈ ચોક્કસ ઉલ્લેખ ન હતો.

હવે આર્થિક બાબત વધારે અગત્યની બનતી થઈ, કારણ કે કચ્છના મહારાઓ સબસીડીઅરી લશ્કર માટે રૂપિયા બે લાખ, અને અંજાર તેમજ તાલુકાનાં ગામો પાછાં મેળવવા માટે રૂા. ૮૮,૦૦૦ વાર્ષિક એમ બંને રકમો બ્રિટિશ કંપનીને કોઈ પણ રીતે આપી શકે તેવી તેમની સ્થિતિ નહતી. ઇ. સ. ૧૮૨૨ સુધીમાં કચ્છ પાસેથી કંપનીએ વસૂલ કરવાની રકમ રૂા. ૨૫૭, ૨૫૫ જેટલી થવા પામી હતી. જે કચ્છની સરાસરી વાર્ષિક આવકના પ્રમાણમાં લગભગ અર્ધી થતી હતી. આ કારણે આ વર્ષે ફરીથી નવી સંધિ કરવામાં આવી, અને તેની શરતો મુજબ દરબારથી ઉપર જે લેણાની રકમ થઈ હતી, તે સઘળી જતી કરવામાં આવી. સબસીડીઅરી લશ્કર માટે આપવાની રકમ રૂા.બે લાખ જ રાખવામાં આવી, અને અંજાર તાલુકા બદલ આપવાની જે રકમ મુકરર કરવામાં આવી હતી, તે રકમ સબસીડીઅરી લશ્કર નિભાવવાનું ખરચ જ્યાં સુધી રૂા. ૨૦૦૦૦૦ બે લાખની આસપાસ આવે ત્યાં સુધી લેવાનું કંપનીએ મુલતવી રાખ્યું, પણ લશ્કર પેટે આપવાનું ખર્ચ તદ્દન બંધ થાય અથવા તે એટલું ઓછું થઈ જાય, કે રૂા. ૮૮૦૦૦ ની અંદર આવે, તો દરબારશ્રીએ 'અંજાર બદલ આપવાની રકમ' જે મુકરર હતી તે આપવાનું સદાને માટે માથે લીધું. આ અંજાર Equivalent ની રકમની આકરી શરતને બાદ કરીએ તો આ નવી સમજૂતીને લીધે દરબારશ્રી પર બોજો ઓછો થવાથી રાજ્યતંત્ર ચાલવવાની આર્થિક મુશ્કેલી ઘણેખરે અંશે હળવી બની.

કેપ્ટન બર્નેસે, (પાછળથી સર એલેકઝાંડર) ઇ. સ. ૧૮૨૪–૨૮ એમ પાંચ વર્ષની કચ્છના અહેવાલની નોંધ રાખેલ છે. તે પરથી જણાય છે કે કચ્છનું રાજ્યતંત્ર રીજન્સીના અમલ દરમિયાન, સારી રીતે વ્યવસ્થિત થતું જતું હતું. પરદેશ સાથેનો દરિયાઈ વ્યાપાર આગળ પડતું સ્થાન પ્રાપ્ત કરતો જતો હતો. અને રાજ્યમાં સુવ્યવસ્થાને કારણે પેઠો મારફત કચ્છમાંથી થતો વ્યવહાર અને વ્યાપાર વધતો થયો હતો. ખાસ કરી અબડાસા

તાલુકામાંથી મારવાડ અને ગુજરાત સાથે આવો વ્યવહાર વધવા પામ્યો. વિશેષ ધ્યાન ખેંચે તેવું કચ્છના અર્થતંત્રનું લક્ષણ એ હતું, કે આ વખતે માલધારીઓની સ્થિતિ ખેતીવાડી કરનારની સ્થિતિ સાથે સરખાવતાં બહુ જ સુધરવા પામી હતી. કચ્છની ઉત્તરે આવેલાં ગૌચરો તથા રણના બેટડાઓમાંના વિશાળ ગૌચર પટમાં ગાયો, ભેંસો, ઊંટો, મેઢાં, બકરાંઓનાં મોટાં ટોળાંઓ મોટી સંખ્યામાં ઉછેરવામાં આવતાં હતાં. ખડતલ અને મજબૂત બાંધાની બન્નીની પ્રજા, જે ખેતીવાડી કરતી નથી, તેમ અનાજ પર જીવતી નથી, તે બનીઆરો ખાસ કરીને દૂધ, દહીં, પર જ ગુજારો કરે છે. આ લોકો પોતાની રોજિંદી જરૂરિયાતો, જેવી કે કપડાં, તમાકુ, અફીણ, વગેરે ચીજો માટે પૂરતા પ્રમાણમાં માખણ અને ઘીની નિકાસ કરતા હતા. શ્રી બર્નેસ જોઇ શક્યા હતા કે માત્ર બન્ની વિસ્તાર એકલામાંથી જ ૧૨૦ થી ૧૬૦ રતલ જેટલું માખણ દરરોજ બહાર મોકલવામાં આવતું, અને ખડીરના રણના ગઢડા જેવા ટાપુમાંથી વાર્ષિક ૩૨૦૦૦ રતલ જેટલું માખણ નિકાસ થતું. ખેતીવાડી પર ગુજારો કરનારની સ્થિતિ સારી ન હતી. દુકાળના વખતમાં કે કરવરા વર્ષમાં ગામોનાં ગામો રણપાર, સિંધના મુલકમાં ચાલ્યાં જતાં અને જાડેજા ગરાસદારોની હકૂમત હેઠળનાં ગામો, કે જેમાં દરબારશ્રીનો હુકમ ચાલતો ન હતો, ત્યાં હજુ પણ એટલી અંધાધૂંધી રહેતી હતી કે ખેતીવાડીનો ધંધો કરવા માટે લોકોમાં ઉત્સાહ ન હતો.

વાગડમાં વસતી ઓછી હતી, અને ખેતીવાડીનું કામકાજ બહુ જ ઓછું થતું. વળી પારકર તરફથી આવતા હુમલાને કારણે એટલું તો નુકસાન થતું કે જમીન પડતર રાખવા સિવાય બીજો કંઇ ઇલાજ ન હતો. મિ. બર્નેસના લખવા પ્રમાણે અર્ધોઅર્ધ જમીન પડતર થઈ ગઇ હતી. સિંહ, વાઘ, ચિત્તા, વરૂ, શિયાળ અને અન્ય હિંસક જનાવરોની સંખ્યા એટલી તો વધી ગઇ હતી, કે સૂર્યાસ્ત થવા બાદ કોઇક જ ગ્રામવાસી પોતાના ઘરથી બહાર નીકળી શકતો. પણ અબડાસા તાલુકાની સ્થિતિ વધારે સારી હતી. કપાસ, એરંડા અને તમાકુનો પાક સારા પ્રમાણમાં થતો. સમગ્ર કચ્છમાં સાધારણ રીતે અનાજના વાવેતર કરતાં, તેલીબીયાં વગેરેનો રોકડીઓ પાક વધારે પ્રમાણમાં ઉગાડવામાં આવતો. ઘણુંખરૂં અનાજ, ખાસ કરી, સિંધમાંથી રાતા ચોખા આવતા અને અરેબિયામાંથી ખજૂર, આયાત કરવામાં આવતું. સારા વર્ષાદની સાલમાં કચ્છની વસતી પાંચ લાખથી વધારે થવા પામતી, પણ વર્ષ કપરૂં થાય ત્યારે લોકો ખાસ કરી સિંધ તરફ ચાલ્યા જતા, અને સારૂં વર્ષ થાય કે પાછા વળી આવતા.

આવી જાતની આર્થિક અને રાજ્યકીય મુશ્કેલીઓ ભાયાતોને જુદા પાડી સ્વતંત્ર રાખવાની બ્રિટિશનીતિને લઇ ઊભી થયેલ હતી. આમ છતાં કાઉન્સીલ ઓફ રીજન્સીના અમલ દરમિયાન તંત્રવ્યવસ્થા સારી રીતે ચાલતી થઇ હતી. મુખ્ય જવાબદારી કાઉન્સીલના વડા (પ્રેસીડન્ટ) ઉપાડી લેતા હતા. પણ રાજ્યનું ઘણુંખરૂં કામ, રોજિંદુ કામ દીવાન લક્ષ્મીદાસ અને રતનશી જેઠા કરતા હતા. જાડેજા વંશના ભાયાતો, જે કાઉન્સીલના સભ્યરૂપે નિયુક્ત હતા, તે પ્રથમ જણાવ્યા પ્રમાણે કંઇ જ કામ કરતા નહિ. રોહાના

ઠાકોર વિજયરાજજી પારકરના લુટારાઓ સાથે મળી ગયેલા પકડાઈ જતાં તેમને કાઉન્સીલમાંથી ફારગ કરવામાં આવ્યા હતા. ત્યાર બાદ ભાયાતોમાંથી કોઈ આગળ પડતો મેમ્બર બહાર આવ્યો ન હતો. બ્રિટિશ રેસીડન્ટો રાજ્યતંત્રની અંદર કામ કરનારાઓ પાસેથી એટલી તો ઉચ્ચ પ્રમાણિક નીતિનું પાલન કરાવતા હતા, કે ઈ. સ. ૧૮૨૭ માં રતનશી જેઠા પણ રાજ્યને ધક્કો પહોંચે તેવા એક કામમાં સપડાઈ ગયેલો જાહેર થઈ ગયો હતો. અને તેને લઈને સુંદરજી શેઠના કુટુંબના તમામ સભ્યો પરથી બ્રિટિશ સત્તાધીશોનો વિશ્વાસ ઊઠી ગયો. એક જ દીવાન લક્ષ્મીદાસ પોતાના કચ્છી પ્રજાજનોનો વિશ્વાસ ગુમાવ્યા વગર બ્રિટિશ લોકોને પોતાની કાર્યદક્ષતાથી રાજી રાખી શક્યો હતો.

ઈ. સ. ૧૮૩૨માં જે સંધિ કરવામાં આવી, તેના અમલથી દરબારશ્રી અને બ્રિટિશ સત્તાધીશો વચ્ચેના આર્થિક સંબંધો સારા પાયા પર ગોઠવાતા થયા. જેને લઈને કચ્છનું રાજ્યતંત્ર કંઈક મક્કમતાપૂર્વક ઉન્નતિને રસ્તે આગળ વધવાને શક્તિમાન બન્યું. આ વખતે મહારાઓશ્રી દેશળજીની વય ૧૭ વર્ષની થઈ હતી. શરુઆતથી જ તેમની કેળવણીની વ્યવસ્થા સંભાળપૂર્વક રોબર્ટ બર્ન્સના એક મિત્ર અને ભુજમાં રહેતા લશ્કરના પાદરી મિ. ગ્રેની દેખરેખ હેઠળ કરવામાં આવી હતી. મિ. ગ્રેના મૃત્યુ બાદ, કેપ્ટન ક્રોફ્ટન–કિંગ્સ સર્વિસના લશ્કરી અમલદારની દેખરેખ હેઠળ મહારાઓશ્રીની કેળવણીની વ્યવસ્થા ચાલુ રહી હતી. આ કેપ્ટન ક્રોફ્ટનની પસંદગી પણ બહુ સારી નીવડી.

આવી રીતે મહારાઓશ્રી દેશળજી રાજ્યકારભારમાં ખરેખર રસ લેતા થયા, ત્યારે તેમની સારી કેળવણીને લઈ તે બરાબર સમજદાર બની ગયા હતા. કચ્છની ગાદીના વારસ યુવાન કુમારને અનુરૂપ શિક્ષણ ઉપરાંત તેઓ અંગ્રેજી પણ લખી–વાંચી શકતા. તેઓ અંગ્રેજી તેમ જ કચ્છી અંકગણિત અને હિસાબ રાખવાની પદ્ધતિ પણ સમજી શકતા. તેઓશ્રીને ખગોળ તેમજ ભૂગોળનું યુરોપની પદ્ધતિ પ્રમાણેનું પણ સારૂં જ્ઞાન પ્રાપ્ત થયું હતું. ઈ. સ. ૧૮૩૦ માં સર જોન માલ્કમે જે ગોઠવણ મંજૂર કરી હતી, તે પ્રમાણે ઈ. સ. ૧૮૩૩ માં આ યુવાન મહારાઓશ્રીએ રીતસર રાજ્યકારભારનું કામ કરવાનું શરૂ કર્યું. જે સવાલ તેમને મૂંઝવણ ભરેલો માલમ પડે તે બાબતમાં તેઓ ડહાપણપૂર્વક રેસીડન્ટની સલાહ લેવાનું યોગ્ય માનતા. બ્રિટિશ નિરીક્ષકોના કહેવા પ્રમાણે, મહારાઓશ્રી પોતાના મહેલ અને રેસીડન્સીના મકાન વચ્ચે દિવસમાં ઘણી વખત આવતાજતા જોવામાં આવતા. તે વખતના રેસીડન્ટ કરનલ પોટીંજર, મહારાઓશ્રી તરફ ઘણી ચાહના ધરાવતા, એટલું જ નહિ, પણ તેમની નૈસર્ગિક શક્તિ અને રાજ્ય સુવ્યવસ્થાપૂર્વક ચલાવવાની કાબેલિયત વિષે બહુ જ સારો અભિપ્રાય ધરાવતા. આને પરિણામે એવું નક્કી કરવામાં આવ્યું, કે રીજન્સી કાઉન્સીલને બંધ કરી, ઈ. સ. ૧૮૧૯ ની સંધિ મુજબ, ઇ. સ. ૧૮૩૫ ના ઓગસ્ટ માસમાં મહારાઓશ્રી ૨૦ વર્ષની પુખ્ત ઉંમરના થાય ત્યાં સુધી રાહ જોવાને બદલે ઇ. સ. ૧૮૩૪ ના જુલાઈ માસમાં જ મહારાઓશ્રીને રાજ્યકારભાર પૂર્ણ અધિકાર સહિત સુપરત કરવાનું નક્કી કરવામાં આવ્યું.

આ કારણથી ઈ. સ. ૧૮૩૪ ના જુલાઈ માસની તા. ૫ ના રોજે એક નવો કરાર

કરવામાં આવ્યો, અને તે અન્વયે રીજન્સી કારભાર બંધ કરી, મહારાઓશ્રી દેશળજીને કચ્છનો કારભાર સોંપવામાં આવ્યો; તે એવી રીતે કે તેઓએ બંધારણીય રીતે અને પોતાના દીવાનો અને જાડેજા ભાયાત મેમ્બરોની ચાલતી આવતી રસમે સલાહ લઈ રાજ્યતંત્ર ચલાવવું. કંપની વતીથી આ કરારનામા પર કરનલ પોર્ટીંજરે સહી કરી અને કચ્છ વતીથી રોહાના ખેંગારજી અને નાગ્રેચાના ચાંદાજી એમ બે મુખ્ય ભાયાતોં મળી કુલ દશ ભાયાતોએ સહી કરી. આ ઉપરથી એ ચોક્કસ થાય છે, કે છેલ્લાં કેટલાંક વરસો દરમિયાન એક પછી એક આવેલા કેટલાક રેસીડેન્ટોએ તમામ સત્તા કચ્છ દરબાર હસ્તક કેન્દ્રિત થાય તેવા પ્રકારની નીતિ અખત્યાર કરેલ હતી; બ્રિટિશ પ્રજાના મંતવ્ય મુજબ જૂના જમાનાથી ચાલ્યા આવતા રિવાજોથી અસંગત હોવા છતાં કચ્છના રાજાનું સ્થાન એક બંધારણીય રાજવી જેટલું જ હતું, અને આ મંતવ્ય સરકારી તોર ઉપર હજુ એટલું જ સુદૃઢ રહ્યું હતું. પરંતુ કમનસીબે એક હકીકત સ્પષ્ટ થઈ ચૂકી હતી. તે એ હતી કે છેલ્લા પંદર વર્ષના અનુભવ બાદ તદ્દન પુરવાર થઈ ગયું હતું, કે ભાયાતો લાયક ન હતા, એટલું જ નહિ, પણ બ્રિટિશ સત્તાધીશોએ જે કૃત્રિમ રીતે તેમને મહત્તા આપી, રાજ્યતંત્ર ચલાવવામાં સ્વતંત્ર જેવા માની પોતપોતાની જાગીરોનો વહીવટ સ્વતંત્ર રીતે કરતા રહે તેવું સ્થાન આપ્યું હતું, તે અન્વયે રાજ્યતંત્ર ચલાવવામાં આગળ પડતો ભાગ લેવા તેઓ નાખુશ હતા. યુવાન મહારાઓશ્રી દેશળજી, અલબત્ત, આ હકીકત સ્પષ્ટ જોઈ શક્યા હતા. તેમના જીવનનું આ મુખ્ય ધ્યેય હતું, અને આ ધ્યેય એમણે પોતાના વંશજોને વારસામાં આપ્યું હતું. આ ધ્યેયનો ઉદ્દેશ એ હતો કે ભાયાતો અને એમને ટેકો આપનાર કંપની સરકારે કચ્છની રાજ્ય–સત્તામાં દસ્તંદાજી કરીને જે પગ પેસારો કર્યો હતો, તે ધીમેધીમે દૂર કરવો અને કચ્છ દરબારની સત્તા પાછી સ્થાપિત કરવી.

યુવાન મહારાઓશ્રી ઘણા જ બુદ્ધિશાળી હતા. તેમને તુરત જ સમજાઇ ગયું, કે કંપની તથા ભાયાતો વચ્ચે જે કરારો થયા છે, તેને ખુલ્લી રીતે ઉચ્છેદવામાં ડહાપણ નથી. એટલે બન્ને પક્ષોનો સદ્ભાવ સંપાદન કરવાના કાર્યમાં તે લાગી ગયા. અને એ દિશામાં બહુ જ સંભાળપૂર્વક આગળ વધતા ગયા. કચ્છના બે રાજકીય ભાગલા પડી ગયા હતા. અર્ધો ભાગ તેમની હકૂમતમાં, અને અર્ધો ભાયાતો નીચે હોવાથી વહીવટી સંચાલનમાં જે વ્યવહારૂ અગવડો સહેજે ઊભી થતી હતી, તેને આવવા દઈને સંતોષ માનવાની નીતિ તેમણે અખત્યાર કરી હતી. કચ્છને પુનઃ આબાદ બનાવવામાં બ્રિટિશ લોકો જ તેમને ઘણી મૂલ્યવાન મદદ કરી શકે તેમ છે, એ વાત તેમના લક્ષ બહાર ન હતી. એટલે તેમની સહાય મેળવવા માટે બ્રિટિશ લોકો સાથે પણ હાર્દિક સહકારની ભાવના રાખવી અનિવાર્ય છે, એ નક્કર હકીકત ચતુર મહારાઓ સારી રીતે સમજતા હતા. એટલે એમણે ગ્રહણ કરેલી પદ્ધતિ એમને મદદરૂપ થઈ પડી. મહારાઓશ્રીને જે પ્રકારની કેળવણી અપાઇ હતી તેને પરિણામે પોતાના આપ્રજનો પ્રત્યેની સદ્ભાવના ગુમાવ્યા સિવાય બ્રિટિશ રાજનીતિના મૂળમાં રહેલા આદર્શો પણ તેઓ સારી રીતે પિછાની શક્યા હતા. કંપનીના પ્રતિનિધિઓ સાથે સમભાવથી વર્તવાનું તથા હિન્દુસ્તાનના જે

જે વિસ્તારમાં તેમનું વર્ચસ્વ પૂરતી રીતે જામી ગયું હતું, ત્યાં બ્રિટિશ પ્રજાજનો માનવતાના સિદ્ધાંતો પ્રમાણે વર્તવાની જે કોશિશો કરી રહ્યા હતા, તેમાં સક્રિય સહકાર આપવાનું મહારાઓશ્રી માટે ભાયાતો કરતાં વધારે સુગમ થયું હતું. ઉદાહરણ તરીકે ગુલામીની પ્રથાનો સળગતો પ્રશ્ન. જૂના વખતમાં એબીસીનીઅન અને બીજા સીદી ગુલામો, કે જેની હિંદુસ્તાનના ઘણા ભાગમાં સારી માંગ રહેતી, તેના વેપારનું કેન્દ્ર માંડવી બંદર હતું. રીજન્સી કાઉન્સીલના સમયમાં રાજ્ય-વહીવટનું સુકાન જ્યારે બ્રિટિશ રેસીડન્ટના હાથમાં હતું, ત્યારે આ અમાનુષી વ્યાપાર પ્રત્યે સ્પષ્ટ રીતે અણગમો બતાવવામાં આવતો હતો.

ઇ. સ. ૧૮૨૩ માં જ્યારે જેમ્સ ટૉડે માંડવીની મુલાકાત લીધી ત્યારે તેમણે ત્યાં જોયું હતું, કે જે વ્યાપારીઓ ગુલામો રાખવાને ટેવાયલા હતા, તેઓ બદલાયેલી પરિસ્થિતિ માટે બહુ અફસોસ વ્યક્ત કરતા હતા. આ વ્યાપારીઓએ બખાળા કાઢતાં શ્રી ટૉડને કહ્યું હતું, કે "આ ગુલામો હવે અમારા કામના રહ્યા નથી. કામ કરવા માટે જ્યારે તેમને હુકમ કરવામાં આવે છે, ત્યારે તેઓ તોછડો જવાબ આપે છે, કે જ્યારે અમને ફાવશે ત્યારે કરશું. આવા અવિવેકી વર્તન માટે જો તેમાંના કોઇને શિક્ષા કરીએ છીએ તો તેઓ નાસી જાય છે. અગાઉ મહારાઓશ્રીની સત્તા ચાલતી ત્યારે નાસી ગયેલા ગુલામોને પાછા મેળવી શકાતા હતા. પરંતુ હવે તો તમારી (બ્રિટિશની) સત્તા અહીં પણ પહોંચી આવી છે." ગુલામોની બેડીઓ તૂટી ગયા પછી એ જ સીદીઓમાં કેટલું પરિવર્તન દેખાતું હતું તેની પણ નોંધ શ્રી ટૉડે લીધી હતી. શ્રી ટૉડ લખે છે કે સાગર ખેડતા વહાણોમાં કે બંદરો ઉપર ખલાસી તરીકે કામ કરી રહેલા આ સીદીઓથી વધારે આનંદી તથા વધારે ચાલાક અને સુદૃઢ બાંધાવાળા માણસો મેં બીજે કોઇ સ્થળે નિહાળ્યા નથી." બ્રિટિશોના અનેક પ્રયાસ છતાં ગુપ્ત રીતે થોડોઘણો ગુલામોનો વ્યાપાર તો રહી જવા પામ્યો હતો. બે વરસ બાદ મહારાઓશ્રી દેશળજીએ રાજ્યની બધી લગામ પોતાના હાથમાં લઇ લીધી ત્યારે તેમણે કડક શબ્દોમાં વટહુકમ બહાર પાડી ફરમાન કર્યું, કે "જે વહાણ કચ્છના બંદરે ગુલામો લઇ આવશે તેને જપ્ત કરવામાં આવશે, તથા જે શખ્સો તે વહાણ ચલાવતા હશે, તેમને પણ શિક્ષા કરવામાં આવશે." આથી ગુલામીની પ્રથાનો કચ્છમાંથી જડમૂળથી નાશ થયો. બ્રિટિશોને તેથી ઘણો સંતોષ થયો અને મહારાઓશ્રીને તેમના સમજદાર કૃત્ય બદલ ખૂબ ધન્યવાદ આપી, કાઠિયાવાડના જાડેજા રાજવીઓને પણ કચ્છના મહારાઓએ કરેલ પહેલનો દાખલો આપી, તેમના રાજ્યમાંથી ગુલામી નાબૂદ કરવા તેમણે અનુરોધ કર્યો. કારણ કે એક પીઢ રાજવી તરીકે, કચ્છના મહારાઓની સલાહની તેઓ હંમેશાં અપેક્ષા રાખતા.

તત્કાલીન બ્રિટિશ પ્રજાને પ્રિય એવી એક બીજી બાબતમાં પણ મહારાઓશ્રી દેશળજીએ એટલોજ ઊંડો રસ લેવા માંડ્યો. આ હતી બાળહત્યાની પ્રથા. ઇ. સ. ૧૮૧૯ માં જાડેજા ભાયાતોને ગેરંટી આપવામાં આવી હતી ત્યારે તેમણે બાળ-હત્યાની પ્રથા નાબૂદ કરવાનાં વચનો આપ્યાં હતાં. પરંતુ ભાયાતોની વિષમ, આર્થિક તથા સામાજિક સ્થિતિને કારણે આ રૂઢિએ ઊંડાં મૂળ ઘાલ્યાં હતાં. એટલે તેને નાબૂદ કરવા માટે:

અપાયેલ વચનનો અમલ નહિવત્ થતો હતો. મહારાઓશ્રીને પોતાને આ ઘાતકી રિવાજ પ્રત્યે ઘણી જ ઘૃણા હતી. એટલે તેઓએ રાજ્યસત્તા પોતા હસ્તક લીધી કે લગભગ પહેલું કામ એ કર્યું, કે દરેક ગેરટીધારી ભાયાત પાસેથી સદરહુ કુરૂઢિ બંધ કરવાની બાંહેધરીની પુનઃ લેખિત યાદ અપાવી, અને જો તેનું પાલન નહિ થાય તો તે બદલ યોગ્ય નસિયત માટે પણ તેઓ પાત્ર બનશે, એવી જવાબદારીનો પણ ભાયાતો પાસે સ્વીકાર કરાવ્યો. મુંબઇ સરકારની નજરમાં આ સામાજિક સુધારાની બાબત અતિ અગત્યની હતી. તેમને તુરત જ માલૂમ પડયું, કે ફક્ત મહારાઓ પોતે જ તેને અમલી બનાવી શકે તેમ છે, પરંતુ જાડેજા ભાયાતોની હકૂમત હેઠળના વિસ્તાર ઉપર તેમની કાંઇ સત્તા ચાલતી ન હોવાને કારણે તેમના પ્રયાસોમાં રુકાવટો આવતી હતી.

કાઠિયાવાડના જાડેજા વંશના રાજવીઓને ત્યાં અવતરેલી કુંવરીઓ માટે યોગ્ય મૂરતિયા શોધવામાં પસંદગીનું ક્ષેત્ર ઘણું મર્યાદિત હોવાને કારણે નાનપણમાં જ તેમને મારી નાખવામાં આવતી હતી. આ ટૂંકા ક્ષેત્રને વિસ્તૃત કરવાના ઈરાદાથી, જે રાજપૂત વર્ગમાંથી પોતે કન્યા મેળવતા હતા, તે જ વર્ગમાં પોતાની કુંવરીઓનાં લગ્ન કરવાની જરૂરિયાત વગેરે બાબતોમાં કચ્છના મહારાઓશ્રીની સલાહસૂચના અવાર-નવાર તેઓ માગતા, અને તેમને જે નિખાલસ સલાહ આપવામાં આવતી તેથી મહારાઓશ્રીની શુદ્ધ ભાવનાની બ્રિટિશોને સંપૂર્ણ ખાતરી થઇ હતી. આ સામાજિક સુધારાના પોતે ચુસ્ત હિમાયતી છે એમ પોતાની સલાહ દ્વારા મહારાઓશ્રી હંમેશ સ્પષ્ટ કરતા, તથા નિડર બની પોતાના કુટુંબની વ્યક્તિઓનાં સમજદારીપૂર્વક લગ્ન સંબંધો બાંધી, બીજા ભાયાતો માટે અનુકરણીય ધડો બેસાડતા. પરિણામે ઇ. સ. ૧૮૪૦ માં મહારાઓશ્રીએ ભાયાતો પાસેથી બાંહેધરી મેળવી કે દરેક સાલમાં જે પુત્ર અને પુત્રીઓનો જન્મ થાય, તેની ચોક્કસ ગણતરી કરી, દરબારને રિપોર્ટ કરતા રહેવું, તથા નિરીક્ષણ માટે દરબારશ્રીના કર્મચારીઓને ભાયાતોનાં ગામડાંમાં ફરવા દેવા. આ શરતોનું ઉલ્લંઘન કરનાર પાસેથી વસૂલ થએલ બધી દંડની રકમનો ઉપયોગ ગરીબ જાડેજાઓની દીકરીઓના દાયજા માટે કરવો, એવું પણ નક્કી કર્યું. આથી બધા ભાયાતોએ મહારાઓશ્રીને હાર્દિક ટેકો આપ્યો. જેમ જેમ સમય પસાર થતો ગયો, અને મહારાઓશ્રી આ સુધારાના અમલ માટે ખંતથી પરિશ્રમ કરતા રહ્યા, તેમતેમ વધારે અને વધારે સખ્ત કાયદાઓ બનતા ગયા અને તેનો અમલ પણ થતો ગયો.

આ કાર્યવાહીનો બેવડો લાભ થયો. એક લાભ એ થયો, કે બાળ-હત્યાની પ્રથા ધીમેધીમે એવી રીતે ઘસાતી ગઇ, કે કોઇ પણ જાડેજા કુટુંબમાં જન્મેલી છોકરી સામાન્ય રીતે બચવા પામે છે, એવી માન્યતા ઇ. સ. ૧૮૭૩ ની સાલ સુધીમાં દઢ થઈ ગઇ હતી. બીજો લાભ એ થયો, કે ભાયાતોનાં ગામડાં સહિત, સમગ્ર કચ્છ પ્રદેશ ઉપર અગાઉના મહારાઓ જે દેખરેખ રાખતા (આ વ્યવસ્થા બ્રિટિશોએ ઉથલાવી નાખી હતી.) તેવા પ્રકારની વ્યવસ્થા ન વરતી શકાય તેવી રીતે ક્રમશઃ પુનઃ સ્થાપિત થઇ.

મહારાઓશ્રી દેશળજીનું વર્ચસ્વ પ્રજાના દરેક વર્ગ ઉપર એટલું બધું વ્યાપક હતું, કે

"સતી" નો રિવાજ અટકાવવામાં પણ તેમને સફળતા સાંપડી હતી. આ રિવાજ પ્રાચીન કાળમાં બહુ આદરણીય ગણાતો. સ્વતંત્ર ભારતમાં આજે પણ ઘણી જગ્યાએ જે સ્ત્રી પોતાના પતિના અવસાન બાદ પોતાનું જીવન ન્યોચ્છાવર કરે છે, તેને સામાન્ય લોકો એક આદર્શ પત્ની તથા સદ્‌ગુણોના નમૂનારૂપ ગણે છે. આ રિવાજ કચ્છમાં તેમજ બીજાં ઘણાં રાજપૂત-રાજ્યોમાં પ્રચલિત હતો. ઇ. સ. ૧૮૩૭ માં મિસીસ પોસ્ટન્સે કચ્છની મુલાકાત લીધી, તે વખતે આ રિવાજ સંબંધી વિસ્તૃત વર્ણન કરતાં તેણીએ લખ્યું છે, કે "આ રિવાજે સમાજમાં બહુ જ ઊંડાં મૂળ નાખ્યાં હતાં. અને સ્ત્રીઓને પોતાની જિંદગીનું બલિદાન આપતી અટકાવવાનું કામ ઘણું મુશ્કેલ હતું. ખુદ મહારાઓ પણ (તેમની ઉંમર ૨૨ વરસની હતી), આ બાબતમાં દરમિયાનગીરી કરતાં અચકાતા હતા."

કચ્છની પ્રજાનો ઘણો ભાગ જે રિવાજને ચુસ્ત પણે ટેકો આપતો હતો, તેનાથી વિરૂદ્ધ માર્ગ અખત્યાર કરવા પહેલાં મહારાઓશ્રીને પણ એકવાર તો વિચાર થઇ પડ્યો. પણ આખરે તેઓ કૃતનિશ્ચયી બન્યા, અને સતીનો રિવાજ નાબૂદ કરવામાં જરૂરી ટેકો આપવા ભાયાતોને તેમણે સમજાવ્યા. ઇ. સ. ૧૮૫૩ ના ફેબ્રુઆરી માસમાં બ્રિટિશ પોલીટિકલ એજન્ટને હવે કચ્છ માટે ખાસ રસ નહોતાં તેમણે મક્કમતાપૂર્વક એક પત્ર લખી, પોતાને આ બાબત કેવી મુશ્કેલીઓ નડતી હતી તેનો ઉલ્લેખ કર્યો. તથા અંતમાં જણાવ્યું, કે "કાયદેસરના પ્રતિબંધ તેમ જ તેનો ચુસ્ત રીતે અમલ કરાવવાના મારા તરફથી થતા દરેક પ્રયાસ છતાં કોઇ અજ્ઞાન માણસો ગેરસમજણને લીધે આ વિધિ હજુ પણ કરતાં હોય એ શક્ય છે. માટે આવાં કૃત્યો માટે સરકારે મને જવાબદાર ગણવો જોઇએ નહિ. કારણ કે જનસમુદાયના મોટા ભાગની ઇચ્છા પ્રમાણે જે થઇ રહ્યું હોય તેવી રૂઢિને એકાએક અટકાવવાનું અથવા તો લોકોને પોતાના ધર્મથી જુદી રીતે ચલાવવાનું કામ અતિ વિકટ છે." પરંતુ જવાબદારીનો આ પ્રમાણે ડહાપણ ભરેલી રીતે અસ્વીકાર કરવા છતાં મહારાઓશ્રીની ઉચ્ચ નામના તેમજ તેમના પ્રત્યેની આમજનતાની લાગણીને લીધે રૂઢિચુસ્ત લોકોને પણ તેઓ છેવટે સમજાવી શક્યા. પરિણામે મહારાઓશ્રીના વટહુકમનું બહુ જવલ્લે જ ઉલ્લંઘન થવા લાગ્યું, અને જ્યારે તેમ થતું ત્યારે કસૂરદારને કડક શિક્ષા કરવામાં આવતી.

મહારાઓશ્રી દેશળજી બ્રિટિશ પ્રજાના સ્વભાવ વિષે ઊંડું જ્ઞાન ધરાવતા હોવાથી રાજ્યતંત્રના સંચાલનમાં વિવેકબુદ્ધિ તથા પોતાની ફરજ પ્રત્યેનો અડગ પ્રેમ દાખવીને દેશમાં પોતાને માટે ધીમેધીમે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું. પરંતુ તેમનાં પિતાના રાજ્ય પહેલાં કચ્છના ગાદીપતિની જે સત્તા હતી તે પુનઃ સંપાદન કરવામાં ભાયાતોને બ્રિટિશો તરફથી અપાયેલી "ગેરંટી" ગંભીર અંતરાય સમાન આડી આવતી હતી. પુરાણી જાગીરદારી રાજ્યપદ્ધતિ દેશના હિતમાં હવે તદ્દન નકામી બની ગઇ હતી. વર્તમાન યુગની અનેકવિધ જરૂરિયાતોને પહોંચી વળે તેવું રાજ્યતંત્ર દાખલ કરવાની અને તે માટે મધ્યવર્તી સત્તાને જ બળવાન બનાવવાની અનિવાર્યતા સ્પષ્ટ દેખાતી હતી. પરંતુ તે સત્તામાં લેશ માત્ર પણ વધારો શક્ય ન હતો. કારણ કે બ્રિટિશ "ગેરંટી"ના બળથી ભાયાતોનું

સ્થાન સર્વાંગે અભેદ્ય બની ગયું હતું. ભાયાતોને બ્રિટિશોએ "સ્વતંત્ર" એકમો તરીકે ગણવાને લીધે જે મુશ્કેલીઓ ઊભી થઇ, તે પૈકીની એક વાગડ મધ્યે ટપકા માફક આવેલ આધોઇનું વિચિત્ર સ્થાન હતું. આ ગામડું મહારાઓશ્રી પ્રાગમલજીના સમયમાં મોરબીના ઠાકોરના કબજામાં આવ્યું હતું, પણ ઘણા સમય સુધી તેને બીજા ભાયાતોની માફક જ લેખવામાં આવ્યું હતું. એટલે કે સામાન્ય રીતે તેના ઉપર કચ્છ–દરબારની સત્તા પ્રવર્તતી હતી. જો કે તેવી સત્તાને વ્યવહારમાં કોઇ વખતે મૂકવામાં આવી નહોતી. પણ ઇ. સ. ૧૮૧૯ની "ગેરંટી" મળ્યા પછી, જેમ રોહા તથા બીજી જાગીરોને "સ્વતંત્ર" ગણવામાં આવી, તેમ મોરબીએ પણ સ્વાભાવિક રીતે તેવી જ સ્વતંત્રતા હાંસલ કરી. વળી ઇ. સ. ૧૮૦૭ ના કરારથી મોરબીને ઇલાયદું બ્રિટિશ રક્ષણ મળેલું હોતાં, આધોઇ પરત્વે, મોરબી રાજ્યના તથા કચ્છ–દરબારના પારસ્પરિક સંબંધો કેવા પ્રકારના છે તે અસ્પષ્ટ રહ્યું. અગાઉ જે પ્રકારના સંબંધો હતા તે પુનઃ સ્થાપિત કરવા મહારાઓશ્રી દેશળજીએ ખૂબ પ્રયત્નો કર્યા અને મોરબીએ તે દાવાનો વિરોધ કર્યે રાખ્યો.

ઇ. સ. ૧૮૪૨ માં શ્રી લુમ્સ્ડનના અધ્યક્ષપણે એક તપાસ પંચ (કમીશન) ની નીમણુક કરવામાં આવી. તેણે ફેંસલો આપ્યો કે કચ્છમાં, આધોઇને મોરબી રાજ્યની હકૂમત હેઠળના એક પ્રદેશ તરીકે ગણવો જોઇએ. કચ્છ–દરબારને તેના ઉપર કોઇ પણ પ્રકારનો અધિકાર નથી. પંચના આ ચુકાદાએ કચ્છ મોરબી વચ્ચે એક તીવ્ર ઝગડાનું બી રોપ્યું. આ ઝગડો જુદા જુદા વળાંક લેતો લેતો, આશરે એક સદી સુધી ચાલુ રહ્યો. જળમાર્ગના હક્કો, જકાત નાખવાનો અધિકાર, તથા દરિયાકાંઠાના કચ્છના તેમ જ કાઠિયાવાડના રાજાઓના હક્કો સંબંધી પ્રશ્નો ઊભા થતાં, શરુઆતમાં જે રાજકીય હકૂમત માટે જ મતભેદો હતા, તે પાછળથી વધારે અને વધારે ગૂંચવાઇને અગત્યના બનતા ગયા.

આધોઇ–પંચના ચુકાદાથી નારાજ થઇ, મહારાઓશ્રી દેશળજીએ તે સામે પોતાનો સખ્ત વિરોધ નોંધાવ્યો. પણ મોરબી સાથેના આ ઐતિહાસિક ઝગડાની ખરેખરી ઘેરી અસર તો તેમના સમય બાદ થઇ. મી. લુમ્સ્ડને આપેલા નિર્ણયની તત્કાલીન વધારે અગત્ય તો એ હતી, કે તેણે ભાયાતો ઉપર મહારાઓની સત્તા વિષે તેમાં ઉલ્લેખ કર્યો હતો. મહારાઓશ્રીના આ અધિકારો નીચે પ્રમાણે હોવાનું તેણે સ્પષ્ટ જાહેર કર્યું:—

લશ્કરી સેવા આપવા માટે દરબાર ભાયાતોને બોલાવી શકશે; (નિભાવનું ખરચ આપે તો) ભાયાતોના પરસ્પરના ઝગડાની અપીલ સાંભળી પતાવટ કરી શકશે; જે ભાયાતના ગામ સુધી ચોરના સગડ પહોંચતા હોય, તેની પાસેથી ચોરાયેલો માલ પાછો મેળવવાનો અથવા તો તેનું વળતર વસૂલ કરવાનો અધિકાર કચ્છ–રાજ્યનો રહેશે. તે ઉપરાંત ભાયાતોના ચોક્કસ ગામોમાંથી સ્થાનિક કર (સેસ) ઉઘરાવવાનો હક્ક; કાયદેસરના હુકમોનું પાલન જરૂર પડે તો હથિયારના બળે અથવા તો કસૂરદાર ભાયાતને ખરચે મોસલી રાખીને કરાવવાનો દરબારશ્રીનો હક્ક; જાડેજા જાગીરોને કેટલીક ધર્માદા ગ્રાન્ટો આપવાનું ઠરાવવાનો હક્ક; જળવટની જકાત, અને બંદરી લાગતો તેમજ દરિયાકાંઠાવાળા સાર્વભૌમ રાજ્ય તરીકે કચ્છને જે હક્કો ઉપસ્થિત થાય તે બધા અધિકારો ભોગવવા માટેના હક્કો.

પરંતુ લોકોપયોગી કાર્યો માટે ભાયાતોના ગામો ઉપર કર નાખવાનો મહારાઓશ્રીના દાવાનો સ્વીકાર કરવામાં આવ્યો નહિ. જાડેજાઓનાં ગામોમાં પોલીસ થાણાં રાખવાનો મહારાઓશ્રીને અધિકાર છે કે નહિ, તે બાબત પણ મી. લુમ્સડને શંકા બતાવી. આમ છતાં પણ મી. લુમ્સડનના ફેંસલાને, તેનાથી ૨૦ વરસ અગાઉ કેપ્ટન મેકમર્ડો તથા મિ. જેમ્સ ટોડે વ્યક્ત કરેલા અભિપ્રાય સાથે સરખાવવામાં આવે તો સ્પષ્ટ દેખાય, કે મહારાઓશ્રી દેશળજીએ પોતાની કુનેહથી દરબારની કેટકેટલી સત્તાઓ પાછી મેળવી હતી. ઈ. સ. ૧૮૪૩ માં જ્યારે મી. લુમ્સડન પોલીટિકલ એજન્ટ બન્યો ત્યારે તેણે એવો અભિપ્રાય વ્યક્ત કર્યો હતો, કે કચ્છની રાજસત્તાના મહારાઓશ્રી અને ભાયાતો વચ્ચે જે ભાગલા પાડવામાં આવશે, તો તુરત જ ગંભીર અવ્યવસ્થા ફેલાઇ જશે, સિવાય કે તેમાં સંજોગાનુસાર ફેરફાર કરવામાં આવે.

આ ઉપરથી એટલું સ્પષ્ટ દેખાય છે કે મહારાઓશ્રીનું સ્થાન મંદગતિએ પણ ચોક્કસ રીતે વધારે અને વધારે સંગીન બનતું જતું હતું. સંભવતઃ આ વસ્તુસ્થિતિથી પ્રેરાઈને જ તેમણે ઇ. સ. ૧૮૪૯ માં બ્રિટિશ સરકાર સમક્ષ વિધિસરનો પોતાનો વિરોધ પેશ કરી માગણી કરી, કે ઇ. સ. ૧૮૩૪ ની સંધિની જે કલમમાં એમ જણાવવામાં આવ્યું છે, કે તેમણે પોતાના પ્રધાનો અને જાડેજા ભાયાતોની બંધારણીય અને કાયદેસરની સલાહ મુજબ રાજ્યકારભાર ચલાવવો, એ કલમ કાઢી નાંખવી જોઇએ. તેમનું કહેવું યથાર્થ જ હતું, કે ભાયાતો સાથેના તેમના સંબંધો એટલા સારા છે, કે ઉપરોક્ત માગણી એવી કોઇ મુશ્કેલીઓને કારણે કરવામાં આવી નથી. એમણે તો એ જ નિર્દેશ કર્યો, કે ઘણા જૂના વખતથી કચ્છનો રાજ્યકારભાર કચ્છના મહારાઓ પોતાની સત્તા વડે જ કરતા આવ્યા છે. મહારાઓશ્રીએ ખાતરી આપી, કે જ્યાં જ્યાં બ્રિટિશ ગેરંટીનો સવાલ ઊભો થશે, ત્યાં ત્યાં તેઓ ભાયાતોની સલાહ લેવા અવશ્ય તૈયાર છે. આ સિવાય બીજી બાબતોમાં કચ્છ રાજ્યકારભાર તેમની પરંપરાગત પ્રણાલી પ્રમાણે જ ચાલવો જોઇએ. એમ તેમણે ભારપૂર્વક જણાવ્યું. પરંતુ કંપનીએ સંધિમાં ફેરફાર કરવાની ચોકખી ના કહી. અને તેના માટે વિચિત્ર કારણ આપ્યું, કે આ બાબતમાં કંપનીના અને મહારાઓશ્રીના એકલાનાં જ હિતસંબંધો સમાયલા નથી.

આ જવાબથી મહારાઓશ્રી નિરાશ તો થયા, પણ જ્યારે જ્યારે તક મળી ત્યારે ત્યારે પોતાની સત્તા મક્કમપણે ચલાવવાની શાન્ત અને દીર્ઘદર્શી નીતિને વળગી રહ્યા. મહારાઓશ્રી લોકપ્રિય હતા, છતાં તેમનો અધિકાર વધતો જતો જોઇ, કેટલાક ભાયાતોને બીક લાગવા માંડી. કચ્છ દરબાર અને ભાયાતો વચ્ચે તકરારો ઊભી થવા લાગી. આ તકરારો તે વખતની કાર્ય–પ્રણાલી પ્રમાણે પોલીટિકલ એજન્ટ સમક્ષ આવતી ત્યારે તે નીચેના મુદ્દા પરત્વે મુંબઇસરકારનો આખરી નિર્ણય માગતાઃ–

ભાયાતોની સ્થાવર મિલ્કત ઉપરના માલિકી હક્કો, મહારાઓશ્રી ખરીદ કરીને કે ગીરો વેચાણદ્વારા પદ્ધતિસર સંપાદન કરતા આવે છે, એ પ્રથાને, પોલીટિકલ એજન્ટે અટકાવવી જરૂરી છે? પોતાની હકૂમત તેમ જ ભાયાતોની હકૂમતને લાગુ પડતા કાયદાઓ

મહારાઓશ્રી બહાર પાડે છે, તેમાં પોલીટિકલ એજન્ટે દરમિયાનગીરી કરવી કે નહીં ? અને ચોક્કસ સંજોગોમાં ભાયાતની વસતી ઉપર મહારાઓશ્રી મોસલી કરે છે, તેને અટકાવવી કે નહીં ? ઇ. સ. ૧૮૩૪ ની સંધિ અનુસાર મહારાઓશ્રીએ ભાયાતોની સલાહ લેવી ફરજીઆત કરી હતી. ભાયાતો પોતાના આ હક્કના પાલન માટે આગ્રહ સેવી શકે કે નહિ ? આ બધી બાબતોમાં પોલીટિકલ એજન્ટની ભલામણો મહારાઓશ્રીના હિતની વિરૂદ્ધમાં જ થતી, અને મુંબઇ સરકાર તેને સમર્થન આપતી. આમ છતાં થોડા સમય પછી મોસલ મોકલવાના એક મુદ્દાનો નિર્ણય મહારાઓશ્રીની તરફેણમાં આવ્યો.

કચ્છ–દરબારની સત્તાના વિકાસમાં બ્રિટિશ દરમિયાનગીરીથી જે રુકાવટો ઊભી થવા પામી હતી, તેને હટાવવા મહારાઓશ્રી દેશળજીએ કરેલા પ્રયાસોનું અહીં જરા વિસ્તૃત વર્ણન કરવામાં આવ્યું છે. કારણ કે એક દેશી રાજ્ય, કે જેની બ્રિટિશ પ્રત્યેની મિત્રાચારી બાબત જરા પણ શક ન હતો, જેના વિચારો સ્પષ્ટ રીતે પ્રગતિશીલ હતા તથા જેનું ખાનગી જીવન તેમજ રાજ્યવહીવટ ચલાવવાની પદ્ધતિ આદર્શ હતાં તેવા રાજવીને પણ " સબસીડીઅરી એલાયન્સ "ની પદ્ધતિ કેટલે દરજ્જે શક્તિહીન બનાવી મૂકે છે, તેનું અહીં આબેહૂબ ઉદાહરણ મળી રહે છે. ઇ. સ. ૧૮૧૯ માં ભાયાતોને જે " ગેરંટી " બક્ષવામાં આવી હતી, તે કચ્છ–દરબાર અને જાડેજા ઉમરાવો વચ્ચે સત્તાની સ્પષ્ટ રીતે વહેંચણ કરી, કચ્છના મહારાઓના સ્થાનને બંધારણીય સ્વરૂપ આપવાનો એક પ્રયાસ હતો એ ખરૂં, પરંતુ આ ભાયાતો રાજ્યવહીવટમાં ભાગ લઈ શકે તેવી કોઈ લાયકાત ધરાવતા નહોતા, એટલું જ નહિ, પણ તેવા કામમાં તેમને બિલકુલ રસ પણ ન હતો. આ બધી ગંભીર ભૂલો બ્રિટિશ દરમિયાનગીરીને જ આભારી હતી. કચ્છની રાજકીય ઉત્ક્રાન્તિનો સ્વાભાવિક ક્રમ, મહારાઓશ્રી રાયધણજીની ઘેલછા અને ભારમલજીના સ્વચ્છંદી વર્તનને લીધે અટકવા પામ્યો તે પહેલાં જે માર્ગે વહી રહ્યો હતો તે માર્ગને બ્રિટિશોએ ફેરવી નાંખ્યો હતો. આ ભૂલો શુદ્ધ દાનતથી કરવામાં આવી હતી તથા કચ્છી પ્રજાના હિતોનું સર્વાંગી રક્ષણ કરવાના ઇરાદાથી કરવામાં આવી હતી, એ હકીકતનો સ્વીકાર કરવામાં આવે તોપણ મહારાઓશ્રી દેશળજી કે જેઓ કચ્છની ગાદી ઉપર આવી ગયેલા શ્રેષ્ઠ અને શક્તિશાળી રાજવીઓ પૈકીના એક હતાં. તેઓ કચ્છની ભૂતકાળની જાહોજલાલી પુનઃ સ્થાપિત કરવા પરિશ્રમ કરી રહ્યા હતા. તેમના માર્ગમાં આ ભૂલોએ ગંભીર અંતરાયો પેદા કર્યા હતા, એ નિઃશંક છે. કચ્છ–રાજ્યનો લગભગ અર્ધા જેટલો ભાગ તેમની હકૂમત નીચેથી ખસેડાઇ ગયો નહોત તો તેઓ જરૂર વધારે યાદગાર સિદ્ધિઓ પ્રાપ્ત કરી શક્યા હોત.

શ્રીમતી પોસ્ટન્સે પોતાની ચમકદાર કલમ દ્વારા તેમજ ચિત્રકારની સિદ્ધહસ્ત પીછી વડે, યુવાન મહારાઓશ્રી દેશળજીનું આબેહૂબ આલેખન કર્યું છે, તે જોતાં મહારાઓશ્રીની જીવંત છબી નજર સમક્ષ ખડી થાય છે. કચ્છના વ્યાપક જીવનની તમામ બાજુઓનું ઝીણવટ ભર્યું અવલોકન કરવામાં શ્રીમતી પોસ્ટન્સ કદી ધરાતાં જ નહિ. મહારાઓશ્રી દેશળજીની બુદ્ધિ–પ્રતિભા, એમનો મળતાવડો સ્વભાવ તથા ફરજ પ્રત્યેના અડગ

પ્રેમની શ્રીમતી પોસ્ટન્સે બહુ તારીફ કરી છે. જો કે વૈજ્ઞાનિક પદ્ધતિથી અવલોકન કરવાને તેણી ટેવાયલી નહોતી, તથા કચ્છના લોકો અને કચ્છી વિષયોની ચર્ચા કરવામાં ઘણી વખત, આધુનિક મુસાફરને ન છાજે તેવા પ્રકારનું પોતાના ઉચ્ચપણાનું વલણ બતાવ્યું છે, છતાં ઈ. સ. ૧૮૩૮ માં લન્ડન મધ્યે તેણીએ પ્રગટ કરેલી એક નાની પુસ્તિકા–"Cutch or Random Sketches of Western India" હિન્દુસ્તાનના જે પ્રદેશમાં તેણીએ પોતાના જીવનનાં કેટલાંક વર્ષો ગાળ્યાં તે વિસ્તાર બાબત જે આછાં પાતળાં વૃત્તાંતો હાલે ઉપલબ્ધ છે, તેમાં આ પુસ્તિકા પોતાનું અનોખું સ્થાન પ્રાપ્ત કરે છે. કચ્છના ઇતિહાસ તથા લોકકથાઓ વિષે તેણીએ જે કાંઈ લખ્યું છે, તે બહુ ચોકસાઈ ભરેલું નથી. તેમજ તેમાંનાં ઘણાંખરાં વર્ણનો પાછળથી ખોટાં પણ માલૂમ પડ્યાં છે. પણ જે જે બાબતો તેણીએ જાતે જોઈ હતી, તે વિષેનો અહેવાલ બહુ ચોક્કસ છે.

ઘોડાઓ બાબતના મહારાઓશ્રીના શોખ વિષે તથા કચ્છી ઘોડાઓની શુદ્ધ ઓલાદ ઉછેરવા માટે તેઓ જે કાળજી રાખતા તે સઘળી બાબતોની તેણીએ નોંધ લીધી છે. દરબારના ઘોડેસવારોના સાજ–સરંજામ બાબત તેણીએ લખ્યું છેઃ– (ઘોડેસવારોની સંખ્યા આશરે ૬૦૦ હતી.) ઘણાખરા ઘોડેસવારો સૈયદ કોમના હતા. તેમનાં તથા મહારાઓની નોકરીમાં કેટલાક આરબ પાયદળ સિપાહીઓ હતા, તેમનાં સાધનો મહારાઓશ્રી પૂરાં પાડતા. જનાનખાનામાં "પર્દા પાછળ" રહેતાં, રાજ્યમાતા તથા મહારાણીને પણ તેણી મળી હતી. કચ્છનાં પ્રાચીન શિલ્પકામ તથા આધુનિક કળા–કૌશલ્યની ઉત્કૃષ્ટતાથી તેણી ઘણી જ પ્રભાવિત થઇ હતી. મિસીસ પોસ્ટન્સના આ વાક્ચાતુર્ય પૂર્ણ પરંતુ જરા ઉપરચોટિયા વૃત્તાંત પરથી એ જાણી શકાતું નથી, કે પહેલાંના કાળમાં કચ્છમાં કાંઇ ફેરફારો થયા હતા કે નહિ ? અથવા તો કોઇ પરિવર્તન થવાની અહીં શકયતા રહેલી હતી કે નહિ ?

ખરેખર તો જે કાંઇ ફેરફારો થયા હતા તે બધા, જે યુવાન મહારાઓના વ્યક્તિત્વ માટે તેણીને આદર પેદા થયો હતો, તે જ મહારાઓએ ઇ. સ. ૧૮૬૦ માં તેમનું શોકજનક મૃત્યુ થયું, તે પહેલાં જ દાખલ કર્યા હતા. આ બધા ફેરફારો નોંધપાત્ર હતા. કચ્છની "ગાદી"નો અધિકાર પુનઃ સ્થાપિત કરવા માટે તેમણે અથાગ પરિશ્રમ કર્યો હતો. ઈ. સ. ૧૮૫૪ માં એસિસ્ટંટ પોલીટિકલ એજન્ટ લેફ્ટનન્ટ રેઇકસે પોતાની નોંધમાં લખ્યું હતું, કે "વાસ્તવમાં તો દેશનો બધો કારભાર મહારાઓશ્રી જાતે જ ચલાવી રહ્યા છે. એમના હુકમ વગર ઘોડારમાંથી એક ઘોડેસવાર પણ બહાર મોકલી શકાતો નથી ... બ્રિટિશોએ જે વ્યવસ્થા કરાવી હતી, તેમાં કાંઇ ફેરફાર ન થાય તે માટે તેઓ કેટલાક ... ...ક ભાયાતો તથા પોતાના પગારદાર નોકરોની બનેલી, બે જુદી જુદી સમિતિઓ ... ...ક્ષ મારફત કારભાર ચલાવતા. ખરેખર તો સમગ્ર રાજ્યમાં તેઓ જ સૌથી વધારે જાણકાર ... હતા અને તેમની પ્રતિભાની અસર વ્યાપક હતી. ઉપરોકત સમિતિઓ પૈકીની એક મુકદ્... ...શ્રમાઓ ચલાવતી અને બીજી રાજ્યના સામાન્ય વહીવટનું સંચાલન કરતી. "એજન્સી" ... પર મહારાઓશ્રી જાતે દેખરેખ રાખતા, અને અગત્યની ઘણીખરી ..., કાર્થેના તમામ વ્યવહાર કર્મચારીની સલાહ પણ તેઓ મેળવતા. મહારાઓ સાથે ...કુમતનો બાબતોમાં એજન્સીના ... જે જે બ્રિટિશ અમલદારોએ

કામ કર્યું, તે બધાંને મહારાઓએ પોતાની નિખાલસતા, સત્ય–પરાયણતા તથા ન્યાય–બુદ્ધિને લીધે બહુ પ્રભાવિત કર્યા હતા. રાજ્યનો નાણાકીય વહીવટ તેઓ બહુ કુશળતા–પૂર્વક ચલાવતા. રાજ્યની સરેરાસ વાર્ષિક આમદાની રૂા. ૭૦૦,૦૦૦ હતી, અને બ્રિટિશ સબસીડીઅરી, લશ્કર સહિત ખરચ રૂા. ૬,૧૮,૦૦૦ આવતું. આવકનાં સૌથી અગત્યનાં સાધનો-તરીકે જમીન મહેસૂલ રૂા. ૨૦૦,૦૦૦ થતી. જળવેટદાણુ તથા જકાત રૂા. ૨૦૦,૦૦૦ તથા શહેરી લાગાઓ નજરાણાં, શીંગોટી વગેરેનાં રૂા. ૩૧૬,૦૦૦ થતા.

ઉધાર બાજુએ, સૌથી મોટામાં મોટી રકમ બ્રિટિશને અપાતી ખંડણી હતી. તેથી જરા ઓછી રકમ મહેસૂલી, પોલીસ તથા બીજા વહીવટી ખર્ચ માટે ચૂકવવામાં આવતી. સમગ્ર જાડેજા ભાયાતોની એકંદર આવક રૂા. ૪,૪૬૦૦૦ જેટલી થતી, જેમાંથી કચ્છ રાજ્યને વહીવટી ખરચ પેટે તેઓ તરફથી કશું આપવામાં આવતું ન હતું. આ સંજોગોમાં દરબારશ્રીનું પોતાનું બજેટ સ્વાભાવિક રીતે નીચું જ રહેતું. વધારામાં, ભાયાતોને "સ્વતંત્ર" દરજ્જો અપાયાથી રાજ્યને વિશેષ ગેરલાભ એ સહન કરવો પડ્યો, કે ભાયાતોની વસતીના આશરે ૧,૬૬,૦૦ જેટલા માણસો (ધર્માદા જાગીરોનાં ગામડાંમાંના ૩૦,૦૦૦ માણસોની માફક) કસ્ટમ્સ ડ્યૂટી જેવા પરોક્ષ કર સિવાય કોઇ પણ સીધા કરવેરા ભરતા નહિ. પરિણામે કરવેરાનો બધો બોજો દરબારશ્રીની હકૂમતમાં રહેતા ૨,૧૩,૦૦૦ જેટલા લોકો ઉપર જ પડતો હતો. વળી વેપાર–ધંધાને પ્રોત્સાહન આપવાના હેતુથી મહારાઓશ્રીએ જળવટ–કસ્ટમ તથા જકાતના દરો ઘટાડ્યા, ત્યારે પણ તેમના આ સ્તુત્ય પ્રયાસો નિરર્થક નીવડ્યા. કારણ કે ભાયાતો પોતાની હદમાંથી પસાર થતા માલ ઉપર જે જકાત વસૂલ કરતા હતા તેના દરોમાં ઘટાડો કરવાની તેમણે ચોકખી ના પાડી.

મહારાઓશ્રી દેશળજીના લાંબા રાજ્યકારભાર દરમિયાન કચ્છી પ્રજા માટે ઘણુંઘણું કરવામાં આવ્યું હતું. તેમના સમયમાં પૂર્ણ આંતરિક શાંતિ પ્રવર્તતી હતી. ઇ. સ. ૧૮૧૯ ની સંધિથી ભાયાતોને જે હક્કો બક્ષવામાં આવ્યા હતા, તેના પરિણામે દરબારશ્રીનો દીવાની તેમજ ફોજદારી મુકદ્દમાનો કાર્ય પ્રદેશ મોટા પ્રમાણમાં લઇ લેવામાં આવ્યો હતો, છતાં પણ દરબારશ્રીએ સ્થાપેલ કાર્યક્ષમ પોલીસતંત્રને લીધે ગુનાનું પ્રમાણ નહિવત્ બન્યું હતું. જાનમાલની સહીસલામતીનું ધોરણ પણ એક બ્રિટિશ નિરીક્ષકના અભિપ્રાય મુજબ, હિન્દુસ્તાનના બીજા ભાગોથી કોઇ પણ રીતે ઊતરતું નહોતું. સમગ્ર કચ્છી લોકોની ઐક્યની ભાવના, પોતાના રાજા પ્રત્યેનો અનોખો ભક્તિભાવ, તથા કચ્છની ભૌગોલિક અલગતાને લીધે, બીજા વિસ્તારોમાં જે મુશ્કેલીઓ આવતી તેમાંની ઘણીમાંથી કચ્છ–પ્રદેશ સહેજ બચી જતો. અહીં હિન્દુ–મુસલમાનના કોમી ઝગડાઓ ન હતા. તેમજ બીજાં તોફાનો પણ થતાં ન હતાં. ઇ. સ. ૧૮૫૭ ના ભયંકર વરસ પછી પણ કચ્છમાં તો સંપૂર્ણ શાન્તિ તથા સ્થિરતા જ પ્રવર્તતાં હતાં. અન્યત્ર હિન્દુસ્તાનના કેટલાક કમનસીબ વિસ્તારોમાં જે અમાનુષી તોફાનો વિનાશ સર્જી રહ્યાં હતાં, તેનાથી પોતે બચી જવા પામ્યા છે, તથા પોતાના રાજા અને પરંપરાગતનાં સામાજિક વ્યવસ્થાતંત્ર સુરક્ષિત રહ્યાં

છે, એમ વિચારતા કચ્છી લોકો સંતોષથી જીવન ગાળતા હતા. પોલીટિકલ એજન્ટ તથા તેમની પત્નીને પોતાના દેશ-બાંધવોથી વિખૂટા પડી ગયા હોય એવી દહેશત લાગતાં, મહારાઓશ્રીએ તેમને પોતાના મહેમાન તરીકે પોતાની સાથે જ રહેવા આમંત્ર્યાં, અને પૂર્ણ શાન્તિ પુનઃ સ્થાપિત થઇ ત્યાં સુધી તે ત્યાંજ રહ્યાં. કચ્છની શાન્તિમાં તો કોઇ પણ રીતે ખલેલ પહોંચી જ નહિ. કચ્છમાં મહારાઓશ્રી દેશળજી પ્રત્યે બધાંને હાર્દિક આદર હતો, અને તેમના રાજ્યમા તમામ પ્રજાજનો સહીસલામત અને સુખી હતા. ટૂંકામાં મહારાઓશ્રી દેશળજી બીજાના રાજ્યને, એક તેજસ્વી, આદર્શ તથા આર્થિક પ્રગતિના યુગ તરીકે ગણુવામાં આવ્યો છે, તે સર્વાંશે યથાર્થ જ છે. અને કચ્છના ઇતિહાસના તે સુવર્ણયુગને યાદ કરતાં કચ્છી પ્રજા આજે પણ કૃતજ્ઞતાની લાગણી અનુભવે છે.



[ ૧૦ ]

# નવયુગનું પ્રભાત

મહારાઓશ્રી દેશળજીની જિંદગીનાં પાછલાં વર્ષો દરમિયાન તેમના અને તેમના યુવરાજ કુમાર પ્રાગમલ્લજી વચ્ચેનો સંબંધ જરા બગડતો થયો. રાજપૂતાનામાં તેમ જ અન્ય રાજ્યોમાં પિતા હયાત હોય, અને યુવરાજ પુખ્ત ઉંમરના થવા પામે ત્યારે તેને કયું સ્થાન આપવું, એ પ્રશ્નનું નિરાકરણ થયું ન હતું, તેવી જ સ્થિતિ કચ્છમાં પણ ઉત્પન્ન થઇ હતી. શ્રી પ્રાગમલ્લજીને એક યુવરાજ કુમાર તરીકે, અલબત તેમના મોભાને છાજે તેવું માન–પાન આપવામાં આવતું, અને તદ્દન જુદા જ નોકર–ચાકરોનો રસાલો તેમને માટે ગોઠવાઇ જતો, પણ રાજ્યતંત્રની વ્યવસ્થામાં તેમને કેવી રીતે સ્થાન આપવું, એ એક પ્રશ્ન થઇ પડ્યો. એક સત્તાધીશ રાજવી જે સ્વાભાવિક રીતે જ, ભાગલા પાડી ન શકાય એવી તમામ રાજસત્તાનો સંપૂર્ણ માલિક હોય, તેની સત્તાના વિભાગ કર્યા સિવાય યુવરાજને રાજકારભારમાં કેવી રીતે સ્થાન આપી શકાય ? ભાગ્યે જ કોઈ રાજવી રાજ-સત્તાના આવી રીતે ભાગલા પાડવાનો અખતરો કરવા તૈયાર થાય ! કારણ કે એમ કરવાથી પિતા–પુત્ર વચ્ચે ઘર્ષણ થવાનો સંભવ જરૂર ઊભો થાય. એક તરફ મહારાઓ તેમજ તેમના કુટુંબીઓ અને સલાહકારો તથા બીજી તરફ યુવરાજ અને તેમના કુટુંબી-જનો ને સલાહકારો એમ બે પક્ષો ઊભા થઇ જાય.

આ જાતની મુશ્કેલી જે આપણે આથી પહેલાં ઐતિહાસિક વર્ણનમાં જોઇ શકયા છીએ, તે જેમ ઘણાખરા રાજપૂત રાજ્યોના ઇતિહાસોમાં જોવામાં આવે છે, તેમ કચ્છના રાજ્યકર્તાઓના વંશમાં તો વખતોવખત નજરે પડે છે. જ્યારે ઘણી ગેરવ્યવસ્થાનું સામ્રાજ્ય વ્યાપક બન્યું હોય, ત્યારે તો માંહોમાંહે એટલે એક જ વંશના બે પક્ષો વચ્ચે તે લડા-ઇનું સ્વરૂપ લેતું હતું. મહારાઓશ્રી દેશળજી અને તેમના યુવરાજ કુમાર પ્રાગમલજી વચ્ચે આવા વિખવાદે કદી ગંભીર સ્વરૂપ ન પકડયું. અને મહારાઓશ્રી દેશળજીની તબિ-યત એટલી તો બગડવા પામી, કે તેમણે સામેથી મુંબઇ સરકારને પોતાને રાજ્યતંત્રની ધુરા વહન કરવાના બોજાથી મુક્ત કરી, રીજન્સી કાઉન્સીલ મારફત રાજ્યતંત્ર ચલાવવા તથા તેમાં પોતા તરફથી પોતાના યુવરાજ કુમાર પ્રાગમલજીને નિયુક્ત કરવા નિવેદન મોકલ્યું હતું. એટલે બન્ને વચ્ચેનો સંબંધ બગડતો થતો અટકી ગયો હતો. આ કાઉ-ન્સીલનું બંધારણ ઇ. સ. ૧૮૧૯ માં જે ધોરણે કરવામાં આવ્યું હતું, તે જ ધોરણ પર

કરવામાં આવ્યું. પોલીટિકલ એજન્ટ પ્રમુખ તરીકે અને મહારાઓશ્રી તરફથી પસંદ કરાયલા મેમ્બરો પૈકી એક યુવરાજ મહારાજ કુમાર, બીજા દીવાન અને બે મોટા ભાયાતો એમ તેની રચના થઇ હતી. પણ ઇ. સ. ૧૮૫૯ના જુલાઇ માસમાં તે કાઉન્સીલ કામ કરતી થઇ અને હજી એક વર્ષ પણ પૂરું નહોતું થયું, કે મહારાઓશ્રીએ પોતાના યુવરાજ સાથેના બહુ જ સારા સંબંધને કારણે કાઉન્સીલ બરખાસ્ત કરી, અને રાજ્યતંત્રનો તમામ કારભાર યુવરાજ કુમારશ્રી પ્રાગમલજીને સોંપવા મુંબઈ સરકારને લખાણુ મોકલ્યું. થોડાં અઠવાડિયાં આ પ્રમાણે યુવરાજ કુમારશ્રી પ્રાગમલજીને સ્વતંત્ર રીતે રાજ્ય કરતાં થયાં હશે કે મહારાઓશ્રી દેશળજી સ્વર્ગવાસ પામ્યા અને યુવરાજ કુમારશ્રી પ્રાગમલજી જે રાજ્યકારભાર તો કરતા હતા, તે રીતસર મહારાઓશ્રી પ્રાગમલજી બીજા તરીકે, ઇ. સ. ૧૮૬૦ના જુલાઇ માસમાં ગાદીનશીન થયા.

મહારાઓશ્રી દેશળજી જાણે કે, પુરાતન કચ્છ અને આધુનિક કચ્છ વચ્ચે એક સાંકળ સમા રાજવી હતા, ત્યારે મહારાઓશ્રી પ્રાગમલજી દરેક રીતે નૂતન કચ્છના પ્રતીક સમા કહી શકાય. મહારાઓશ્રી દેશળજી અંતરવિગ્રહ અને બળવાઓના વાતાવરણમાં જન્મ્યા હતા, તેમના અમલ દરમિયાન અંધાધૂંધીનો યુગ, શિસ્તપૂર્ણ કાયદાના રાજ્યમાં ફેરવાતો થયો. નવા યુગની પરિસ્થિતિ વચ્ચે સરસ રીતે બંધબેસતા થઈ જવા છતાં તે જૂના યુગને ભૂલી શક્યા ન હતા. તેમણે જાળવી રાખેલી પરિસ્થિતિ તથા તેમની આજુબાજુના સર્વ રીતે સાનુકૂળ એવાં સંજોગો તેમજ તેમના સમગ્ર જીવનની રીતભાત એવાં હતાં કે મિસીસ પોસ્ટન્સના વર્ણન મુજબ મહારાઓશ્રીના સમયથી બસો વર્ષ પહેલાં એમના પૂર્વજોમાંના કોઈ એકના વખતમાં આવેલ પ્રવાસી જે પરિસ્થિતિનાં દર્શન કરી શકે તે પરિસ્થિતિ તેણે એમના વખતમાં પણ જોઈ હોત. પણ આ રાજવીની સ્વાભાવિક ભલમનસાઇ અને ચતુરાઈ એવાં હતાં, કે કચ્છની જનતાનો વિશ્વાસ ગુમાવ્યા સિવાય અને બ્રિટિશ પ્રજાનો પોતા પ્રત્યે સદ્ભાવ ઓછો ન થાય એવી રીતે તેમણે ભારતના એ શાસકોની સાર્વભૌમ સત્તાના સ્વીકાર તરફ કચ્છની પ્રજાને શાંતિપૂર્વક પણ અનિવાર્ય રીતે દોરી ગયા. કચ્છ સિંધની નજીકનો મુલક હોવાથી, બ્રિટિશ લોકો કચ્છને બહુ જ ઘણી રાજકીય અગત્ય આપતા થયા હતા. ખરી હકીકત તેમના લક્ષમાં આવતાં, મહારાઓશ્રી દેશળજીની સત્યતા, પ્રમાણિકતા અને ન્યાયપ્રિયતા વિષે જે જે ખાનગી લખાણો એક પછી એક મુંબઇના ગવર્નરોએ કરેલ તે ઉપરથી એ ચોક્કસ રીતે સિદ્ધ થાય છે, કે મહારાઓશ્રી દેશળજી, જોખમ ભરેલા અને મુશ્કેલીઓવાળા જમાનામાં અતિ નિપુણતાથી રાજ્યધુરા વહન કરીને કચ્છના રાજ્ય-શકટને સફળતાને પંથે લઈ ગયા હતા.

મહારાઓશ્રી પ્રાગમલજી, પોતાના પિતાશ્રીએ શરુ કરેલ કાર્યો આગળ ધપાવવાને દરેક રીતે લાયક હતા. માત્ર પદ્ધતિમાં થોડો ફરક હતો. મહારાઓશ્રી દેશળજીના વખતમાં કચ્છ બહાર બનતા પ્રસંગો જેવા કે:—ઇ. સ. ૧૮૩૮ ની અફઘાન લડાઇ, સિંધમાં સ્થપાયેલ બ્રિટિશ લશ્કરનું થાણું, ઈ. સ. ૧૮૪૩ ની સાલમાં સમગ્ર દેશના જોડાણનું થયેલ એકમ, ઇ. સ. ૧૮૫૭ ની સાલમાં થયેલ બ્રિટિશ સત્તા સામે બળવો વગેરેને

લઈને મહારાઓશ્રીનું સ્થાન કંઈક અંશે તેની અસર નીચે રહેવા પામ્યું હતું. પણ મહારાઓશ્રી પ્રાગમલજીનું રાજ્ય, સમગ્ર દેશમાં વ્યાપી ગયેલ શાન્તિના સામ્રાજ્યમાં પ્રવેશતું થઈ, કચ્છ જાણે એક નવા યુગનાં મંડાણ કરી રહ્યું હતું. કંપનીની સત્તા બંધ પડી ગઈ હતી, અને મહારાણી વિક્ટોરિયાના ઢંઢેરાથી રાજા–મહારાજાઓથી થયેલ સંધિઓ પાળી આપવાની બાંહેધરી આપવામાં આવી, અને ત્યારબાદ દત્તકવિધિની સનંદો પસાર થવાથી રાઓશ્રી ખેંગારજીના વંશજોને કચ્છની ગાદી માટે સદાના હક્કદાર તરીકે સ્વીકારવા બ્રિટિશ સરકારે એક જાતની નીતિ જાહેર કરી. વધારામાં બ્રિટિશ સેનાએ સિંધનો મુલક કબજે કરેલ હોવાથી, કચ્છે લશ્કરી દૃષ્ટિએ તેની મહત્તા ગુમાવી હતી. હવે તે શક્તિશાળી દુશ્મન સામેના શાહી સલ્તનતના થાણા તરીકે રહેવા પામ્યું ન હતું.

સદીઓથી કચ્છના સાહસવીર વેપારીઓ જેમ દેશ–પરદેશથી વેપાર વણજ કરતા આવ્યા છે, તેજ પ્રમાણે આ સમયના તેવા જ વેપારીઓ ચારે દિશામાં વેપાર અર્થે પ્રસરી રહેલા હતા. અને બ્રિટિશ નૌકાદળનું જોર સાતે સમુદ્રો પર ફરી વળવાને કારણે, શાન્તિના વાતાવરણમાં કચ્છના લોકોની જન્મદત્ત વ્યાપાર કરવાની શક્તિને વિશાળ ક્ષેત્ર પ્રાપ્ત થયું હતું. છતાં કચ્છ પરાપૂર્વથી જે અલગ એકમ તરીકે રહેતું હતું, તેવી જ દશામાં સરી જવા મંડયું. ઘણે ઘણે દૂર કચ્છના વેપારીઓની પેઢીઓ જંગબાર, ઈસ્ટ આફ્રિકા, સોમાલીલેન્ડ, એડન, પરશિયન ગલ્ફ, ઇજીપ્ત અને તે જ પ્રમાણે મુંબઈ, મદ્રાસ અને કલકત્તામાં સ્થપાઈ હતી, અને તે બંદરો મારફત હિન્દુસ્તાનના અન્ય વેપારના કેન્દ્રો સાથે સંકળાઈ ગઈ હતી.

આવી રીતે કચ્છનાં સંતાનોએ પોતાની માતૃભૂમિના ગર્ભમાં જે અમુક પ્રમાણમાં કુદરતી સંપત્તિ પડેલ છે, તેને વિકસાવવાને બદલે દેશ–વિદેશ વેપારક્ષેત્રે પોતાની કાર્યદક્ષતા અને શક્તિને વહેતી કરી. પરદેશમાં કચ્છી લોકો સાહસવીર તરીકે આગળ પડતા અને પ્રગતિશીલ તરીકે રહેતા. પણ પોતાના વતનમાં તેઓ જૂની રૂઢિઓના પૂજક જોવામાં આવતા. અને તેને જળોની માફક વળગી રહેતા. તેમના પૂર્વજો જે જે દેવસ્થાનો અને દેવોને જે ભાવથી પૂજતા, તેવા જ ભાવથી તે તે દેવસ્થાનો અને દેવોને તેઓ પૂજતા. આવી રીતે ઘણા દાયકા સુધી સમયનું ચક્ર જાણે સ્થિર થઈ ગયું હોય, એવું કચ્છનું જીવન હતું. નીરવ શાન્તિ અદૃશ્ય રીતે મૃતજીવન જેવી શાન્તિનું રૂપ ગ્રહણ કરતી હતી.

જો કેન્દ્ર સ્થળે, શક્તિસંપન્ન અને એકહથ્થુ સત્તા રાજ્યતંત્ર ચલાવતી હોય તો જ દેશની પ્રગતિ જમાના પ્રમાણે વિકસતી રહે, પણ અર્ધું કચ્છ ભાયાતોની સત્તા હેઠળ હોવાથી કચ્છના મહારાઓ આવું કશું કરવાને લાચાર હતા.

મહારાઓશ્રી પ્રાગમલજીના રાજ્યની શરુઆતમાં કોઈ ઘટના–ક્રમ સ્પષ્ટ દેખાતો ન હતો. ઉપલક દૃષ્ટિએ જોતાં કોઇ જાતનું પરિવર્તન પણ જણાતું ન હતું. જાણે કે કચ્છ પર રણપારના મુલકો તરફથી કોઈ દુશ્મનના આક્રમણનો ભય એવોને એવો હોય, અને તેની સામે રક્ષણ કરવાની જરૂર એવીને એવી ઊભી હોય, તેમ ભુજમાં સહાયકારી લશ્કર

(Subsidiary Force) હજુ રહેતું હતું. હજી કચ્છમાં સિવિલ અને મિલિટરી બ્રિટિશ ઓફિસરો સારી સંખ્યામાં રહેતા હતા. અને ચાલુ સાપ્તાહિક સમાચારો, જેમાં બ્રિટિશ લોકોને તેમના સામાજિક પ્રસંગો, કુદરતના બનાવોની વિગતો અને ગામ–ગપ જેવી હકીકતો જાણવા મળે, તેમજ તેની ઉપયોગીતા હોય એવું સમજાતું હતું. (એટલે કે સાપ્તાહિક સમાચાર છાપી પ્રસિદ્ધ કરાય તેટલા બ્રિટિશ લોકો ગ્રાહક બની શકે તેટલી સંખ્યામાં તે કચ્છમાં રહેતા હતા.)

મહારાઓશ્રી પ્રાગમલજી તેમના પિતાની માફક દરેક રીતે સંધિના કરારોથી બ્રિટિશસત્તાથી જોડાયા હતા, તે પ્રમાણે અક્ષરશઃ સહકાર આપનાર મિત્રરાજવી હતા. આમ હોવા છતાં, તેમના પિતાશ્રીની માફક તેઓ પણ પોતાનું મંતવ્ય નિખાલસ પણે રજૂ કરવામાં અચકાતા નહિ. ખાસ કરી બ્રિટિશ લોકોએ ભાયાતોને જે "ગેરંટીઓ" આપી હતી, તે બાબત તેઓ ચોક્ખું મંતવ્ય રજૂ કરતા. આ ચર્ચાસ્પદ પ્રશ્નની બાબત એ હતી, કે કચ્છના ગાદીપતિની ભાયાતો પરની જે સિદ્ધ સત્તાના સ્થાપિત હક્કો હતા, તેની બ્રિટિશ લોકોએ અવગણના કરીને ભાયાતોને સ્વતંત્રતાના હક્કો આપી, 'ગેરંટીઓ' આપી હતી. પણ ખરી રીતે તમામ ભાયાતો પર કચ્છના મહારાઓની જ સંપૂર્ણ હકૂમત છે, એ સિદ્ધ કરવાની લડત મહારાઓના પિતાશ્રીને તેમની નાદુરસ્ત તબિયતના કારણે પડતી મૂકવી પડી હતી. આ વાત જ્યાં પડતી મૂકાઇ હતી, તે તક્કેખથી જ ફરી શરુઆત કરી, તે જ ઉદ્દેશ પાર પાડવા માટે તેવી જ મક્કમતા ધારણ કરીને અને ખરૂં કહીએ તો ઘણા પ્રકારની તરકીબો ચલાવીને એ જ પ્રશ્નનો નિચોડ લેવા તેમણે તનતોડ પ્રયાસ આદર્યો. તેઓશ્રીને રાજગાદી પર આવે, થોડાં જ વર્ષો થયાં હતાં, ત્યારે તેમના પિતાશ્રીએ જે પોતાના હક્કો માટે લડત ઉપાડી હતી, તે જ હક્કો માટે વધારે મક્કમતાથી તેમણે પોતાનો દાવો રજુ કર્યો. જે જે ભાયાતો મહારાઓની સત્તાના ફરમાનની અવગણના કરતા હતા, અને ભાયાતોના પેટા ગરાસદારો કે તેમના ખેડૂતો ભરણું કરવામાં આનાકાની કરતા હતા, તેમના પર મોસલી મોકલી દંડ જેવી રકમની વસૂલાત પણ તેમણે ચાલુ કરી. જે ભાયાતોને કંઇ રકમની જરૂર પડે તેને રાજ્યની પેદાશમાંથી નાણાં આપી, તેમના ગરાસ અને ન્યાયની સત્તા અઘાટ લઇ લીધાં. મહારાઓશ્રી પ્રાગમલજીની આવી જાતની રાજ્યદ્વારી ફતેહને લઇને પોલીટિકલ એજન્ટ તેમજ મુંબઇ સરકાર પણ જરા વિચારમાં પડી ગઈ. અને બ્રિટિશ સત્તાધારીઓએ આવી નીતિથી કચ્છના દરબારે જે પોતાના લાભની રીતો અમલમાં મૂકી, પોતાની સત્તા વધારી હતી, તેની કડક ટીકા કરી. મહારાઓશ્રી જે દંડો વસૂલ કરતા, ભાયાતોના ગામોમાં બાળહત્યા અટકાવવા જે તપાસણીના કર્મચારીઓની વ્યવસ્થા કરીને ચુસ્ત રીતે તેનો અમલ કરાવતા, કચ્છ–દરબારની હકૂમતના વિસ્તાર સિવાયના ગામોમાં જે ગુનાહિત કૃત્યો થતાં તેને પકડી પાડવા દરબારશ્રી તરફથી જે પોલીસની વ્યવસ્થા થતી અને દરબારી હકૂમતનો વિસ્તાર કરતી, એ બધી બાબતો પોલીટિકલ એજન્ટ અને મુંબઈ સરકારને માટે એક ટીકાના વિષય સમાન બની ગઇ હતી.

મહારાઓશ્રી પ્રાગમલજીના વખતમાં પંદર પંદર વર્ષો સુધી લાંબાં લાંબાં લખાણો અને તેના પ્રત્યુત્તર રૂપે જે તુમારો ચાલ્યા હતા, તે મહારાઓશ્રીના દાવા બાબતના અને ભાયાતોના હક્કો વિષેના હતા. આ તુમારો કચ્છ દરબાર, કચ્છના પોલીટિકલ એજન્ટ, મુંબઈ–સરકાર અને હિંદ–સરકાર વચ્ચે ચાલ્યા હતા. બ્રિટિશ સત્તાધીશોને છેવટે દિલગીરી સાથે ભાન થયું, કે ઇ. સ. ૧૮૧૯ માં ભાયાતોને જે જે ગેરંટીઓ આપવામાં આવી હતી, તેને લઇને કચ્છી પ્રજાના હિતમાં, કચ્છનું રાજ્યતંત્ર વિકાસ પામે તેમ ન હતું. ભાયાતોને આપેલ ગેરંટીઓ જ આ વિકાસમાં અવરોધક જોવામાં આવી.

ઇ. સ. ૧૮૬૯ માં ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયાએ જોયું, કે જ્યાં ભાયાતોના હક્કોનો ભોગવટો કરવામાં આવ્યો ન હોય, ત્યાં તેવા હક્કોને પુનઃ જીવિત કરવાની હવે આવશ્યકતા નથી. જે હક્કોનું પાલન કરવાથી ગેરવ્યવસ્થા થઇ રહે તેવા હક્કોને દબાવી દેવા, મહારાઓશ્રી પોતાની રીતસરની સત્તાનો અમલ કરે તેમાં તેમને ઉત્તેજન આપવું, અને ભાયાતોને આપેલી ગેરંટીઓની કલમોનો સાધારણ સમજવાળો અર્થ થતો હોય તેનાથી વિશેષ અર્થ કરી, દરબારશ્રીની સત્તા નબળી ન પડે તેની સરકારે તકેદારી રાખવી, આ પ્રકારની ચેતવણી બહુ જ વખતસરની હતી. દરબારની હકૂમતમાં રહેતા લોકો ઉપર જ સમગ્ર કચ્છના વહીવટી ખર્ચ માટેનો કરબોજો પડતો હોવા છતાં તે વિસ્તારના લોકોના જીવન–ધોરણમાં તથા કચ્છના બાકીના અર્ધા ભાગમાં કે જ્યાં ભાયાતો દરબારશ્રીથી સ્વતંત્ર રહેવા આગ્રહ સેવતા, ત્યાંના લોકોના જીવન–ધોરણમાં ઘણો તફાવત દેખાઇ આવતો હતો.

ભાયાતો સામાન્ય રીતે રાજ્યવહીવટમાં (સામાન્ય જીવનના કામકાજમાં) બિલકુલ રસ લેતા નહિ. પોતાના ખેડૂતો પ્રત્યે વર્તાવ સારો રાખતા, તે ખરૂં, પણ ખરેખર તો તેમ કર્યા સિવાય તેમનો છૂટકો જ નહોતો. પરંતુ બાપુકી જાગીરના ભાગલા પાડવાની વહેંચણીની પૂરેપૂરી અસર બાળ–હત્યાની પ્રથા નાબુદ થયા પછી હવે બરાબર જણાવા લાગી હતી. આ વહેંચણીને લીધે ભાયાતોની જાગીરોના ટુકડે–ટુકડા થઇ ગયા હતા. કેટલાક ભાગલા તો એટલા નાના હતા, કે ટીલાતો (મુખ્ય મુખ્ય કુટુંબના વડા) પણ ધીમેધીમે ઘસાઇ ગયા હતા, અને એવા અસંસ્કારી (ગામડીઆ જેવા) દેખાતા હતા, કે બ્રિટિશ ગેરંટીથી મળેલ હકૂમતના અધિકારો ભોગવવા જેટલા પોતાને તેઓ લાયક પણ માનતા નહોતા. કોઇપણ કાર્યક્ષમ રાજ્યતંત્રમાં, આ પ્રકારની પરિસ્થિતિ બિલકુલ ચલાવી શકાય નહિ. એટલે છેવટે ગેરંટીધારીઓનાં વર્ગીકરણ, તેમના દરજ્જા તથા અધિકારો ચલાવવાની લાયકાતની નજરે કરવાનું બ્રિટિશોએ માન્ય રાખ્યું. સમગ્ર કચ્છની સર્વસ્વીકૃત જરૂરિયાતોને પોષે અને સાથો સાથ તેમણે આપેલી ગેરંટીની શરતોને પણ અનુરૂપ રહે, તેવું કોઈ ખાસ વહીવટીતંત્ર, અહીં દાખલ કરવાનું પણ તેમને સમજાવવામાં આવ્યું.

કચ્છ સર્વાંગી વિકાસ સાધીને મોખરે આવી શકે એવા પ્રકારની તંત્ર–વ્યવસ્થા કચ્છમાં દાખલ કરવા, મહારાઓશ્રી પ્રાગમલજી જીવન પર્યંત મથતા જ રહ્યા. પરંતુ દરેક સમયે બ્રિટિશ ગેરંટી અવરોધક બનતી, કારણ કે તે ગેરંટીથી કચ્છનો અર્ધા ભાગનો વિસ્તાર તેમની હકૂમત નીચેથી લેવાઈ ગયો હતો. તેમનું સ્પષ્ટ મંતવ્ય હતું, કે ઇ. સ.

૧૮૧૯ ની ગેરંટી તો સ્થાવર જમીનના ભોગવટાના હક્કો પૂરતી જ મર્યાદિત છે. એટલે સમગ્ર કચ્છ ઉપર વ્યાપ્ત એવા દરબારના સર્વોપરીપણાની અવગણના કરી, મજકૂર ગેરંટીની રૂએ જાગીરદારોને દીવાની-ફોજદારી હકૂમત કાયદેસર રીતે આપી શકાય નહિ, અને વાસ્તવમાં અપાઈ જ નથી. આ વિષય પરત્વે થોકબંધ નોંધો, રજૂઆતો, રિપોર્ટો, નિવેદનો, અરજીઓ તથા સૂચનોનો જે મોટો સમૂહ એકઠો થયો છે, તે બતાવી આપે છે, કે પોતાનું ઉપરોક્ત મંતવ્ય બ્રિટિશ સત્તાધીશો ઉપર ઠસાવવા તેમણે કેવા મક્કમ પ્રયાસો કર્યા હતા. બે વખત તો મહારાઓશ્રીએ એ જ લડતમાં છેક લંડન મધ્યેના હિન્દુસ્તાનના સેક્રેટરી ઓફ સ્ટેટને અપીલ કરી જીત મેળવી હતી. બીજી અપીલ વખતે તો પોતાનું મંતવ્ય રજૂ કરવા માટે તેમણે પોતાના દીવાન કાઝી શાહબુદ્દીનને ઈંગ્લાન્ડ મોકલાવ્યા હતા. દરેક કેસમાં કંઈને કંઈ કીમતી મુદ્દાસર તેમના લાભમાં ચુકાદો આવી જતો. આ બધી લડત દરમિયાન મહારાઓશ્રીએ અપનાવેલી નીતિ-રીતીઓ દરેક રીતે ગૌરવવંતી જ રહી હતી. એક વખત જ્યારે બ્રિટિશોએ તેમને એવી ગોઠવણ માટે આગ્રહ કર્યો, કે જે પોતાને યોગ્ય લાગી નહિ, ત્યારે દરબાર અને ભાયાતો વચ્ચેનો બધો વ્યવહાર ચલાવવાનું કામ તેમણે પોલીટિકલ એજન્ટને જ સોંપી આપ્યું તથા પોતાના ખાતાના કેટલાક કર્મચારીઓની સેવા પણ તેમને આપી, અને દરબારની સીલ-મહોર જેવી જ એક બીજી સીલ-મહોર પણ બનાવી સુપરત કરી.

આખરે મહારાઓશ્રી પોતાના એક મહત્ત્વના ધ્યેયમાં સફળ થયા. આથી જાડેજા કોર્ટના સભ્યોની નિયુક્તિ કરવાનો તેમને અધિકાર મળ્યો. ગેરંટી-હોલ્ડરની હકૂમતની અંદર તેમ જ બહાર ઉપસ્થિત થતા દીવાની તેમજ ફોજદારી મુકદ્દમા સાંભળવા માટે મજકૂર કોર્ટની સ્થાપના કરવામાં આવી હતી. ગેરંટી-હોલ્ડરોએ પોતાની હકૂમતની રૂએ આપેલ ચુકાદા ઉપર (ઘણા નાના મુકદ્દમા સિવાય) આ કોર્ટમાં અપીલ થઈ શકતી. શરુઆતમાં તેના પ્રમુખ તરીકે પોલીટિકલ એજન્ટ કામ કરતા, અને પાછળથી નાયબ દીવાન પ્રમુખ બન્યા હતા. કોઈ કેસમાં અન્યાય થયો છે એમ સાબિત થાય, ત્યારે પોલીટિકલ એજન્ટ મારફત આખો કેસ મંગાવવાનો તથા જરૂર જણાય તો ભાયાતની કોર્ટે ચલાવેલી સમગ્ર કાર્યવાહીને રદબાતલ ઠરાવવાનો મહારાઓશ્રીને અધિકાર હતો. પણ આખરે દરબાર-ભાયાત વચ્ચેની હંફાવી નાંખે તેવી વર્ષોજૂની ખેંચતાણનો કાંઈક સમાધાનના આકારમાં અંત આવ્યો. અને ઈ. સ. ૧૮૭૫ની સાલમાં બહુ વિસ્તારપૂર્વક ભાયાતો સાથે પતાવટ કરવામાં આવી, જે મહારાઓશ્રી પ્રાગમલજીએ મંજૂર રાખી. પરંતુ તેમાં સહી થાય તે પહેલાં જ તેઓ દેવ થયા. આ પતાવટમાંથી કચ્છની ગૂંચવણ ભરેલી ન્યાય-પદ્ધતિ પેદા થઈ, જેની માઠી અસર ઈ. સ. ૧૯૪૮માં તે હિન્દી સંઘમાં વિલીન થઈ ગયું. ત્યાં સુધી સહન કરવી પડી.

પહેલાં તો અમુક ન્યાય-કચેરીઓ એવી હતી, જે દરબારશ્રીની હકૂમતમાં જ કામ કરતી. બીજી કચેરીઓ કેવળ ભાયાતોની જાગીરોમાં જ કામ કરતી, અને ત્રીજી હતી મોરબીના ઠાકોર સાહેબની કોર્ટ. કચ્છમાં એ આધોઈના વિસ્તારપૂરતી મર્યાદિત હતી.

ચોથી ખાસ રચાયેલી જોડેલ્ટ કોર્ટ અને પાંચમી હાઈકોર્ટ અથવા 'વરિષ્ઠ કોર્ટ', જેમાં આધોઇ સિવાય સમગ્ર કચ્છમાં ઉપસ્થિત થતા વધારે અગત્યના દીવાની તેમ જ ફોજદારી કેસો ચલાવવામાં આવતા. પરંતુ તે કોર્ટે ફરમાવેલ શિક્ષા–દેહાંત દંડ, દેશનિકાલ તથા ૧૪ વરસ કરતાં વધારે લાંબી કેદની શિક્ષા હોય ત્યારે મહારાઓશ્રી તરફથી બહાલીની જરૂર રહેતી. આ પદ્ધતિમાં ઘણી ઘણી ક્ષતિઓ હતી. મહારાઓશ્રી પાસે ઉચ્ચતર શિક્ષણ પામેલા ન્યાયધીશો ન હોત, કામ–કાજની પદ્ધતિ એકસરખા ધોરણે ન હોત અને તદ્દન મામુલી સિવાયના તમામ કેસો દરબારશ્રીની કોર્ટમાં જ ચલાવવા એવી તેમની મક્કમ નીતિ ન હોત, તો આ પદ્ધતિ હજુ પણ ઓછી સંતોષકારક નીવડી હોત. આમ છતાં આ પદ્ધતિ આધુનિક યુગ માટે તો ભૂતકાળની ભૂલના એક અસહ્ય ભાર જેવી જ ગણી શકાય.

કચ્છ–દરબાર તથા ભાયાતોના પોતપોતાના હક્ક–અધિકારો બાબતની આ લાંબી તકરાર, જેના ઉપર મહારાઓશ્રી દેશળજી તેમજ પ્રાગમલજીના સમયમાં અસાધારણ લક્ષ્ય કેન્દ્રિત થયું હતું તથા જેના અનુસંધાનમાં તેમના રાજ્યકાળમાં કેટકેટલી શક્તિનો વ્યય થવા પામ્યો હતો, તે ઘટના આજના ઇતિહાસકારને બહુ રસપ્રદ ન જણાય એ સંભવિત છે. કચ્છના ઇતિહાસ ઉપર તો આ ઘટનાએ બે રીતે અતિ અગત્યની અસર કરી છે. પહેલું એ કે તેને લીધે ઓગણીસમી સદીની જરૂરિયાતોને અનુરૂપ, એવું કાર્ય-ક્ષમ રાજ્યતંત્ર કચ્છના મહારાઓ દાખલ કરી શક્યા નહિ, તથા બીજું એ કે આ વિષય પાછળ તેમનો એટલો અમૂલ્ય સમય વ્યતીત થયો, કે તે કામ સિવાય બીજી કાર્યવાહી તરફ તેઓ કાંઇ લક્ષ આપી જ શક્યા નહિ.

મહારાઓશ્રી પ્રાગમલજીના રાજ્ય દરમિયાન કચ્છની પ્રજાને લાભદાયક થાય તેવા અનેક સુધારાઓ થઈ શક્યા હોત, પરંતુ તે સઘળા લાભોથી પ્રજા હંમેશને માટે વંચિત રહી ગઇ, એ આ કમનસીબ ઘટનાનું જ પરિણામ હતું. પ્રાગમલજી એક અસાધારણ શક્તિશાળી પુરુષ હતા, તથા વહીવટીતંત્રના સંચાલન માટે તેમનામાં ઉચ્ચ પ્રકારની જન્મદત્ત શક્તિ હતી. તેમની કારકિર્દીની શરુઆતમાં જ તેમના વ્યક્તિત્વનો એટલો પ્રભાવ પડ્યો, કે વાગડમાં સંરક્ષણ માટે રખાયેલ પોલીસદળ, જે હંમેશાં એસિસ્ટંટ પોલીટિકલ એજન્ટ નીચે રાખવામાં આવતું, તે દળ તેમના તાબામાં મૂકી દેવામાં આવ્યું. કેવળ રાજ્ય ચલાવવાના જ કામ માટે અનિવાર્ય ગણાય તેવા અધિકારો દરબાર માટે મેળવવાની તેમની અવિરત લડતો વચ્ચે સમય મેળવીને પણ, પોતાના અમલદારોને માર્ગદર્શન આપવા માટે તેમણે દીવાની અને ફોજદારી કાયદાઓ ઘડ્યા, વૈદકીય રાહતો વધારી, ઘણાં જાહેર બાંધકામોની શરુઆત કરી તથા વ્યાપાર–ધંધાને પ્રોત્સાહન આપવા પણ ઘણું કર્યું. ઇ. સ. ૧૮૧૯ની સંધિમાં જેમ નિર્દેશ કરવામાં આવ્યો હતો તેમ તેઓ ખરેખર કચ્છના "માલિક" હોત તો કચ્છને હિન્દુસ્તાનના સૌથી વધારે પ્રગતિશીલ અને શ્રેષ્ઠ રાજ્યવહીવટ ધરાવનાર દેશી રાજ્યોમાંનું એક બનાવી શક્યા હોત એ નિઃશંક છે.

તેઓશ્રીના અમલ દરમિયાન બહુ નોંધપાત્ર બનાવો બન્યા તે પૈકી એક એ છે,

કે સમસ્ત કચ્છ માટે રાજ્ય તરફથી એકસરખી શિક્ષણ પદ્ધતિની સ્થાપના થઈ. તેઓશ્રી જોઈ શક્યા, કે પુરાણા સમયને અનુરૂપ કેળવણી આપતી સંસ્થાઓ, જેવી કે ભુજની વ્રજભાષા પાઠશાળા, અને માંડવીની સંસ્કૃત પાઠશાળા ઉપરાંત એવી સંસ્થાઓની જરૂર છે, કે જ્યાં કચ્છની ઉછરતી પ્રજા તે સમયને અનુકૂળ કેળવણી પામી, દેશ-વિદેશમાં આગળ પડતું સ્થાન પ્રાપ્ત કરે. તેથી તેવા પ્રકારની કેળવણીને ઉત્તેજન આપ્યું. તેઓશ્રી જ્યારે રાજ્યગાદી પર આવ્યા ત્યારે કચ્છમાં માત્ર ત્રણ જ નિશાળો હતી. એક એંગ્લો વર્નાક્યુલર અને બે વર્નાક્યુલર. મહારાઓશ્રીના સ્તુત્ય પ્રયાસથી, અને ભાયાતો પરના તેમના વર્ચસ્વથી, બીજા એક જ દશકામાં ચૌદ જેટલી નિશાળો ઊઘડી ગઈ. તેમાંથી નવ દરબારશ્રીનાં ગામોમાં અને પાંચ ભાયાતોનાં ગામોમાં સ્થપાઈ હતી. મહારાઓશ્રી દેવલોક પામ્યા તે પહેલાં તેમણે તે વખતના ડયૂક ઑફ એડિનબર્ગના માનમાં ભુજમાં આલ્ફ્રેડ હાઈસ્કૂલની સ્થાપના કરી. આ શાળામાં મુંબઈ યુનિવર્સિટીમાં દાખલ થઈ શકાય તેટલી ઉચ્ચ કેળવણી અપાતી. (આજે પણ તે ચાલુ છે.) ઉપરાંત ભુજની એ. વી. સ્કૂલ મળીને કુલ એકોતેર સ્કૂલો વ્યવસ્થિત રીતે કામ કરતી થઈ હતી. કચ્છી વિદ્યાર્થીઓ માટે મહારાઓશ્રી પ્રાગમલજીએ મુંબઈની યુનિવર્સિટીમાં સ્કોલરશિપો સ્થાપી. અને જે હોશિયાર કચ્છી વિદ્યાર્થીઓ કચ્છ બહાર જઈ દૂરદૂરની સ્કૂલોમાં અને કૉલેજોમાં અભ્યાસ કરવા માગતા હોય તેમને ગ્રાન્ટ આપવાની કાયમની વ્યવસ્થા મંજૂર કરી. તેઓશ્રીએ ભુજ, માંડવી અને મુન્દ્રામાં લાયબ્રેરીઓ સ્થાપવાના પ્રયાસોને પણ ઉત્તેજન આપી સારી મદદ કરી.

મહારાઓશ્રી પ્રાગમલજી, કચ્છ રાજ્યની સીધી હકૂમત નીચેના વિસ્તારમાં સંગીન સુધારણા કરવા બહુ જ તત્પર રહેતા. તેઓશ્રીએ માંડવી બંદરે બ્રેકવોટર બંધાવ્યું તથા બંદરમાં સુધારા-વધારા કરાવ્યા. ચાડવા ડુંગરપર એક મોટું પ્રાગસર નામનું તળાવ બંધાવ્યું. ભુજના હમીરસર તળાવ વચ્ચેથી આવ જા કરવા પૂલ બંધાવ્યો. રસ્તાઓ વધારવા માટે એક સારી જેવી રકમ પ્રાપ્ત થાય તેવી વ્યવસ્થા ગોઠવી. માંડવી શહેરનો ગઢ દુરસ્ત કરાવ્યો. ઘણાં તળાવોને ઊંડાં કર્યાં, અને સુધાર્યાં. નવી જેલ બંધાવી. નવી ઈસ્પિતાલ, નવા તબેલા અને ભુજ મધ્યે એક ઇટાલિયન બાંધણીનો અદ્યતન સગવડવાળો ઘડિયાળ સહિતના ઊંચા ટાવરવાળો રાજમહેલ બંધાવ્યો. આ બધાં બાંધકામો એમણે જ કર્યાં. બીજાં રાજ્યોની સરખામણીમાં, આટલી નાની વાર્ષિક પેદાશ હોવા છતાં એટલાં બધાં બાંધકામોને તેઓ કેવી રીતે પહોંચી વળ્યા તે એક આશ્ચર્યકારક પ્રશ્ન બની જાય છે. એ ખરૂં કે દરબારશ્રીની રેવીન્યુ પેદાશ વધતી જતી હતી. રૂા. ૭,૧૫,૦૦૦ જે ઈ. સ. ૧૮૫૨-૫૩માં પેદાશ હતી તે ઈ. સ. ૧૮૭૬-૭૭માં વધીને રૂા. ૧૪,૮૦,૦૦૦ થવા પામી હતી. આમ થવામાં ખાસ કરી કસ્ટમની પેદાશ રૂા. ૧,૭૫,૦૦૦ માંથી રૂા. ૮,૦૦,૦૦૦ સુધી વધવા પામી, તે સંગીન સાધન હતું. પણ ડહાપણ ભરેલી વ્યવસ્થા, અને શિસ્તબદ્ધ ચાલતા રાજ્યતંત્રને કારણે, જમીનમાંથી મળતી રેવીન્યુ પેદાશ પણ રૂા. ૨૦૦,૦૦૦ માંથી રૂા. ૪,૧૨,૦૦૦ સુધી વધવા પામી હતી, તે પણ કારણ કહી શકાય.

આમ છતાં કચ્છમાં કંઇ પણ સુધારણા કરવાની યોજનાઓ બહુ જ મુશ્કેલ હતી. કારણ વખતોવખત અચોક્કસ પડતા વર્ષાદનો પ્રશ્ન હંમેશ મૂંઝવતો જ હતો. ઇ. સ. ૧૮૬૦ માં વર્ષાદ તદ્દન ન પડ્યો. સારી સંખ્યામાં લોકો સિંધ, કાઠિયાવાડ અને મુંબઇ તરફ ચાલ્યા ગયા. હજારો ગાયો, ભેંસો, બકરાં વગેરે ભૂખે મરી ગયાં. મહારાઓશ્રીએ આયાત થતા અનાજ અને ઘાસ પર બે માસ સુધી જકાત માફ કરી. તેઓશ્રીએ રાહતનાં કામો શરુ કર્યાં અને સસ્તા અનાજની દુકાનો પણ ચાલુ કરાવી. આ જાતનું વધારાનું ખર્ચ, આખા રાજ્યના નવા બજેટની દૃષ્ટિએ એક ગંભીર આફત જ બની. ઇ. સ. ૧૮૬૨ માં તો બીજી રીતે આફત ઊતરી. વર્ષાદ એટલો તો ઘણો થયો, કે નદીઓનાં પૂરોને પરિણામે બહુ જ નુકસાન થયું. અનેક ગામડાં તણાઇ ગયાં, અથવા ભાંગી પડ્યાં. અને તીડોનાં આક્રમણને લઇને અતિ વર્ષામાંથી જે બચવા પામ્યું હતું તેનો પણ નાશ થયો. બીજે વર્ષે જો કે વર્ષાદપાણી સારાં થયાં હતાં, છતાં અમેરિકન સિવિલ વોર (ઇ. સ. ૧૮૬૧–૬૫) ને કારણે અનાજની તંગી ઊભી થઈ. કારણ ખેડૂતોએ અનાજ કરતાં કપાસ જેવા રોકડીઆ પાક માટે જમીનનો ઘણો ભાગ રોકી, અનાજના વાવેતર તરફ દુર્લક્ષ કર્યું હતું. એટલે ફરીથી દરબારશ્રીને, સસ્તા અનાજની દુકાનો ઉઘાડવી પડી. અને આયાતની જકાતમાંથી પ્રાપ્ત થતી, ઘણા મહિનાની આવક જતી કરવી પડી. ઇ. સ. ૧૮૬૪ માં પણ આવી જ વસ્તુસ્થિતિ પેદા થઈ. અને દરબારશ્રીની પેદાશને એ વખતે સહન કરવું પડ્યું. ખરેખર, મહારાઓશ્રી પ્રાગમલજીના અમલ દરમિયાન, જેમાં વર્ષાદ સારો થયો હોય, અથવા તીડે આક્રમણ કર્યું ન હોય, એવાં વર્ષો કવચિત જ જોવામાં આવ્યાં હતાં.

જ્યારે આપણી દૃષ્ટિ આ હકીકત તરફ જાય છે કે ભાયાતો અને અન્ય ગરાસિયાઓની માલિકીની જમીનમાંથી જેટલી પેદાશ તેમને આવતી હતી, લગભગ તેટલી જ પેદાશ મહારાઓશ્રીને પણ આવતી હતી, છતાં મહારાવશ્રીએ વિવિધ ક્ષેત્રે જે વિકાસ અને ઉન્નતિમાં સંગીન ફતેહ પ્રાપ્ત કરી હતી, તે માટે તેઓશ્રીને અભિનંદન આપવું ઘટે છે. ઇ. સ. ૧૮૭૭ માં સર રીચાર્ડ ટેમ્પલ, તત્કાલીન મુંબઇના ગવર્નર કચ્છની મુલાકાતે આવ્યા ત્યારે તેમણે નીચે પ્રમાણે ઉલ્લેખ કર્યો:—

"મને જોવામાં આવે છે, કે આ પ્રદેશમાં ખાસ એક વિચિત્રતા છે, તે એ કે હિઝ હાઇનેસ ધી રાવ, કચ્છના પ્રદેશના કુલ મુખત્યાર ધણી છે. અને આખા મુલકનું તેને રક્ષણ કરવાનું રહે છે. આખા મુલકનું રાજ્યતંત્ર ચલાવવાનું રહે છે, અને તમામ લોકોની આર્થિક તેમજ નૈતિક આબાદી માટે જવાબદારી વહોરવી પડે છે. પણ તેઓશ્રીને રેવીન્યુ પેદાશ માત્ર અર્ધી જ મળે છે. અને બીજો અર્ધો ભાગ તેના સંખ્યાબંધ કુટુંબીઓ કે જેને સમગ્ર સ્વરૂપે ભાયાતના નામથી ઓળખવામાં આવે છે તેને ફાળે વહેંચાઈ જાય છે." ઉપરાંત ગવર્નર સાહેબે ભાયાતોને નીચે પ્રમાણે અનુરોધ કર્યો. "તમારે કચ્છ-રાજ્યના સમગ્ર ખર્ચમાં તમારો ભાગ આપવો જોઇએ, અને સ્કૂલો, હોસ્પિટલો બંધાવી દેશની આબાદીના પ્રયાસોમાં મહારાઓશ્રી સાથે સહકાર સાધવો જોઇએ. રસ્તાઓ બાંધવામાં અને દેશપરદેશના વેપારને વિકસાવવામાં પણ સહાયભૂત થવું જોઇએ. હું તમને

ચેતવણી આપું છું, કે તમને અમારી બાંહેધરીથી જે સત્તાઓ આપવામાં આવી છે, તે યોગ્ય ભાયાતો માટે છે. જે ભાયાતો કેળવાયેલ ન હોય, સારી બુદ્ધિ-શક્તિ ધરાવતા ન હોય, તથા નામનો જ ગરાસ ધરાવતા હોય, તેમને માટે કોઈ બાંહેધરી મંજૂર રાખી શકાય નહિ.”

આ રીતસરનું સરકારી લખાણ મહારાઓ શ્રી પ્રાગમલજીના અવસાન બાદ તુરતમાં જ કચ્છ રાજ્યને આપવામાં આવ્યું હતું. જો તેઓશ્રી આ લખાણ સાંભળવા જીવિત રહ્યા હોત તો ઇ. સ. ૧૮૧૯ માં બ્રિટિશોએ ભાયાતોને “ગેરંટી” આપવામાં કરેલી ગંભીર ભૂલને ચુપચુપ સુધારી લેવાની અનિવાર્ય આવશ્યકતા છે, એવી ખાતરી તેઓ આખરે બ્રિટિશને કરાવી શકયા છે, એ હકીકતના સ્વીકાર માટે ગવર્નરના મજકૂર લખાણથી વિશેષ સબળ પૂરાવાની તેમણે અપેક્ષા રાખી ન હોત. મહારાઓશ્રી પ્રાગમલજી જેવા અતિશય શક્તિસંપન્ન અને કુશળ રાજવીને માત્ર રાજકારભારની કાર્યવાહી માટે પરવાનગી મેળવવા સમય અને શક્તિનો આટલો બધો વ્યય થાય એ ખરેખર એક દુઃખની વાત હતી. મહારાઓશ્રી, તેમના પિતા દેશળજી બાવાની માફક બહુશ્રુત અને બહુજ્ઞાન ધરાવનાર હતા. દરેક બાબતની ઝીણી વિગતો તેમની આંગળીને ટેરવે હોય એમ જણાતું હતું. વધારામાં પોતાના પિતાશ્રીની માફક એ પણ સત્તાના વિકેન્દ્રિકરણના જન્મસિદ્ધ વિરોધી હતા, અને બની શકે તેટલી વધુ સત્તા પોતાના જ હાથમાં રાખવાનું પસંદ કરતા. પણ ઇંગ્લાંડના રાજા હેન્રી આઠમાની માફક તેઓશ્રીમાં શક્તિસંપન્ન અધિકારીઓ મારફત પોતાના ઉપયોગપૂરતું કાર્ય લેવાની અજબ કુનેહ હતી. અને તે અધિકારીઓ કંટાળો આપે તેટલે દરજ્જે અપ્રિય થઈ જાય, ત્યારે તેમને તેમના અધિકારપદેથી દૂર કરવાની કળા પણ તેઓ ધરાવતા હતા. દાખલા તરીકે ઇ. સ. ૧૮૬૧ માં મોતીલાલ જીવણદાસ અને માધવદાસ રામદાસ બન્ને સંયુક્ત દીવાન તરીકે નીમાયા. તેઓએ રાજ્યતંત્રમાં ઘણા ઉપયોગી સુધારાઓ અમલમાં આણ્યા. ભુજ અને માંડવી વચ્ચે તેઓએ એક નવો રસ્તો, એક પૂલ સહિત પૂરો કર્યો, અને કચ્છમાં થતા કપાસને પીલીને તેની ગાંસડીઓ તૈયાર કરવા માટે જીનપ્રેસ કચ્છમાં લાવવાની મંજૂરી આપી. આ બન્ને દીવાનોએ ગરાસીઆઓ વિરૂદ્ધ દરબારશ્રીના હક્કો માટે બહુ જ દબાણપૂર્વક લખાણો કર્યાં, અને ઇ. સ. ૧૮૬૩ માં પોલીટિકલ એજન્ટે, જ્યારે કચ્છની ટંકશાળમાં પડતા કચ્છી સિક્કાઓના ગેરવહીવટ માટે તેમના પર આક્ષેપ મૂકયા, ત્યારે મહારાઓશ્રીએ તેમને દીવાનપદેથી મુક્ત કર્યા, અને શ્રી જગજીવન મહેતા નામના એક નાગર બ્રાહ્મણ ગૃહસ્થને નિયુક્ત કર્યા. તે એક જૂના અને વફાદાર નોકર હતા. પણ ખરેખર તો દીવાનનું કામકાજ શ્રી વલ્લભજી મહેતા જ કરતા. આ વલ્લભજી મહેતાએ ઇ. સ. ૧૮૬૫ માં જગજીવન મહેતાનું દીવાનનું સ્થાન સંભાળી લીધું.

શ્રી વલ્લભજી મહેતા એક બહુ જ બુદ્ધિશાળી પુરુષ હતા, પણ ભાયાતોના પ્રશ્નની તેમની કાર્યવાહી કુનેહભરેલી નહતી. પોલીટિકલ એજન્ટની સલાહથી, મહારાઓશ્રીએ તેમને પણ રજા આપી. અને મુંબઈ સરકાર પાસેથી કાઝી શાહબુદ્દીન ઇબ્રાહીમ, જે સૂરતના

ડેપ્યુટી કલેકટરને સ્થાને હતા, તેમની નોકરી થોડા સમય માટે માગી લીધી. તેણે મહારાઓશ્રીની નોકરી સારી રીતે બજાવી, અને મહારાઓશ્રી પ્રાગમલજીએ ભાયાતોના હક્કના કેસની અપીલ અંગે કાઝી શાહબુદ્દીનને પોતાનો અભિપ્રાય વ્યક્ત કરવા સેક્રેટરી ઓફ સ્ટેટની કચેરીમાં વિલાયત મોકલ્યા. તેમણે પણ ઇ. સ. ૧૮૬૮ માં રાજીનામું આપ્યું, અને તેમના પછી ભોગીલાલ પ્રાણવલ્લભદાસ નામનો ગૃહસ્થ દીવાનપદે આવ્યો. તેમણે ઇ. સ. ૧૮૭૪ સુધી દીવાનગીરી કરી. અને ત્યારબાદ લક્ષ્મણ કૃષ્ણાજી નામના દક્ષિણી ગૃહસ્થ દીવાન બન્યા જે મહારાઓશ્રી પ્રાગમલજીના છેલ્લા દીવાન હતા.

મહારાઓશ્રી પ્રાગમલજી જો કે પોતાના હક્કો માટે બ્રિટિશ સત્તાધીશો સાથે બહુ જ મક્કમતાથી લડતા રહ્યા હતા, છતાં તેઓ તેમના રાજ્ય-કાળ દરમિયાન બ્રિટિશ સત્તાધીશોના સંપૂર્ણ સન્માનને પાત્ર રહ્યા હતા. ભાયાતોને બ્રિટિશોએ આપેલ ગેરંટી સિવાયની બાબતોમાં બ્રિટિશ સરકારને ખાતરી હતી, કે મહારાઓશ્રીનો તેમને હાર્દિક સહકાર મળતો જ રહેશે. સરકાર તરફથી સતી થવાની રીત, બાળ-હત્યા અને ગુલામનો વ્યાપાર અટકાવવાના જે સતત પ્રયાસો ચાલી રહ્યા હતા તેમાં મહારાઓશ્રીનો સહકાર તેમને ખાસ ઉપયોગી થયો. સતી થવાનો રિવાજ અને જાડેજા કન્યાઓને દૂધપીતી કરવાની પ્રથા લગભગ નાબૂદ થઇ ગયાં હતાં. છતાં તે માટે હવે સતત તકેદારી રાખવાની ખાસ જરૂર હતી. મહારાઓશ્રી જરાપણ અચકાયા વગર આ કાર્યને અમલમાં મૂકતા હતા. પણ તેમના રાજકારભારના વચલા ગાળા લગભગ ગુલામીનો પ્રશ્ન આગળ પડતો બન્યો હતો, પણ કચ્છમાં તેમ ન હતું. કારણ કે ઇ. સ. ૧૮૩૬ ના મહારાઓશ્રી દેશળજીના ઢંઢેરા બાદ, કચ્છમાંથી તો ગુલામીનો વ્યાપાર અસરકારક રીતે અટકી ગયો હતો. પણ જંગબારની પરિસ્થિતિ જુદી હતી. જંગબાર અને માંડવીનો સંબંધ ઘણાં વર્ષોનો જૂનો હતો. એક એવી વાત પ્રચલિત છે, કે વાસ્કો ડી ગામા નામના પોર્ટુગીઝ નાવિકે મોમ્બાસા અને જંગબારના બંદરમાં કચ્છી બનાવટનાં વહાણો લાંગરેલાં જોયાં, અને તેણે પોતાની મુસાફરીની છેલ્લી મજલ-મદ્રાસ કિનારે પહોંચવામાં મદદ કરવાને એક કચ્છી સુકાનીને પોતાની નોકરીમાં રાખી લીધો. સૈકાઓથી હિન્દુસ્તાન અને જંગબાર વચ્ચે દરિયાઇ વેપાર ચાલતો હતો. કપાસ, ચોખા, મીઠું, માટીનાં વાસણ વગેરે અહીંથી નિકાસ કરવામાં આવતાં હતાં. અને જંગબારથી હાથીદાંત, લવિંગ, ગેંડાનાં ચામડાં વગેરે હિન્દુસ્તાનમાં આયાત થતાં હતાં. આ બહોળો વેપાર કચ્છી વેપારીઓના હાથમાં લગભગ સોએ સો ટકા રહ્યો હતો. હિન્દુસ્તાનમાં ગુલામોનો વેપાર બંધ થયો હતો, છતાં આ મનુષ્ય-વેચાણનો અમાનુષી ધંધો આફ્રિકા અને અરબસ્તાનના અખાતના બંદરો વચ્ચે સારી કમાણીના ધંધા સ્વરૂપે ચાલુ હતો. જંગબારના આરબ સુલતાનો, જે મસ્કતના ઇમામોથી ઇ. સ. ૧૮૩૨ માં સ્વતંત્ર બન્યા હતા, તેઓને આ વ્યાપાર અટકાવવાનું કાંઇ કારણ જોવામાં આવતું ન હતું. બ્રિટિશ લોકોએ જંગબારના સુલતાન સૈયદ બર્ગસ પાસે રજૂઆતો કરી, આ પ્રશ્ન પરત્વે જરા સારૂં વાતાવરણ પેદા કર્યું હતું. એટલે તેમણે કેટલાંક કચ્છની પ્રજાનાં કુટુંબો મારફત આ પ્રશ્નને સુલતાન પાસે સારી રીતે

રજૂ કરવા નક્કી કર્યું. આ કચ્છી પ્રજાજનોમાંથી જંગબારના સુલતાનો પોતાના વજીરો પસંદ કરતા, અને જંગબારનો ઘણોખરો વ્યાપાર તેમના વર્ચસ્વમાં હતો. વધારામાં જેમ ત્યાંની બીજી પેદાશમાં કચ્છી વેપારીઓ વ્યાપાર કરતા તેમ ગુલામીનો પણ વેપાર તેઓના જ હાથમાં હતો.

મહારાઓશ્રી પ્રાગમલજી આ બાબત પોતાથી બનતું બધું કરવા તૈયાર હતા. ઈ. સ. ૧૮૬૯ માં તેમણે એક જાહેરનામું બહાર પાડી, થોડી મુદતને માટે કે કાયમને માટે કચ્છ બહાર વસતા સમસ્ત કચ્છીઓને જાણ કરી, કે ગુલામ–વેપાર નિષેધક કાયદાનું ઉલ્લંઘન કરનાર કોઈપણ પ્રજાજનને બ્રિટિશ રૈયતની માફક જ શિક્ષા કરવાનો બ્રિટિશ સરકારને અમે અધિકાર આપ્યો છે. જંગબાર મધ્યે વસતા કચ્છીઓને તેમણે ખાસ ચેતવણી આપી, કે ગુલામોનો વેપાર ચાલુ રાખવા તેઓ આગ્રહ સેવશે, તો બ્રિટિશો કંઈ પણ વળતર આપ્યા વિના બધા ગુલામોને મુક્ત કરી દેશે. આ હુકમનો અનાદર કરનાર વ્યક્તિને કચ્છની હકૂમતમાં તેમજ બહાર પણ ગુન્હેગાર ગણવામાં આવશે. આ જાહેરનામાનો પૂરેપૂરો અમલ કરવાના હેતુસર મહારાઓશ્રીએ પોતાના દીવાન કાઝી શાહબુદ્દીનને ખાસ જંગબાર મોકલ્યા. સમગ્ર કચ્છીઓની એક વિરાટ સભા સમક્ષ મજકૂર જાહેરનામું વાંચી સંભળાવવામાં આવ્યું. જંગબારમાં વ્યાપાર કરી રહેલા કચ્છીઓમાં સર્વશ્રેષ્ઠ ગણાતી પેઢીના માલિક શાહસોદાગર જેરામ શિવજીએ પોતાના ગોડાઉનોમાં કામ કરતા બધા ગુલામોને છોડી મૂક્યા. બીજા બધાઓએ પણ જેરામભાનું અનુકરણ કર્યું. અને જાહેરમાં મહારાઓશ્રી તરફ પોતાની અનન્ય વફાદારીની તથા તેમના ફરમાનનું પાલન કરવાના પોતાના મક્કમ નિરધારની ઘોષણા કરી. આ શુભ ભાવનાના પ્રતીક તરીકે તેમણે વિશેષ જાહેરાત કરી, કે અમારા ભૂતપૂર્વ ગુલામો, બીજો વ્યવસાય શોધી શકે અથવા તો પોતાના વતન તરફ પાછા જવાની સગવડ કરે તે માટે એક વરસ અને એક દિવસ સુધી અમો તેમને મફત નભાવશું. મહારાઓશ્રીના આ સ્તુત્ય પગલાંને લીધે ગુલામોના વ્યાપારનું પ્રમાણ જંગબારમાંથી ઘણું ઓછું થઈ ગયું. પરંતુ આ વ્યાપારમાં એટલો તો નફો રહેતો, કે કોઈ કોઈ જગ્યાએ તે હજુ પણ ચોરી–છૂપીથી ચાલ્યા કરતો હતો. એટલે મહારાઓશ્રીની મદદની બ્રિટિશ સરકારે ફરીથી માગણી કરી. ઈ. સ. ૧૮૭૨ માં આ ઉપરથી મહારાઓશ્રીએ ઘણા જ કડક શબ્દોમાં આખરી હુકમનામું બહાર પાડી ફરમાન કર્યું કે:–"આ અમાનુષી વેપાર, આ પળથી જ હંમેશને માટે બંધ કરવો. જેઓ આ ફરમાનનું ઉલ્લંઘન કરશે, તેમને બ્રિટિશ સરકાર તરફથી શિક્ષા કરવામાં આવશે. તે ઉપરાંત ગુન્હેગારોની કચ્છ મધ્યેની જે કાંઇ મિલકત હશે તે કચ્છના મહારાઓશ્રીના અધિકારની રૂએ જપ્ત કરવામાં આવશે." આ ધમકીએ સારી અસર કરી, અને જંગબારમાંથી ગુલામોનો વેપાર નષ્ટ થયો.

સ્વાભાવિક છે કે આવાં કારણોને લઈને મહારાઓશ્રી પ્રાગમલજી પ્રત્યે બ્રિટિશ લોકોને ઘણો જ આદર હતો. મહારાણી વિક્ટોરિયાએ તેમને કે. સી. એસ. આઈ. નો માનભર્યો ખિતાબ પણ બક્ષ્યો. આ ખિતાબ તે સમયમાં અસાધારણ વ્યક્તિત્વ ધરાવ–

નાર માટે, અથવા તો રાજ્યતંત્રના સંચાલનમાં અનેરી કુનેહ મેળવનારને જ ઈનાયત કરવામાં આવતો. મહારાઓશ્રી લાખાજીના સમય પછી કચ્છના શાસકને હિન્દુસ્તાનના સાર્વભૌમ સત્તાધીશ તરફથી આવું ઉચ્ચ માન મળ્યું ન હતું. તૈમૂર-વંશના દિલ્હીના બાદશાહ તરફથી બક્ષવામાં આવેલ માહી મરાતિબના માન સાથે સરખાવતાં બ્રિટિશ સરકાર તરફથી મળેલ ઉપરોક્ત માનનો પ્રકાર એક રીતે જુદો હતો. કારણ કે આ ઇલકાબ મહારાઓશ્રી પોતાને માટે જ હતો. જ્યારે માહી મરાતિબનું માન વંશપરંપરાગત હતું. તેમ છતાં કચ્છનો પ્રદેશ હિન્દુસ્તાનના અન્ય ભાગો સાથે ત્યાર પછી ચારેક દાયકાના સમયમાં જ ફરી ગાઢ સંબંધમાં આવવા પામ્યો, તેની શુભ શરુઆત આ બનાવથી થઇ એમ કહી શકાય. બીજી એક બાબતમાં પણ મહારાઓશ્રીએ લાંબા વખતથી બંધ પડી ગયેલ રિવાજ ફરી દાખલ કર્યો. તેમના પૂર્વજ સ્વ૦ મહારાઓશ્રી ભારમલજી ૧ લા ઇ. સ. ૧૬૧૭ માં દિલ્હીના શહેનશાહ જહાંગીરને માન આપવા અમદાવાદ ગયા હતા. એ જ રીતે મહારાઓશ્રી પ્રાગમલજી પણ પોતાના નવા બ્રિટિશ સત્તાધીશોને માન અર્પણ કરવા કચ્છ બહાર ગયા હતા. ત્રણ વખત તે મુંબઇ ગયા હતા. ઇ. સ. ૧૮૭૦ માં માનનીય શ્રી ડ્યુક ઓફ એડીનબર્ગને મળવા માટે, ઇ. સ. ૧૮૭૧ માં "સ્ટાર ઓફ ઇન્ડિયા" ના સમારંભમાં ભાગ લેવા માટે તથા ઇ. સ. ૧૮૭૫ માં ઇંગ્લાંડના માનનીય પાટવી કુંવરને કુર્નિશ બજાવવા માટે ગયા હતા. યોગ્ય પ્રસંગે કચ્છ છોડી બહાર જવાની પ્રથા તેમણે દાખલ કરી, તેનું અનુકરણ તેમના કુંવરે, પૌત્રે તથા કચ્છ પ્રજાસત્તાક સ્વતંત્ર હિન્દી સંઘમાં ભળી ગયું ત્યાં સુધી તેમના પ્રપૌત્રે પણ ચાલુ રાખ્યું.

મહારાઓશ્રી પ્રાગમલજી છેલ્લી વખત મુંબઇથી પાછા ફર્યા ત્યારે ગંભીર માંદગીમાં સપડાઇ ગયા હતા. તા. ૧-૧-૧૮૭૬ ના રોજ ૩૭ વરસની નાની વયે માત્ર પંદર વરસ રાજ્ય કરીને તેઓ દેવ થયા. તેમના પાટવી કુંવરની ઉંમર તે વખતે ૧૦ વરસની હતી; તેઓ ખેંગારજી ૩ જાના નામથી કચ્છની ગાદી પર બેઠા. મહારાઓશ્રી ખેંગારજી ૩ જાના ઈ. સ. ૧૯૪૨ સુધીના લાંબા રાજ્ય દરમિયાન કચ્છે ઠીક ઠીક પ્રગતિ સાધીને અર્વાચીન યુગમાં પ્રવેશ કર્યો.

ભૂતકાળમાં સારી રીતે કાર્યક્ષમ નીવડેલ કાઉન્સીલ ઓફ રીજન્સીની રાજ્યપદ્ધતિ ફરી દાખલ કરવામાં આવી. કાઉન્સીલમાં સભ્ય તરીકે દીવાન, ભાયાતોનો એક પ્રતિનિધિ, તથા આધુનિક યુગને અનુરૂપ, મહાજનનો એક પ્રતિનિધિ લેવાયો, અને પોલીટિકલ એજન્ટ તેના પ્રમુખપદે નિયુક્ત થયા. સ્વ૦ મહારાઓશ્રી પ્રાગમલજીએ વહીવટી તંત્રનાં જે નક્કર મંડાણ કર્યાં હતાં, તેને સુદૃઢ બનાવવાની કાઉન્સીલે મક્કમ નીતિ અખત્યાર કરી. આખા કચ્છના વહીવટી તાલુકા બનાવવામાં આવ્યા, જે આજ પર્યંત ચાલુ છે. રાપર, ભચાઉ, મુન્દ્રા, ભુજ, માંડવી, અબડાસા (જેમાં નખત્રાણાનો સમાવેશ થતો) તથા લખપત એમ ૭ તાલુકા રાખવામાં આવ્યા. દરેક તાલુકામાં એક મહેસૂલી તથા એક ન્યાયાધિકારી રાખવામાં આવ્યા અને પોલીસ તથા ગામડાંઓની વ્યવસ્થા માટે જુદાં ખાતાં રાખવામાં આવ્યાં. રાજ્યની ખનીજ તથા બીજી નૈસર્ગિક સંપત્તિની

માહિતી એકઠી કરવા વ્યવસ્થિત મોજણીનું કામ હાથ ધરવામા આવ્યું. માંડવીબંદર ઉપર મુખ્ય કુરદા ઉપરાંત વધારાના કુરદા, બ્રિકવોટર વગેરેનું કામ શરૂ કરવામાં આવ્યું. વેપાર-રોજગારને ઉત્તેજન મળે તેવી વ્યવસ્થા કરવામાં આવી, અને સ્થાનિક ઉદ્યોગોનો પણ વિકાસ કરવામાં આવ્યો.

કચ્છના ભાવિ મહારાઓને પોતાના જ દેશમાં તાલીમ આપવાની પદ્ધતિ મહારાઓશ્રી દેશળજી તથા પ્રાગમલજીના અનુભવ ઉપરથી એટલી તો સફળ નીવડેલી જણાઈ કે મહારાઓશ્રી ખેંગારજીને પણ અહીં જ કેળવણી આપવાનુ ઠર્યું. આ પદ્ધતિનો સર્વોચ્ચ લાભ એ હતો, કે ભાવિ રાજવી, પોતાની પ્રજા તથા આસપાસનું સ્થાનિક વાતાવરણ કે જેમાં પોતાનું સમગ્ર જીવન વ્યતીત થવાનું છે, તે બધાં સાથે બિલકુલ સંપર્ક વગરના કદી પણ બની જતા નહિ. તેમને હિન્દુસ્તાનની ઢબે તથા પાશ્ચાત્ય પદ્ધતિ અન્વયે અપાતા શિક્ષણ ઉપર બરાબર દેખરેખ રાખી શકે, એવા યોગ્ય શિક્ષકો તેમના માટે મેળવવાનુ કામ મુશ્કેલ ન હતું. બાળ મહારાઓમાં શુદ્ધ ચારિત્ર તથા અભ્યાસ પ્રત્યેની સારી અભિરુચિ છે, એમ તુરત જ દેખાઈ આવ્યુ. તેમના બાહોશ હિંદી તેમજ બ્રિટિશ શિક્ષકોનો તેમને સારો લાભ મળ્યો. તેઓમા ખાસ કરીને "બોમ્બે આર્મી"ના કેપ્ટન રે હતા. પોતાનો અંગ્રેજી ભાષા ઉપરનો અસાધારણ કાબુ કેપ્ટન રેને જ આભારી છે, એમ સ્વીકારી, મહારાઓશ્રી પોતાનાં પાછળનાં વર્ષોમાં તેને વારંવાર હાર્દિક અંજલી આપતા. જો કે એવા ઘણા દેશી રાજાઓ હતા, કે જેઓ પોતાની માતૃભાષા કરતા પણ વધારે ઝડપથી અંગ્રેજી બોલી શકતા હતા. છતા મહારાઓશ્રી ખેંગારજીનુ અંગ્રેજી ઉપરનું પ્રભુત્વ એવા પ્રકારનુ હતું, કે તેમના સમકાલીન રાજવીઓમાં તે જુદી જ ભાત પાડતા. દરેક શબ્દનો ચોક્કસ અર્થ શું થાય છે, તે તેઓ તુરત જ સમજી જતા યોગ્ય વાક્યોના વપરાશ માટે પણ તેઓ બહુ જ ચોકસાઇ રાખતા. તે એટલે સુધી કે તેમના લાબા જીવન દરમિયાન ઘણા અંગ્રેજોની સાથે તેમને કામ કરવાનુ થયુ, તેમાના કેટલાકને અજાયબી થતી તથા કેટલાક તો મૂંઝવણમા મુકાઇ જતા. તેમને જે પત્રોના મુસદ્દા પેશ કરવામા આવતા તેની દરેક લીટી બટકે દરેક શબ્દની એટલી તો બારીકીથી તુલના કરતા કે તેમના પાછલા વર્ષો દરમિયાન તો રોજબરોજનાં કામકાજની ઝડપ ઘણી ઓછી થઇ જતી તથા તેમને પોતાને પણ એક યા બીજા પ્રકારની મુશ્કેલીઓ અનુભવવી પડતી. પરંતુ પૂર્ણતા તરફ પહોંચવાની તેમની સ્વાભાવિક ટેવ, સર્વ શ્રેષ્ઠથી નીચેનુ ધોરણ ન સ્વીકારવાનો તેમનો દૃઢ આગ્રહ, મનુષ્યના વહેવારની સઘળી પ્રવૃત્તિઓમા પોતાની કુશાગ્ર બુદ્ધિનો ઉપયોગ કરવાની ઇચ્છા, આ બધાના મૂળમા તેમની અસાધારણ બુદ્ધિમત્તા જ હતી. મહારાઓશ્રીએ પોતાની એ જ બુદ્ધિમત્તા દાખવી, ગુજરાતી સાહિત્યમા પણ સારો રસ કેળવ્યો હતો, અને તે ભાષાના સાહિત્યને પણ તેઓ સારો આશ્રય આપતા. તેમના રાજ્ય-અમલ દરમિયાન કેટલાક અસલ ગુજરાતી પુસ્તકો, તથા ઉચ્ચકક્ષાના ગુજરાતી અને સંસ્કૃત ભાષાના પુસ્તકોના અનુવાદ પહેલી વાર પ્રસિદ્ધ કરવા માટે કચ્છ યશસ્વી બન્યુ હતું

મહારાઓશ્રી ખેંગારજીની બુદ્ધિનો વિકાસ નાનપણથી જ થવા લાગ્યો હતો. સોળ



કચ્છના સ્વ. મહારાઓશ્રી ખેંગારજી ત્રીજા–યુવાવસ્થામાં

( આ ચિત્ર મહારાણી વિક્ટોરિયાના ફરમાનથી લંડનના પ્રખ્યાત ચિત્રકાર હૉલે તૈયાર કરેલ. આજે પણ આ છબી ઓસબોર્નમાં સ્વ૦ મ૦ શ્રીના શરીર–સૌષ્ઠવની યાદ તાજી કરાવી રહી છે. )



ભુજનગર પર શોભી રહેલ ભુજિયો

વરસની ઉમરે તો તે પોલીટિકલ એજન્ટ તથા મુંબઇ-સરકારની સંમતિથી રાજ્યકારભારમાં ભાગ લેવા લાગ્યા હતા. બન્ને સત્તાધીશોએ મહારાઓશ્રીની વિરલ બુદ્ધિ, સુદૃઢ શારીરિક બાંધો તથા મરદાનગીની રમત-ગમતોમાં તેમનું પ્રભુત્વ જોઇને પૂર્ણ સંતોષ વ્યક્ત કર્યો હતો. મહારાઓશ્રી પોતાના પ્રાંતની આસપાસ આવેલા પ્રદેશો જોઇ શકે એવા શુભ હેતુથી, ઇ. સ. ૧૮૮૨-૧૮૮૩ માં તેમણે હિન્દુસ્તાનનો પ્રવાસ કરવો, એમ નક્કી કરવામાં આવ્યું. ઈ. સ. ૧૮૮૩ માં જ્યારે તેઓ સીમલા ગયા ત્યારે તત્કાલીન વાઇસરોય લોર્ડ રિપન ઉપર તેમણે બહુ જ સુંદર છાપ પાડી. લોર્ડ રિપને મહારાણી વિકટોરિયાને મહારાઓશ્રી વિષે લખતાં જણાવ્યું, કે તેઓ એક યુવાન છાપ પાડે તેવા રાજવી છે. મહારાઓશ્રી ઈંગ્લાન્ડ જવાનો વિચાર કરી રહ્યા હતા, તેમાં તેમને પ્રોત્સાહન આપ્યું. જેવા તેઓ ૧૮ વરસની ઉંમરે પહોંચ્યા, કે તેમને રાજ્યકારભારની સંપૂર્ણ લગામ વિધિસર સોંપી આપવામાં આવી. મણિભાઇ જશભાઇ નામના એક ઘણા બાહોશ દીવાનની મદદ વડે ઇ. સ. ૧૮૮૪ ની સાલથી સંપૂર્ણ ક્ષમતાથી તેઓ રાજ્ય કરવા લાગ્યા.

મહારાણી વિકટોરિયાની સુવર્ણ-જયંતી પ્રસંગે, મહારાઓશ્રી પોતાના નાનાભાઇ, કુમાર શ્રી કલુભા સાથે ઇંગ્લાન્ડ ગયા હતા. એ પ્રસંગ તેમના રાજ્યકાળનાં શરુઆતનાં વર્ષોમાં ખાસ મહત્વનો કહી શકાય. ઇ. સ. ૧૮૮૭ ના માર્ચની ૩૧ મી તારીખે લોર્ડ ડફરીને મહારાણી ઉપર લખેલા પત્રમાં મહારાઓશ્રી વિષે ઉલ્લેખ કરતાં લખ્યું છે કે- "આ પ્રભાવશાળી યુવાન રાજવી આપ ઉપર બહુ જ સુંદર છાપ પાડશે એ વિષે મને શંકા નથી." અને વાઇસરોયે જે આશા સેવી હતી, તે યથાર્થ નીવડી. ઇ. સ. ૧૮૮૭ માં મહારાણી વિકટોરિયા તરફથી પ્રસિદ્ધ થયેલી પુસ્તિકા પરથી જણાય છે, કે મહારાઓશ્રી એંગ્રેજીએ મહારાણી વિકટોરિયાનો બહુ સારો અભિપ્રાય પ્રાપ્ત કર્યો હતો. (જુઓ ક્વીન વિકટોરિયાના પત્રો ૩ જી હારમાળા પુસ્તક ૧ લું પા. ૩૧૧, ૩૩૪, ૩૫૪) મહારાઓશ્રીના શરીરનું સૌષ્ઠવ, તેમનું છટાદાર અંગ્રેજી તથા તેમના મલતાવડા, વિવેકી અને નિખાલસ સ્વભાવ વિષે તે પત્રોમાં ઉલ્લેખ થયો છે. તેમને "Knight grand Cross of the Indian Empire." કે. જી. સી. આઇ. ઇ.નો ખિતાબ બક્ષવામાં આવ્યો. તથા પ્રખ્યાત ચિત્રકાર હોલે ચીતરેલી તેમની છબી ઓસબોર્નમાં ટાંગવા માટે મંગાવવામાં આવી. (હાલે પણ તે ત્યાં મોજૂદ છે.) ઓગસ્ટ માસમાં જ્યારે તેઓ સ્કોટલેન્ડ ગયા ત્યારે બાલમોરલમાં શિકારનું તેમને આમંત્રણ આપવામાં આવ્યું. મહારાઓશ્રીએ શિકાર કરેલ હરણના માથાને, કચ્છ મોકલી શકાય તેવી રીતે મઢી લેવામાં આવ્યું. વિદાય સમયની ભેટ તરીકે તેમને "ક્વીન્સ જરનલ"નાં બે પુસ્તકો આપવામાં આવ્યાં. ઇ. સ. ૧૮૮૭ ના સપ્ટેમ્બરની ૨૯ મી તારીખે મહારાણીએ તેમને વિદાય આપતા પત્રમાં તેઓશ્રીને ઘટે તેવા ઉચ્ચ પ્રકારનું ગૌરવવંતું વલણ તથા મમતાપૂર્ણ રસ દાખવ્યાં હતાં. પ્રસ્તુત પત્રમાં મહારાણીએ લખ્યું, કે "હું પોતે તો હિન્દુસ્તાનની મુલાકાતે આવી શકું તેમ નથી. મારી ઉંમરને લીધે તેમજ દરિયાઇ મુસાફરીની તકલીફ અને અસહ્ય ગરમીની ધાસ્તીને લીધે, અફસોસ છે, કે હિંદ આવવું મારે માટે તો અશક્ય જ છે. તેથી હું આશા

રાખું છું, કે આપ ઇંગ્લાન્ડ અને સ્કોટલેન્ડ તરફ કોઇ કોઇ વખત ફરીથી આવવાની અવશ્ય ઇચ્છા કરશો.” (રોયલ આરચાઇવ્ઝ N ૪૪-૭૬).

સુવર્ણ-જયંતીના ઉત્સવોમાં યુવાન મહારાઓએ સંપૂર્ણ રીતે ભાગ લીધો. તેમણે ક્વીન્સ ગેટ મધ્યેના પોતાના તત્કાળપૂરતા રહેઠાણમાં એક ભવ્ય “બોલ”-મિજબાની આપી હતી. તે સમારંભ એક શાનદાર સામાજિક મિલન તરીકે ખૂબ વખણાયો હતો. ઘણાં શાહી કુટુંબોનાં સભ્યોએ તેમાં હાજરી આપી હતી. પ્રિન્સ ઓફ વેલ્સ સાથે પ્રિન્સ એલ્બર્ટ અને પ્રિન્સ જ્યોર્જ પણ આવ્યા હતા. ભાવિ મહારાણી મેરી, જેઓ તે વખતે કુમારી મેના નામે ઓળખાતાં તે પોતાની માતા ડચેસ ઓફ ટેક સાથે આવ્યાં હતાં. લન્ડનના સમાજના શ્રેષ્ઠતમ કુટુંબોએ આ ‘બોલ’માં હાજરી આપી હતી. કારણ હિન્દુસ્તાનના કોઇ દેશી રાજા તરફથી ઇંગ્લાન્ડમાં આવો સમારંભ ગોઠવાય એ એક નવીનતા હતી. ઇંગ્લાન્ડની પહેલી જ મુલાકાતને પરિણામે મહારાઓશ્રીએ ઘણા ઘણા મિત્રો બનાવ્યા: જેમાંના કેટલાકની મિત્રાચારી તો જિંદગી પર્યંત ગાઢ રહી હતી.

એ નિઃશંક છે કે આ જ મુલાકાત દરમિયાન તેઓશ્રી બ્રિટિશ લોકોના વિવિધ સામાજીક સ્તરો તથા યુરોપના અન્ય લોકોની સમાજવ્યવસ્થા વચ્ચેના બારીક તફાવતો બરાબર ચોકસાઈપૂર્વક સમજી શક્યા હતા. કોઇ વિદેશી મહેમાનો જ્યારે અન્ય રાજાઓની મુલાકાતે જાય છે ત્યારે વ્યાકરણદોષો અને સામાજિક સભ્યતાનું ઉલ્લંઘન થતું જોઇ, તેઓ એક વિચિત્ર પ્રકારની મૂંઝવણ અનુભવે છે, તેવું મહારાઓશ્રીના સંબંધમાં એમના આ જ્ઞાનને લીધે થવા પામ્યું ન હતું. પરંતુ ઇ. સ. ૧૮૮૭ ની મહારાઓશ્રીની ઇંગ્લાન્ડ તથા સ્કોટલાન્ડની મુલાકાત, તેમના ભવિષ્યના પ્રવાસોની માફક તેમના માટે એક સહેલ-યાત્રા નહિ, પરંતુ દરેક રીતે હેતુલક્ષી યાત્રા જ હતી. એ વખતે તેમણે બહોળા વિસ્તારમાં પ્રવાસ કર્યો, બારીક અવલોકન કર્યાં, અને અમૂલ્ય એવું વ્યવહારૂ જ્ઞાન સંપાદન કરવાની શરુઆત કરી. તેમની ઉત્કૃષ્ટ વિવેકબુદ્ધિ, સાવધાનીભર્યું ડહાપણ અને હિન્દુસ્તાનમાં તે સમયે ભાગ્યે જ જોવા મળે, એવા પ્રકારના પાકટ અનુભવને લીધે તેઓ આદરણીય બન્યા હતા.

દેશ પાછા ફરવા પહેલાં ફ્રાન્સ, જર્મની, ઓસ્ટ્રિયા, ઇટાલી અને ઇજીપ્તનાં મુખ્ય શહેરો જોવાની પણ તક લેવાનું તેઓ ભૂલ્યાં ન હતા. તેમના બનેવી બિકાનેરના મહારાજા ડુંગરસિંહનું અચાનક મૃત્યુ થયું ન હોત, તો તેઓ યુરોપમાં હજુ પણ વધારે સમય ગાળી શકત.

કચ્છમાં મહારાઓશ્રી માટે ભારે અગત્યનું કામ રાહ જોઇ રહ્યું હતું. કારણ, તેઓ તેમના લાંબા રાજ્ય-વહીવટ દરમિયાન કચ્છ રાજ્યને એવી સ્થિતિએ લઇ જવાની જવાબદારી ઉપાડી રહ્યા હતા, કે જે સ્થિતિમાં સ્વતંત્ર ભારતનો છેવટમાં તે ભાગ બન્યો. કાઉન્સીલ ઓફ રીજન્સી જેને તરુણ મહારાઓશ્રી તેમાં દાખલ થયા ત્યારબાદ, વહીવટી કાઉન્સીલનું નામ અપાયું; તે કાઉન્સીલે પોતાનું કામ બરાબર કર્યું હતું. રાજ્યની આવક

વધીને રૂપીયા વીસ લાખ થઇ હતી. અને જમીનમાંથી મળતી રેવન્યુ પેદાશ પણ ૬૦ ટકા વધી ગઇ હતી. ૫૯૦૦૦ એકર જેટલી નવી જમીન ખેડવાણ બનાવાઈ હતી; સ્કૂલોની સંખ્યા ૪૩ માંથી ૧૧૬ સુધી વધી ગઇ હતી, અને હોસ્પિટલોની સંખ્યા બેમાંથી ૭ થવા પ્રામી હતી. પ્રજાને ઉપયોગી કામો, જેવાં કે બંદરોની સુધારણા, પૂલો, રસ્તાઓ, મુસાફરો માટેના બંગલાઓ, બાંધેલાં તળાવો અને કૂવાઓનાં બાંધકામ પાછળ રૂા. ૨૭૦૦,૦૦૦ (સત્તાવીશ લાખ) ખર્ચ કરવામાં આવ્યું હતું. કચ્છના લોકોની અને કચ્છના વિસ્તારની દૃષ્ટિએ આ માત્ર શરુઆત જ કહેવાય. રાજ્યની નબળી અને અચોક્કસ આર્થિક સ્થિતિ, તથા ભાયાતો અને અન્ય ગરાસદારોની જમીનની પેદાશ ઉપર દરબારશ્રીની કંઇ પણ સત્તા નહિ એવી સ્થિતિ, આવાં કારણોને લઇને કચ્છની પ્રગતિના વેગમાં ઘણા અંતરાય ઊભા થતા હતા. પણ મહારાઓશ્રીએ કચ્છના ભાવિ ઉત્કર્ષની જે રૂપરેખા તૈયાર કરી હતી, તે તરફ દૃષ્ટિ રાખીને સતત પ્રયાસ કરવાને તે કટિબદ્ધ રહ્યા હતા. પ્રાથમિક તેમજ માધ્યમિક કેળવણીમાં અને ખાસ કરીને કન્યા–કેળવણી, કે જેને તેઓશ્રીએ પોતાનું ખાસ ધ્યેય માન્યું હતું, તેના વિકાસમાં સંગીન વધારો કર્યો. તેઓશ્રીએ ઘણી સ્કોલરશિપો સ્થાપી. પરંપરાગત જે હુન્નર–ઉદ્યોગો અને હસ્તકળાનાં કામો કચ્છમાં થતાં આવતાં હતાં તેમાં નવું જીવન રેડવા માટે તેઓશ્રીએ ભુજમાં એક હુન્નરશાળા ઊભી કરી. વિદેશમાં જઇ અભ્યાસ કરવા માટે તેઓશ્રીએ યોગ્ય વિદ્યાર્થીઓને મદદ આપી પ્રોત્સાહિત કર્યા. ટેકનિકલ એન્જ્યુકેશનની જરૂરિયાત સ્વીકારી, તેને પ્રોત્સાહન આપનાર હિન્દના રાજવીઓ પૈકીના તે પહેલા જ રાજવી હતા.

પોતાની પ્રજામાં જે શ્રીમંત વેપારીઓ હતા, તેમને કેળવણીની અગત્ય વિષેનું પોતાનું દૃષ્ટિબિન્દુ સમજાવ્યું. કેળવણી–વિકાસના દરબારી પ્રયાસો ઉપરાંત ખાનગી સખાવતો અને સ્કોલરશિપ વગેરેનાં ફંડો વધતાં કચ્છની કેળવણીની એ સંસ્થાઓએ, જે અગત્યનો ભાગ ભજવ્યો છે તે તેમના પુરુષાર્થને આભારી છે. તેઓશ્રીની પ્રતિભાને લઇને હિન્દુસ્તાનના અન્ય રાજવીઓમાં તેમનું જે સ્થાન હતું, તેવા જ પ્રકારની કચ્છ રાજ્યની આર્થિક સંપત્તિ હોત તો જરૂર હિન્દુસ્તાનના આદર્શ દેશી રાજ્યોમાં કચ્છ પણ એ ઊંચી કક્ષાનું રાજ્ય થવા પામ્યું હોત. તેમના આદર્શો જોતાં ઘણી બાબતોમાં તેઓ પોતાના જમાના કરતાં એક પેઢી જેટલા આગળ હતા. વીસમી સદીની શરુઆત સુધી તો કચ્છે અન્ય રાજ્યોની હરીફાઇમાં પોતાનું અનેરું સ્થાન સાચવી રાખ્યું હતું, એમ ચોક્કસ કહી શકાય.

લોર્ડ કર્ઝન જે એક કડક નિરીક્ષણ કરનાર વાઇસરોય હતા, તેમણે ઇ. સ. ૧૯૦૦ માં કચ્છની મુલાકાત લીધી, ત્યારે કચ્છના મહારાઓશ્રીનાં કાર્યોની તેમણે મહારાણી વિકટોરિયાને બહુ જ સારા શબ્દોમાં રજૂઆત કરી હતી. તે વર્ષમાં કચ્છમાં એક ભયંકર દુકાળ પડ્યો હતો, તેને લઇને ઘણાં રાહતનાં કામો ઉઘાડવામાં આવ્યાં હતાં. તેની પણ તેના પર ઘણી સારી અસર થઇ હતી. અને ઇ. સ. ૧૮૯૭ ના "ગાંઠીઆ પ્લેગે" કચ્છ પર પોતાનો કેર વર્તાવ્યો હતો, અને ત્યાર બાદ વધતા ઓછા પ્રમાણમાં આ પ્લેગ ચાલુ

રહ્યો હતો, તેને અટકાવવા માટે કુશળતાપૂર્વક જે જે ઉપાયો લેવામાં આવ્યા હતા, અને કચ્છનું રાજ્યતંત્ર તેની જે રીતે વ્યવસ્થા કરતું હતું, તેથી પણ લોર્ડ કર્ઝન ઠીક પ્રભાવિત થયા હતા. સમસ્ત કચ્છી પ્રજાની મહારાઓશ્રી ખેંગારજી પ્રત્યેની લોકપ્રિયતાને કારણે આ દરદને અટકાવવા માટે તેઓ જે જોસબંધ ઉપાયો લઈ શક્યા હતા તેને લીધે ઈ. સ. ૧૮૧૨ ની સાલે આ દરદે કચ્છ ઉપર જે ભયંકર વિનાશ ઉતાર્યો હતો, તેવા વિનાશને તે ઘણે અંશે અટકાવી શક્યા હતા. ઈ. સ. ૧૮૧૨ ની સાલના પ્લેગને પરિણામે લગભગ અર્ધી પ્રજાનો નાશ થયો હતો, એમ કહેવાય છે.

નવી સદીની શરુઆત, એટલે વીસમી સદીની શરુઆતમાં કચ્છ અને કચ્છના રાજવી માટે નવા નવા ઘણા પ્રશ્નો ઊભા થતા હતા. તેમાં સૌથી મોટામાં મોટો પ્રશ્ન એ હતો, કે બ્રિટિશ ઇન્ડિયા અને વડોદરા તથા માઇસોર જેવાં મોટાં દેશી રાજ્યોમાં જે જે પ્રગતિનાં કાર્યો થતાં હતાં, તેવાં વિકાસનાં કાર્યો માટે કચ્છમાં મુશ્કેલીઓ વધતી જતી હતી. જ્યાં સુધી રાજ્યતંત્ર ચલાવવાની રીત સરખામણીમાં સાદી રહી હતી, અને સામાજિક સેવાનું ક્ષેત્ર, જૂનવાણી માનસને લઈને સંકુચિત રહેલ હતું, ત્યાં સુધી મહારાઓશ્રીની પ્રગતિ–પરાયણ ભાવનાઓને લઈને થોડી આવકમાં પણ તેના વિવેકપૂર્ણ ઉપયોગને લીધે કચ્છ પોતાનું ગૌરવ ટકાવી શક્યું હતું. પણ જેમ જેમ પ્રગતિનો જમાનો આગળ વધતો ગયો તેમ તેમ કેળવણી, તબીબી રાહત, સામાજિક સેવા, પ્રજોપયોગી કાર્યો, સરળ અને સુખમય વાહનવ્યવહાર અને પ્રાશ્ચાત્ય પ્રજા જેવાં સુખ–સગવડોની પ્રજાની માગણી દિવસે દિવસે વધતી ગઇ. પરિણામે પ્રગતિની દિશામાં સંગીન વધારો થવાને કારણે ખર્ચમાં પણ વધારે મોટી રકમો વાપરવી પડતી અને થોડાં વર્ષોમાં ખર્ચનું એવું ધોરણ એટલું ઊંચું થઇ ગયું, કે મહારાઓશ્રીની જે પેદાશ આવતી, તેમાંથી ચાલુ ખર્ચને કોઈ રીતે પહોંચી વળાય તેમ ન હતું. તેઓશ્રીએ, ખરેખર તો જે સુધારાઓ સફળતાપૂર્વક કચ્છને આપ્યા તે બાબત આ પુસ્તકના આગળના ભાગમાં લખાઇ ગયું છે. આધુનિક યુગને લગતી કેળવણી અને તબીબી રાહતનો પાયો, જળ–સિંચાઇની યોજનાઓ, બીન ખેડવાણ જમીનને ખેડવાણ બનાવવાનું કાર્ય, જંગલોની ઉછેર, નવા કંડલા બંદરને ઊભું કરવાની શરુઆત, આ બધા સુધારાનો આરંભ એમના વખતમાં જ થયો. એમની જ દીર્ઘદૃષ્ટિએ શોધી કાઢેલ કંડલા બંદરને વિકસાવવાની યોજનાઓ નૂતન ભારત સરકાર પણ આજે કરી રહેલ છે. પણ આર્થિક મુશ્કેલીઓને કારણે કચ્છનો સર્વાંગી વિકાસ સાધવાના પહેલેથી છેલ્લે સુધીના એમના અવિરત અને જોરદાર પ્રયત્નોને આર્થિક સંકડામણનો અવરોધ ખૂબ આડે આવતો હતો. એ ઉપરાંત બીજા પણ કેટલાક અવરોધ આ પ્રદેશના વિકાસમાં અંતરાયરૂપ બનતા હતા. એક તો કચ્છ દુષ્કાળ–ગ્રસ્ત પ્રદેશમાં આવેલ હોતાં અવારનવાર અહીં વરસાદની ખેંચ તો ચાલુ જ હોય છે. બીજું ભાયાતો અને અન્ય ગરાસદારો બ્રિટિશ ગેરંટીના રક્ષણ તળે હોવાથી કચ્છની લગભગ અર્ધા ભાગની જ મહેસૂલ મહારાઓશ્રીને મળતી હતી. એ ઉપરાંત કચ્છના પરદેશ સાથેના વેપાર ઉપર ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયા તરફથી મુકાયેલાં કૃત્રિમ બંધનો પણ એના વિકાસમાં આડખીલીરૂપ બની રહ્યાં હતાં.

આવી જાતનાં સરકાર તરફનાં બંધનોની પહેલી અસર મીઠાને લાગતા પ્રશ્ન પરત્વે હતી. આ મીઠું કચ્છમાં એટલા તો વિશાળ પ્રમાણમાં કુદરતી રીતે મેળવી શકાય છે, કે દુનિયાના કોઇ પણ ભાગમાં તેટલું કદાચ સહજ ન મેળવી શકાય. ઓગણીશમા સૈકા દરમિયાન બ્રિટિશ સરકારે જોયું, કે મોગલ બાદશાહો તરફથી આગળના વખતમાં જે મીઠાં પર કર નાખવામાં આવતો હતો, તે પ્રમાણે પદ્ધતિસર તે કર ઉઘરાવવામાં આવે તો એક સારી જેવી પેદાશ તેમાંથી ઉત્પન્ન થઇ શકે. અને તેથી મીઠું જ્યાં પાકતું હોય તેવાં સ્થળો તેઓ પોતા હસ્તક રાખતા થયા. જ્યાં મીઠું પકાવવા માટે કુદરતી રીતે અમર્યાદ સગવડો આવી રહેલ છે, જે ઘણી સંખ્યામાં વહાણો ધરાવે છે, અને જેનો દરિયાઈ વ્યવહાર દેશવિદેશથી ચાલુ છે તે કચ્છ પ્રદેશ, બ્રિટિશ ગવર્નમેન્ટના વ્યવસ્થિત કારખાનાંઓ મારફત જે મીઠું બનાવવામાં આવતું હતું, તેની સાથે બહુ જ સારી રીતે હરીફાઇ કરી, હિન્દની મીઠાની બજારમાં સહજ મોખરે રહી શક્યો હોત. પણ આમ કરવાને તેને પરવાનગી આપવામાં નહોતી આવી. ઈ. સ. ૧૮૮૫ માં દરબારશ્રીને એક કરાર પર સહી કરવાની ફરજ પાડવામાં આવી, તે અન્વયે હિન્દની અંદરના કોઇ પણ ભાગમાં દરબારે મીઠાની નિકાસ ન કરવાનું વચન આપ્યું. અને તેથી પરદેશના બંદરોથી પણ હિન્દમાં મીઠું ફરી આયાત ન થાય તેવી રીતે મીઠાના વ્યાપારની વ્યવસ્થા કરવામાં આવી. કચ્છનાં વહાણોમાં મીઠું ભરાઇને પરદેશ નિકાસ થતું તે વહાણો હિન્દનાં કોઇ પણ બંદરે લંગર ન નાંખે તેવી તે કરારમાં કલમ રાખવામાં આવી હતી. માત્ર એવાં જ વહાણોમાં મીઠું ભરવા દેવામાં આવતું, જે પરબારે પરદેશના જરૂરિયાતના બંદરે, મોકલી શકાય. આનું પરિણામ એ થયું, કે કચ્છમાં કુદરતી રીતે જે મીઠું પેદા કરી શકાતું હતું, તેનો વ્યાપાર-દૃષ્ટિએ કચ્છને કાંઇ પણ લાભ મળી શકે તેવી શક્યતાઓનો સદંતર નાશ કરવામાં આવ્યો. બોમ્બે પ્રેસીડન્સી ગેઝેટિયર, વોલ્યુમ ૫ માં ઇ. સ. ૧૮૮૦ માં એક સ્પષ્ટ નોંધ આમ છેઃ— "કચ્છના રણમાં કોઇ કોઇ સ્થળે મીઠું એકઠું કરી શકાય છે, પણ તેને નિકાસ કરી શકતા નથી, જો કે તે ઘણા વિપુલ જથ્થામાં મેળવી શકાય તેમ છે."

હવે તો માત્ર કચ્છનાં માંડવી તેમજ બીજાં બંદરો મારફત થતો વ્યાપાર રહ્યો. આ વ્યાપારની શક્યતાઓ બ્રિટિશ સરકારના આગમન બાદ કચ્છમાં કાયદો અને વ્યવસ્થા સ્થાપિત થતાં જોવામાં આવી હતી. આ રીતે દરબારશ્રીને કષ્ટમમાંથી મળતી દરિયાઇ જકાતની પેદાશ ધીમે ધીમે સ્થાયી રીતે વધતી જતી હતી. આ દિશામાં પણ વળી કચ્છ બહારનાં કેટલાંક કારણોને લીધે બંદરી વ્યાપારનો વિકાસ અટકતો થયો. પહેલું કારણ તો કાઠિયાવાડના દરિયાકાંઠે આવેલાં રાજ્યોની વધતી જતી હરીફાઈ. આ કાઠિયાવાડનાં રાજ્યો ઓગણીશમી સદીનાં અંતમાં પોતાનાં બંદરોમાં માલ ચડાવવા-ઉતારવાની સગવડો વધારવામાં પુષ્કળ પૈસો ખર્ચતાં થયાં હતાં. અને વ્યાપારને પણ પોતાનાં બંદર તરફ આકર્ષવા હરીફાઈ કરતાં હતાં. પ્રથમ તો ગુજરાતના પ્રદેશને કચ્છ કરતાં તેમનાં બંદરો વધારે નજીક હતાં, એટલે તેઓ જે માલની આયાત કરતાં તેની તુરત જ નિકાસ કરી શકવાની તેમને સગવડ હતી. વળી મોરબીની આગેવાની હેઠળ પેસેન્જર અને માલની

ઝડપી હેરફેર કરવા માટે સ્ટીમથી ચાલતી ટ્રામો અને રેલ્વેઓ બાંધી, ઘણાં ખરાં બંદરી રાજ્યો પોતાનો વ્યાપાર વધારી રહ્યાં હતાં. એક કચ્છ જ અલગ પડી ગયેલ હોતાં, અને તેની ઉત્તરે રણનો વિસ્તાર તેને હરકતરૂપ હોતાં, આ બદલાયલા સંજોગોમાં કાઠિયાવાડનાં રાજ્યો સાથે હરીફાઇમાં તે ઊભી શકે તેમ નહોતું. વળી કચ્છ અને મોરબી વચ્ચે ઘણી કડવાશ ઊભી થવા પામી હતી. કારણ બ્રિટિશ તરફથી ભાયાતોને જે ઇ. સ. ૧૮૧૯ માં "ગેરંટી" આપવામાં આવી હતી, તેના પરિણામે આધોઇના બંદરી વિસ્તારના અનુસંધાનમાં રીતસર સરકારી દોર પર તુમારો શરૂ થયા હતા. મહારાઓશ્રી ભારમલજીના પદભ્રષ્ટ થવા અગાઉ અને બ્રિટિશ લોકોની દસ્ત-અંદાજી થવા પહેલાં, આધોઇનો બેટ જેવો વિસ્તાર, જેના પેટાના બીજા બે વિસ્તાર પણ કચ્છના જ ભાગ તરીકે ગણાતા હતા. તેના ગરાસદાર તરીકે મોરબી ઠાકોર હતા. કચ્છના ગરાસદારો કચ્છ-દરબારથી દરેક રીતે સ્વતંત્ર છે, એ પ્રકારનો એમનો દાવો બ્રિટિશ સત્તાધીશોએ માન્ય રાખ્યો હતો, અને તેમણે ગાયકવાડ તથા પેશ્વા સાથે ગોઠવણ કરીને, કાઠિયાવાડનાં તમામ દેશી રાજ્યોને પોતાની આગવી સત્તા નીચે લઇ લીધાં હતાં. એટલે તેમણે મોરબીની માગણીનો પણ સ્વીકાર કર્યો, કે આધોઇ અને તેના પેટા વિભાગો કચ્છ-દરબારની હકૂમતથી બહાર છે, તેથી તેઓએ છેવટે આધોઇ વિસ્તારને કચ્છ-દરબારની સત્તા હેઠળથી તદ્દન જુદો પાડી નાખ્યો. આવી રીતે આધોઇ અને તેની બહારના નાના વિસ્તારોને આગળના કંઇ પણ દાખલા ન હોવા છતાં કચ્છની અંદર મોરબીના ટુકડા તરીકે ગણી, મોરબીના રાજ્યના ભાગ બનાવી દેવામાં આવ્યા. આથી જૂના વખતમાં જે સ્થિતિ હતી, તેનાથી તદ્દન હેરત પમાડે તેવી વિરૂદ્ધ પ્રકારની વ્યવસ્થા બની ગઇ. અસલ તો મોરબી પોતે પણ કાઠિયાવાડના પ્રદેશમાં કચ્છના રાઓની હકૂમત હેઠળની પેટા જાગીર હતી. પશ્ચિમ હિંદમાં તો જુદાં જુદાં રાજ્યોની હકૂમતના નાના વિસ્તારો એક બીજાથી ચારે બાજુ વીંટળાયા હોય, તેવા અનેક વિસ્તારો તેમજ બ્રિટિશ જિલ્લાઓ વચ્ચે જ દેશી રાજ્યોના બેટ જેવા વિસ્તારો જોવાને ટેવાઇ ગયેલા બ્રિટિશરોને આધોઇના ચુકાદામાં કાંઇ વિચિત્રતા લાગી નહિ. જો કે મોરબીના ઠાકોર ખેંગારજી ૧ લાના વંશજોની સીધી લીટીમાથી જ ઊતરેલા હતા, છતાં કચ્છીઓએ તો અલગપણાની ભાવના સદીઓ દરમિયાન કેળવેલ હોવાથી તેમને તો પોતાના રાજાની હકૂમતમાં આ "પરદેશી" જેવી સત્તાનો ગેરકાયદેસર પ્રવેશ બહુ જ આઘાતજનક લાગ્યો. મહારાઓશ્રી દેશળજીથી કચ્છના બધા રાજવીઓ બ્રિટિશ દષ્ટિબિંદુ ફેરવવા માટે તથા આધોઇ મહાલને કચ્છના દરબારની હકૂમતમાં પાછો મૂકવા માટે ખૂબ પ્રયત્નો કરી રહ્યા હતા, અને મોરબી ઠાકોરે કચ્છના આ દાવાનો તેટલી જ મક્કમતાથી સામનો કરવાનું જારી રાખ્યું હતું.

જમીન પરની હકૂમત સંબંધી તકરાર ઉપરાંત જ્યારે મોરબી અને કચ્છના દરિયા-કાંઠાના હક્કોનો પણ સવાલ ઊભો થયો, ત્યારે આ બન્ને દેશી રાજ્યો વચ્ચેના ઝગડાએ ઉગ્ર સ્વરૂપ પકડયું. અગાઉ આપણે જોયું તેમ કાઠિયાવાડના બંદરી દેશી રાજ્યોની પ્રજામાં લાંબા વખતથી દરિયાઇ વેપાર-રોજગારના સંસ્કાર ઊતર્યા હતા. બ્રિટિશોના આગમનથી

દેશમાં વ્યાપેલી શાન્તિને લીધે, તથા ચાંચિયાગીરી નાબૂદ થવાને લીધે દરિયામાર્ગે વેપાર ખૂબ વધવા લાગ્યો. મોરબીને કચ્છના અખાત ઉપર કાઠિયાવાડની બાજુએ વવાણિયા નામનું બંદર હતું. અને આ અખાતની સામી બાજુએ આધોઇની હકૂમત હેઠળ આવેલ જંગીમાં તેનું એક બાંધેલું બારું પણ હતું. જ્યાં સુધી મોરબી-રાજ્યનું સ્થાન કચ્છના જાગીરદાર તરીકે રહ્યું, ત્યાં સુધી તો આ જંગી કે વવાણિયા બંદરનું કાંઇ મહત્ત્વ નહોતું. પરંતુ આ બન્ને બંદરો મારફત કચ્છના અખાતમાં થઈને કચ્છના થોડાઘણા વેપારી માલની આવ-જા થતી. જ્યારે મહારાઓ પ્રાગમલજીના સમયમાં મોરબીને ઠાકોર કાંયાજી નીચે સ્વતંત્ર રાજ્ય તરીકે સ્વીકારવામાં આવ્યું, ત્યારે પણ મહારાઓશ્રી કચ્છના અખાત ઉપર પરંપરાગતથી જે સાર્વભૌમત્વ ધરાવતા હતા, તે હક્કને પડકારવામાં આવ્યો નહોતો. દરબારશ્રીની ઓલના માલની માલિકી તથા બીજા દરિયાઇ અધિકારોને આધીન રહીને જ, વવાણિયા તથા જંગી, મોરબીના બંદર તરીકે હસ્તી ધરાવી શકે. છેક બ્રિટિશસમય સુધી પણ કચ્છના અખાતમાંથી પસાર થનાર દરેક વહાણને, આ દરિયામાં ચાલવા માટેનો પરવાનો, દરબારશ્રીને યોગ્ય ફી આપી, મેળવવો પડતો હતો. દરિયાકાંઠા ઉપરના તમામ હક્ક-અધિકાર મહારાઓશ્રી જ ભોગવતા.

પરંતુ જ્યારે બ્રિટિશોએ મોરબીને કાઠિયાવાડના એક ઇલાયદા દેશી રાજ્ય તરીકે ગણ્યું, અને મોરબીના આધોઇના પ્રદેશને કચ્છની હકૂમતથી તદ્દન અલગ પાડી નાંખવામાં આવ્યો, ત્યારે તો વસ્તુસ્થિતિમાં ધરમૂળનો ફેરફાર થયો. મોરબીના ઠાકોરે વિચાર્યું, કે કાઠિયાવાડના વધતા જતા બંદરી વ્યાપારમાં તેમને પણ શામાટે ભાગ ન મળવો જોઇએ ? આ કારણથી મોરબીરાજ્યે વવાણિયા તથા જંગી બંદરની સુધારણા અર્થે મોટી રકમો ખરચવા માંડી. કચ્છ-દરબારના અમલદારો ચાલતી આવતી રસમ પ્રમાણે કરવેરા ઉઘરાવતા, કે કચ્છના અખાત પરના મોરબી તાબાના બંદરે તણાઈ આવેલ ઓલના માલની માગણી કરતા, કે મોરબીના દરિયાઇ વ્યાપાર ઉપર કચ્છનું હિત જળવાય તેવી રીતે સામાન્ય નિયંત્રણ કરતા ત્યારે ત્યારે મોરબી તરફથી તેનો સખત વિરોધ કરવામાં આવતો.

મહારાઓશ્રી પ્રાગમલજી બીજાના અવસાન બાદ અને મહારાઓશ્રી ખેંગારજી ૩ જાએ સત્તા સંભાળી તે પહેલાંની રીજન્સી કાઉન્સીલના વહીવટ દરમિયાન આ ઝઘડો ઓચિંતો ઊભો થયો. બ્રિટિશોએ ઠરાવ કર્યો, કે ઉભય પક્ષ પોતાના "હક્કો" સંગીન હોવાનો દાવો કરે છે, ત્યારે આ બન્ને રાજ્યોના કચ્છ, કાઠિયાવાડ અને કચ્છના અખાતના બંને કાંઠા વચ્ચેના ખાડી, નાળ અને જમીન સંબંધી હિત-સંબંધો તદ્દન અલગ પાડી નાખવાનું અનિવાર્ય છે. આ વિભાજન કેવી રીતે કરવું, તેની યોજના ઘડવા માટે મિ. આર. એમ. કેનેડી નામના આઇ. સી. એસ. ઓફિસરની ખાસ નીમણુક કરવામાં આવી. પરંતુ આ એક કમનસીબ ઘટના હતી, કે આ માર્ગમાં રહેલી અનેક મુશ્કેલીઓ સ્પષ્ટપણે દેખાવા લાગી. મહારાઓશ્રી ખેંગારજી, આધોઇના રાક્ષસી બોજામાંથી ગમે તેમ કરી મુક્ત થવા બહુ ઇન્તેજાર હતા. પરંતુ બ્રિટિશો કે જેઓ બંને રાજ્યોને ગામોની

અદલા-બદલી કરીને તદ્દન છૂટા પાડવા માગતા હતા, તેમણે જોવું જોઇતું હતું, કે કચ્છ પાસે બદલામાં આપવાને કોઇ ગામો કાઠિયાવાડના પ્રદેશમાં હતાં જ નહિ. બ્રિટિશોએ ખરેખર, એવો આગ્રહ સેવવો જોઇતો હતો, કે બન્ને રાજ્યોને સંપૂર્ણ રીતે છૂટા પાડવાની પ્રક્રિયામાં, જરૂર પડે તો એક પક્ષ બીજા પક્ષની હકૂમતના અધિકારો, લવાદ-પંચ ઠરાવે તે ભાવે ખરીદ કરી લે. આવું મક્કમ વલણ બતાવવાને બદલે ખરેખર તો તેમણે એવા જ સંજોગો પેદા કર્યા, કે જેથી મોરબી અને કચ્છ વચ્ચેના ઝગડાનો અંત લાવવાના ભવિષ્યમાં જે કાંઇ પ્રયાસો થાય તે સઘળા નિષ્ફળ જ નીવડે.

મિ. કેનેડીએ સ્પષ્ટ રીતે સ્વીકાર કર્યો, કે "જો મોરબી ઠાકોર પોતાના આધોઇના હક્કો વેચી નાખવા ખુશી ન હોય, તો હું અંશતઃ વિભાજન કરવા સિવાય વિશેષ કંઇ કરી શકું તેમ નથી. કચ્છનું રાજ્ય પરંપરાગતથી દરિયા ઉપર હકૂમત ધરાવતું આવ્યું હતું. તેમજ કંઠાર અને કચ્છના અખાતમાં ચાલતાં વહાણો ઉપર કચ્છના જે અધિકારો હતા, તે હકીકતને મિ. કેનેડીએ પૂરતી અગત્ય આપી નહિ. બલ્કે, મોરબી રાજ્ય જ કચ્છમાંથી ઉદ્‌ભવ્યુ છે, એ ઐતિહાસિક હકીકત તરફ દુર્લક્ષ કરીને મોરબી અને કચ્છના દરિયાઇ અધિકારો લગભગ એક સરખા છે એમ ઠરાવ્યું. અને તેમ ઠરાવવામાં તેણે એ નક્કર હકીકતની અવગણના કરી, કે મોરબીને જે હક્કો મળ્યા હતા, તે કચ્છમાંથી જ મળ્યા હતા. તેણે જે રિપોર્ટ બ્રિટિશ સરકાર સમક્ષ પેશ કર્યો, તેમા એવી ભલામણ કરી, કે કચ્છના અખાતમાથી એક એવી કાલ્પનિક લાઇનદોરી મારવી, કે જે હેન્સથલ ક્રીકની વચ્ચોવચ પસાર થઈ, છછ નેસ વચ્ચેથી થઇ, કચ્છ અને મોરબીના કિનારાઓથી સમાંતર રહી, કચ્છના રણના મધ્યમાંથી પસાર થાય. આ કાલ્પનિક દોરીથી મોરબીની બાજુના વિસ્તારમાં નદીઓના પ્રવાહો ઉપર કસ્ટમની બાબતમાં તથા દરિયાઈ હક્કો સંબંધમાં મોરબીને સ્વતંત્ર અધિકાર આપવાની ભલામણ કરી. અને કચ્છે આ પ્રદેશમાં તેમજ મોરબીને લગતા દરિયા-કિનારા ઉપર કે વવાણિયા બંદરના સંબંધમાં અત્યાર સુધી જે જે અધિકારોનો દાવો કર્યો હોય અથવા તે ભોગવ્યા હોય, તે બધા અધિકારો રદ કરવા પણ ભલામણ કરી. કચ્છના વિસ્તારમાં આધોઇ-મહાલ નીચે આવેલાં ચાર ગામડાં જંગીના બંદર સહિતનાં, કચ્છને સુપરત કરવાનાં હતાં. માત્ર એક આધોઇ બ્લોક મોરબી રાજ્યની હકૂમતમાં જ રહેવા દેવાનો હતો. ઘણાં દેશી રાજ્યોની હકૂમત બ્રિટિશ જિલ્લાઓની વચ્ચોવચ આવેલી હોય છે. ત્યાં જે પ્રકારના વ્યાપારી હક્કો તેઓ ભોગવે છે, તેવા હક્કોથી વિશેષ હક્કો આધોઇને મળશે નહિ, એમ પણ ભલામણમાં ઉલ્લેખ હતો. મહારાઓએ તથા તેમના રાજ્યે આ ભલામણો સર્વાંશે અન્યાયી અને એક તરફી છે એમ કહી, તે સામે પોતાનો ઘણો સખત વિરોધ દર્શાવ્યો. આ બાબત સંખ્યાબંધ અરજીઓ, યાદીઓ તથા વિસ્તૃત રજૂઆતો, કચ્છ તરફથી કરવામાં આવી. છતાં શ્રી કેનેડીની ભલામણને 'સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઇન્ડિયા' એ બહાલી આપી, અને ઇ. સ. ૧૯૦૪ માં તેને આખરી હુકમનુ સ્વરૂપ આપવામાં આવ્યુ અને કચ્છને તેનો અમલ કરવાનુ કહેવામાં આવ્યુ.

એકંદર જોતાં સ્પષ્ટ થયું, કે મોરબીએ કચ્છને સખત હાર આપી હતી. ચાર ગામડાં તથા કચ્છના કિનારા પરનાં તેના એક નજીવા બંદરના બદલામાં તેટલા વિસ્તાર માટે મોરબી–દરબારે સંપૂર્ણ દરિયાઈ સ્વતંત્ર હક્કો અને પોતાના બંદરની પોતાની ઇચ્છા અનુસાર ખીલવણી કરવાની સ્વતંત્રતા મેળવી લીધી હતી. સાથેસાથે મોરબીએ પોતાની માલિકીના વિસ્તાર તરીકે આધોઇના બેટડા જેવા પટ ઉપર પોતાનો પૂર્ણ હક્ક જેમનો તેમ રાખ્યો હતો, કે જે હક્ક નાબૂદ કરવાનો બ્રિટિશ સત્તાધીશોનો મૂળ ઇરાદો હતો. મોરબી તથા કચ્છ–રાજ્યને સંપૂર્ણ રીતે અલગ પાડી નાખવાની જે નીતિ તેઓએ જાહેર કરી સ્વીકારી હતી, તે નીતિથી આ હુકમ તદ્દન વિરૂદ્ધ હતો. તેથી મહારાઓશ્રી ખેંગારજી પોતાના જીવનના અંત સુધી આ કેનેડી એવોર્ડ સામે લડતા જ રહ્યા, તેમાં કંઇ નવાઇ જેવું ન કહેવાય. તેઓશ્રી આધોઇ પરના કચ્છ દરબારના પરાપૂર્વથી ચાલ્યા આવતા હક્કો પુનઃ પ્રાપ્ત કરવા માટે મોરબી સામેનો આ આખો પ્રશ્ન ફરી વિચારણા પર લેવડાવવા સતત પ્રયાસ કરતા રહ્યા. તેઓશ્રીએ શક્ય તેટલી સારામાં સારી કાયદાની સલાહ મેળવી હતી. અને ગવર્નમેન્ટ ઓફ બોમ્બે, ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયા, અને સેક્રેટરી ઓફ સ્ટેટને એક પછી એક એમ પોતાના હક્ક માટેની અરજો ચાલુ જ રાખી. પણ તેમના સઘળા પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા. કારણ કે કચ્છના અખાતમાં ચાલતાં વહાણોનું નિયંત્રણ કરવાના તમામ અધિકારો, એક દરિયાઇ સત્તા ધરાવનાર રાજ્ય તરીકે કચ્છ–દરબાર પરંપરાથી ભોગવે છે, એ ઐતિહાસિક અને નક્કર પુરાવાને શ્રી કેનેડીએ જોઇએ તેના કરતાં ઘણું જ ઓછું વજન આપેલું હોતાં, તેણે આપેલો ચુકાદો ગેરકાયદેસરનો બની ગયો છે, એ અગત્યના મુદ્દાનો સ્વીકાર કરાવી, આ આખોય પ્રશ્ન ફરી વિચારણા પર લેવાની ઘણીજ જરૂર છે, એવું તેઓ બ્રિટિશ સત્તાધીશો ઉપર કોઇ સમયે ઠસાવી શક્યા નહિ. તેઓશ્રીનું મંતવ્ય યથાર્થ જ હતું, એ હકીકત વીસમી સદી જેમ જેમ આગળ વધતી ગઈ, તેમ તેમ પુરવાર થતી ગઇ. મોરબી–રાજ્યને જે દરિયાઇ હક્કો પ્રાપ્ત થયા હતા, તેનો કુશળતાપૂર્વક લાભ લેવાને કારણે અને મોરબી–રાજ્યના એક પછી એક ઠાકોરે મોરબીને વવાણિયા સાથે તથા પાછળથી નવલખીના નવા બંદર સાથે સારા રસ્તાઓ અને રેલ્વે મારફત જોડી, સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં મોટાં શહેરો સાથે વાહનવ્યવહારથી જોડી દેવાને કારણે તેમણે પુષ્કળ સમૃદ્ધિ પ્રાપ્ત કરી.

ઇ. સ. ૧૯૦૩–૪ની સાલમાં આજથી લગભગ ૬૦ વર્ષ અગાઉ મોરબીનો દરિયાઇ અને જમીન માર્ગનો વેપાર રૂા. ૨૦,૦૦૦૦૦ વીસ લાખ સુધી પહોંચ્યો હતો. અને આયાત થતો માલ લગભગ તે રકમના ૨/૩ ભાગ જેવડો મોટો હતો.

કચ્છના અખાત પરનો પરાપૂર્વથી ચાલ્યો આવતો સર્વથી શ્રેષ્ઠ હક્ક જો " કેનેડી એવોર્ડ " થી ચાલ્યો ગયો ન હોત તો આવડા મોટા વેપારમાંથી માત્ર એક સ્વલ્પ અંશ જ મોરબીને ફાળે આવી શકત. પણ તે " કેનેડી એવોર્ડ " ની નવાજેશથી અને મોરબી–દરબારે પોતાને મળેલા દરિયાઇ હક્કોનો બહુ કુશળતાપૂર્વક ઉપયોગ કરવાથી, ૩૫૦ ચોરસ માઇલથી પણ ઓછા વિસ્તારનું આ રાજ્ય, કાઠિયાવાડનાં અન્ય સમૃદ્ધ રાજ્યો

પૈકીનું એક અતિ સમૃદ્ધ રાજ્ય બન્યું. કચ્છ કરતાં મોરબીની સંપત્તિ ઘણી વધી ગઈ. કાઠિયાવાડનાં બંદરોના વિકાસને કારણે, જ્યારે 'ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયા'ને પણ પોતાની કસ્ટમની પેદાશ કાઠિયાવાડનાં બંદરી રાજ્યો તરફ વળતી દેખાઈ, ત્યારે વીરમગામ પાસે જકાતની મર્યાદાસૂચક એક "કસ્ટમ લાઇન" ઊભી કરી અને તે ઉપરાંત અન્ય રીતોથી કાઠિયાવાડનાં બંદરી રાજ્યોની વ્યાપાર-વણજની યોજનાઓ પર અંકુશો દાખલ કર્યા. એ વખતે પણ મોરબી વધારે અને વધારે આગળ વધતું ગયું, અને સરખામણીમાં કચ્છ આર્થિક દૃષ્ટિએ નબળું જ રહ્યું.

આટલું તો જરૂર કહી શકાય, કે કચ્છના મહારાઓશ્રી ખેંગારજી મોરબીની સમૃદ્ધિની ઈર્ષા કરતા નહોતા. તેમનું ધ્યાન તો માત્ર આધોઈ પરની ચાલી આવતી મોરબી રાજ્યની માલિકીના પ્રશ્ન પર જ કેન્દ્રિત રહ્યું હતું.

આ વખતે કાઠિયાવાડનાં બંદરી રાજ્યોને ગૂંગળાવી નાખે તેવાં બંધનો હિંદસરકાર તરફથી નાખવામાં આવતાં હતાં. આ બંધનોમાંથી પોતાનાં હિતોનું રક્ષણ કરવા માટે કાઠિયાવાડનાં રાજ્યો જે પ્રકારના દાવપેચ ચલાવતા હતા તેથી મહારાઓશ્રીની નૈતિક ભાવનાને એક પ્રકારનો ધક્કો લાગતો હતો. થોડાક લાભના ટુકડાની ખાતર 'ઇન્ડિયન કસ્ટમ્સ યુનિયન' માં જોડાઈને, કાઠિયાવાડને સામે કિનારે ચાલતી શંકાસ્પદ પ્રવૃત્તિઓમાં પોતાની શક્તિનો વ્યય કરવા કરતાં એ યુનિયનથી અલગ રહેવાને પરિણામે આવી પડતી આર્થિક મુશ્કેલીઓ સહન કરીને પણ તેમણે તેનાથી અલગ રહેવાનું ઇરાદાપૂર્વક પસંદ કર્યું હતું. અને આ કારણથી બ્રિટિશ ગવર્નમેન્ટ તરફથી ઊભી થતી ઉપર્યુક્ત મુશ્કેલીઓનો પણ તેઓશ્રી સામનો કરતા રહ્યા હતા. તેમને આશા હતી, કે મોરબી-ઠાકોરને આધોઈના બદલામાં કાઠિયાવાડની ભૂમિ પરનો કોઇ પ્રદેશ ખરીદ કરીને કચ્છરાજ્ય આપે તો તેનો સ્વીકાર કરવા માટે બ્રિટિશ સરકાર તેને સમજાવશે.

ઉપરાંત ગુજરાત, રાજપૂતાના અને દિલ્હીની આજુબાજુના વિસ્તારમાં સેંકડો માઈલોનો મોટો ફેરો ખાઇને માલ પહોંચાડવો પડતો તે કરતાં જો તે કચ્છના સારા બંદરો પરથી રેલ્વે અને બીજા માર્ગો મારફત મોકલવામાં આવે તો હિંદના પશ્ચિમ અને ઉત્તર પ્રદેશને જે ફાયદા થાય તે હકીકતની રજૂઆત કરવાનું પણ તેમણે ચાલુ રાખ્યું હતું.

પરંતુ આ બંને પ્રશ્નોનો નિકાલ આવે તે પહેલાં જ તેમનું અવસાન થયું. પરંતુ તેમની દીર્ઘદૃષ્ટિ તો આજે સાબિત થઈ ચૂકી છે. આજે કચ્છમાં મોરબીનો કોઇ પ્રદેશ નથી. આજે કંડલા, ગાંધીધામ અને માંડવીબંદરના ભાવિમાં જે નિર્માણ હતું, તે મુજબ હિન્દના રણપારના વિસ્તારોથી ચારે તરફ સીધો વાહનવ્યવહાર સંકળાઇ ગયો છે, અને મહારાઓશ્રી ખેંગારજીનું સ્વપ્ન સત્ય ઠર્યું છે.

વીસમી સદીના પહેલા દોઢ દાયકામાં મહારાઓશ્રી ખેંગારજીએ કચ્છના વિકાસ માટે જે જે ક્ષેત્રે શક્યતા હતી, તેનો લાભ ઉઠાવવા ભગીરથ પ્રયત્નો કર્યા. દર વર્ષે વધારે અને વધારે વીઘા પડતર જમીનને સુધારી, ખેતી લાયક બનાવી, વધારે અને વધારે

કૂવા અને તળાવો બંધાવ્યાં. જકાતના દરોમાં સુધારા કરી, વેપારને ઉત્તેજન મળે તેવી રીતે નીચા દરો કરવામાં આવ્યા. માંડવીના બંદરને પણ સારી રીતે સુધારવામાં આવ્યું. દરિયાની મુખ્ય નાળમાંથી કીચડ કાઢી તેને ઊંડી અને સાફ રાખવા તરફ ખાસ લક્ષ આપવામાં આવ્યું. ભુજ, અંજાર, તૂણા અને ભચાઉને જોડતી નેરોગેજની રેલ્વે લાઈન પણ બાંધવામાં આવી. હિન્દુસ્તાનના પોસ્ટલ સત્તાધિકારીઓના સહકારથી તારનો સંદેશ–વ્યવહાર પણ કચ્છમાં સ્થાપવામાં આવ્યો. કેળવણી તેમજ તબીબી રાહતના ક્ષેત્રમાં પણ ગણનાપાત્ર પ્રગતિ સાધવામાં આવી.

આધોઇના પ્રશ્ન પરત્વે મહારાઓશ્રી અને બ્રિટિશ સત્તાધિકારીઓ વચ્ચે તીવ્ર મતભેદ ચાલુ રહ્યો હતો, તેની લેશ માત્ર પણ અસર મહારાઓશ્રીના પોલીટિકલ ખાતા સાથે કે મુંબઈ તેમજ હિન્દુસ્તાન સરકાર સાથેના જે ગાઢ મિત્રાચારીના સંબંધો હતા, તેના ઉપર અસર થવા પામી ન હતી. સામાન્ય વ્યવહારમાં સાધનોની શુદ્ધિ અને પ્રમાણિકતા માટે તેમજ પોતાના રાજ્યના હિત માટે સતત સાચા હૃદયથી પરિશ્રમ કરનાર રાજવી તરીકે તેમણે જે નામના પ્રાપ્ત કરી હતી, તેનાથી કાઠિયાવાડના કોઇ રાજવી ચડી જાય તેમ ન હતું. ઇ. સ. ૧૯૧૪–૧૮ નું પહેલું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે મહારાઓશ્રીએ તથા યુવરાજશ્રીએ પોતાની અંગત સેવાઓ તેમજ રાજ્ય તરફથી બ્રિટિશ સરકારને સંપૂર્ણ સહકાર આપવાની ઇચ્છા વ્યક્ત કરી હતી. વધારામાં મહારાઓશ્રી ખેંગારજીએ યુદ્ધ નિમિત્તે ઊભી કરાયેલી સખાવતી કાર્યવાહીઓને ઉદાર હૃદયથી આર્થિક મદદ કરી હતી, અને દેશહિતનાં ઘણાં સદ્‌કાર્યોમાં સારી સારી ભેટો આપી હતી. આ બધા ઉપરાંત, બે ઇન્ડિયન પાયદળની ટુકડીઓ નિભાવવાનું બે વરસપૂરતું ખરચ પણ આપ્યું હતું. ઇ. સ. ૧૯૧૮ માં મહારાઓશ્રીએ લડાઇ દરમિયાન આપેલ અમૂલ્ય સેવાઓની કદર કરીને, બ્રિટિશ સરકારે તેમને વંશ પરંપરાગત મહારાઓનો ખિતાબ ઇનાયત કર્યો. આ ખિતાબ તેમના પૂર્વજો માટે છેલ્લી બે સદીથી વાપરવામાં આવતો હતો, તે જોતાં આ નવાજેશ જોઇએ તે કરતાં બહુ મોડી થઇ કહેવાય.

હિન્દુસ્તાન માટે યુદ્ધ પછીનાં વર્ષોમાં ઘણી અશાન્તિ પેદા થઇ હતી. હિન્દુસ્તાનના લોકોને જવાબદાર રાજ્યતંત્ર આપવાનું બ્રિટિશોએ વચન આપ્યું હતું. પરંતુ "મોન્ટફર્ડ" સુધારાની રૂએ આ દિશામાં જેટલી પ્રગતિની શકયતા જોવામાં આવી, તેટલાથી રાષ્ટ્રીય ચળવળના નેતાઓ લાંબા વખતથી જે અભિલાષાઓ વ્યક્ત કરી રહ્યા હતા, તેને સંતોષી શકાય તેમ ન હતું. મહાત્મા ગાંધીજીની ઐતિહાસિક સવિનય અસહકારની ચળવળને લીધે, તેમજ અમૃતસરમાં સરજાયેલી જલિયાંવાલા બાગની કરુણ ઘટનાને લીધે, એક પછી એક એવા બનાવો બનતા ગયા, કે જેથી ત્રણ દાયકામાં જ હિન્દુસ્તાનને સ્વતંત્રતા હાંસલ થઈ. આ વખત દરમિયાન રાજકીય વાતાવરણ ઘણું જ ઉગ્ર રહ્યું હતું. એક બાજુ બ્રિટિશ તથા રાષ્ટ્રીય નેતાઓ વચ્ચે તથા બીજી તરફ રાષ્ટ્રના નેતાઓમાં પણ હિન્દુ અને મુસલમાન જૂથો વચ્ચે ખૂબ ઘર્ષણ ચાલુ રહ્યું હતું.

સમગ્ર હિન્દુસ્તાનમાં રાજકીયક્ષેત્રે જે પ્રચંડ આંદોલનો જોશભેર ફેલાઈ રહ્યાં હતાં, તેના મુખ્ય પ્રવાહની અસરમાંથી જુદાં જુદાં કારણોને લીધે કચ્છ મહદ્ અંશે અલિપ્ત રહ્યું હતું. કચ્છની લગભગ અર્ધો ભાગની પ્રજા પોતાના ગુજરાન માટે કચ્છ બહાર વ્યવસાય ચલાવી રહેતી હતી. પરિણામે કચ્છી પ્રજામાં જે વર્ગ પ્રગતિશીલ અને ઉદ્દામ મતવાદી વિચાર શ્રેણી ધરાવતો હતો, તેને પોતાની રાજકીય પ્રવૃત્તિ માટે તો કચ્છ કરતાં કચ્છ બહારના વિસ્તારોમાં પૂરો અવકાશ મળ્યો. ગુજરાતીઓની માફક કચ્છીઓએ પણ તેઓ ઇન્ડિયન નેશનલ કોંગ્રેસના ચુસ્ત ટેકેદારો છે, એમ બતાવી આપ્યું. કોંગ્રેસ પક્ષના ભંડોળમાં તેઓ છૂટે હાથે પૈસા આપવા લાગ્યા, તથા દેશહિત માટે અંગત ભોગો પણ આપતા હતા. ખ્યાતનામ ક્રાંતિકાર શ્યામજી કૃષ્ણવર્મા, જેને ભારતની રાષ્ટ્રીય ચળવળની ઘણી ઘણી જોશીલી પ્રવૃત્તિઓનો પ્રારંભ કરનાર ગણવામાં આવે છે, તે કચ્છ માંડવીમાં જન્મ્યો હતો. હિન્દની રાષ્ટ્રીય ચળવળનું સુકાન મહાત્મા ગાંધીજીએ સંભાળ્યુ ત્યારે એક કાઠિયાવાડના સપૂત તરીકે ગુજરાત કાઠિયાવાડ અને કચ્છની વ્યાપારી જનતા ઉપર તેમનું જે વર્ચસ્વ હતું તેને લીધે કચ્છીઓની રાષ્ટ્રીય ભાવના અગાઉ કરતાં વધારે દૃઢતર થઈ. પણ નિશ્ચયાત્મક રાષ્ટ્રીય ભાવનાને જ વરેલા બહાર વસતા કચ્છીઓ, જ્યારે પોતાના વતનમાં પાછા ફરતા ત્યારે તેમના માનસમાં એક પ્રકારનો ગંભીર ફેરફાર માલૂમ પડતો. મહારાઓશ્રી ખેંગારજી કચ્છના વિકાસ માટે જે કાંઇ કરી રહ્યા હતા અથવા એ દિશામાં પ્રયત્ન કરતા હતા, તે છતાં કચ્છનો પ્રદેશ પોતાની સ્વભાવજન્ય જૂની પ્રણાલિકામાં જ રચ્યોપચ્યો રહેતો હતો. કચ્છમાં બધો વ્યવહાર હજુ પણ પરંપરાગત પ્રણાલીમાં જ ચાલતો હતો. પેઢી દર પેઢીએ પૂજાતા દેવોની એવી જ શ્રદ્ધાથી હજુ પૂજા થતી હતી. દેશ–વિદેશમાં ઝળકતા કચ્છી વ્યાપારીની લાક્ષણિક કુનેહના મૂળમાં જે જૂનવાણી વિચારશ્રેણી ભાગ ભજવતી હતી, તેને અનુરૂપ ભાવનાઓને વ્યક્ત કરવાની ઝંખના કચ્છમાં જ તે સંતોષી શકતો હતો. આ પ્રકારની પ્રાચીન અને દૃઢ વિચારસરણીમાં રાચતા, સમાજના મોવડી તરીકે મહારાઓશ્રી ખેંગારજીનું આદરણીય સ્થાન હતું.

મહાત્મા ગાંધીજી જ્યારે કચ્છ આવ્યા ત્યારે લાંબા સમય સુધી તેમણે તેમની મુલાકાત લીધી હતી. મહારાઓશ્રીને એક મહાન અને ડાહ્યા રાજવી તરીકે મહાત્માજીએ પણ બિરદાવ્યા હતા. એ ખરું કે કચ્છમાં પણ કોંગ્રેસ પક્ષ હતો, જે અવાર નવાર, જાતજાતના સુધારાઓ માટે દબાણ કરતો હતો. વધારે મુનિસિપાલિટીઓની સ્થાપના, વધારે પ્રમાણમાં સ્થાનિક સમિતિઓની રચના વગેરે સંપૂર્ણ પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થાઓ માટે તેઓ માગણી કરતા હતા. પણ તે બધી માગણીઓમાં જોઇએ તેટલી હાર્દિક ભાવના દેખાતી નહોતી. પરંતુ ઘણા ઘણા કચ્છીઓને અંતરના ઊંડાણમાં તો વર્તમાન સ્થિતિમાં જ અડગ શ્રદ્ધા હતી, અને કાંઈ પણ સુધારાઓની સ્પૃહા તેઓ સેવતા ન હતા. જે ઉદાત્ત વ્યક્તિઓને અહીંનું વાતાવરણ બહુ જ જડવત્ અને ગૂંગળામણ પેદા કરે તેવું લાગતું, તેઓને કચ્છ બહાર પોતાની શક્તિઓના ઉપયોગ માટે પૂરતું વિશાળ ક્ષેત્ર મળી રહેતું. હિન્દુસ્તાનના અન્ય પ્રદેશોમાં જ્યારે ઘણા ઘણા દેશી રાજાઓને માટે 'ઇન્ડિયન સ્ટેટ્સ

પીપલ્સ કોન્ફરન્સ ઓરગેનિઝેશન,' જાતજાતની મુશ્કેલીઓ પેદા કરી રહ્યું હતું, ત્યારે પણ કચ્છમાં તો શાન્તિ જ પ્રવર્તતી રહી હતી. કચ્છમાં રાજા-પ્રજા એક બીજાને સંપૂર્ણ રીતે સમજી શકતાં હતાં. બહારથી આવતા "ચળવળીઆઓને" શાંતિપૂર્વક સાંભળવામાં આવતા હતા તથા પૂર્ણ સ્વાતંત્ર્ય આપવામાં આવતું હતું, પણ ખાસ કાંઈ સિદ્ધિ મેળવ્યા વગર જ તેઓ પાછા ફરતા હતા. દમનના કાયદાઓથી કચ્છ અજ્ઞાત રહ્યું હતું. દમનનો વિચાર સરખો પણ કરે તેવા મહારાઓશ્રી ખેંગારજી નહોતા. સંપૂર્ણ વાણી-સ્વાતંત્ર્ય અહીં ચાલુ રહ્યું હતું.

દેશમાં રાષ્ટ્રીય ચળવળ જેમ જેમ ઉગ્ર બનતી ગઇ તેમ તેમ સ્પષ્ટ થતું ગયું, કે આખરે તો રાજકીય સ્વતંત્રતા મેળવ્યા વગર પ્રજા જંપશે નહિ. આ ચળવળથી ઘણા દેશી રાજાઓ પોતાના ભાવિ વિષે ચિંતામાં પડી ગયા હતા. તેથી બંને વિશ્વયુદ્ધ વચ્ચેના સમય દરમિયાન તેઓ વારંવાર પરસ્પર સલાહ-સૂચન કરવા લાગ્યા, કે હિન્દુસ્તાનનું ભવિષ્ય જે રીતે દેખાઇ રહ્યું હતું, તેમાં તેઓએ કેવા પ્રકારની નીતિ અપનાવવી યોગ્ય થશે. બ્રિટિશોએ વારંવાર ગંભીર વચનો આપ્યાં, કે અમારા વફાદાર મિત્રોને અમે કદી છોડી દેશું નહિ; તેમની સાથે થયેલા કરારોનું "યાવચ્ચંદ્ર દિવાકરૌ" પાલન કરવામાં આવશે; વળી તેમણે કહ્યું, કે બધા દેશી રાજાઓ માટે ફક્ત એટલું જ આવશ્યક છે, કે પોતાની પ્રજાની સુખાકારી વધે તેવાં કાર્યો કરતા રહીને તથા રાજ્યતંત્રના સંચાલનમાં પ્રજાને પણ થોડું જવાબદાર સ્થાન આપીને, તેમણે બદલતા જતા યુગને અનુરૂપ ફેરફારો પોતાના રાજ્યવહીવટમાં દાખલ કરવા. તેની સાથે હિન્દુસ્તાનની સરકાર હંમેશાં ભારપૂર્વક ચોકખું કહેતી જ રહી, કે જુદાંજુદાં દેશી રાજ્યો સાથે થયેલી સંધિઓના અક્ષરાર્થ કે ભાવાર્થ ગમે તેવા હોય, પણ એક સર્વોચ્ચ સત્તાધીશ તરીકે બધાં દેશી રાજ્યો અને રાજાઓ ઉપર અંકુશ રાખવાનો બ્રિટિશ સત્તાનો અધિકાર, બીજા કોઈપણ અધિકારોથી સર્વશ્રેષ્ઠ છે. એ હકીકત છે કે ઘણાં દેશી રાજ્યો આંતરિક બળવાઓમાંથી તેમજ તેમનો સંપૂર્ણ વિનાશ થઈ જાય એવી આફતોમાંથી બળવાન બ્રિટિશ સત્તાના રક્ષણને લીધે બચવા પામ્યાં હતાં. પરંતુ એ જ સર્વોપરીપણાના સિદ્ધાંતે દેશી રાજ્યોને છેલ્લે સરવાળે નબળાં બનાવ્યાં, કારણ કે તે સિદ્ધાંતે સ્પષ્ટ બતાવી આપ્યું, કે બ્રિટિશ રક્ષણ ઉપર જ દેશી રાજાઓ અવલંબે છે, અને તેમ થતાં હિંદનાં રાષ્ટ્રીય સંવેદનો સાથેનો તેમનો કોઇ સંપર્ક રહ્યો નહિ.

ઇ. સ. ૧૯૨૧ માં "ચેમ્બર ઓફ પ્રિન્સીસ" ની સ્થાપના કરવાનો હેતુ પરસ્પર સહકાર વધારવાનો તથા દેશી રાજ્યોની પ્રગતિને વેગ આપવાનો હતો. પરંતુ વાસ્તવમાં તે સંસ્થાએ આમ પ્રજાની રાષ્ટ્રીય ભાવના સાથેનો દેશી રાજ્યનો સંપર્ક સદંતર તોડી નાખવાનું કાર્ય પૂરૂં કર્યું. અને અત્યાર સુધી બ્રિટિશ અને હિંદી રાષ્ટ્રીય પક્ષો વચ્ચે જે દ્વિપક્ષી લડત ચાલતી હતી, તેમાં દેશી રાજ્યો એક "ત્રીજા પક્ષ" તરીકે ઊભાં થયાં. આ ઘટના સવિશેષ કમનસીબ તો એટલા માટે હતી, કે બ્રિટિશ હિન્દ તથા દેશી રાજ્યોના પ્રદેશો, આખરે તો એક જ દેશ-હિન્દુસ્તાનમાં જ આવેલા હતાં. તેઓનાં હિતો સમાન

હતાં. જો દેશી રાજ્યોને પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવા દીધાં હોત, તો જેમ ૧૯૩૧ ની લન્ડન મધ્યે ભરાયેલી ગોળમેજી પરિષદમાં, એક પ્રકારની, જોકે તત્કાલ પૂરતી, ચોક્કસ સમજાવટ કરી શક્યાં હતાં, અને જેમ તેઓએ કાયમને માટે હિંદના રાષ્ટ્રીય નેતા સાથે ઇ. સ. ૧૯૪૭ માં પતાવટ કરી હતી, તેવી રીતે તેઓ આ સમયમાં પણ કરી શક્યાં હોત. પરંતુ બ્રિટિશ રાજ્યનીતિ તથા તેમના પક્ષીય ઝગડાને લીધે દેશી રાજ્યો ક્રમશઃ એવા માર્ગે દોરાતાં ગયાં, કે જ્યાંથી પાછા વળવું અશક્ય હતું, અને પરિણામે એક ગણના-પાત્ર શક્તિશાળી વર્ગ તરીકે આધુનિક ભારતમાં તેમનું કોઇ સ્થાન રહ્યું નહિ.

. .

આ પ્રકારના બનાવોને મહારાઓશ્રી ખેંગારજી ચિંતાની લાગણીથી જોઇ રહ્યા હતા. હિંદુસ્તાન સ્વરાજ્ય પ્રાપ્ત કરે તે આદર્શ પ્રત્યે તેમને પૂરેપૂરી દિલસોજી હતી. તેઓ એ પણ સારી રીતે સમજતા હતા, કે હિંદુસ્તાનમાં જ્યારે આ ધ્યેયની સિદ્ધિ થશે, ત્યારે બદલાયેલી તંત્ર–વ્યવસ્થામાં, કચ્છને અગત્યનો ફાળો આપવાનો રહેશે. પરંતુ તેઓશ્રીને એમ સ્પષ્ટ લાગતું કે જ્યાં સુધી બ્રિટિશ "પેરેમાઉન્સી" (સર્વોપરીતા) ને લીધે, દેશી રાજ્યોને હિંદુસ્તાનથી વિભિન્ન રાખવામાં આવશે, તથા જ્યાં સુધી પોલીટિકલ ખાતા મારફત તેમના ઉપર અંકુશ ચલાવવામાં આવશે, અને હિન્દુસ્તાનની રાજકીય રમતમાં, દેશી રાજ્યોનો ઉપયોગ શેતરંજના પ્યાદા તરીકે કરવામાં આવશે, ત્યાં સુધી આ રાજ્યોનું ભાવિ તદ્દન અચોક્કસ રહેશે. આથી બ્રિટિશ "પેરેમાઉન્સી" ની ચોક્કસ વ્યાખ્યા કરાવવાના પ્રયાસો મહારાઓશ્રીના ભાણેજ બિકાનેરના મહારાજા સર ગંગાસિંગે તથા પતિયાલાના મહારાજા ભુપેન્દ્રસિંગે શરૂ કર્યા, ત્યારે તેઓ પણ તેમાં જોડાયા. મહારાઓશ્રી ઇચ્છતા હતા, કે દેશી રાજ્યો સાથે કરેલી સંધિઓથી બ્રિટિશોને જે હક્કો મળ્યા હતા, તે હક્કો તેઓને ભોગવવા દેવા, પણ સાથોસાથ દેશી રાજાઓ પાસે પણ થોડી રાજકીય સત્તા રહેવા દેવી જોઇએ, કે જેની રૂએ બ્રિટિશ હિન્દુસ્તાનમાં જે નવાં પરિબળો ઊભાં થઇ રહ્યાં હતાં, તેની સાથે દેશી રાજાઓને વાટાઘાટ કરવાનો પણ યોગ્ય અવ–કાશ મળે. 'પેરેમાઉન્સી' સંબંધી સ્પષ્ટતા કરવા તથા તે સિદ્ધાંતના અમલ સામે દેશી રાજાઓની શિકાયતો બાબત તપાસ કરવા નિયુક્ત થયેલ, બટલર કમિટીના અહેવાલથી મહારાઓશ્રી તથા બીજા દેશી રાજાઓ, કે જેમણે દેશી રાજ્યનો કેસ તે સમિતિ સમક્ષ પેશ કર્યો હતો, તેઓ નિરાશ થયા. તેમને કાંઈ પણ લાભ થયો નહિ. સિવાય કે ફરીથી વચન અપાયું, કે બ્રિટિશો દેશી રાજાઓને રખડાવીને ચાલ્યા જશે નહિ.

ઇ. સ. ૧૯૩૧ માં દેશી રાજ્યોના પ્રતિનિધિ તરીકે મહારાઓશ્રી જ્યારે લન્ડનની ગોળમેજી પરિષદમાં ભાગ લેવા ગયા અને જ્યારે તેમણે હિન્દુસ્તાન માટે એવા સમવાય તંત્રની હિમાયત કરી, કે તેમાં દેશી રાજ્યો પણ પોતાનો યોગ્ય ભાગ ભજવી શકે, ત્યારે તેઓશ્રી ફરી આશાવાદી બન્યા હતા. પણ તેમને ફરીથી નિરાશા સાંપડી. કારણ કે પાછળથી થયેલી વાટાઘાટોમાં એ સ્પષ્ટ થયું, કે બ્રિટિશોને તો ફક્ત બ્રિટિશ હિન્દના હિતો જાળવવા માટે મુખ્ય ચિંતા હતી. બંદરોનો વિકાસ કરવાની બાબતમાં, સરકારની

મહેસૂલી નીતિ ઘડવાનો કે તેવી અતિ અગત્યની બાબતોમાં દેશી રાજ્યોને સાચી રીતે ભાગીદાર બનાવવાનો કોઇ પ્રયાસ થતો તેમણે જોયો નહિ.

દેશી રાજ્યોના સંબંધમાં બ્રિટિશોએ અખત્યાર કરેલી નીતિની ઘણી ઘણી બાબતોમાં મહારાઓશ્રીનો મત જુદો હતો, છતાં બ્રિટન માટે તથા હિન્દુસ્તાન સાથેના બ્રિટિશ સંબંધો માટે મહારાઓશ્રીને ઊંડી લાગણી હતી. જેમ જેમ તેઓની ઉંમર વધતી ગઇ, તેમ તેમ એક ડાહ્યા અને પ્રમાણિક રાજવી તરીકે તેમની કીર્તિ પણ વધતી જ ગઇ.

ઇ. સ. ૧૯૨૧ માં જ્યારે તેમને કચ્છની ગાદી ઉપર બેઠે અર્ધી સદી જેટલો સમય થઈ ગયો હતો, ત્યારે તેમને દેશી રાજાઓના પ્રતિનિધિ તરીકે લન્ડન મધ્યેની ઇમ્પીરિયલ કોન્ફરન્સમાં ભાગ લેવા પસંદ કરવામાં આવ્યા હતા. તેમને લંડન શહેર તથા બાથ શહેરની ફ્રીડમ (સ્વતંત્ર નાગરિકતા) અર્પણ કરવામાં આવી. યુનાઇટેડ કિંગ્ડમમાં તેમજ યુરોપના અન્ય વિસ્તારોમાં જ્યાં તેઓ છૂટથી ફર્યા હતા, ત્યાં ત્યાં તેમણે કચ્છના નામને મશહૂર અને ગૌરવવંતું બનાવ્યું. જુદા જુદા વિષયોની તેમની વિસ્તૃત અને વિવિધલક્ષી રસજ્ઞતાને લીધે તેમના સંપર્કમાં આવનાર વ્યક્તિઓ પ્રભાવિત થયા વગર રહેતી નહિ.

રાજ્ય-સંચાલનના બાહોશ અનુભવી તરીકે દેશી રાજ્યોના એક પીઢ રાજવીને ઘટે તેવો આદર તેઓ પામતા હતા. એટલું જ નહિ, પણ તેઓ એક અચ્છા ખેલાડી, પ્રાણી-શાસ્ત્રના અભ્યાસી તથા પક્ષીઓના જીવન સંબંધી ઘણું જ્ઞાન ધરાવતા હતા. પ્રાણીશાસ્ત્રનો તેમનો અભ્યાસ બહુ ઊંડો હતો, અને કુદરતી જીવન ગાળતાં કે પાળેલી હાલતમાં રહેતાં પ્રાણી માત્રની ખાસિયતોનું અવલોકન કરવામાં તેમને બહુ આનંદ આવતો. શિકાર પ્રત્યે પણ તેમનો શોખ તેવો જ મશહૂર હતો. હિન્દુસ્તાનમાં મોટાં મોટાં શિકારી પ્રાણીઓનો શિકાર કરવામાં જેટલી તેઓ મઝા લેતા તેટલો જ આનંદ તેઓ સ્કોટલેન્ડમાં ગ્રાઉઝનો શિકાર કરતા ત્યારે અથવા તેમના સંખ્યાબંધ મિત્રોની જાગીરોમાં-ફ્રાન્સ, ઓસ્ટ્રિયા હંગરી કે પોલેન્ડમાં-હરણનો શિકાર કરતા ત્યારે માણી શકતા હતા. ઇ. સ. ૧૯૨૫ માં જ્યારે તેઓ ફરીથી યુરોપના પ્રવાસે ગયા ત્યારે તેમણે પોતાના મિત્રોનું વર્તુલ વિશેષ વધાર્યું. પોતે પ્રાણીઓ અને પક્ષીઓની ખાસિયાતો વિષે જે સંગીન જ્ઞાન ધરાવતા હતા, તેને લીધે લન્ડનની 'ઝૂલોજીકલ સોસાયટી'ના નિષ્ણાતોનો બહુ ઊંચો અભિપ્રાય મેળવ્યો. ત્યાર પછીના વરસમાં આફ્રિકાનો પ્રવાસ ખેડી, પ્રાણી-વિદ્યાના નિષ્ણાત તથા શિકાર-પ્રેમી રાજવી તરીકેની નામના તેમણે વધારે વિસ્તૃત કરી. તેમના શેષ જીવનમાં જ્યારે જ્યારે રાજ્યવહીવટની જવાબદારીમાંથી અવકાશ મેળવી શકાતો, ત્યારે ત્યારે તેઓ યુરોપ જતા હતા. હિઝ હાઇનેસ આગાખાનને બાદ કરતાં, યુરોપ ખંડમાં સૌથી વધારે જાણીતા દેશી રાજા તરીકે તેઓ ઓળખાતા થયા હતા.

બીજું વિશ્વયુદ્ધ થશે જ, એમ તેઓ ઘણા સમય પહેલાંથી જોઈ શક્યા હતા. પરંતુ ૧૯૩૯ માં તેમને ઘેરી નિરાશા સાંપડી, કારણ કે હિન્દુસ્તાનના રાજ્ય બંધારણમાં સુધારા

થવાની પ્રવૃત્તિ વિશેષ લંબાશે, તથા બ્રિટિશ સત્તાધીશો અને રાષ્ટ્રીય નેતાઓ વચ્ચેનું ઘર્ષણ વધારે તીવ્ર બનશે, એમ તે વર્ષે દેખાયું. કચ્છની ગાદી ઉપર આવ્યે તેમને ૬૩ વરસ થયાં હતાં. તેઓ ૭૦ વરસ પસાર કરી ગયા હતા. તેમની તંદુરસ્તી પણ અગાઉ જેવી રહી નહોતી, અને વારંવાર શ્રમિત થઈ જતા હતા. વધારામાં કચ્છમાં પણ તેમના માટે પરિસ્થિતિ વિષમ બનવા પામી હતી. એ એક કમનસીબી હતી, કે તેમને યોગ્ય પ્રધાન પણ સાંપડ્યા નહિ. તેમના વિશ્વાસનો કોઈ કોઈ વખત ગેરલાભ પણ ઉઠાવવામાં આવતો. કોઈને પણ સત્તા સોંપવામાં તેમને ભય લાગતો હતો. નાની નાની વિગતો પ્રત્યે પણ બહુ ચોકસાઈ રાખવાની તેમની સ્વાભાવિક ટેવ વરસો જતાં એ કક્ષા સુધી વધવા પામી, કે કોઈ કોઈ વખતે તો તેમની તુલનાત્મક બુદ્ધિને તે આડે આવવા લાગી. અને તેમના માટે કામ કરનારને પણ તેમની કાર્યપ્રણાલી મૂંઝવણમાં મૂકવા લાગી. રાજ્યતંત્ર ચલાવવાનો બોજો હવે તેમને વધારે અને વધારે આકરો લાગવા માંડ્યો. જુદી જુદી બાબતો નિકાલ થયા વગરની પડી રહેવા લાગી, અને અગત્યની બાબતોમાં પણ અસાધારણ ઢીલ થાય છે, તેવી ફરિયાદો થવા લાગી. રાજ્ય–સંચાલનમાં યુવરાજને કેવી રીતે નિયુક્ત કરવા તે જૂનો પ્રશ્ન આ વખતે પણ સામે આવ્યો.

મહારાઓશ્રીના પાટવીકુંવર વિજયરાજજીની ઉમર ૫૦ વરસની થઈ ગઈ હતી. તેમને પણ ઉંમરે પહોંચેલા કુંવરો હતા. થોડાં વરસો અગાઉ મહારાઓશ્રીએ અને યુવરાજ વિજયરાજજીએ રાજ–કારભારના કામની વહેંચણી કરવાનો નિખાલસપણે પ્રયાસ કર્યો હતો. પણ તે પ્રયાસ સફળ નીવડ્યો નહિ. પોતાના પિતા પ્રત્યે વિજયરાજજીને ખૂબ ભક્તિભાવ હતો. એટલે પિતાપુત્રના સંબંધો બગડવા ન પામે તે હેતુથી તેમણે રાજ્યતંત્રની જવાબદારીમાંથી પોતાને મુક્ત રાખી, સામાન્ય નાગરિક તરીકે રહેવા દેવાની માગણી કરી. છેવટે મહારાઓશ્રીએ કર્નલ વેબ નામના એક કાબેલ વહીવટી અમલદારની સેવાઓ મેળવી, અને ત્યાર બાદ રાજ્યતંત્રનું કામકાજ અગાઉ કરતાં વધારે સરળતાથી ચાલવા લાગ્યું.

ઈ. સ. ૧૯૪૨ માં મહારાઓશ્રી ખેંગારજીનું કાંઈક અચાનક કહી શકાય તેવી રીતે અવસાન થયું. તેમના જીવન દરમિયાન તેમણે પ્રજાની નજરમાં, સમકાલીન દેશી રાજાઓના મનમાં અને બ્રિટિશ સરકારની દૃષ્ટિમાં એક ઐતિહાસિક વ્યક્તિ તરીકેનું સ્થાન મેળવી લીધું હતું. તેમણે પોતાની જિંદગીનાં છેલ્લાં વર્ષો પર્યંત જીવનની બધી બાબતોમાં એટલો જ ઊંડો રસ લીધો હતો. તેમની વિરલ જ્ઞાનપિપાસા તથા અસામાન્ય દૂરંદેશીનો સ્વીકાર કરવામાં આવે તોપણ તેમના જીવનનાં પાછલાં વર્ષો દરમિયાન, દુનિયામાં એવી ઘણી રસપ્રદ બાબતો બનવા પામી હતી, જે તેમને ગમતી નહોતી. આધુનિક યુગની ચોતરફ તરી આવતી ઝડપી ગતિ અને ધાંધલથી તેમને અકળામણ થઈ આવતી. તેમ છતાં કચ્છની આર્થિક સ્થિતિ સુધારવા માટે આયોજન કરવાનું તેમણે ચાલુ જ રાખ્યું હતું. ખેતીના ક્ષેત્રે નવા નવા પાકો ઊભા કરવા, કે નવી જાતનાં વૃક્ષો ઉછેરવાં, નવી પદ્ધતિઓ દાખલ કરવી, વગેરે અખતરા કરવામાં તેઓ કદી પણ થાકતા નહિ. એમની પ્રશંસનીય

યોજનાઓને અમલી બનાવવા માટે પૂરતાં આર્થિક સાધનોનો અભાવ હતો, એ તેમની અને ખાસ કરીને કચ્છની એક કમનસીબી હતી. આ બધી પ્રતિકૂળતા છતાં કંડલા બંદરની શરુઆત, જંગલોનો પદ્ધતિસર વિકાસ, ખેતી માટે જળસંગ્રહાલયો, વગેરે દિશામાં તેમણે એવા મહત્વના પાયા નાખ્યા હતા, કે જે પાયા ઉપર સ્વતંત્ર ભારતની સરકારને ભાવિ કચ્છની ઇમારત બાંધવાનું ઘણું સુગમ થયું.

મહારાઓશ્રી વિજયરાજજી જ્યારે સ્વ. ખેંગારજી ૧ લા પછી તેમના ૧૯ મા વંશજ તરીકે કચ્છની ગાદી પર વિધિસર બેઠા ત્યારે તો તેમને ૬૦ વરસમાં થોડાં વરસ ઓછાં હતાં. યુવરાજ તરીકેના જીવન દરમિયાન તેઓ અમુક અંશે તેમના તેજસ્વી પિતાની છાયાથી ઢંકાયેલા રહી ગયા હતા. પાછળના વર્ષોમાં તેઓ સખેદ જોતા હતા, કે રાજ્યમાં પરિસ્થિતિ ઘણી જ વણસતી જતી હતી. છતાં તેને સુધારવા માટે પોતે તદ્દન લાચાર હતા. આ સંજોગોમાં પેદા થતી નિરાશાથી સંકુચિત માનસવાળી કોઇ બીજી વ્યક્તિ હોત, તો તે રીસ કે ગુસ્સો કરી બેસત.

મહારાઓશ્રી વિજયરાજજીમાં રાજ્યવહીવટ ચલાવવાની ખૂબ શક્તિ હતી. તેઓ સંપૂર્ણપણે આધુનિક વિચારશ્રેણી ધરાવતા હતા, એ સર્વસ્વીકૃત હકીકત હતી. તેઓએ દૂર દૂરના દેશોમાં પ્રવાસ કર્યા હતા, બહુ શ્રુત હતા, રમત–ગમતમાં પણ નિપુણ હતા. તેઓ આદર્શ યજમાન અને સાથીદાર તરીકે નિરભિમાની હતા. બ્રિટનમાં, યુરોપમાં તથા યુનાઇટેડ સ્ટેટ્સમાં તેમના સંખ્યાબંધ મિત્રો, તેમના માટે બહુ માન અને સદ્‌ભાવ ધરાવતા હતા. નૂતન ભારત જે રીતે આકાર પામી રહ્યું હતું, તેના માળખામાં કચ્છને પણ બરાબર ગોઠવી દેવામાં જે મુશ્કેલીઓ ઊભી થાય, તે તમામનો સંતોષકારક ઉકેલ કાઢી શકે તેવી લાયકાત તેઓ ધરાવતા હતા.

જ્યારે તેઓ યુવાન હતા, અને વધારે શારીરિક શક્તિ ધરાવતા, તે વખતે કચ્છની ગાદી ઉપર આવવાનું તેમના માટે વિધિએ સર્જ્યું હોત, તો તેઓ જરૂર એવી સિદ્ધિઓ હાંસલ કરી શક્યા હોત, કે જેને કારણે કચ્છના મહાન રાજવીઓની હરોળમાં તેઓ મુકાયા હોત. પરંતુ ગાદીએ આવવા પહેલાં જ કેટલાંક વર્ષોથી તેમની તંદુરસ્તી સારી રહેતી નહોતી. છતાં પોતાની ગંભીર જવાબદારીઓ અદા કરવા માટે તેઓ સાચા દિલથી મંડી પડયા. પણ માંદગીથી ક્ષીણ થઇ ગયેલા તેમના શરીરથી આ અસાધારણ બોજો વધુ વખત સહન થઇ શક્યો નહિ. છતાં વહીવટી તંત્રમાં તેમણે ઉપયોગી સુધારા કર્યા.

તેમના પિતાએ જળ–સિંચાઇની યોજનાના પાયા નાખ્યા હતા તેને વધારે વિસ્તૃત કર્યા. ગાંધીધામની નવી વસાહતની સ્થાપનામાં પોતાની લાક્ષણિક ઉદારતા બતાવી, શક્ય તેટલી તમામ પ્રકારની મદદ આપી. પણ જેવું બીજું વિશ્વયુદ્ધ પૂરું થયું, કે તેમની તબિયત એટલી બગડી ગઇ, કે યુરોપમાં સારવાર કરાવવા જવાની તેમને ફરજ પડી. યુદ્ધવિરામ પછીના બ્રિટનના મુખ્ય પ્રધાન મિ. એટલીની સરકાર હિન્દુસ્તાનના રાજ્યતંત્રની બધી સત્તા જેમ બને તેમ તુરત રાષ્ટ્રીય નેતાઓને સુપરત કરી દેવાની યોજના ઘડી

દરિયાઈ રાજ્ય-સત્તાના હક્કો અને અધિકારોનું રક્ષણ કરવાનું હિન્દ-સરકારે ગંભીરપણે વચન આપ્યુ છે.

સને ૧૯૪૮ ના જૂનની પહેલી તારીખે, ભારત સરકારે કચ્છની તમામ હકૂમત પોતાના હાથમાં લઇ લીધી. આ રીતે નવનિર્મિત ભારતમાં વિલીન થઇને, એક સ્વતંત્ર એકમ તરીકે, કચ્છના લાંબા અને રોમાંચકારી ઇતિહાસનો યથોચિત અંત આવ્યો. આ પરિવર્તન અને તેથી થતા ફાયદા માટે ઉભય પક્ષ, શ્રદ્ધાપૂર્વક અપેક્ષા રાખે એ સ્વાભાવિક છે. એ હકીકતની ટૂંક સમીક્ષા, આ પુસ્તકના પહેલા ભાગમાં રજૂ કરવામાં આવી છે. જેને માટે મહાસમૃદ્ધ અને વૈવિધ્યપૂર્ણ ભારતમાતા પણ, ગૌરવ લઇ શકે એવી સ્થાનિક વફાદારીની ભાવનાની ખીલવણી માટે, આ સમીક્ષા સદીઓના કાળપ્રવાહને વીંધીને, ભારતીય અસ્મિતા અને તેના અદ્ભુત આત્મતેજનું, દિગ્દર્શન કરાવી જાય છે.





ભારતના વડાપ્રધાન પંડિત નેહરૂ અને કચ્છના મહારાઓશ્રી મદનસિંહજી
ભારતના એલચી તરીકે–નોર્વેમાં

( આ છબી ઑસ્લો–નોર્વેમા સન ૧૯૫૭ માં લેવાયેલ. )

રહી હતી, એવા કટોકટીના વખતે, મહારાઓશ્રી વિજયરાજજી લાંબા ગાળા સુધી હિન્દુસ્તાનની બહાર રહે છે તે ઇષ્ટ નથી, એમ કહી કેટલાક મિત્ર રાજાઓ, જેઓ મહારાઓશ્રીની નાદુરસ્ત તબિયત વિષે ખરી હકીકત જાણતા નહોતા, તેઓ તેમને ઠપકો પણ આપતા. પરંતુ ઇ. સ. ૧૯૪૮ માં જ્યારે ફક્ત છ વરસ સુધી જ રાજ્ય કરીને તેઓ સ્વર્ગવાસી થયા, ત્યારે મહારાઓશ્રીને વિષે બાંધેલ ભૂલભરેલા અભિપ્રાય માટે તે મિત્રો ઘણા દિલગીર થયા. તેઓ જ્યારે જ્યારે કચ્છ બહાર જતા ત્યારે રાજ્યતંત્ર ચલાવવાની જવાબદારી યુવરાજશ્રી મદનસિંહજી ઉપર આવતી. યુવરાજ મદનસિંહજીને તેમના પિતામહ સ્વર્ગસ્થ મહારાઓશ્રી ખેંગારજી ૩ જા પાસેથી રાજ્યવહીવટની સંગીન તાલીમ મળી હતી. તેમની સાથે યુવરાજશ્રીએ ખૂબ પ્રવાસ કર્યા હતા. તથા કચ્છના નામને આંતરરાષ્ટ્રીય ટેનિસના ક્ષેત્રે પોતાની કુશળતાથી ઉજ્જવળ બનાવ્યું હતું.

યુવરાજશ્રી મદનસિંહજીને રાજ્યકારભારની બાબતમાં જે અમૂલ્ય કેળવણી મળી હતી, તે ખરેખર બહુ ઉપયોગી નીવડી. કારણ કે સંરક્ષણ, પરદેશ સાથેના સંબંધો તથા વાહન-વ્યવહારની ત્રણ અતિ મહત્વની બાબતો પરત્વે શરુઆતમાં કચ્છ જ્યારે હિન્દ-સંઘ સાથે જોડાયું, ત્યારે પોતાના પિતાશ્રીની વતી રાજ્ય તરફથી તે અંગેની બધી વાટાઘાટો કરવાની ભારે જવાબદારી તેમના ઉપર પડી હતી. બ્રિટિશ હિન્દના છેલ્લા વાઇસરોય લોર્ડ માઉન્ટ બેટનની એ તીવ્ર ઇચ્છા હતી, કે હિન્દુસ્તાનમાંથી બ્રિટિશ રાજ્યસત્તાનું સંપૂર્ણ વિસર્જન કરવા માટે ઠરાવેલ માસ ઓગસ્ટ ૧૯૪૭ સુધીમાં અહીં એક એવી વ્યવહારૂ રાજકીય વ્યવસ્થા ઊભી થઇ જવી જોઇએ, કે જેમાં દેશી રાજ્યો પણ તેના એક અતિ અગત્યના અંગ તરીકે સ્થાન ધરાવતાં હોય. જે ક્રાંતિકારી બનાવો ઝડપભેર બની રહ્યા હતા, તેના માર્ગમાં અંતરાયરૂપ ન થવા તથા પ્રજાસત્તાક નૂતન ભારતના સર્જનમાં પોતાનું ગૌરવવંતુ સ્થાન લઇ, રાષ્ટ્રના નેતાઓને પોતાનો સહકાર આપવા માટે દેશી રાજાઓને ખૂબ ખૂબ દબાણ થઇ રહ્યું હતું. યુવરાજ મદનસિંહજી ઉપર અતિશય ભારે જવાબદારીનો બોજો આવી પડ્યો. એવા અગત્યના નિર્ણયો લેવાતા રહ્યા, કે જેમાંથી પાછા ફરી શકાય તેમ નહોતું. આવી કટોકટીવાળી પરિસ્થિતિમાં તેઓએ પોતાની જવાબદારીઓ એટલી તો ખૂબીથી અદા કરી, કે બ્રિટિશ અમલદારો, તેમજ રાષ્ટ્રીય નેતાઓ, જેમની સાથે તેઓ સંપર્કમાં આવ્યા તે બધાનો તેમણે હાર્દિક આદર તેમજ સદ્‌ભાવ પ્રાપ્ત કર્યો.

ઇ. સ. ૧૯૪૮ ની શરુઆતના સમયમાં તેમના પિતાશ્રીનું અવસાન થતાં તેઓ મહારાઓશ્રી ખેંગારજી પહેલાના ૧૭ મા વંશજ, અને કચ્છની રાજ્ય-સત્તા ભોગવનાર છેલ્લા રાજવી તરીકે ગાદીએ આવ્યા. તેમને મળેલ રાજસત્તા ફક્ત થોડાં અઠવાડિયાં સુધી જ તેમણે ભોગવી. કારણ કે હિન્દી સંઘમાં કચ્છનું વિલીનીકરણ કરવાના આખરી કરારમાં તેમણે ત્યારબાદ તુરત જ સહી કરી.

શરુઆતમાં તો જાડેજા વંશની જુદી જુદી શાખાઓના પરંપરાગતના પારસ્પરિક સંબંધો વિષે, સંઘ-સરકારે વિચિત્ર અજ્ઞાન પ્રદર્શિત કર્યું. તેમણે તો એવી દરખાસ્ત

પણ રજૂ કરી, કે સૌરાષ્ટ્રનું એક જુદું રાજ્ય બનાવી, કચ્છને તેની સાથે જોડી દેવું, અને જામ સાહેબ કે જેઓ કચ્છની જ શાખામાંથી ઊતર્યા છે, તેમને રાજપ્રમુખ તરીકે નિયુક્ત કરવા. કચ્છની દૃષ્ટિએ આ પ્રકારની ગોઠવણ સમજમાં જ ન ઉતરે તેવી હતી. મહારાઓશ્રી મદનસિંહજીએ તેનો વિરોધ કર્યો, અને તેમને ફતેહ મળી. આ કોયડાનો શ્રેષ્ઠ ઉકેલ લાવવા તેમણે હિંદી સંઘને સૂચન કર્યું, કે કચ્છને કેન્દ્રસરકારની હકૂમત નીચે સૌરાષ્ટ્રથી તદ્દન અલગ એક જુદા પ્રાંત તરીકે રાખવો. આમ થવાથી કચ્છનું જુદું વ્યક્તિત્વ જળવાઇ ગયું.

ત્યાર બાદ મુખ્યત્વે વહીવટી ખર્ચમાં કરકસર સાધવાના હેતુથી રાજ્ય પુનઃ રચના થતાં નવેમ્બર ૧૯૫૬ થી બૃહદ્ મુંબઇ–રાજ્યના એક જુદા જિલ્લા તરીકે, પણ સૌરાષ્ટ્રથી તદ્દન અલગ રાખીને કચ્છને તેમાં સમાવી લેવામાં આવેલ. પાછળથી ભાષાકીય ધોરણે મુંબઈ–રાજ્યમાંથી ગુજરાત અને મહારાષ્ટ્રનાં બે જુદાં રાજ્યો કોરી કાઢવામાં આવ્યાં, (મે ૧૯૬૦) ત્યારે પણ કચ્છને તેવી જ રીતે ગુજરાત–રાજ્યના જુદા જિલ્લા તરીકે રાખવામાં આવેલ છે. પરંતુ કચ્છી પ્રજાનો ઘણો ભાગ હજુ પણ એમજ ઇચ્છે છે, કે કચ્છનો વહીવટ કેન્દ્ર સરકાર નીચે જેમ બને તેમ તુરત પાછો મુકાય તેમાં જ કચ્છનું અને સમગ્ર ભારતનું ભાવિહિત સમાયલું છે.

પોતાના ટૂંકા રાજ્યકાળ દરમિયાન મહારાઓશ્રી મદનસિંહજી ઉપર ઘણા ઘણા અગત્યના કૂટ પ્રશ્નોનો નિકાલ કરવાની જવાબદારી આવી હતી. તેમના આશ્રય નીચેના બધા લોકોનાં હિતોનું રક્ષણ તેમણે જ કરવાનું હતું, અને દરેક વ્યક્તિને આ પ્રસંગે યાદ કરવામાં આવી હતી. ભાયાતોને પણ ભૂલવામાં આવ્યા ન હતા. ભાયાતો ઉપરનાં કચ્છ–દરબારનાં ગંજાવર રકમનાં તમામ લેણાં મહારાઓશ્રીએ ઉદાર ભાવના બતાવી માફ કર્યાં. મહારાઓશ્રી મદનસિંહજીના પૂર્વજ મહારાઓશ્રી ભારમલજી પ્રત્યે બેવફા થઇ, ભાયાતોના તત્કાલીન પુરોગામીઓએ ઊભો કરેલો ઝગડો, જે અત્યાર સુધી ચાલી રહ્યો હતો, તેનો આ પ્રમાણે ગૌરવભરેલી અને યાદગાર રીતે અંત આવ્યો. અને નૂતન યુગમાં ભાયાતો કાંઇ પણ અગાઉના આર્થિક બોજા વગર પ્રવેશી શક્યા. વધારામાં શૈક્ષણિક સંસ્થાઓને નાણાંકીય મદદ કરી, તેમના માટે ભવિષ્યની જોગવાઇ કરી. આ બધાં કામો યોજનાબદ્ધ પતી ગયાં ત્યારે જ મહારાઓશ્રીએ પોતાના તથા પોતાના અનુગામીઓના અંગત હિત સંબંધી વિચાર કરવાની ફુરસદ લીધી.

હિંદી સંઘ અને કચ્છ વચ્ચે થયેલ આખરી સમજૂતીની શરતો બન્ને પક્ષના ગૌરવ-ભર્યા મોભાને છાજે તેવી છે. કચ્છના ભૂતકાળમાં જેમ થતું આવ્યું છે, તેમ આ કરારમાં પણ કેટલીક વિશિષ્ટ જોગવાઇઓ દાખલ કરવામાં આવી છે, જે બીજાં દેશી રાજ્યો સાથે કરેલા દસ્તાવેજોમાં રાખવામાં આવી નથી. તેમાં મુખ્યત્વે મહારાઓશ્રીને પ્રવાસ માટે કે શિક્ષણ માટે હિન્દ બહાર જવાની જરૂર પડે ત્યારે "ફોરેન એક્ષચેન્જ" (પરદેશી ચલણનાં નાણાં) મેળવી આપવાનું તથા વંશપરંપરાગતથી કચ્છના મહારાઓએ ભોગવેલ



કચ્છ-તેરાનો મુખ્ય દરવાજો

# આ ધા ર–ગ્રં થો

---

કચ્છના ઇતિહાસનો કોઇપણ અભ્યાસી, સર જેમ્સ કેમ્પ બેલ રચિત યાદગાર ગ્રંથ, મુંબઇ પ્રેસીડેન્સીના ગેઝેટિયર ( ભાગ્યે ૧૮૬૦ ) ના પાંચમા ભાગથી જ પોતાનું વાંચન શરૂ કરે છે. ગેઝેટિયરના વાંચનથી પ્રાચીન તેમજ મધ્યકાલીન યુગના આધારભૂત ઇતિહાસકારોનો તેને પરિચય થાય છે. બ્રિટિશ સંપાદકોએ એકત્રિત કરેલી ઐતિહાસિક હકીકતો અને તે ઉપરનાં અવલોકનોની પણ માહિતી તેને તેમાંથી જ મળે છે. ઉપરાંત કચ્છ વિષયક નીચેના ગ્રંથો પણ ઘણા ઉપયોગી છે.

મેકમર્ડો : કચ્છ પ્રાંતનો અહેવાલ. ( An Account of the Province of Kutch. ) મુંબઇની સાહિત્ય-મંડળીની કાર્યવાહીઓ.

( Transactions of the Literory Society of Bombay, Vol. II London. 1820. )

પોસ્ટર : કચ્છના ઇતિહાસની ટૂંકી રૂપરેખા ( Brief Sketch of the History of Kutch 1828. )

રેઇકસ : કચ્છ રાજ્ય વિષેની અંગત નોંધો (૧૮૫૫), મુંબઇ સરકારે ફરી છપાવી નં. ૧૫ નવી આવૃત્તિ, Memoirs on Kutch State (1855) Reprinted in Bombay Government Records No. XV New Series.

આ ઉપરાંત કેટલીક વધારાની માહિતી શ્રી જેમ્સ બર્નેસ રચિત, "કચ્છનો ઇતિહાસ" (એડીનબર્ગ ૧૮૩૧) માંથી મળી શકે છે. A sketch of the History of Kutch, (Edinburgh 1831)

મિસીસ પોસ્ટન્સનો લખેલ રમૂજી અહેવાલ. "કચ્છ અથવા પશ્ચિમ હિંદની રૂપરેખાઓ" Kutch or Random Sketches of Western India (London 1838.) ઇમ્પીરિયલ ગેઝેટિયર, અને એચીન્સનની સંધિઓ, બ્રિટિશ–યુગના જ્ઞાન માટે જોવાં આવશ્યક છે.

આ પુસ્તકના કલેવરની રચના છાપેલાં પુસ્તકો પરથી જ કરવામાં આવેલી નથી. પ્રસિદ્ધ થયા વગરનું કચ્છમાં ઘણું ઘણું સાહિત્ય પડેલું હતું, જેનો મને છૂટથી ઉપયોગ કરવા દેવામાં આવ્યો છે. એ સાહિત્યમાંથી તથા મોટી પોશાળમાં વંશ પરંપરાગત તાલીમ પામતા, રાજ્ય કવિઓએ પેઢી દર પેઢી કંઠસ્થ રાખેલ ઇતિહાસમાંથી પણ ઘણું મેળવી, એનો અહીં સંગ્રહ કર્યો છે.

શ્રી ફોર્બસ રચિત "રાસમાલા" અને "ટોડ રાજસ્થાન"ના અહેવાલો સાથે આ કંઠસ્થ સાહિત્યને હું સરખાવી ખાતરી કરી શક્યો છું. તે ઉપરાંત, ઇતિહાસના અભ્યાસી તરીકે સાધારણ રીતે જુદા જુદા

કાળ માટે આધારભૂત ગણાય તેવા મૂળભૂત સાહિત્ય સાથે પણ મેં તેને સરખાવ્યું છે. આ આધારો તદ્દન જાણીતા હોતાં તેની અહીં વિગતવાર યાદી મેં આપી નથી. મારા પોતાના ઐતિહાસિક જ્ઞાનમાં હું પછાત તો નથી પડી ગયો, તેની ખાતરી કરવા માટે ભારતીય ઇતિહાસ-સમિતિ તરફથી પ્રસિદ્ધ થયેલાં સમૃદ્ધ પુસ્તકો હું ફરીથી વાંચી ગયો છું, કારણ કે આ ગ્રંથોમાં પ્રાચીન શિલાલેખોના ઉકેલ ઉપરથી તથા પુરાતત્ત્વ શાસ્ત્રદ્વારા મળેલી ઉત્સામાં છેલ્લી શોધોનો પણ સમાવેશ થયો હોય છે. આ પુસ્તકની પાશ્ચાદ્ ભૂમિકામાં ડૉ. મજમૂદાર, ડૉ. પુસાલકર તથા આચાર્ય શ્રી નીલકંઠ શાસ્ત્રી જેવા પ્રખર વિદ્વાનોના ગ્રંથોની મેં કેટલી બધી મદદ લીધી છે, તે દેખીતું જ છે. ભૂતકાલીન પશ્ચિમ હિન્દનું, આધુનિક શોધખોળો થયા પછી જે નવું ચિત્ર દોરવામાં આવે છે, તે સાથે કચ્છી લોકસાહિત્ય દ્વારા ઉપસતું ચિત્ર બહુ જ બંધ બેસતું થતું આવે છે. અને તે દૃષ્ટિએ કચ્છના વિરલ ભાટ અને કવિઓને તેમની અદ્ભુત રીતે કેળવેલી યાદશક્તિ માટે અંજલિ આપવી ઘટે છે.

આ કાર્યમાં મને મહારાઓશ્રી મદનસિંહજી સાહેબ, કે જેમણે લેખિત તેમજ બીજા બધા પ્રકારની કચ્છી ઇતિહાસને લગતી માહિતી મેળવવાની સગવડ કરી આપી તેમની, તથા ઇન્ડિયા હાઉસના તેમજ ઇન્ડિયા ઓફિસના ગ્રંથપાળ, તથા બીજા ઘણા સહાયકો, જેમાં મારી પત્ની મુખ્યત્વે હતાં, તે સઘળાંની અમૂલ્ય મદદ મેળવવા હું ભાગ્યશાળી થયો ન હોત, તો આ પુસ્તક હું લખી શક્યો ન હોત.

—લેખક



# અનુવાદકના બે બોલ

ઈ. સ. ૧૯૪૭ માં જે દેશી રાજ્યો નૂતન ભારતમાં વિલીન થઈ ગયાં, તેમના ઈતિહાસની રોમાંચકતાની દૃષ્ટિએ કચ્છથી કોઈ ચડી જાય તેમ નથી. સાહસવીર કચ્છી ખારવાઓ અને કચ્છી વેપારીઓ સદીઓ થયાં દુનિયાભરના મહાસાગરો ખેડતા આવ્યા છે. વીતી ગયેલા કાળમાં કચ્છ કેવું હતુ, અને આજે તેમાં શું શુ પરિવર્તનો થયાં છે, તેનો હેતુલક્ષી અભ્યાસ કરવાનો આ પ્રયાસ તદ્દન સમયસરનો છે. કારણ કે સદીઓથી ઘડાયેલી, એક પ્રકારની વ્યાપક અલગતાની ભાવના કચ્છમાંથી હવે અદૃશ્ય થતી આવે છે. અને સમગ્ર રાષ્ટ્રના નવસર્જનમાં કચ્છ પણ પોતાનો મૂલ્યવાન ફાળો આપવા કટિબદ્ધ થયો છે. થોડાં વરસોમાં જ કચ્છનો ઘણોખરો રસપ્રદ અને રોમાંચક ઈતિહાસ મળવો કદાચ સુલભ ન રહે, એ સંભવિત દેખાય છે

કચ્છના કિલ્લાઓ, વિહારો તથા પવિત્ર મંદિરો, કચ્છના “ કાળા ડુંગરા ” નાં શિખરો ઉપર આજે પણ શોભી રહ્યાં છે. શૌર્યની રોમાંચક ગાથાઓ, ખૂનખાર વેર-ઝેરના ઝઘડાઓ તથા કાતિલ હરીફાઈઓના હૃદયદ્રાવક કિસ્સાઓ અહીં નોંધાયા છે. જગતના જુદા જુદા મહાન સંપ્રદાયોની પ્રેરક કથાઓ તથા ચોતરફ વિચરતા ફરતા સંત મહાત્માઓના હેરત પમાડે તેવા પરચાઓ પણ અહીં મોજૂદ છે.

પ્રોફેસર રશબ્રુક વિલિયમ્સ આજે ૩૦ વરસથી પણ અધિક સમય થયાં કચ્છને જાણે છે, અને કચ્છ માટે તેમના હૃદયમાં મમતા છે. કચ્છ અને કચ્છી પ્રજાના ઇતિહાસનો અભ્યાસ કરવામાં તેમને કચ્છના મહારાઓશ્રીની ત્રણ પેઢીઓ તરફથી અમૂલ્ય મદદ અને પ્રોત્સાહન મળ્યાં છે. યુરોપિયન મુસાફરોએ અગાઉ જ્યાં પ્રવેશ પણ કર્યો નહોતો તેવા તાલુકામાં તેઓ જાતે ફર્યા છે. પોતાના ઊંડા જ્ઞાનને લીધે કચ્છના રાજ્યકુટુંબ તરફથી આ કાર્યમાં તેમને મળેલ બધી ખાસ સગવડોનો તેઓ પૂરેપૂરો લાભ લઈ શક્યા છે.

આ અંગ્રેજી ભાષામા લખાયલું પુસ્તક દેશવિદેશની વિદ્વાન વ્યક્તિઓમાં બહુ જ આવકારદાયક થયુ છે, અને કચ્છના વિદ્વાન મહારાઓશ્રી મદનસિંહજી સાહેબ, એલચી તરીકે નોર્વે તેમજ અન્ય દેશોમા રહેલા, ત્યા ત્યા કચ્છના પ્રતીક તરીકે અતિશય આદરણીય થવાથી તથા યુરોપના ઘણાખરા દેશોમાં એક ઉચ્ચ કક્ષાના સ્પોર્ટ્સમેન અને શિકાર-કળાના નિષ્ણાત જાહેર થવાથી, કચ્છને તેમણે ગૌરવવંતુ બનાવ્યું છે. આવા કચ્છનું લોકસાહિત્ય અને તેનો ઈતિહાસ જાણવાની જીજ્ઞાસા આ પુસ્તકે પૂરી પાડી છે. હિન્દુસ્તાનમા પણ આ પુસ્તકની સારી કદર થયેલ છે. પણ કચ્છની આમપ્રજા અને અંગ્રેજી ભાષા ન જાણનાર વર્ગ પણ આ પુસ્તકનો પૂરો લાભ લે અને કચ્છમા શુ છે, કચ્છની પ્રજાનું ખમીર શુ છે, કચ્છના રાજા અને પ્રજા વચ્ચે કેવો અનેરો પિતાપુત્રવત્ પ્રેમ છે, વગેરે કચ્છનું “વ્યક્તિત્વ” સિદ્ધ કરતી બાબતોનો વિસ્તૃત રીતે લાભ લેવાય, તે હેતુથી આ પુસ્તકનો ગુજરાતી

અનુવાદ મહારાઓશ્રી મદનસિંહજી સાહેબે કરાવેલ છે. અંગ્રેજી ભાષા પ્રમાણમાં ઘણી ખેડાયેલી છે. અને ગુજરાતીમાં તેનો અનુવાદ અક્ષરશઃ કરવો જરા મુશ્કેલ છે, એટલે ગુજરાતી ભાષાના અનુવાદમા કોઇ સ્થળે કંઇ ક્લિષ્ટતા દેખાય તે સંભવિત છે.

અનુવાદ કરતી વખતે મહારાઓશ્રી મદનસિંહજી સાહેબ તરફથી સારૂં માર્ગદર્શન મળતું રહ્યુ છે, તે માટે તેઓશ્રીજીનો આભાર માનું છું.

મારા કાર્યમાં શ્રી ભાઇલાલ જી. પાઠક (રિ. પોસ્ટ માસ્તર ભુજ) તથા શ્રી દુલેરાય એલ. કારાણી (રિ. ડે. એજ્યુ. ઇન્સ્પેક્ટર કચ્છ) બન્ને સજ્જનોએ સારી મદદ આપી છે તેની અત્રે નોંધ લેવામાં આવે છે.

—અનુવાદક



# શબ્દ-સૂચિ



અકબર—૧૧૨, ૧૩, ૧૫, ૧૭
અચિન્સન—૧૮૬-૮૮
અજાપર—૯૬
અજીજખાં કોકા—૧૬
અણહિલવાડ—૭૦, ૭૪, ૭૮, ૮૦, ૮૧, ૮૭, ૯૨, ૯૭, ૯૯
અફઘાનીસ્તાન—૧૬૫, ૬૬, ૯૪
અબડાસો—૧૨૬, ૩૩, ૩૪, ૫૬, ૫૯, ૨૧૬, ૧૭, ૪૧
અબડો—૯૮, ૧૦૮, ૯
અબુલફઝલ—૬૩, ૧૧૪
અબ્દુલનબીખાન—૧૫૮, ૬૫
અમદાવાદ—૩, ૪, ૧૪, ૯૯, ૧૦૦, ૪, ૬, ૯, ૧૨, ૧૫, ૧૭, ૧૯, ૨૦
અમાંબાઇ ( મહારાણી )—૧૬૯, ૭૦
અમૃતસર—૨૫૩
અમેરિકન સિવિલ વોર—૨૩૭
અમેરિકા—૧૧૭, ૧૯
અરબસ્તાન—૬, ૪૨, ૪૪, ૬૨, ૬૮, ૨૦૨, ૨૧૭, ૨૩૯
અરબ્બી સમુદ્ર—૪, ૮, ૫૯, ૬૦, ૬૮, ૧૧૬
અલબેરૂની—૧૪
અલહજાજ—૬૯
અલાબંધ—૧૫૬
અલાઉદ્દીન—૯૭, ૯૮
અલિયાજી—૧૦૦, ૧૦૬-૯
અસ્તમસ—૯૦
અશોક સમ્રાટ—૩, ૬૨
અહમદ દુરાણી—૧૩૫, ૪૨, ૪૪
અહિવનરાજ—૮૭
અંગ્રેજ—૧૧૬, ૩૮, ૨૪૨
અંજાર—૪૧, ૪૭, ૬૦, ૧૦૯, ૧૦, ૨૮, ૨૯, ૬૩, ૬૪, ૬૮, ૭૦, ૭૭, ૭૯, ૮૪, ૮૮, ૯૦-૯૨, ૯૬, ૯૯, ૨૦૬, ૧૫, ૧૬
અંબાજી—૧૧૦

આગાખાન—૨૫૭
આટકોટ—૭૬, ૮૧
આડેસર—૧૯૫, ૯૬
આદમ્સ બ્રિજ—૫૯
આદિપુર—૫૩
આધોઇ— ૧૨૨, ૨૪૮, ૪૯, ૫૧, ૫૩
આફ્રિકા—૬, ૪૧-૪૪, ૬૮, ૧૩૫, ૭૪, ૨૦૨, ૩૧, ૩૯, ૫૭
આબુ—૮૦
આભિર ( આહિર ) ૭૯, ૮૦
આમરણ—૧૦૦
આયના મહેલ—૧૩૭-૩૯
આરગણ—૧૧૨
આરબ—૬૯-૭૧, ૧૧૫
આર્થર—૬૩
આલમગીર બીજો—૧૩૪
આલોર—૬૭, ૬૯
આશકરણ—૧૭૫-૭૭, ૮૮
આશાપૂરા—૯૭, ૧૦૧, ૧૦૩, ૮
આશાર માતા—૧૮૩
આસંબીઆ—૧૮૯

આંધ્ર—૬૩

ઇજિપ્ત—૧૧૫, ૨૩૧, ૨૪૪
ઇટાલી—૨૪૪
ઇડર—૮૧
ઇબ્રાહીમ મિર્ઝાં—૧૮૫-૮૮
ઇન્ડિયા ઓરસાઇઝ કો૦—૩
ઇન્ડોપારથિયન—૬૪, ૯૩
ઇમ્પીરિયલ કોન્ફરન્સ—૬૭
ઈરાન—૭૧, ૮૬, ૧૨૦
ઈરાની અખાત—૬, ૧૯
ઇસ્લામ—૯૦, ૯૭, ૧૦૦, ૮, ૬૬, ૮૫
ઇંગ્લાંડ—૪, ૧૭, ૪૩, ૬૩, ૧૩૮, ૬૦, ૮૦, ૨૪૩, ૪૪
ઈસ્ટ આફ્રિકા—૧૯
ઈસ્ટ ઇન્ડિયા કંપની—૧૭૬, ૮૦, ૮૭, ૮૯, ૯૪, ૯૮, ૨૦૭

ઉદેપુર—૧૩૦
ઉના—૭૨, ૮૮, ૯૧
ઉમરકોટ—૧૧૨

એટલી—૨૫૯
એડન—૧૯, ૪૨, ૨૩૧
એશિયા—૪૧, ૫૪, ૬૬, ૮૩, ૧૨૦
ઓખા—૪૩, ૪૬, ૧૨૮, ૧૩૫
ઓડો—૯૬, ૧૦૦
ઓધવજી—૧૬૬
ઑરિસ્સા—૧૬૬, ૯૬, ૨૦૬, ૪૪, ૫૭
ઑસબોર્ન—૨૪૩
ઓરતો થિયેટર—૫૪
ઔરંગઝેબ—૧૧૯, ૨૫, ૪૨

ક-ઇ-ટા—૬૭
કચ્છ—૮૬
કચ્છ મિઠ—૮૩, ૮૫, ૮૬
કટારિયા—૧૨૨
કનકેરા—૧૦૨
કનોજ—૬૬
કમાબાઇ (અલિયાજીની બહેન)—૧૦૦
કમાબાઇ (ભારમલજીની બહેન)—૧૬૬

કરાચી—૩, ૧૬
કર્નલ ઈરટ—૧૯૦, ૯૨
કર્નલ પોટિંજર—૨૧૩, ૧૮
કર્નલ વેબ—૨૫૮
કર્નલ વોકર—૧૭૯, ૮૧, ૮૨, ૮૬
કલકત્તા—૧૯, ૪૨, ૪૯, ૧૯૪, ૨૩૧
કપુઓ—૨૪૩
કલોરા—૧૪૨, ૪૧, ૫૬, ૫૮, ૬૫, ૨૦૭
કંડલા—૪, ૧૩, ૨૧, ૨૪, ૪૧, ૪૭, ૪૯-૫૫, ૨૪૬, ૫૨, ૫૯
કપોટ—૭૦, ૭૫, ૭૭, ૮૯, ૯૧, ૯૬, ૯૯, ૧૦૩, ૮, ૧૪
કંપની સરકાર—૧૦, ૧૮૦, ૮૨, ૮૪, ૮૭, ૮૮, ૯૧, ૯૬, ૯૮, ૯૯, ૨૦૪-૭, ૧૫, ૧૯, ૨૪, ૩૧
કાઝી મસ્જિદ—૪૪
કાઝી શાહબુદ્દીન—૨૩૮-૪૦
કાઠિયાવાડ (સૌરાષ્ટ્ર)—૪, ૬, ૧૨, ૧૩, ૪૭, ૫૧, ૫૯, ૬૧-૬૬, ૬૮-૭૧, ૭૬, ૭૮-૮૫, ૮૭-૯૦, ૯૬, ૯૯, ૧૦૦, ૧૯૫, ૨૨૧, ૨૩, ૪૮-૫૦, ૨૫૨, ૫૪, ૨૬૧
કાઠી—૭૦, ૭૬, ૯૭
કાપડી—૧૦૨, ૧૫૨
કાબુલ—૧૪૨, ૯૩
કારમેથિયન—૧૦૦
કાશ્મીર—૬૭
કાળકા માતા—૭૨
કાયાજી—૧૨૨, ૨૬, ૨૮,
કુતબુદ્દીન—૯૦, ૯૨
કુમાચા—૯૦
કુમાર ગુપ્ત—૬૬
કુરપાજોગ—૧૫૯, ૬૦
કુશાન—૬૩
કેથેરાઇન—૧૩૮
કેનેડી—૨૪૯-૫૧
કેન્દ્ર સરકાર—૨૧
કેપ ઓફ ગુડ હોપ—૧૧૪
કેપ્ટન ક્રોફટન—૨૧૮
કેપ્ટન બર્નેસ—૨૧૬

કેપ્ટન રે—૨૪૨
કેરા—૭૨, ૭૮, ૭૯, ૮૨, ૮૭, ૧૨૯
કેમરખાન—૧૨૬
કેસરબાઇ—૧૮૬, ૨૧૦
કેટેશ્વર—૪૧, ૪૭, ૬૭, ૬૮, ૭૨, ૧૮૩
કોરી—૬૦
કોરા પારેખ—૧૬૭
કોલંબીઆ—૧૭
કોસીઆ—૨૦૮, ૯
કોરમાક ઇન્ડીકો—૬૮

ખડીર-૮, ૨૧૭
ખંભરા-૫૩
ખારી રોહર-૪૧
ખેડોઇ-૫૩
ખેંગારજી પહેલા-૧૦૧, ૪-૧૬, ૧૮, ૨૧, ૨૨, ૨૬, ૪૮, ૬૪
ખેંગારજી બીજા-૧૮, ૧૯
ખેંગારજી ત્રીજા—૪, ૧૦, ૧૬, ૨૦, ૪૪, ૪૫, ૪૯-૫૧, ૫૩, ૫૫, ૨૪૧-૪૩, ૪૬, ૪૮, ૪૯, ૫૧-૫૬, ૫૮, ૬૦
ખેંગારજી (રોહા)-૨૧૯
ખેંગારસર—૨૧

ગજણુ—૯૬, ૯૮, ૧૦૦, ૧૦૧
ગડડા—૨૧૭
ગડસીસા—૧૯૨
ગરીબનાથ-૯૨-૯૫
ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયા—૨૪૬, ૫૧, ૫૨
ગંગાસિંગ—૨૫૬
ગાયકવાડ—૧૩૪, ૪૨, ૪૪, ૬૦, ૭૯, ૮૯, ૯૦, ૨૪૮
ગાર્ડીનર—૨૧૧
ગાંધીજી—૧૯, ૫૨, ૫૩, ૨૫૩, ૫૪
ગાંધીધામ—૧૩, ૪૯, ૫૩, ૫૪, ૨૫૨, ૫૯
ગિઝની ૮૯, ૯૦
ગિરનાર—૬૪, ૬૬, ૭૯, ૯૯
ગીધુમલ—૧૪૭, ૫૮
ગ્રીક—૬૪, ૮૪, ૮૬

ગુજરાત—૬, ૮, ૧૨, ૧૩, ૪૩, ૪૭, ૬૧-૬૩, ૬૫, ૬૮, ૭૧, ૭૪, ૭૬, ૭૭, ૮૦, ૮૮-૯૦, ૯૬-૧૦૦, ૧૧૧-૧૩, ૧૫-૧૭, ૧૯, ૨૦, ૨૫, ૨૬, ૭૩, ૭૬, ૭૯, ૮૪, ૨૦૯, ૨૧૭, ૨૫૧

ઘાઐા—૭૬, ૭૭
ઘાટીલા—૧૮૯

ચરાડવા—૧૦૫
ચહામણુ—૭૭
ચંદ્રકુંવરબા—૭૨
ચંદ્રગુપ્ત—૬૨, ૬૫, ૬૬
ચાડ—૭૪
ચાડવા—૨૩૬
ચાલુક્ય—૭૦, ૭૯
ચાવડકા—૮૭
ચાવડા—૭૦, ૭૧, ૭૩, ૭૪, ૭૬, ૭૭, ૮૭, ૮૮, ૯૧, ૯૩
ચાર્લ્સ નોરિસ—૨૧૧
ચાર્લ્સ વોલ્ટર—૨૧૨
ચાદાજી—૨૧૯
ચાપાનેર—૯૯
ચિતોડ—૧૧૩
ચીત્રી—૧૭
ચૂડાસમા—૭૮
ચેમ્બર ઓફ પ્રિન્સીસ—૨૫૫
ચોમારી—૧૬૫
ચોરાડ—૮

છછર બૂટો—૧૦૪-૭
છાછ—૬૮
છાડ બેટ—૨૨
છારી બંદર—૭૩

જખ—૮૨-૮૭, ૧૨૩, ૨૪
જખ બાર—૮૪, ૧૨૪
જખૌ—૪૧, ૪૭, ૮૫
જગજીવન—૧૮૫, ૮૭, ૨૩૮

જત—૯૨
જમશેદ—૭૧
જમાલ—૧૬૩
જરથોસ્ત—૮૬
જવાહરલાલ નેહરૂ—૧૯
જહાંગીર—૧૧૬-૧૮, ૨૦, ૨૪૧, ૪૮
જંગબાર—૧, ૨૩૯
જંઘી—૪૧, ૨૪૯
જંધરિયો—૯
જર્મની—૨૪૪
જાટાવાડા—૪૩
જાડેજા—૧૨, ૧૭, ૭૦, ૮૮, ૯૦, ૯૨, ૯૬, ૯૭, ૧૦૦, ૧૦૧, ૩, ૪, ૭, ૧૪, ૨૭, ૨૯, ૩૦, ૩૪, ૫૨, ૬૪, ૬૬, ૬૯, ૭૯, ૮૧, ૮૫, ૮૯, ૯૩-૯૮, ૨૦૧, ૩, ૫, ૧૦-૧૩, ૧૭, ૧૯, ૨૦, ૨૧, ૨૩-૨૫, ૨૪, ૩૫, ૩૯
જાની બેગ—૧૧૨
જામ તમાચી—૧૨૨
જામનગર—૧૬, ૧૧૯, ૭૩, ૭૪
જામી મસ્જિદ—૪૪
જાળુમાલી—૮૧
જીવા—૧૬૪
જીવણ શેઠ—૧૪૪, ૪૬, ૪૮, ૪૯, ૫૨-૫૩
જૂનાગઢ—૫૧, ૭૯, ૮૦, ૧૧૬, ૪૪
જેમલજી—૧૯૮
જેરામ શિવજી—૨૪૦
જેસલમેર—૪૩
જોડીઆ—૧૮૯
જોધપુર—૧૬૫
જોન હોકીંસ—૪૫

ઝફરખાન—૯૯
ઝારા—૨૦૧, ૧૧, ૧૪, ૪૮, ૪૯-૫૨, ૫૫, ૫૮
ઝકડી—૭૫

ટાંગાનિકા—૬
ટીપુ સુલતાન—૧૭૯
ટોકરજી—૧૮૨
ટૉડ—૧૭, ૨૦૧-૪, ૧૨, ૨૦
ટ્યુડર—૧૭

ડચ—૧૩૮
ડામર—૬૯
ડીસા—૫૦
ડુંગર સિંહ—૨૪૪
ડૉસલવેણુ—૧૬૭, ૬૯—૭૩, ૮૭, ૨૧૧
ડયુક ઑફ એડિનબર્ગ—૨૩૬, ૪૧
ડ્રેગોન—૧૧૫

તમાચીજી—૧૧૯, ૨૦
તમાચી પીર—૪૪
તાજરાજ—૬૩
તાર લૂણાર્ક—૨૧૦
તાલપુર—૧૫૮, ૬૫, ૬૬, ૭૯, ૨૦૭, ૮
તાહિર—૧૧૦, ૧૪
તુર્ક વાયદિના—૧૭૦
તુર્કસ્તાન—૧૨૦
તુલસીદાસ—૨૪૧, ૪૨, ૪૩
તુણા—૪૧, ૧૭૭, ૮૪, ૯૦, ૯૧
તુરે—૯૮
તેજ—૬૩, ૬૪
તેરા—૯૬, ૧૩૩, ૫૯
તૈમૂર—૨૪૧
તૈલંગ—૭૭

થરપારકર—૪૧, ૧૨૯, ૪૬, ૭૩, ૨૦૭-૧૦ ૧૬-૧૮

દમણ—૬૩
દલપતરામ ખખ્ખર—૮૧
દહીંસરા—૧૦૬
દંડક—૮૦
દારા—૬૨, ૧૧૯
દારાવાડી—૧૧૯
દિલ્હી—૧૬, ૪૭, ૬૫, ૯૨, ૯૭-૯૯, ૧૧૧-૧૩, ૧૬-૧૯, ૨૨, ૨૪, ૨૫૨
દીવબંદર—૧૧૩, ૧૫
દુરાની—૧૯૩
દુલારા—૭૫
દેદા—૯૬, ૧૦૮

દેવકરણ—૧૨૫-૨૮, ૩૦, ૩૧, ૪૪, ૪૬, ૧૫૮
દેવચંદ—૧૬૨-૬૪
દેવજી—૧૫૪, ૫૭, ૫૮
દેવલ બંદર—૬૯
દેશળજી પહેલા—૧૦, ૮૩, ૮૪, ૧૧૭, ૨૩-૩૦ ૩૩, ૩૭, ૪૦
દેશળજી બીજા—૧૯૩, ૯૭, ૯૮, ૨૦૫, ૮, ૧૪, ૧૮-૨૫, ૨૭-૩૦, ૩૫, ૩૮, ૩૯, ૪૮
દ્વારકા—૧૦૦, ૧૭

ધમડકા—૧૪૫
ધરણુ—૭૪, ૭૫
ધરમપુર—૧૧૭
ધીણોધર—૯, ૯૨, ૯૩, ૧૬૬
ધુફ્ડ—૭૩
ધોરમનાથ—૯૨-૯૫
ધોળકા—૯૨
ધ્રાંગધ્રા—૧૦૫

નખત્રાણા—૨૪૧
નગરઠઠ્ઠા—૯૮,૯૯, ૧૧૦-૧૨, ૧૫, ૧૯, ૩૪, ૩૫, ૪૨, ૪૮
નનામો—૯
નરા—૧૫૦
નવલખી—૪-૨૫૧
નવાનગર—૪, ૧૧૨, ૧૪, ૧૬, ૪૮, ૫૩, ૭૩, ૮૦, ૮૨, ૮૪, ૮૭, ૮૯
નળીઆ—૧૫૫
નહામણુ—૬૪
નાદિરશાહ—૪૨
નેધર લેન્ડઝ—૧૩૫, ૩૭
નેપોલિયન—૧૮૦
નોતિયાર—૧૭૧
નોર્વે—૧૭, ૫૪
નોંઘણજી—૧૨૧, ૨૨, ૯૮

પચ્છમ—૮
પતિયાલા—૨૫૬
પદ્દરગઢ—૭૯, ૮૨, ૮૩, ૮૭, ૯૧, ૯૪
પરશિયન ગલ્ફ—૨૩૧
પરશિયા—૬૮
પંજાબ—૪૭, ૫૦, ૬૨
પાકિસ્તાન—૩, ૨૧, ૨૨, ૫૧, ૬૦
પાટગઢ—૭૧-૭૪, ૭૬
પાટણુ—૭૦
પારસી—૮૬, ૮૭
પુનડી—૯૬
પુરનાર—૮૦
પુંઅરો—૭૭, ૮૨, ૮૩, ૮૫-૮૮, ૧૩૭
પુંજોજી—૨૦૭
પુંજો શેઠ—૧૪૦, ૪૧, ૪૩-૪૮, ૫૨, ૫૩, ૫૫, ૫૬, ૫૭
પૃથ્વીરાજજી—૧૬૯, ૯૮, ૨૦૬
પેશ્વા—૧૩૫, ૪૨, ૪૪, ૨૪૮
પોર્ટુગલ—૧૧૫
પોર્ટુગીઝ—૧૧૩, ૧૫, ૧૬, ૧૮
પોલાંડ—૨૫૭
પ્રતિહાર—૯૮
પ્રાગજી—૧૯૮
પ્રાગજી મોકાજી—૧૯૮
પ્રાગમલજી પહેલા—૧૨૧-૨૪
પ્રાગમલજી બીજા—૨૨૯-૪૨, ૪૯

ફતેહઅલી—૧૬૫, ૬૬
ફતેહમહમ્મદ—૧૭૧-૮૭, ૮૯, ૯૩, ૨૦૦, ૧૧
ફાઇન—૬૫
ફિરોજશાહ તઘલખ—૯૮, ૯૯, ૧૧૧
ફુલ—૭૫ થી ૭૭
ફેલન કેપ્ટન—૧૮૪
ફ્રાંસ—૧૮૦, ૨૪૪, ૫૭
ફ્રેંચ—૧૩૮
ફ્લેમિંગો—૮
ફ્લોડન ફીલ્ડ—૧૪૯

બટલર કમિટી—૫૬
બદક્શાન—૧૧૯
બનારસ—૮૦
બબો—૯૪, ૨૭૯, ૧૭

બલિયારી—૧૬૮
બહાદુરશાહ—૧૧૨, ૧૩, ૧૫
બર્નેસ—૨૧૭
બભરા—૮૩
બાડા—૧૬૦
બાથ—૨૫૭
બાબર—૯૯
બાયઝેનશિયમ—૮૨, ૮૫ ૮૬
બાયઠ—૧૬૦
બારભાઇ—૧૬૯, ૭૦, ૭૨, ૨૦૫
બારા—૯૬, ૯૮, ૧૦૧, ૩, ૪
બારાપા—૭૭
બાલમોરલ—૨૪૩
બાળભા—૧૨૯, ૫૭, ૭૩, ૭૪
બાભણસર—૭૫
બિકાનેર—૨૪૪, ૫૬
બિટ્ટા—૧૫૯, ૭૩
બીજ—૭૮, ૮૦
બીજર—૧૫૯, ૭૩
બેક્ટ્રિયા—૬૨, ૬૩
બેડી—૪
બેના—૮
બોમ્બે ગેઝેટિયર—૮૨
બોનનઘાટ—૬૯, ૧૨૦
બોલોવીઆ—૧૭
બૌદ્ધ—૬૫
બ્રિટિશ—૬, ૯, ૧૦, ૪૧–૪૪, ૫૦, ૮૮, ૧૧૪, ૬૨, ૬૪, ૭૭, ૭૯–૮૨, ૮૪, ૮૭, ૮૮–૯૮, ૨૦૨–૩, ૬–૯, ૧૧–૧૬, ૧૮–૨૭, ૩૦–૩૪, ૩૮–૪૨, ૪૬–૫૩, ૫૫–૫૮, ૬૦

ભચાઉ—૧૭૩, ૭૫, ૭૬, ૮૮, ૯૨, ૨૦૮, ૪૧, ૫૩
ભટારક—૬૬
ભટ્ટી હમીર—૧૭૦
ભદ્રેસર—૪૭
ભાણજી બાવા—૧૬૯, ૭૨, ૭૫,–૭૮
ભાઇ પ્રતાપ—૫૨
ભાણજી—૧૯૮
ભારત—૩, ૬, ૧૦–૧૩, ૧૬, ૧૭, ૧૯, ૨૧, ૨૪, ૫૦, ૫૫, ૬૧, ૭૮, ૨૫૯, ૬૦, ૬૨
ભારત સરકાર—૨૨
ભારમલજી પહેલા—૧૧૬–૧૮, ૨૦, ૬૭
ભારમલજી બીજા—૧૮૬, ૮૮–૯૦, ૯૨,–૯૫ ૯૭, ૯૮, ૨૦૧, ૪, ૬, ૮, ૧૦, ૧૪, ૧૫, ૨૫, ૪૧, ૬૧
ભાવનગર—૧૬, ૫૧,
ભિયા કક્કલ—૧૦૫
ભીમ—૮૯
ભીમજી—૧૫૦
ભીમાસર—૯૦
ભુજ—૩, ૧૦, ૧૩, ૧૬, ૪૪, ૫૪, ૬૩, ૬૪, ૭૦, ૭૩, ૭૮, ૮૩, ૮૭, ૯૬, ૧૦૧, ૧૦, ૧૪, ૧૯, ૨૪–૨૮, ૩૪, ૩૬, ૪૦, ૪૧, ૪૭, ૪૮, ૫૨–૫૮, ૬૪–૬૮, ૭૦, ૭૨, ૭૩, ૭૫, ૭૮, ૮૪, ૮૭, ૮૮, ૯૦–૯૨, ૯૬, ૨૦૬, ૭, ૧૦, ૧૫, ૧૮, ૩૬, ૩૮, ૪૧
ભુજિયો—૧૦, ૧૬, ૧૧૦, ૨૫–૨૮, ૫૬, ૧૯૬, ૨૧૫, ૧૬
ભુરિયો બાવો—૧૮૪
ભૂપેન્દ્રસિંગ—૨૫૬
ભોજરાજજી—૧૧૮

મકરાણ—૬૭, ૬૯
મક્કા શરીફ—૧૧૫, ૧૭, ૧૮
મગધ—૬૫
મણિભાઇ—૨૪૩
મદનજી—૧૪૩
મદનસિંહજી—૧૨, ૧૬, ૧૭, ૧૮, ૨૦–૨૨, ૪૫, ૪૭, ૫૨, ૫૩, ૫૫, ૧૨૧, ૨૬૦, ૬૧
મદ્રાસ—૨૩૧, ૩૯
મનાઇ—૭૨–૭૫, ૮૮, ૯૧, ૧૦૧
મરીચ—૧૬૩–૬૫
મલબાર—૪, ૪૩, ૪૭, ૧૧૫
મલીક તાગી—૯૮
મસુદ—૧૬૫, ૬૭, ૬૮
મસ્કત—૪૩, ૨૩૯
મહમદ કાસમ—૬૯

વગાણિયા—૨૪૯-૫૧
વંથલી—૭૮
વાઇકિંગ—૮૬
વાગડ—૪૧, ૭૦, ૭૧, ૭૪, ૭૫, ૭૮, ૮૧, ૮૯, ૯૧, ૯૨, ૯૬, ૧૦૩, ૫, ૮, ૯, ૨૨, ૨૯, ૪૬, ૫૫, ૫૭, ૭૩, ૭૯, ૮૩, ૮૭, ૮૯, ૯૧, ૨૦૮, ૯, ૧૧, ૧૭,
વાઘમ—૭૧-૭૩
વાઘેર—૧૩૫
વાઘેલા—૭૦, ૭૧, ૭૩, ૭૫, ૯૧, ૯૨ ૧૨૬, ૨૯
વાઘો પારેખ—૧૬૪, ૬૫, ૬૭
વાહલીકા (સિંધ)—૬૫
વારકોડી ગામા—૧૧૪, ૨૩૯
વિક્ટોરિયા—૧૧૪, ૨૩૧, ૨૪૦, ૪૩, ૪૫
વિક્રમાદિત્ય—૬૩
વિજયરાજજી મહારાઓશ્રી—૨૧, ૨૨, ૪૫, ૫૨, ૫૩, ૨૫૮-૬૦
વિજયરાજજી (રાહા)—૧૯૮, ૨૦૬, ૧૦, ૧૮
વિજયવિલાસ—૪૫
વિજયસાગર—૫૨
વિલિયમ ગ્રાન્ટ—૧૯૬
વિષ્ણુ મંદિર—૪૪
વિંઝાણ—૧૦૪, ૪૯, ૫૧
વીડી—૫૩
વીરજી—૬
વીરાવાવ—૧૦૪, ૧૦, ૪૫, ૪૬, ૨૦૭
વીસોજી—૧૫૦
વેનિસ—૧૩૬
વેરસલજી—૧૬૯
વેસ્ટર્ન ઇન્ડિયા—૧૧૧, ૧૧૭
વોસ઼ ઓફ રોઝીસ—૧૭૦
વ્રજ બાપા પાઠશાળા—૨૩૬
વ્હાઇટ હંસ—૮૪

શાહજહાં—૧૧૯
શાહમુરાદ—૧૨૦
શિણાય—૫૩
શિથિયન્સ—૬૨
શિવરાજ—૧૮૨, ૮૪, ૮૭-૮૯, ૯૧
શિવાજી—૧૨૦
શેરબુલંદખાન—૧૨૬-૨૮, ૩૦
શેરશાહ—૧૧૧, ૧૩
શ્રીરંગપટ્ટણ—૧૭૯

સણવા—૧૭૩
સતકરમી—૬૩
સતવાહન—૬૩, ૬૪
સતોજી—૧૪
સમા—૭૧, ૭૩, ૭૫, ૮૧, ૮૮, ૯૦-૯૨, ૯૮
સરદારગંજ—૫૩
સરફરાજ—૧૫૭
સંગાર—૮૩, ૧૦૧
સાડ—૭૫
સાત સેરડા—૧૦૯
સાપર—૧૦૩, ૫, ૮, ૯
સામંતસિંહ—૯૬
સાહીરાસ—૬૭
સાહેબજી—૧૦૪
સાંતલપુર—૧૮૩, ૮૭
સાંધ—૭૩, ૭૪
સાંધાણ—૧૫૩
સાંયરી—૮૩, ૮૬
સિકંદર—૫૯, ૬૨
સિયાજી—૮૧
સિલોન—૬૮
સિહરા—૧૮૩
સિંધ—૮, ૪૩, ૫૨, ૫૯, ૬૧, ૬૪-૭૧, ૭૩, ૭૫, ૮૧, ૮૭-૯૧, ૯૬, ૯૮, ૯૯, ૧૧૦-૧૩, ૧૫, ૧૯, ૨૯, ૩૫, ૪૨, ૪૫-૫૦, ૫૫-૫૮, ૬૦, ૬૫, ૬૬, ૭૧, ૭૩, ૭૪, ૭૮, ૭૯, ૯૨-૯૪, ૨૦૭-૧૦, ૧૬, ૧૭, ૩૦
સીમલા—૨૪૩
સીરીઅન્સ—૭૧
સીંદરી—૬૦
સુદર્શન—૬૪, ૬૬
સુંદરજી શેઠ—૧૮૨, ૮૩, ૮૮, ૯૪, ૨૫૮

સુંદરવર—૪૪
સુમરા—૬૦, ૯૮
સુમરોજી—૧૭૩
સુરત—૧૧૬, ૨૩૮
સેલ્યુકસ—૬૨
સેટન કેપ્ટન—૧૮૦
સેંટીયાગો—૧૭
સૈયદ બગંસ—૨૩૯
સોમનાથ—૮૯
સોમાલી લેન્ડ—૨૩૧
સોલંકી—૭૦, ૭૧, ૭૬, ૭૭, ૮૦, ૮૮, ૯૧, ૯૨
સ્કંદ ગુપ્ત—૬૬
સ્કાઇ—૯૬
સ્કાયલેક્સ—૬૨
સ્કોટ—૧૪૯
સ્કોટલેન્ડ—૯૬, ૧૨૯, ૨૪૩, ૪૪
સ્કોટિશ હાઇલેન્ડઝ—૮

હબાય—૯૬, ૧૦૧, ૨૧૦
હમીરજી જામ—૯૪, ૧૦૦, ૧, ૩, ૪
હમીરજી ( બારોટ )—૮૩, ૮૪
હમીરસર—૧૭૫, ૨૩૬
હંગરી—૧૪૯, ૨૫૭
હંસ—૬૪, ૬૬
હંસરાજ—૧૭૩, ૭૫-૭૭, ૭૯, ૮૧
હાજાજી—૧૭૩
હાલાજી—૧૨૨, ૨૩
હાલાર—૧૦૧, ૨૯
હાલાજી (બારા)—૧૦૧
હિપ્ટાપસ—૬૨
હિંદ-હિંદુસ્તાન—૩, ૮, ૯, ૧૨, ૧૭, ૨૨, ૨૪, ૪૧, ૪૫, ૫૦, ૫૧, ૬૦-૬૪, ૬૮, ૮૬,-૯૦, ૯૩, ૧૦૦, ૧૧૪, ૧૫, ૩૫,-૩૭, ૩૯, ૪૮, ૬૦, ૯૧, ૯૬, ૨૦૨, ૧૯, ૪૭, ૫૨-૫૭,. ૫૯, ૬૦
હિંદી સરકાર—૧૮, ૨૧, ૨૩૩, ૫૨. ૨૬૨
હિંદી સંઘ—૨૨, ૨૪, ૪૬, ૨૬૦
હિંદુકુશ—૬૨
હિમતસિંહજી—૧૪, ૧૫
હુમાયુ—૧૨, ૧૩
હુસેન—૧૧૧
હુસેન મિયાં—૧૮૫-૮૮, ૯૦
હૂણ—૬૮
હેન્રી છઠ્ઠો—૧૯૦
હેન્રી આઠમો—૨૩૮
હેન્રથલ ક્રીક-૨૫૦
હૈદરાબાદ—૧૪૭, ૨૦૭
હોથી—૯૬, ૧૦૯
હોલાંડ—૪૪, ૧૩૭
હૉલ—૨૪૩
હુએનસંગ—૬૭,

